સભામદ્દો પણ સિદ્ધ થયા પછી જાણે છે (પેહેલાથી જાણી શ-
નથી), તે રાજા સર્વ રાજાઓમા શ્રેષ્ઠ છે જે રાજાના રાજકીય
...છાના રહેછે તેને સિદ્ધિ થવામા કાઈ શંકા નથી. (અપૂર્ણ)

# शरीरना सुख साथे धन मेळववाविषे.

(સાધણ ગઈ સાલને પાને ૨૮૫ થી)

તેમજ જેની સ્થિતિ ઘણીજ ગરીબ હોય છે, જેને પેહેરવાને વસ્ત્ર
ભાગ્યેજ હોય છે, જેના દઢ દાંતોને અને અન્નને ઘણાક કા-
...રભાવ ચાલ્યો જતો હોય છે, જેના મંદ ભાગ્યને લીને
...મ લોકો જેને નિંદાસ્પદ માનતા હોય છે, જેના દુઃખો જોઈ
...ય પુરૂષોને પણ દયા આવ્યાવિના રહેતી નથી, જે દુર્ભાગ્યને
...તી દરિદ્રતાનું તો સાક્ષાત્ પુતળું હોય છે, અને ટુંકામા એટલુજ કે
...દૈવયોગથી જળવાયેલું જીવિત પણ દુર્દશાથી દુઃખરૂપ ગણાતુ
...છે, તેના તેજ પુરૂષોને આ લક્ષ્મી દેવી વિદ્વાનોએ માનવા યોગ્ય,
...યોએ વર્ણન કરવા યોગ્ય, મોટા લોકોએ સેવવા યોગ્ય અને જેની
...ાને મોટા મોટા રાજકીય પુરૂષો પણ ઉલ્લંઘન કરી શકતા નથી એવા
...દે છે. આ કાઈ લક્ષ્મીની થોડી ચંચળતા અથવા થોડી ક્ષણિકતા
...ય નહિ. એવિષે આપણા આર્ય શાસ્ત્રકારો કહી ગયા છે કે
...ઃસંકल्पकल्पाः' (દ્રવ્ય અથવા દ્રવ્યઆદિ તમામ પદાર્થો સંકલ્પ
...(ક્ષણિક) છે,) જેમ મનુષ્યના મનમા ઉત્પન્ન થયેલા સંકલ્પો ક્ષણ
...ે છે, અને પછી તે પાછા વિકલ્પના જોરથી હતા ન હતા
...ય છે, તેમજ દ્રવ્યઆદિ પદાર્થો પણ સ્થાયિપણાથી ક્યાય
...તા નથી, પણ તે પોતાની ચંચળતા થોડા સમયમા બતાવી
... તે નિત્ય સુખની ગણનામા ગણાતું નથી, પણ તે
...ણ અને ક્ષણિક સુખ છે. વળી તેવિષે એક સંસ્કૃત વિદ્વાન્
... કે:—

'दानंभोगोनाशस्तिस्रोगतयोभवतिवित्तस्य ।
योनददातिनभुंक्ते ...गतिर्भवति' ॥

(મનુષ્યે મેળવેલાં ધનની ત્રણ ગતિ થાય છે. એક તો દાને કરી સત્પાત્ર પુરૂષને તેનો લાભ અથવા કાંઈ ભાગ આપી દેવો તે, બીજી ભોગ એટલે તે ધનને પોતાના ઉપયોગમાં લઈ ભોગવવું તે, અને ત્રીજી કાળે કરીને નાશ થવો એ. એ પ્રમાણે ધનની ત્રણ ગતિ છે, તેમાંથી જે કોઈ સત્પાત્રને દેતો પણ નથી અને પોતે પણ ભોગવતો નથી, તેની છેવટ નાશરૂપ ગતિ થાય છે.)

આ અમુલ્ય શ્લોકરત્નથી એટલો સાર લેવાનો છે, કે દ્રવ્ય એ ક્ષણિક ચિજ છે, એટલે તેનો પરિણામે નાશતો થવાનોજ છે, માટે જો બની શકે તો દાનઆદિ શુભકર્મો કરી તેની સફળતા કરવી. અથવા કદાચિત્ કોઈ કારણથી હૃદયચક્ષુ અજ્ઞાનરૂપ અંધકારથી આંધળું બની ગયું હોય તો તે ધનનો ઉપભોગ કરવો અથવા તે ધનનો દાનમાં અને ભોગવવામાં ઉપયોગ કરવો અને તેથી તેનું કૃતાર્થપણું માનવું; પણ જો તેમ ન થાય તો પછી ધીમે ધીમે તે દ્રવ્યની છેલ્લી ગતિ (નાશ) થાય છે, એમ જાણી, તે ધનવડે સત્કર્મો કરવાં એજ તેનાં મુખ્ય ફળરૂપ છે. કિં લક્ષ્મીની ચંચળતા વિષેનો વિષય અમે કાદંબરીસંબંધી ઉપદેશ ભાગમાં આગળ લખી ગયા છિયે તેથી તેવિષે વધારે પ્રપંચ અહીં ડોળતાં અમારી કલમ બંધ કરીએ છિયે. આ સઘળાં લખાણનું તાત્પર્ય ધનનો ધિઃકાર કરી દારિદ્ર ભોગવી દુઃખી થવું એવું નથી શરીરઆદિનાં સુખોને જાળવતાં બનતો પ્રયત્ન કરવા ચુકવું એવું છે; પરંતુ તે ક્ષણિક સુખ મેળવવાસારૂ સર્વ કર્તવ્ય કરવામાં મુખ્ય સાધનભૂત અને ધર્મઆદિ પુરૂષાર્થો સંપાદન સહાયતાકારક શારીરિક તથા માનસિક સુખ નિર્વિચારપણાંથી ખેસવું એ અનુચિત છે.

વળી માણસો જે જે શ્રમ કરે છે, તે સર્વ દુઃખની નિવૃત્તિ રૂજ છે, તે દુઃખતો શરીર અને મનવિગેરેની આરોગ્યતાની હા ક્લેશનાં બીજરૂપ દ્રવ્ય પદાર્થ ભેળો કરનાર માણસ પ્રથમથીજ કે બેસે છે, એ વિચાર કેવો ભૂલ ભરેલો કેવાય? દુઃખની નિવૃત્તિ ક અને સુખનું સંપાદન કરવું એજ છે, તેને બદલે સુખની

# સહજ સૂચવન.

ઇશ્વરની કૃપાદષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિથી ઉત્પન્ન થતાં સ્થાવર અને જંગમ માણિયો ક્રમે કરીને તેની અવસ્થામાં વૃદ્ધિ પામતાં જાય છે, તેમ આર્યધર્મપ્રકાશ પણ પોતાની અવસ્થામાં જે પ્રમાણે મળ્યું તે પ્રમાણે પોષણ લઇને વૃદ્ધ પામતું આવ્યું છે. હવેથી તેને ૧૧ મું વર્ષ બેસે છે. પૌગંડ અવસ્થામાંથી બાળકો જેમ કિશોર અવસ્થામાં આવતાં કોઇ જુદી જાતનું પ્રૌઢપણું પકડે છે તેમ આર્યધર્મપ્રકાશે પણ તે પ્રમાણે પોતે પ્રૌઢપણું પકડવું જોઇએ એમ તે સારી પેઠે સમજે છે, એટલે તે વિષે બનતા ઉપાયો યોજશે. ઇશ્વરેચ્છા હોય તો શું નથી થઇ શકતું? પરમકૃપાળુ પરમેશ્વરપાસે અમારી એજ પ્રાર્થના છે કે આ પત્રના વાંચનારાઓને તેમજ તેની સાથે પત્રને સદ્ગુણસહિત દીર્ધાયુષ્ય કરે. (તથાસ્તુ.)

ગયા વર્ષમાં આર્યશાસ્ત્રવિષે કેટલાક વિચાર, વિપત્તીવિષે સંસ્કૃત પત્રનું ભાષાંતર એ બે તે પહેલાના વર્ષના અધુરા હતા તે મોટા વિષયો પૂરા થયા છે. વિદુરનીતિનો વિષય જેમ હમેશાં અધુરો રહે છે તેમ એ વર્ષમાં પણ અધુરો અધ્યાય ૩૭ સુધી રહ્યો છે. ધારિ શકાય છે કે આ વર્ષમાં ઘણું કરીને પૂરો થશે. ચંદ્રપ્રભાચરિત્રનો વિષય ગયા વર્ષમાં આરંભ્યો છે તેનું ઘણું કરીને આ વર્ષમાં છેવટ આવશે. સિક્ષકોના કર્તવ્યવિષેનો વિષય પૂર્ણ થયો છે. સંગબળનો વિષય અપૂર્ણજ રહિ ગયો છે, આમ નાના મોટા ૪૦ વિષયો ગયા વર્ષમાં આવ્યા છે.

આ વર્ષમાં જે વિષયો અધુરા છે તે પૂર્ણ કરવામાં આવશે અને બાકી નવા વિષયો દાખલ થશે, જે વિષે આગળથી અનુમાન બાંધવું વ્યર્થ છે; કેમકે ધારેલી ધારણા ઇશ્વર કૃપાથી જ્યારે પાર ઉતરે ત્યારે ઉતરી કહેવાય.

કેટલાક સદ્ગૃહસ્થોએ જે જે સૂચનાઓ કરી છે તે તે સૂચનાઓ ઉપર બનતાં સુધી વેદધર્મસભાની કાર્યભારમંડળી લક્ષ આપવા ચૂકશે નહિ.

૧૯૩૭ માં ચિત્રથી બોધ થાય તેવી પેહેલી ચોપડી તથા પ્રબોધ ચંદ્રોદય નાટક સભાએ છપાવી પ્રકટ કર્યાં છે, તેમ ગયા વર્ષના અશાઢ માસથી ભાગવતભાષાંતર નામનું માસિકપત્ર મજબુત પાયા ઉપર કાઢવા માંડ્યું છે. હવે પછી પણ સભા પોતાની સત્તાપ્રમાણે તેવાં તેવાં કામમાં આગળ પગલું ભર્યે જવા ઉત્કંઠાવાળી છે. આર્યધર્મપ્રકાશ માસિકપત્ર નીકળે છે, તે શિવાયનાં બીજાં પુસ્તકો નીકળે તે આનુસંગિક પ્રયત્ન છે. અને તેનો હેતુ આર્યજનોને સદ્બોધનો લાભ આપવો એજ છે.

ગયા વર્ષમાં મોરબીવાળા શીઘ્ર કવિ શંકરલાલ ચોપાનિયાંને સારો આશ્રય આપ્યો છે. હવે પણ તેવિજ રીતે આપતા રેહેશે. કોઈ પણ જાતની માણસમાં શક્તિ હોય તેનો ઉપયોગ સારે માર્ગે થાય તોજ તે શક્તિ મળ્યાનું સફળપણું છે. નહિ તો નિષ્ફળ છે.

'विद्याविवादायधनंमदाय शक्तिःपरेशांपरिपीडनाय ।
खलस्यसाधोर्विपरीतमेतत् ज्ञानायदानायचरक्षणाय' ॥

ખળ પુરૂષની વિદ્યા લડાલડી કરવામાં કામ લાગે છે, તેનું ધન મદી જવામાં કામમાં લાગે છે, તેની શક્તિ બીજાં પ્રાણિયોને પીડા કરવાના કામમાં આવે છે, પણ જે સત્પુરૂષ છે તેનાં વિદ્યા, ધન અને શક્તિ તો સારાં કામમાંજ આવે છે.

વિદ્યા મળી પણ તેથી વિનયવિવેક ન આવે, યોગ્યપણું ન આવે, ધન ન મેળવી શકાય, ધર્મને માર્ગે ન ચલાય, સુખ સંપાદન ન થાય, પોતાનું કલ્યાણ ન વિચારાય, પોતે સદુપદેશ ન લેવાય, બીજાને સદુપદેશ ન દેવાય, બીજાને તેનો મર્મ ન સમજાવાય, તો એ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને નહિ સાધી આપનારી વિદ્યા શા કામની? ધન મળ્યું તેથી પોતાનું પોષણ ન થાય, કુટુંબનું પોષણ ન થાય, દીન જનોને આશ્રય ન અપાય, પાત્રને શક્તિપ્રમાણે દાન ન દેવાય, દેશોન્નતીના કામમાં આશ્રય ન અપાય, દુઃખી જનોનું દુઃખ ન કપાય, કલ્યાણનાં સાધનો ન સંપાદન કરાય અને સદાય નીચે માર્ગે ચાલ્યું જાય, તો તે ધન શા કામનું? શક્તિ મળી પણ તેથી પોતાનાં કુટુંબનું

અકાળવૃષ્ટિ થવાથી દુર્દિન દેખી તે જાણે પોતાનું પ્રયાણ બંધ કરતી હોય એમ લાગે છે. માટે આ મારા સર્વ સ્નેહિ સહાધ્યાયિ ભાઈયોની પ્રેરણાથી હું આપની પ્રાર્થના કરૂં છું કે, આ સમયે આપ હવે આ ભાષણ બંધ કરો. જો કે આપનાં ભાષણરૂપ અમૃતથી તૃપ્તિ થતી નથી, પણ આપને તે ભાષણ કરતાં આપના પ્રિયમિત્ર શત્રુશલ્યનું સ્મરણ આવી જવાથી જે જે દુઃસહ દુઃખ સહન કરવું પડે છે તે અમારાથી સહન નથી થાતું. માટે જો અમારાં ભાગ્ય તેવાં હશે, જો આપની અમારી ઉપર પૂર્ણ કૃપા હશે, અને જો અમે તે આપનાં અનુપમ ભાષણરૂપ અમૃતનો સ્વાદ લેવાના અધિકારી હશું, તો પરમ દયાળુ પરમેશ્વર કૃપા કરી તેવો પણ આનંદકારક અવસર બક્ષીશ કરશે કે જે અવસરમાં પવિત્ર રાજકુમાર શત્રુશલ્યની સાથેજ બેશી આપનાં મુખકમલથી પડતી અમૃતધારાનું પાન કરી તૃપ્ત થશું. માટે આ સમયે આપ તે ભાષણ પૂર્ણ કરવાનું પ્રયત્ન બંધ કરો એવી અમારી સર્વની આપપાસે પ્રણામપૂર્વક પ્રાર્થના છે.

વિદ્યાનિધિનું આ પ્રમાણે બોલવું સાંભળી શ્રુતશીલે કહ્યું કે 'પુત્ર વિદ્યાનિધિ! તારૂં અને તારા સહાધ્યાયિ ભાઈયોનું બોલવું ખરોબર છે. આ સમયે હું તે ભાષણ બંધ કરૂં છું. વળી કોય સમયે વાત. તમે સર્વ આ પાસેના નજરબાગમાં ફરીને મનને આનંદ મગ્ન કરો ત્યાં હું પણ મહાભાગ શત્રુશલ્યની મુખમુદ્રા જોઈ મારાં ખેદ પામેલાં મનની આસ્વાસના કરૂં,' એમ કહી તે સરસ્વતીભવનમાંથી નીકળી શત્રુશલ્યની પ્રતિમાપાસે ગયો અને બાળકો સર્વ તે નજરબાગમાં વિનોદ કરવા લાગા.

શત્રુશલ્યની પ્રતિમાપાસે જતાંજ શ્રુતશીલને તે પ્રતિમા છે એવું ભાન મટી ગયું અને સાક્ષાત્ શત્રુશલ્યજ ઉભો છે એમ જાણી પ્રથમ જેમ પોતે શત્રુશલ્યપાસે ભાષણ કરતો તેમ ભાષણ કરવા લાગો.

પ્રિયમિત્ર! આપને યાદ છે? આપ મને પોતાના સહોદરતુલ્ય ગણી નિરંતર કહેતા કે 'એકપત્નીવ્રત એજ ચડતી આબાદીનું અને પરમ કલ્યાણનું સાધન છે, એકપત્નીવ્રત એજ દૂર દેશાટનના

પ્રયાસવગરનું તીર્થ છે, એકપત્નીવ્રત એજ વાયુ વરસાદ તાઢ તડકે વિગેરેનું દુઃખ સહન ન કરવું પડે તેવું, પંચાગ્નિ તાપવાનો શ્રમ ન લેવો પડે તેવું અને સૂકેલાં ખરી પડેલાં પાનથી પારણું ન કરવું પડે તેવું તપ છે, એકપત્નીવ્રત એજ ગુરૂકુળમાં નિવાસ કરવાનો ક્લેશ ન ખમવો પડે અને ગોખવાનો શ્રમ ન કરવો પડે એવું ભણવું છે, એક પત્નીવ્રત એજ વળી-પળીથી વિરૂપ ન થવાય તેવું બેરાપણું કે આંધળાપણું આવ્યાવગરનું અને શરીર શિથિલ થયાવગરનું વૃદ્ધપણું છે, એકપત્નીવ્રત એજ ચાંદ્રાયણને[1] હસી કાઢનારૂં, પ્રાજાપત્યને[2] તરછોડી નાખનારૂં, પરાકને[3] તુચ્છ કરી નાખનારૂં, સાંતપનને[4] દબાવી દેનારૂં અને કચ્છ્[5] અને અતિકચ્છ્ને[6] ઉલ્લંઘન કરનારૂં મોટું વ્રત છે. સર્વવ્રતના ચક્રવર્તિરૂપ આ એકપત્નીવ્રત જ્યાં સુધી પોતાનો આશ્રય કરનારાનો સર્વ મનોરથ પૂર્ણ કરવા માટે જગત્‌માં જાગ્રત છે ત્યાં સુધી ચિંતામણિયો નિશ્ચિંત છે, કામદુધાઓ માત્ર સ્વર્ગના રેહેવાસીયોનીજ કામના પૂરનારીયો છે, અને કલ્પવૃક્ષોને પણ વિશ્રામ છે. (અપૂર્ણ.)

---

## સ્ત્રીધર્મસંબંધી વિચાર.

પોતપોતાના ધર્મપ્રમાણે ચાલવું એ સહુને પ્રાપ્ત છે, પછી જેને જેટલું જ્ઞાન હોય છે તે પ્રમાણે તે ચાલે છે. આવા કારણોથી કાંઈ પણ બોલવાને જો કે અવકાશ નથી રેહતો તો પણ કાંઈ સ્મરણ આપવા માટે અને કાંઈ અજ્ઞ હોય તેમને બોધ આપવાને માટે તેમ કરવા અવકાશ લેવો પડે છે.

ખરો સ્ત્રીધર્મ પસાર થવાની જગત્‌માં કેટલી જરૂર છે, એ ધર્મમાં બીજા ધર્મનાં મૂળ કેવાં લાગી રહ્યાં છે, એ ધર્મ દેશના ઉદયમાં કેટલો વધારો કરે તેમ છે, કેવી તેની પ્રૌઢતા છે, તેનાથી કેવા પ્રકારનું સુખ દુનિયામાં રહે છે અને તે કેવી રીતે હમણાં ચાલે છે એ વિષે સહુ કોઈ વિચારે તો વિવેકથી સઘળું સમજવામાં આવે તેમ છે.

---

૧-૨-૩-૪-૫-૬ તે જુદાં વ્રતો છે, જેનો વિધિ ધર્મશાસ્ત્રમાં છે.

આપણામાં અનેક પ્રકારના ધર્મ છે. કોઈ શૈવધર્મ પાળે છે તો કોઈ વૈષ્ણવધર્મ પાળે છે, કોઈ રામાનુજધર્મ પાળે છે તો કોઈ સ્વામીનારાયણનો ધર્મ પાળે છે. આમ સહુ પોતપોતામાં ઉત્તમ ભક્તિથી મગ્ન રહે છે. એકલા પુરૂષો નહિ પણ સ્ત્રીવર્ગ પણ તેતે ધર્મ પાળવામાં ઓછાં ઉતરતાં નથી. ચાલતી આવેલી અનાદિ રૂઢીથી, ઈશ્વરના ડરથી, કાંઈ સ્વાર્થથી અને કાંઈ મર્યાદાથી પોતાના પતિપ્રત્યે સ્ત્રિયોનું અંતઃકરણ પૂજ્યભાવથી ખેંચાતું જોવામાં આવે છે, પરંતુ ખરેખરૂં મૂળ એમના જાણવામાં આવતું નથી. કેટલીક જગત્નાં તિલકરૂપ પવિત્ર સ્ત્રિયો આજ પણ પોતાનો ધર્મ અને કર્મને સમજી આ પૃથ્વીને શોભાવી કલ્યાણ સંપાદન કરી પરલોકને પણ શોભાવેછે, તો પણ તેવો ઉત્તમ ભાગ ઘણો ઓછો હોય એમ પ્રત્યક્ષ જણાઈ રહે છે. જે મધ્યમભાગ છે તે ભાગ ઘણો પસરેલો જોઈએ છિયે. જે જે સ્ત્રિયો પોતપોતાના કુળમાં ચાલતા ધર્મપ્રમાણે આસ્તા રાખી વર્ત્તે છે તે ઘણીજ વખાણવા યોગ્ય છે; પરંતુ સ્ત્રિયોના ધર્મમાં અને કર્તવ્યકર્મમાં જોઈએ તે પ્રમાણે યોગ્યતા દેખાતી નથી. આટલું લખતાં વચ્ચે એક વાત યાદ આવવાથી નીચે લખિયે છિયે.

એક શૈવધર્મ પાળનારાને ત્યાં કોઈ વૈષ્ણવધર્મ પાળનારાએ પોતાની છોકરીનો સંબંધ કર્યો. વિવાહ થયા પછી છોકરી સાસરે ગઈ. સાસરાંવાળા શૈવી અને પોતે વૈષ્ણવની છોકરી તેથી સાસરિયાં સાથે કેટલીક વાતે મોટી મોટી અડચણો આવવા માંડી. આ વાતની છોકરીનાં માતાપિતાને ખબર પડવાથી એક બીજા વેવાઈમાં એક બીજાના ધર્મને માટે બોલાચાલી પણ થઈ અને ધર્મમાંથી ધાડ ઉઠવા જેવું દેખાવા માંડ્યું. એક બીજાને ધર્મના પ્રથક્પણાંથી જો કે બરોબર મન બેસતું ન હોતું તો પણ છોકરી અને તેનો ધણી કાંઈ સમજુ તેથી તેમણે બે જણાએ પોતાની મેળે એવું ઠરાવ્યું કે કોઈ ખરા વિદ્વાનને આ વિષે પુછીને પછી જેમ કહે તેમ કરવું. કોઈ સારો વિદ્વાન્ મળ્યો તેમણે તે બેયના પ્રશ્નપ્રમાણે વ્યવહારદૃષ્ટિથી અને શાસ્ત્રાનુસાર "સ્ત્રિયે જે પોતાનો પતિ ધર્મ પાળતો હોય તેજ પાળવે

જોઈએ. માતાપિતા જે ધર્મ પાળતાં હોય તે ધર્મ પરણ્યાપેલાં સ્ત્રિયે પાળવો અને પરણ્યા પછી જે સ્વામીનો ધર્મ તેજ સ્રીનો ધર્મ છે," એમ કહ્યું. આ વાત ધણીને તો અનુકૂલ પડી પણ સ્રીને ધણી વિરૂદ્ધ લાગી; તો પણ કેહેનારાના પ્રમાણિક વચનથી, ધણીના આગ્રહથી અને કાંઈ પોતાની સમજણથી વૈષ્ણવપણું મેલી શૈવપણું અંગીકાર કર્યું.

હવે વિચારો કે સ્ત્રીને પ્રસિદ્ધપણે શૈવ કે વૈષ્ણવ થવામાં સ્ત્રીપણાંના ધર્મની શું યોગ્યતા દેખાણી? સ્ત્રિયોના જે ધર્મ હોવા જોઈએ તેને અનુસરીને પછી બીજા ધર્મમાં પ્રવૃત્તિ થાય તો તે સફળ છે. તે શિવાય ગમે તેવાં કર્મ કરે તો પણ તે વૃથા છે.

नास्तिस्त्रीणांपथग्यज्ञो नव्रतंनाप्युपोषितं ।
पतिंशुश्रुषतेयेन तेनस्वर्गेमहीयते ॥

સ્ત્રિયોને બીજો યજ્ઞ, વ્રત કે ઉપવાસ છે નહિ. પતિની સેવા કરેછે તે સેવાથીજ સ્વર્ગમાં જાય છે. (મનુસ્મૃતિ.)

આ વાક્ય ઉપરથી એમ જણાય છે કે પતિની સેવા કરવી એજ સ્ત્રિયોને યજ્ઞના જેટલું, વ્રતના જેટલું અને ઉપવાસના જેટલું ફળ આપે છે. આ વાત જાણ્યા પછી, જે ધર્મ પતિ પાળતા હોય તે ધર્મમાં પ્રીતિવાળાં થઈ પતિને સહાયભૂત થઈ વર્ત્તે તો કેવું લાભકારક છે? પરંતુ આ વાત કોઈ ઘણાં પુણ્યવાળાંથીજ સમજી શકાય છે.

પતિની સેવા મેલીને તેની રજાવગર જે ધર્મનાં કામ કરવાં તે બધાં નિષ્ફળ છે માટે અને પતિ જે ધર્મનાં કામ કરે છે તેમાં સહાય રેહેનારી સ્રી સાથે આવીજ જાય છે તેથી બીજાં કર્મ કરવાની સ્રીને જરૂર નથી. એકમનવચનકર્મથી પોતાના પતિનું હિત કરવું, એમની ઇચ્છા પ્રમાણે વર્તવું, સદાચરણમાં ચાલવું, સદ્ગુણ ગ્રહણ કરવા, સ્વામીના સુખમાં સુખ અને સ્વામીના દુઃખમાં ભાગ લેતાં સહનશીલ થવું, વાણી મન અને શરીર એક રાખવાં, મનને વશ રાખી સ્વામીની સેવામાં જોડવું, ઇન્દ્રિયોને આધીન રાખવી, ઘરના કામકાજની સંભાળ રાખવી, ક્ષમા રાખવી, સંતોષ રાખવો, દયા રાખવી, તન મન નિર્મળ રાખવાં, પ્રૌઢપણું ગ્રહણ કરવું, કોઈનું અ-

તઃકરણ કહવાય એવું બોલવું. નહિ, કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર એ સારે માર્ગે ચાલવાના શત્રુઓથી. ડરતાં રહેવું, પુણ્યને પંથે પોતાની મેળે ચાલ્યું જવું અને પોતાના પતિને સર્વે રીતે તત્પર રહેવું, એજ સ્ત્રિયોને યોગ્ય છે. એક સદાચરણ ગ્રહણ કરવાં અને મનઃ તથા ઈન્દ્રિયોને વશ રાખવાં તથા સદ્ગુણ ગ્રહણ કરવા એમ કહીયે ત્યાંજ સઘળી શુભ રીતિયો અને ધર્માચરણો તેમાં સમાઈ જાય છે. માટે એવા એક વિધિ પ્રમાણે ચલાય તો પણ તે અસંખ્ય સુખ અને પુણ્ય આપનાર થઈ પડે છે. એકેકું એકેકું વિચારીને વિવેચન કરિયે તો ઘણું લંબાણ થાય તેના કરતાં એક શબ્દ એવો બોલવો કે જેમાં બધી રીતે સદાચરણ અને સદ્ધર્મ સમાઈ જતો હોય એમ ધારી અમે એકાદ બેજ સ્ત્રીધર્મદર્શક આ વાક્યો આપ્યાં છે. એક વાકયમાં જો વિચાર કરિયે અને સમાવેશ કરિયે તો જેટલી બાબતનો સમાવેશ કરિયે તેટલીનો સમાવેશ થાય છે, માટે તેમ કરવા માટે પોતાના કલ્યાણને માટે ઈશ્વરે વિવેક અને બુદ્ધિ આપી હોય તેનો ઉપયોગ સ્ત્રીઓએ કરવો જોઈએ. તે વિવેક અને બુદ્ધિનો ઉપયોગ કરે તેને માટે બાલ્યાવસ્થામાં માતા પિતાએ અને યુવાવસ્થામાં તેના સદ્ગુણી સ્વામીયે પૂર્ણ લક્ષ આપવું જોઈએ. બાળપણમાં અને યુવાવસ્થામાં સારો બોધ હોય અને તેમાં જ્યારે પછી પોતાની સમજણ ભળે છે ત્યારે પછી પોતાના ધર્મવિષે ઘણું ગંભીરતા ભરેલું જ્ઞાન ઉત્પન્ન થઈ કોઈ વખાણવા યોગ્યજ વલણ સ્ત્રિયોની થાય છે. ધર્મની અને સદાચરણ વિષેની વાત વિષેની દૃઢતા બાળકપણથીજ થઈ જવી જોઈએ; કેમકે એ વખતે નિર્મળ અને કોમળ મન હોય છે. તેથી જે સદ્વિચાર તેમાં પડે છે તે તુરત જામી જાય છે.

નિર્મળ અને કોમળ મનમાં પડેલા સદ્બોધરૂપ વિચારોને અવસ્થા પ્રાપ્ત થતી જાય તેમ ઉપયોગમાં લેતાં જવા જોઈએ. આપણે કેમ બોલવું, કેમ વર્ત્તવું, કેમ કામ કરવું, કેમ ઘરની સંભાળ રાખવી, કેમ સંબંધીયો સાથે વર્ત્તવું, કેમ વિનય રાખવો, કેમ વિવેક રાખવો, કેમ ઉઠવું, કેમ બેસવું, કેમ ચાલવું, કેમ બોલવું, કેમ બોલાવવું, કેમ પેરવું,

કેમ ઓઢવું, કેમ ખાવું, કેમ પીવું, કેમ હસવું, કેમ જોવું, કેમ સાંભળવું, કેમ સારૂં કેહેવાવું, કેમ પીયરસાથે વર્તવું, કેમ સાસરાં સાથે વર્તવું, કેમ પતિનીસાથે વર્તવું, સારૂં કેમ કેહેવાય, કલ્યાણ કેમ થાય, દુર્જને કેમ નિંદે નહીં, સજ્જનો કેમ વખાણે, પ્રૌઢપણું કેમ કેહેવાય, સદાચાર કેમ કેહેવાય, સુખ કેમ થાય, પોતાનો ધર્મ કેમ સચવાય, પતિ કેમ પ્રસન્ન થાય, ઈશ્વરની આજ્ઞા કેમ પળાય અને છેવટ આ લીધેલો મનુષ્ય જાતિમાં સ્ત્રીનો દેહ સફળ કેમ કેહેવાય, એ સઘળું લીધેલા બોધથી અને પતિના પ્રસાદથી, સ્વાત્વિકી વૃત્તિનો આશ્રય કરીને સ્ત્રિયે પોતેજ વિચાર કરવાનું છે. એમાં વિદ્યા હોય ન હોય તેની જરૂર નથી. એમાં પોતાનું વિચાર્યું બીજાના કેહેવા કરતાં વધારે સમજાય છે. આવા સૂક્ષ્મ વિચારનો બોધ ક્યાંઈ લખવામાં આવતો નથી પરંતુ જે બોધ લખવામાં આવે છે તેમાં તે સૂક્ષ્મ વિચારોનો સમાવેશ થઈ જાય છે. તે પોતાની બુદ્ધિથી સમજાય છે ત્યારે તે ઘણું લાભકારક થાય છે. પણ તે સમજણ આવવાનું પાત્ર સ્ત્રીનું અંતઃકરણ ન થયું હોય ત્યાં સુધી પુરૂષોએ તેમનાં કલ્યાણમાટે સદ્બોધ આપ્યા કરવો જોઈએ.

આ વિષે પ્રાકૃતમાં રહીને સ્ત્રિયો વાંચે તોપણ ભલે અને પુરૂષો વાંચે તોપણ ભલે, જે વાંચે તેને સદ્બોધ આપનારાં વાક્યો છે એમ ધારીને હવે પછી એકાદ બે પ્રામાણિક વાક્યો કે જેના એક શબ્દમાં સઘળો સદાચાર સમાઈ જાય તેવાં લખવા ધારણા છે તે ઉપરથી ઉત્તમ સાર ગૃહણ કરી લેવો એ સત્પુરૂષો અને સતી સ્ત્રિયોને ઉચિત છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની ટીકામાં શંખસ્મૃતિનું પ્રમાણ આપેલું છે તેમાં 'વગર કહે બાહાર ન જવું, ઉત્તરીય વસ્ત્ર ઓઢ્યાવિના બાહાર ન જવું, ધીમી ચાલે ચાલવું, વેપારી સંન્યાસી વૃદ્ધ તથા વૈદ્યની સાથેજ (જરૂર પડે તો) ભાષણ કરવું, શરીરનો મધ્યભાગ દેખાવા દેવો નહિ, પગની ઘુંટી સુધી વસ્ત્ર પેહેરવું, છાતી ઉંચી કાઢીને બતાવવી નહીં, ઉઘાડે મોંઢે હસવું નહિ, નઠારી સ્ત્રિયોપાસે ઉભાં પણ ન રેહેવું,' ઈત્યાદિ સદાચાર દર્શાવેલ છે.

એક 'પગની ઘૂંટી સુધી લુગડું પેહેરવું' એમ વાક્ય લખ્યું તે ઉપર વિચાર કરિયે તો એમાં કેટલી મોઢતા દેખાડી છે? જો લેખિયેતો ઘણોખરો સદાચાર એ વાક્યની અંતરગત આવી જાય છે. એમને એમ સર્વ ઠેકાણે ઉપદેશ કરનારાઓએ ગંભિરતાથી બોધ આપેલો હોય છે, માત્ર તે સમજવા પ્રમાણે ફળ આપે છે. એક પણ વાક્યની મોઢતા સમજાય તો તેમાં સઘળું સમાયેલું જોવામાં આવે. આ ઠેકાણે એક હાસ્યકારક કાણી યાદ આવી છે તે નિરૂપયોગી છતાં વિનોદ માટે લખિયે છિયે.

એક કોઈ ગૃહસ્થને ત્યાં કાંઈ મંગળકાર્ય હશે તેથી કોઈ સારા બ્રાહ્મણોને જમવાનું આમંત્રણ આપ્યું. સમય થયો એટલે ચાર જણ રાંધવા માટે આવ્યા. યજમાને ઉત્તમ ભાવથી સાકરના સારી પેઠે ઘી નાંખીને લાડુ કરાવ્યા. તેની સાથે ભજીયાં, પુરી, બબે ચાર ચાર શાક અને રાયતાં આદિ સઘળું તૈયાર કરાવ્યું. રસોઈ કરનારાઓએ ધારણાથી યજમાનના અને પોતાના ભાવ પ્રમાણે રાંધ્યું. આ રસોઈ કરનારાઓમાં એક જણ રસોઈ કરવામાં ઘણો બહાદૂર હતો પણ જરા અક્કલમંદ અને જડ જેવો હતો. પેહેલા ત્રણેયને આ વાતની ખબર તો ખરી પણ તેનો બીજી બાબતમાં અનુભવ કરેલ. ભોજન સંબંધી વિષયમાં કોઈ દિવસ અનુભવ કરેલ નહિ; તેથી તે અક્કલમંદને રસોઈ સાચવવા બેસારી પેલા ત્રણજણ યજમાનના કેહેવાથી જેઓને જમવાનું કહ્યું હશે તેમને તેડવા ગયા. જતી વખતે અક્કલમંદને 'જાજે ભાઈ રસોઈમાં કાગડા, પડે નહિ,' એમ કહી ગયેલ તેથી તેણે સારી પેઠે સાવચેતીથી એક પણ કાગડાને નજીક આવવા દીધો નહિ. બાંકપર બેઠો બેઠો કાંકરિયો ઉડાડે તેથી કાગડા ચંચળ જાત એટલે પાસે આવે નહિ. ઘડિ બે ઘડી થઈ ત્યાં બાક નીચેથી બે ચાર કુતરાં રસોઈ તરફ લપાતાં લપાતાં જતાં દીઠાં. તેને જતાં જોઈ અટકાવવાં જોઈએ પણ તેને બદલે જવા દીધાં. કુતરાં તો જે મંડ્યા તે જેટલા ભાવ્યા એટલા લાડુ ખાધા. એટલામાં બીજાં પણ આવી પોચ્યાં, તે સઘળાંએ મળી રસોઈનું છાવડછટ કરી મેલ્યું.

(અપૂર્ણ.)

# જાહેર ખબર.

સર્વે સુજ્ઞોને વિનવવામાં આવે છે કે, સંસ્કૃત ગુજરાતી અંગ્રેજી વગરે હરકોઈ પુસ્તક કોઈને જોઈતું હશે તો અમારી મારફતે મંગાવ્યેથી મોકલવામાં આવશે. તથા જે કોઈ પોતાનાં પુસ્તકો અમારી તરફ વેચવાસારૂં મોકલશે તો તે ધારા પ્રમાણે કમીશન લેઈ વેચી આપવામાં આવશે. તેમજ ગામ પરગામવાળા કોઈ પણ વિદ્વાનો અથવા ગ્રહસ્થો પુસ્તક વિગેરે છપાવી આપવા સંબંધી કે એવુંજ બીજું કામ અમને ભળાવશે તો તેવાં કામ વાજબી હરસાઈ લઈને ખુશીની સાથે બજાવી આપીશું. આ સંબંધી કામકાજ માટે જરૂર પડે તો સ્વદેશવત્સલ ઓફિસમાં નીચે સહી કરનારના નામે લખી જણાવવા કૃપા કરવી.

(સહી) બહેચરલાલ નથુરામ,

મુંબઈ, સ્વદેશવત્સલ ઓફીસ. કમીશન એજન્ટ.

## જાહેરખબર.

### श्रीमद्भागवतभाषांतर.

ભાગવત ભાષાંતર, નામનું ચોપાનિયું અશાઢ માસથી બહાર પડ્યું છે. માટે જેમને ગ્રાહક થવું હોય તેમણે મુંબઇમાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. ઠેકાણું મુંબઇ ભુલેશ્વર પાસેના ફીરંગીના દેવળ નજીક ઘર નંબર ૨૯ માં.

વેદધર્મસભાની કાર્યભારમંડળી.

---

### सर्वे सुज्ञ ग्राहकजनोने सूचना.

સદ્‌ગુણિ ગૃહસ્થો! આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોભણીથી પ્રથમથીજ મળી ચુકાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોંચતાં મનિઓરડરથી મોકલવાંને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલખર્ચ કરવાની આવશ્યકતા રેહેશે નહિ.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું રૂ. ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ૩ આના વધારે મોકલવા.

આ ચોપાનિયું ધર્મસંબંધી છે માટે લોકો તેનો વધારે લાભ લે એમ વિચારી ટપાલખર્ચ આના ૩ રાખ્યું છે.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

## અનુક્રમણિકા.



---

### શાર્દૂલવિક્રીડિત.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમ સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પાઈ |
|---|---|---|---|
| પારેખ માણેકલાલ ચકુના ૧૯૩૯ ના... ... ... | ૧ | ૮ | ૦ |
| મહુવા લાઇબ્રેરીના ૧૯૩૮-૩૯ ના ... ... ... | ૩ | ૬ | ૦ |
| દેશી ડાક્તર ભવાનીશંકર મહાદેવ ૧૯૩૮ ના ... ... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડિયા ૧૯૩૮ ના... ... | ૧ | ૬ | ૦ |
| શેઠ વસનજી મનજી ૧૯૩૯ ના ... ... ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ગંગાદાસ રણછોડદાસ ભાઈ શાલ પેટે. ... ... | ૨ | ૨ | ૦ |
| રા. માનશંકર પીતાંબર ૧૯૩૮ ના ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| ડા. દેવચંદ ચતુર્ભુજના ૧૯૩૮ ના ... ... ... | ૧ | ૧૪ | ૦ |
| રા. ભવાનીદાસ પ્રભુદાસ વેવટદાર ૧૯૩૮ ના ... ... | ૧ | ૧૪ | ૦ |
| અખંડ પ્રૌઢપ્રતાપ ઠાકોર સાહેબશ્રી મોડજી. ૧૯૩૮ સુધીના... | ૧૦ | ૫ | ૦ |
| શેઠ જેઠાલાલ વાઘજી ૧૯૩૯ ના ... ... ... | ૧ | ૧૧ | ૦ |
| ગોધરા સ્ટુવર્ટ લાઇબ્રેરીના ૧૯૩૯ ના ... ... ... | ૨ | ૦ | ૦ |
| રા. વકીલ રતનજીવી. સાખલ ઓમપ્રકાશ૩૯ ના ... ... | ૧ | ૧૧ | ૦ |
| રા. નર્મેરામ હરિશંકર રાજ્યરક્ષાાધ્યક્ષ નેતા મેંબર ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| | ૩૪ | ૧૪ | ૦ |

રસોઈનું છાપ...

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું. માર્ગશિર્ષ, સંવત્ ૧૯૩૯. અંક ૨ જો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

मूढजहीहिधनागमतृष्णां कुरुतनुबुद्धेमनसिवितृष्णां ।
यल्लभसेनिजकर्मोपात्तं वित्तंतेनविनोदयचित्तं* ॥१॥

હે મૂઢ! ધન આવવાની તૃષ્ણાને તું તજી દે અને હે ઝીણી બુદ્ધિવાળા! મનનેવિષે સંતોષ કર. તું તારાં કર્મથી પ્રાપ્ત થયેલું જે મેળવે છે, તે ધનથી ચિત્તને આનંદ પમાડ.

ધનની તૃષ્ણા રાખવાથી કાંઈ ધન મળતું નથી, માટે તેને માટે તૃષ્ણા કરવી તે વિદ્વાનનું કે સમજુ માણસનું કામ નથી, એમ 'મૂઢ' એવું જે ગર્ભિત સંબોધન છે તેથી પ્રતીત થાય છે. તૃષ્ણા તજીને મનને તૃષ્ણાવગરનું અથવા સંતોષવાળું કરવું તે સમજુ અથવા વિદ્વાન્ ઝીણી બુદ્ધિના માણસનું કામ છે એમ 'તનુબુદ્ધે' એવું જે ગર્ભિત સંબોધન છે તે જણાવી આપે છે.—મનમાં ઈચ્છા રાખવાથી ધન મળી જતું નથી પણ ઉદ્યમપ્રમાણે મળે છે. ઉદ્યમ કરતાં વિશેષ આશા રાખનારનું આયુષ્ય અને કાળ ફોકટ જાય છે. વિદ્વાન્ પુરૂષો તો જે કાંઈ મળે છે તેથી સંતોષ માની ચિત્તને પ્રસન્ન રાખે છે.

આ અનાદિકાળનાં જગત્માં ધનને માટે કોઈ પ્રયત્ન નહિ કરતો હોય તેવો પુરૂષ જોવામાં આવતો નથી. રાજા કે રંક અથવા રાગી

---

* અનુવાદ. (હરિગીત છંદમાં.)
હે મૂર્ખ ધન મળવા તણી તૃષ્ણા તજી અંતર થકી,
કર મનવિષે સંતોષ તું, હે સૂક્ષ્મબુદ્ધિના નકી;
નિજ કર્મના યોગેકરીને વિત્ત વેગે લાવ જે,
તે વિત્તનાથી ચિત્તને આનંદ તું ઉપજાવ જે.

કે વિરાગી સર્વે ધન મેળવવાના ધંધામાં પોતાનું જીવિત ગાળી નાંખે છે. એટલુંજ નહિ પણ આ સંસારમાં ઉત્પન્ન થવાનું સફળપણું પણ તેમાંજ લેખતા જણાય છે. ધન મેળવવું એજ જયારે જન્મવાનું પ્રયોજન સમજાય ત્યારે પછી તેને માટે જે આડાં-અવળાં કામ કરવા પડે તેનાવિષે સારો-માઠો વિચાર કઈ રીતે થાય? અનેક આડાં-અવળાં પ્રયત્નથી કોઈ થોડી મેહેનતે લક્ષાધિપતિ બને છે ને કોઈ ઘણી મેહેનતે પણ ભીખારીના ભીખારી રહે છે. જેઓ લક્ષાધિપતિ થાય છે, તેઓને પણ પાછી હાયવોય તેટલી ને તેટલી અથવા વધારે થાય છે, અને ભીખારી હોય છે તેને પણ તેટલી ને તેટલી હાયવોય થાય છે. ભીખારી પોતાની દશા વિચારીને હજી પણ હાયવોય તજી શકે છે, પણ લક્ષ્મીવાળાઓ તો જેમ જેમ લક્ષ્મીથી ભરાતા જાય તેમ તેમ તેની તૃષ્ણા પણ વધારે વધારે વધતી જાય છે.—તૃષ્ણા ઘણી નઠારી છે. પ્રત્યેક વિષયમાં માણસને તૃષ્ણા હોય છે, પછી ગમે તો ધનમાં, સ્ત્રીમાં, પુત્રમાં, ગામમાં, ગરાસમાં, શરીરમાં કે બીજી સંપત્તિમાં. શરીર જેમ જેમ વૃદ્ધ થતું જાય ને ઇન્દ્રિયો જેમ જેમ નિર્બળ થતી જાય તેમ તેમ માણસની તૃષ્ણાઓ જુવાન થતી જાય છે. અર્થાત્ તૃષ્ણાને કોઈ તરી શકતું નથી. અર્થની તૃષ્ણા કંઈ જેવી તેવી નથી. ઇચ્છાપ્રમાણે ધન મેળવી તેની મગરૂબીમાં રહી વિશેષ સંપાદન કરનારને કદિ ધનનો વિયોગ થાય તો શું થાય તેવિષે ભર્તૃહરિ વદે છે કેઃ—

'तानींद्रियाणिसकलानितदेवकर्म ।
साबुद्धिरप्रतिहतावचनंतदेव ॥
अर्थोष्मणाविरहितःपुरुषःसएव ।
अन्यःक्षणेनभवतीतिविचित्रमेतत् '॥

(સર્વે ઇન્દ્રિયો પણ એની એજ હોય છે, કામ પણ એનું એજ હોય છે, ક્યાંઈ પણ અટકે નહિ એવી બુદ્ધિ પણ એની એજ હોય છે, વચન પણ એનું એજ હોય છે, અને પુરૂષ પણ એનો એજ હોય છે, તો પણ અર્થની ગરમીથી વિયોગ પામેલો તે ક્ષણમાત્રમાં કંઈ જુદોજ થઈ જાય છે એ આશ્ચર્યની વાત છે.)

દ્રવ્ય મળ્યા પછી પણ સુખ નથી ને મેળવી લીધા પછી જાય તોપણ દુઃખરૂપ દશા થાય છે, તોપણ મનુષ્યો એવા મોહમાં અંધ થઈ ગયા છે કે એનેજ કર્ત્તવ્ય કર્મ સમજે છે. સર્વ વાતે મનને સ્થિર રાખી તૃષ્ણાનો ત્યાગ કરવો એ ઉત્તમોત્તમ વિચાર છે. જો એમ નહિ બની શકે તો કોઈ દિવસ નહિ નાશ થઈ શકે એવું ધન અને સદાય સુખ ઉત્પન્ન કરે એવી તૃષ્ણા જોઈએ તો ક્યાં નથી? આ સંસાર ગાંધીની દુકાન જેવો છે. જેમ ગાંધીની દુકાને કડવા-મીઠા સઘળા પદાર્થો હોય છે, તેમ સંસારમાં પણ હોય છે. જેમ ગાંધીની દુકાને સારાં-માંઠાં પરિણામ લાવનારા પદાર્થો હોય છે તેમ સંસારમાં પણ હોય છે; પરંતુ જેવો જે ગ્રાહક હોય તેને તેવો પદાર્થ મળે છે. કોઈ અધેલી લઈ એળિયો લેવા જાય તેને શાકર કેમ મળે? જો આપણે સંસારમાં પરિણામે હિતકારક પદાર્થ મેલી અહિતકારક લેવા જઈએ તો આપણે જેવું લેઈએ તેવું મળે. આપણે આપણી મેળેજ સારા પદાર્થના ગ્રાહક થવું તો પછી કોઈ પદાર્થનો તોટો નથી. કોઈ શંકા કરે કે અમને સમજાવે કોણ? તો તેના જવાબમાં એટલુંજ કે ઈશ્વરે સમજવા માટેજ આપણને બુદ્ધિ આપી છે, એમ કરતાં જો ન સમજાય તો વિદ્યાભ્યાસ કરી પોતાની સત્વગુણી પ્રકૃતિની સાથે વિચાર કરી સમજવું. આપણી પ્રકૃતિ સત્વગુણી નથી એમ જણાય તો જગત્‌માં મહાપુરૂષો ઘણા પડ્યા છે. તે શાસ્ત્રાનુસારે જે કહે તેમાં બુદ્ધિ જોડવી. પોતાનું ભલું પોતે ન કરિયે ત્યારે કોણ કરે? પાસે પડેલું અન્ન જો કોળિયોવાળીને મોઢામાં ન મેલિયે તો તે કેમ ખવાય! સારા માર્ગ ઘણા છે પણ તે ઉપર આપણે ચાલિયે તોજ આપણને ઉપયોગી છે. 'આજ શું છે? કાલે વાત.' એમ ધારી બેશી રેહેવું એ પણ મોટામાં મોટી ભૂલ કેહેવાય. કાલની કોને ખબર છે? પલની ખબર પડવી પણ કઠણ છે તો કાલનો શો ભરોસો? આ શરીર ઉત્તમોત્તમ અને અમુલ્ય છે, પરંતુ તે ક્ષણભંગુર છે. એક મટકું મારિયે તેટલા સમયમાં પણ તે ઘટે છે, પણ વધતું નથી. આપણે એમ જાણિયે છિયે કે આપણે મોટા થતા જઈએ છિયે,

પણ તે આપણી ભૂલ છે, કેમકે દેખીતા આકૃતિમાં મોટા થયા જણાઈએ છિયે, પણ આયુષ્યમાં ઘટતા જઈએ છિયે. વિદ્યા કે ધન મેળવવામાં આપણે અજર ને અમર છિયે એમ જાણવું એમ સહુ કોઈને ગમે છે અને અમે પણ તે અંગીકાર કરિયે છિયે, પણ તેની સાથે 'ग्रहीतइवकेशेषु मृत्युनाधर्ममाचरेत'[1] એ વાક્ય શું ભૂલી જવાનું છે? અમે તો એમ જાણિયે છિયે કે પેહેલેથી તે સ્મરણમાં રાખવું જોઈયે, કેમકે મન કેળવવાનો જ્યાં સમય હોય ત્યાં સારી વાત પ્રથમ બેસી જાય તો પછી વિપરિત વાતનો ભય રહે નહિ. પણ જો વિપરિત વાત પ્રથમ મનમાં ઉતરે છે તો સારી વાતનો પછી આદર થઈ શકતો નથી. આ નિયમ ખરા વિદ્વાનોને લાગુ નથી પડતો, સાધારણ માણસને પડે છે.

આજ કાલ તૃષ્ણાવાળા લોકો આમ તેમ અથડાતા આપણે ઘણા જોઈએ છિયે. રાતદિવસ પ્રયત્ન કર્યા છતાં પણ તૃષ્ણાનો લેશ પણ ઓછો થતો નથી, પણ પ્રતિદિવસ તેમાં વધારો થતો જાય છે. તૃષ્ણા ટાળવાનું ખરૂં સાધન શાંતિ છે. તે શિવાયના બીજા ઉપાયો કરવા તે અગ્નિને શાંત કરવા માટે તેમાં ઘી રેડવા જેવા છે.

કોઈ એક બાળકને તેની માતાએ દીવો ઠારી નાંખવા માટે પંખાનો પવન નાંખવાનું કહ્યું, તેથી તેણે તેમ કરી દીવો ઠારી નાંખ્યો. થોડો સમય ગયા પછી બીજા બાળકોને સાથે લઈ પેહેલો બાળક તાપણી કરતો હતો. તાપણી કરતાં કરતાં પાસે રાખેલાં ઘાસની નજીક પથરાએલાં બીજાં ઘાસનો થોડો ભાગ સળગતો ચાલ્યો. બાળકની માતા ઘરમાંથી બહાર આવી જુવે છે તો પથરાએલું ઘાસ સળગતું ચાલ્યું હતું; તેથી બાળકને તે ઠારી નાંખવાનું કહીને કોઈ જરૂરના પ્રસંગથી તે બીજાં કામપર લાગી. છોકરાએ જાણ્યું કે માતાએ પેહેલે દિવસે દીવો ઠારવો હતો ત્યારે પંખાનો પવન નાંખવા કહ્યું હતું માટે આ સમયે પણ તેમજ કરવાથી તે ઠરી જશે. આમ

---

[1] ધર્મનાં કામ કરવામાં મત્યુએ આવીને શીખા પકડી હોય તેવી રીતે માનવું અર્થાત્ ધર્મનાં કામમાં કોઇ વાતનો ભરોસો રાખી ઢીલ ન કરવી.

વિચારી જેવો પવન નાંખ્યો કે તરત ઘાસ બધું વધારે સળગી ઉઠી બીજાં ઘાસમાં લાગ્યું અને આખો ઘાસનો ઓઘો સળગી ઉઠયો.

તૃષ્ણાના વિષયમાં પણ આમજ માણસો ઠગાય છે. પાણીની તરશ જેમ પાણી પીધાથી શાંત થાય છે, તેમ બીજા સંસારના પદાર્થ અને વિષયોની તરશ (તૃષ્ણા) તેતે વિષયો કે પદાર્થો મળવાથી શાંત થતીજ નથી, પણ વધે છે ખરી. આને શાંત કરવાનાં સાધન કેવળ ઉલટાંજ જોઈએ. તૃષ્ણા થઈ તો તેને સંતોષથી શમાવી દેવી. જો તે શમી નથી જતી તો પછી લોભને સાથે લઈ આવી પોતાનું પડ જમાવે છે. નાનોસરખો શત્રુ જેમ જામી જાય તો તે નાશ કરે, તેમ નાનોસરખો દુર્ગુણ પણ જામી જાય તો નાશ કરે. અગ્નિનો તણખો રાઈ જેટલો હોય પરંતુ તે જો તેને વિપરિત હોય તેવાં સાધનોથી ઠારી નાંખવામાં ન આવે તો આખા વનનો નાશ કરી નાંખે. ઈશ્વરેચ્છાથી જે કાંઈ મળ્યું તેમાં સંતોષ રાખી વર્તવાથી જે સુખ થાય છે તે વર્ણવી શકાતું નથી. આ સહજમાં મળી શકે એવું સુખ સમજુ માણસે વેગળ ન કરવું જોઈએ. સંતોષ કે શાંતિનું સુખ લેતાં ઉદ્યમ કરી ધન મેળવવાથી થતું સુખ કાંઈ ઓછું થઇ જતું નથી, પરંતુ ઉલટું વધારે થાય છે. આ વાત અનુભવવિના સિદ્ધ થઈ શકતી નથી, માટે વિચારવાન્ માણસોએ અનુભવ કરી લેવો જોઈએ.

---

## विदुरनीति.

(સાંધણ પાને ૭ થી.)

अप्रशस्तानिकार्याणि योमोहादनुतिष्ठति ।
सतेषांविपरिभ्रंशाद्भ्रश्यतेजीवितादपि ॥२२॥

જે મોહથી નિંદા કરવા યોગ્ય કામ કરે છે, તે, તે કામના વિપરિતપણાંના દોષથી જીવિતથી પણ ભ્રષ્ટ થાય છે.

कर्मणांतुप्रशस्तानामनुष्ठानंसुखावहं ।
तेषामेवाननुष्ठानं पश्चात्तापकरंमतं ॥२३॥

જે કાર્ય વખાણવા યોગ્ય છે, તે કરવાથી સુખ થાય છે; જો તેવાં વખાણવા યોગ્ય કાર્ય નથી થતાં તો તેથી પશ્ચાત્તાપ થાય છે. આર્થાત્ નિંદિત કાર્ય પશ્ચાત્તાપ કરાવનારાં છે.

अनधीत्ययथावेदान्नविप्रःश्राद्धमर्हति ।
एवमश्रुतषाड्गुण्यो नमंत्रंश्रोतुमर्हति ॥२४॥

જેમ વેદ ભણ્યાવિના બ્રાહ્મણ શ્રાદ્ધને યોગ્ય નથી, તેમ જેણે સંધિ, વિગ્રહ, માન, આસન, દ્વૈધિભાવ અને સમાશ્રય, એઓનો સમુહ સાંભળ્યો પણ નથી, તે પુરૂષ રાજ્યના વિચારો સાંભળવાને પણ યોગ્ય નથી.

स्थानवृद्धिक्षयज्ञस्य षाड्गुण्यविजितात्मनः ।
अनवज्ञातशीलस्य स्वाधीनापृथिवीनृप ॥२५॥

હે રાજા! જે સ્થાનની વૃદ્ધિ અને ક્ષય જાણે છે, ઉપર કહેલા છ ગુણોથી જેણે આત્માને જીતેલ છે અને જેનું શીલ વખણાયેલું છે, તે પુરૂષને પૃથ્વી સ્વાધીનજ છે.

अमोघक्रोधहर्षस्य स्वयंकृत्वान्ववेक्षिणः
आत्मप्रत्ययकोशस्य वसुदेववसुंधरा ॥ २६ ॥

જેનો ક્રોધ કે હર્ષ નિષ્ફળ નથી થતો, જે પોતાનું કરેલું પોતે જુવે છે, અને જે પોતે પોતાના ખજાનાને જાણે છે અથવા પોતાના જ્ઞાનરૂપ જેને ભંડાર ભર્યો છે, તેને પૃથ્વી દ્રવ્ય આપનારીજ છે.

नाममात्रेणतुष्येत छत्रेणचमहीपतिः ।
भृत्येभ्योविसृजेदर्थान्नैकःसर्वहरोभवेत् ॥२७॥

'રાજા' એવા નામથી અને છત્રથીજ રાજાએ સંતોષ રાખવો. બાકીના સઘળા ભોગ પોતાના સમાન પુરૂષોને સાથે ભોગવવા, પોતે એકલાએજ સઘળું ભોગવવું નહિ અથવા લઈ લેવું નહિ.

ब्राह्मणंब्राह्मणोवेद भर्त्तावेदस्त्रियंतथा ।
अमात्यंनृपतिर्वेद राजाराजानमेवच ॥२८॥

બ્રાહ્મણને બ્રાહ્મણ જાણે છે, સ્ત્રીને તેનો પતિ જાણે છે, પ્રધાનને નરપતિ (રાજા) જાણે છે અને રાજાને રાજાજ જાણે છે.

नशत्रुर्वशमापन्नो मोक्तव्योवध्यतांगतः ।
न्यग्भूत्वापर्युपासीत वध्यंहन्यात्बलेसति ॥२९॥
अहताद्धिभयंतस्मात् जायतेनचिरादिव ।

મારવાને યોગ્ય થયેલો શત્રુ પોતાને તાબે થઇ જાય, તો તેને છોડી દેવો નહિ. જો બળ ન હોય તો તેની ઉપાસના કરવી અને બળ હોય તો તે વધ કરવા યોગ્યનો વધ કરવો. જો તેને હણવામાં નથી આવતો તો તેથી થોડા સમયમાં ભય ઉત્પન્ન થાય છે.

दैवतेषुप्रयत्नेन राजसुब्राह्मणेषुच ।
नियंतव्यःसदाक्रोधो वृद्धबालातुरेषुच ॥३०॥

પોતાનાં દેવતનેવિષે, રાજાનેવિષે, બ્રાહ્મણનેવિષે, અને વૃદ્ધ બાળક અને પીડાવાળાં માણસનેવિષે પ્રયત્નથી ક્રોધને નિરંતર વશ રાખવો. અર્થાત્ એઓની ઉપર ક્રોધને આવવા દેવો નહિ.

निरर्थकलहंप्राज्ञो वर्जयेन्मूढसेवितं ।
कीर्तिंचलभतेलोके नचानर्थेनयुज्यते ॥३१॥

કલહ કરવો એ મૂઢ લોકોનું કામ છે માટે બુદ્ધિવાન્ પુરૂષે ખાલી કલહ કરવો નહિ. કલેશ ન કરવાથી લોકોમાં કીર્ત્તિ થાય છે અને અનર્થ કાંઇ થતો નથી.

प्रसादोनिष्फलोयस्य क्रोधश्चापिनिरर्थकः ।
नतंभर्तारमिच्छंति षंढंपतिमिवस्त्रियः ॥३२॥

જે રાજાની મેહેરબાનીનું કાંઇ ફળ થતું નથી અને જેનો ક્રોધ પણ કાંઇ ફળ આપતો નથી, તેવા રાજાને, નપુંસક પતિને જેમ સ્ત્રિયો ઇચ્છે નહિ તેમ પ્રજા ઇચ્છતી નથી.

नबुद्धिर्धनलाभाय नजाड्यमसमृद्धये ।
लोकपर्यायवृत्तांतं प्राज्ञोजानातिनेतरः ॥३३॥

यत्रस्त्रीयत्रकितवो बालोयत्रानुशासिता ।
मज्जंतितेवशाराजन्नद्यामश्मप्लवाइव ॥४३॥

જ્યાં સ્ત્રીનો હુકમ ચાલતો હોય, જ્યાં કપટીનો હુકમ ચાલતો હોય અને જ્યાં બાળકનો હુકમ ચાલતો હોય ત્યાં, હે રાજા! નદીમાં જેમ પાણાનું વાહાણ બુડી જાય તેમ તેને આધીન થયેલા સઘળા બુડી જાય છે.

प्रयोजनेषुयेसक्ता नविशेषेषुभारत ।
तानहंपंडितान्मन्ये विशेषाहिप्रसंगिनः ॥४४॥

હે રાજા! જે ચાકરો કેવળ પ્રયોજનમાંજ આસક્ત હોય છે, વધારેમાં આસક્ત નથી હોતા તેનેજ હું પંડિત માનું છું. બાકીના બધા ક્લેશ કરનારા સમજવા.

यंप्रशंसंतिकितवा यंप्रशंसंतिचारणाः ।
यंप्रशंसंतिबंधक्यो नसजीवतिमानवः ॥४५॥

જે માણસને કપટી માણસો વખાણે છે, જે માણસને ભાટ-ચારણ વખાણે છે, જે માણસને બંદીજન વખાણે છે. તે માણસ જીવતો નથી.

हित्वातान्परमेष्वासान् पांडवानमितौजसः ।
आहितंभारतैश्वर्यं त्वयादुर्योधनेमहत् ॥४६॥

હે રાજા! મોટા ધનુષ્યબાણવાળા અને અતિ બળવાળા પાંડવોને મેલીને તમે દુર્યોધનને મોટા રાજ્યનો અધિકાર આપ્યો છે;—

नद्रक्ष्यसिपरिभ्रष्टं तस्मात्त्वमचिरादिव ।
ऐश्वर्यमदसंमूढं बलिंलोकत्रयादिव ॥४७॥

પણ ઐશ્વર્યના મદથી મૂઢ થયેલા બલિરાજાને ભ્રષ્ટ થયેલો સહુએ જોયો, તેમ તે દુર્યોધનને પણ તે રાજ્યના અધિકારથી થોડા વખતમાં ભ્રષ્ટ થયેલો જોશો.

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये
अष्टत्रिंशोऽध्यायः ॥३८॥

# संगत्वळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS.)

प्रकरण २.

(સાંધણ ગઈ શાળને પાને ૪૮ થી.)

ચેષ્ટાની રીતિ એવી તો ભૂલવણી ભરેલી છે કે તેનાં પરિણામનું ભાન આપણને રહેતું નથી, પણ તેથી કરી તેનું બળ કાંઈ ઓછું થતું નથી. તેમાં પણ આપણ મનુષ્યપ્રાણિનું અપૂર્ણપણું તથા અનન્ત મનોવિકારનું બળ તપાસશું તો સત્સંગ કરતાં કુસંગનું બળ વિશેષ જણાઈ આવશે, અને તે બહુ બળવત્તર છે.

એ વિષે એક આગસ્ટાઈન (Augustine) નામનો ક્રિશ્ચિયન ધર્માધ્યક્ષ કહે છે કેઃ—

'Bad Company is like a nail driven into a post, which, after the first and second blow, may be drawn out with little difficulty, but being once driven up to the head, the pincers cannot take hold to draw it out, but which can only be done by the destruction of the wood.'

અર્થ–(કુસંગ એ એક લાકડાંના સ્તંભમાં લોઢાંનો ખીલો બેસાડવા તુલ્ય છે. એ ખીલાઉપર પેહેલો અને બીજો ઘા માર્યા પછી તેને પાછો કહાઢી લેવો હોય તો તે થોડી પરાકાષ્ટાએ નિકળી શકે. પરંતુ એક વાર તેને માથાબૂડ સજ્જડ બેસાડ્યા પછી પાછો કહાઢવો હોય તો તે પછી સાણસીની પણ પકડમાં આવતો નથી, અને તે લાકડું ભાંગ્યાવિના પાછો પણ નીકળનાર નથી.)

શું યથાસ્થિત કુસંગનું સ્વરૂપ ઉપરના થોડા શબ્દોમાં આણી મેલ્યું છે! એ નિશ્ચય છે કે એકવાર કુસંગ બરોબર હાડ બેઠો, તો પછી તે જન્મપર્યન્ત ટળવાનોજ નહીં. જ્યાહાંસુધી તેનાં મૂળ ઊંડાં રોપાયાં નહિ હોય ત્યાહાંસુધીજ માત્ર તેમાંથી મુક્ત થવાનો માર્ગ છે. 'આગસ્ટાઈન'નું ઉપરનું બોલવું પોતાના અનુ-

બળથી તે લેપાતું નથી. કુત્સિત પુરૂષોપાસે ઉત્તમ પુરૂષ, સહવાસથી લાંછનને પાત્ર થાય છે; પરંતુ તે ઉત્તમ પુરૂષથી કુત્સિતને કશું ફળ થતું નથી. આ વિષે નીતિના એક નીચેના શ્લોકથી ઉદાહરણ આપી કુસંગનાં બળનું અધિકપણું એ એકજ ઉદાહરથી જણાવી આપેલ છેઃ—

'कुसंगात्संगदोषेण साधुर्भवतिपातकी ।
दुर्योधनप्रसंगेन भीष्मोगोहरणेगतः' ॥

અર્થ—(કુસંગના દોષને લીધે સાધુ પુરૂષથી પણ પાપનું આચરણ થઈ જાય છે. જુઓ, દુર્યોધનનો પ્રસંગ હતો તો ભીષ્મ પણ ગાયોનું હરણ કરવાસારૂ ગયા.)

મહાભારતનો ઇતિહાસ જેમણે વાંચ્યો હશે, અથવા તો સાંભળ્યો હશે, તે સર્વ જાણતા હશે કે ભીષ્મ પિતામહ જેવા શૂર, ધર્મશીલ, વિદ્વાન્ અને અડગ નિશ્ચયવાળા વિચારના વૃદ્ધ પુરૂષો તે સમયે બીજા ભાગ્યેજ હતા. પરંતુ તેવા પુરૂષને પણ નીચ, પાપિષ્ટ અને દુષ્ટ દુર્યોધન જેવા સ્વચ્છંદી રાજાના સમાગમથી કલંક લાગેલું છે. ગૌ-બ્રાહ્મણનું પાળણ કરવું, એ ધર્મ ક્ષત્રિયને સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. આવો ક્ષાત્રધર્મ છતાં જ્યારે કપટથી પાંડવોનો ગુપ્ત નિવાસ શોધિ કહાઢવા દુર્યોધન પોતાનાં સૈન્યસહિત વિરાટ દેશમાં ગયો હતો ત્યારે પ્રથમ તે દેશની ગાયો હરણ કરી હતી; (તે એવા આશયથી કે જો પાંડવો ત્યાંહાં હશે તો તેઓ ખરા ક્ષત્રિય છે, તેથી ગાયોને છોડવવા અવશ્ય પ્રકટ થશે.) તે કૃત્યમાં ભીષ્મે પોતે પણ ભાગ લીધો હતો. અને પોતાના સનાતન ક્ષાત્રધર્મનો ભંગ કીધો હતો. તેમજ અધર્મરૂપ દ્યુત રમતાં પાંડવો સર્વસ્વ હારી ગયા, અને પોતે પોતાનાં શરીર હારી દાસપણાંને પામ્યા પછી, દ્રૌપદીનું અન્યાયરૂપ 'પણ' કરી આગ્રહથી એકવાર ફરીથી યુધિષ્ઠિરને તે પાપ રમત રમવા આગ્રહપૂર્વક કૌરવોએ અગત્ય પાડી હતી તે સમયે, તેમજ ત્યાર પછી એ રમતમાં યુધિષ્ઠિર હારી જતાં છેવટ ભીષ્મસમક્ષ પાપી દુર્યોધનની અધ-

પાપીઓના સંગથી ધર્મ તથા બુદ્ધિનું ગ્રહણ થએલી ભીષ્મે ટગટગ જોયા કર્યું, પણ તે દુઃસહ અમર્યાદા અટકાવવાનું કશું બળ કે સામર્થ્ય દાખવ્યું નહીં. આ બધું શાથી? તો સ્પષ્ટ જણાશે કે કુસંગના સપાટાંથીજ. તેમજ બીજા પક્ષે જોઇશું તો ભીષ્મજેવા શાણા ધર્મધુરંધર પુરૂષ નિરંતર સમીપ છતાં દુર્યોધનની દુષ્ટતા ટળી નહીં, અને તેને લવ માત્ર પણ સત્સંગનો રંગ ચઢ્યો નહીં; પણ એથી ઉલટા ભીષ્મ પોતે તેની છાયામાં દબાણા, અને કુસંગનાં કલંકથી દોષપાત્ર ગવાયા.

ઉપરનાં દૃષ્ટાન્તથી સાવ સિદ્ધ થાય છે કે, સત્સંગ કરતાં કુસંગનું બળ અધિક છે; અને તે પણ જ્યારે એવા દૃઢ પુરૂષોને બાધ કરે છે ત્યારે આપણસરખાતો કોણ માત્ર? માટે પ્રયત્નવડે કુસંગનો ત્યાગ કરવો અને તેથી બિહીતા રહેવું. અને આમ જો કર્યું તો એક પાકો અને સાચો લાભ થયો જાણવો.

---

## प्रकरण २.

દુષ્ટ પુરૂષ કદી વિદ્યાદિ ગુણે સંપન્ન હોય તોપણ તે શીલહીનનો સર્પની પેઠે તિરસ્કારથી ત્યાગ કરવો. એવિષે નીતિમાં પણ કહેલું છે કેઃ—

'दुर्जनःपरिहर्तव्यो विद्ययालंकृतोपिसन् ।
मणिनाभूषितःसर्पः किमसौनभयंकरः' ॥

અર્થ,—(દુર્જન જો કે વિદ્યાદિ ગુણે સંપન્ન હોય તોપણ તે ત્યાગ કરવા યોગ્ય છે; કારણ સર્પના માથાઉપર (કદિ) મણિ હોય તો તેથી શું તે ભયંકર (ઘાતકી પ્રાણિ) નથી? અર્થાત્ છે.)

દુર્જનમાં કદિ વિદ્યાદિ ગુણ છે, તોપણ તે નરસાનેજ માટે. કેમકે એજ ગુણરૂપ શસ્ત્રવડે સર્પ જેમ રાત્રિને સમયે પોતાના મણિના પ્રકાશમાં સાધનથી જીવ જંતુ ખોળી ભક્ષ કરે છે, તેમ બીજા શીલવાનોને તે હણે છે. આનું સમાધન જેમણે વામમાર્ગી શાક્તમતના ઘોરતાંત્રો વાંચ્યા હશે, તેમના મનમાં સહેજ આવશે. આવા લક્ષાવધિ તાંત્ર ગ્રંથ સંસ્કૃતમાં રચાવા એ વિદ્યાના સાધનવિના થવું

કઠણ, પણ એ ઠેકાણે વિદ્યા દુષ્ટ પુરૂષોના હાથમાં જવાથી, તેનો માઠો ઉપયોગ થયેલો આપણે તેવા તાંત્રોમાં જોઈએ છિયે. આવા ગ્રંથોને તું અજ્ઞાનતાથી ધર્મ ગ્રંથમાની અસંખ્ય અજ્ઞાત્ અને જડ લોકો ઊંડા અંધારા કુવામાં નિમગ્ન થએલા પ્રત્યક્ષ આજના સમયમાં પણ આપણે જોઈએ છિયે. માટે વિદ્યાનાં ચાતુર્યની બુદ્ધિથી પણ દુષ્ટનો આશ્રય એ અકલ્યાણરૂપ છે.

આવા દુષ્ટ અને ખળ પુરૂષ, ઉપરથી તત્કાળ ઓળખાઈ આવે તેવા થોડા હોય છે. તેઓ બાહેરથી ગંભીર અને બકધ્યાની જેવા ઈંદ્રવાયણાના ફળની પેઠે ઉપર ઉપરથી સારા દેખાતા હોય છે; પરંતુ તેઓનો પરિચય જ્યારે આપણને પડે છે, ત્યારેજ આપણને તેના ખરા દુર્ગુણની પરીક્ષા કરવાનું બની આવે છે. આપણે તેવા આડંબરથી અંજવાઈ જઈ, પતંગવત્ ઝઝુંખી પડી તેની જાળમાં નહિ આવતાં તેઓને પારખી તેઓથી ચેતતા રહેવાની અગત્ય છે. તેઓની રીત-ભાત, ચાલચલગત તથા તેમની કેવી રીતની કૃતિ છે, તેનો પૂર્ણ શોધ કર્યાવિના અકસ્માત્ આપણે તેમના ઉપર વિશ્વાસ મૂકી તેમની મંડળીમાં ખપવું નહીં. તેઓની બાહ્યાભ્યંતર કૃતિ કેવી છે તેને સરખાવી જોવી. તેમજ તેઓ જેમ બોલે છે તેમજ પાળે છે કે કેમ? તથા તેઓ બાહેર તો સારી સારી મંડળીમાં બેશી રસિક અને મોહકૃત ભાષણો કરે છે, પરંતુ તેઓનાં અંતઃકર્ણમાં આ સત્સંગબોધ અને સચ્ચેષ્ટા છે અથવા તેઓ કોઈ બીજી દુષ્ટ આપ્ત મંડળી વેંઢારે છે? એ પ્રથમ પૂર્ણ રીતિએ જાણી, ત્યાર પછી તેના થકી થવાનો લાભાલાભ વિચારી, ધીરજથી અને દીર્ઘદૃષ્ટિથી તેની સંગતિમાં ભળવું; કેમકે બાહેરના તેમના દંભ અને સરસ દેખાવથી ભૂલથાપ ખાઈ જવાય. અને જો એમ થાય તો પૂરેપૂરી હાનિના ભાગી આપણે થવું પડે. કેમકે ખળ અને સજ્જનની પરીક્ષા ઉપરના દેખાવથી કારમીક થઈ શકતી નથી. ઉપરના દેખાવથી તો વખતે છળી જવાય છે.

એ વિષે એક કવિએ યથાસ્થિત ન્યાય ઉતાર્યો છે:— (અપૂર્ણ.)

# સ્ત્રીધર્મસંબંધી વિચાર.

(સાંધણુ પાને ૨૪ થી.)

કુતરાંને જોઈ કાગડા પણ પડવા માંડયાં, પણ તેને પડવા દીધા નહિ. કુતરાએ લાડુ ખાધા તે બેઠાં બેઠાં જોયા કર્યું. પેલા ત્રણ જણા થાક્યા-પાક્યા બીજાઓને જમવા તેડવા ગયા હતા તે જમવાની આશાએ શ્વાસ ભર્યા દોડયા આવી જુએ છે તો આંહીં તો કુતરાં લાડુ ખાઈ ગયા છે અને અકલમંદ ભાઈ ઉભા કાગડા ઉડાડે છે. પેલા ત્રણ જણાના પેટમાં ફાળ પડી અને અકલમંદને ખૂબ ધમકાવીને કહ્યું કે 'અમે તને આંહીં બેસાર્યો શા માટે હતો?' પેલાએ જવાબ દીધો કે 'તમે હવે ભલે મને મારો કેવઢો પણ મને કાગડા ઉડાડવાનું કહ્યું હતું, કાંઈ કુતરાં હાંકવાનું નહોતું કહ્યું.' આ સાંભળી સહુને રીસ ચડી હતી તોપણ હસી પડયા.

અહીં આ વાતનો અભિપ્રાય એજ છે કે એક વિધિ કહ્યો કે એક નિષેધ કહ્યો તેમાં સઘળા વિધિ-નિષેધનો સમાવેશ કરી લેવો જોઇએ. વિધિ વાક્ય અને નિષેધ વાક્યથી અહીં સંક્ષેપથી લખાય છે તે ઉપર લક્ષ આપવાથી જાણવા બહાર નહિ રહે.

પિતામાતાની સેવામાં જેટલો સમય રેહેવાનું હોય તેટલા સમયમાં સારો સ્વભાવ, સદ્ગુણ, સંબંધિયો સાથે વર્તવાની રીત, સદાચાર, ઘરનું કામકાજ આદિ સઘળુ શીખી લઈ તે પ્રમાણે માતાપિતાની સેવામાં રહી, પરણ્યા પછી સાસરે જવાનો સમય આવે ત્યારે ત્યાં જઈને પણ જે કાંઈ શીખવામાં આવ્યું હોય તેનો સારો ઉપયોગ કરવો જોઈએ. પોતાની શરીરની શક્તિ પ્રમાણે અને પોતાનાં સાસરાનાં ઘરની રીતપ્રમાણે સઘળું કામકાજ ઉપાડી લેવું; ચાકરને કરવાનું કામ નમ્રતાથી ચાકર પાસે કરાવવું; પોતાથી બની શકે તેટલું સાસુનું કામ મેલાની દેવું; સાસુ, નણંદ, જેઠાણી, આદિનું માન રાખવું; દેરાણી ઉપર દયાભાવ રાખવો; પોતે પોતાનાં હિતમાંજ નજર રાખવી; પોતાનાં સુખ-દુઃખની, સાસરાંની કે બીજા કોઈની વાત

હોય તો પોતાનાં હૃદયમાંજ રાખવી; જરૂર પડે તોજ તે પોતાના સ્વામીને કહેવી; ઘરમાં સહુની સાથે આનંદમાં અને સંપમાં વર્તવું; કદિ બોલવું તો સામા માણસનું હૃદય ઠરે એવું અર્થવાળું અને વિનયપૂર્વક બોલવું; પોતાનું બોલ્યું પોતે સાંભળિયે એમ ધીમેથી બોલવું; નવરો વખત ભરતકામ, ચિત્રકામ કે બીજા કોઈ ઘરસંબંધી સુધારાનાં કામમાં કાઢવો; સાસુ-સસરાની આજ્ઞા ઉપાડવી; તેમને માતા-પિતા સમાન લેખી પગે લાગવું; પોતાના સદ્ગુણ અને સદાચરણથી તેમને રાજી કરવાં; પતિને ઈશ્વરસમાન માન આપવું; કોઈ પણ ધર્મસંબંધી કે વ્યવહારસંબંધી કામ તેમની રજા લઈને કરવું; સદાય તન-મનથી પતિનાં હિતનો વિચાર કર્યા કરવો; તેમની આજ્ઞા મન, વાણી અને શરીરથી એક થઈને ઉપાડવી; તેમની યોગ્ય રીતે સેવા કરવી; તેમના વ્યાવહારિક અને પારમાર્થિક કામમાં શક્તિપ્રમાણે અને અધિકારપ્રમાણે સહાયમાં રેહેવું; એ કદિ મિત્રભાવે વર્તતા હોય તો પણ પોતે નિરંતર તેમની પાસે દાસીભાવે વર્તવું; પતિ પ્રસન્ન રેહેવાથીજ સઘળાં ધર્મનાં કર્મ સફળ છે તે સમજી લેવું; પતિને જે ગમતું હોય તેજ પોતાને ગમવું જોઈએ; એને અણગમતું તે આપણે પણ અણગમતું હોવુંજ જોઈએ; વિવાહ આદિ સમાજમાં તેમની રજા લઈને વૃદ્ધ વૃદ્ધ માણસો સાથે જરૂર હોય ત્યાં જવું; જેટલી સદ્ગુણની જરૂર છે, તેટલી બીજાં ઘરેણાંની જરૂર નથી; પ્રૌઢતાની જરૂર છે તેટલી સોનેરી વસ્ત્રોની જરૂર નથી. પોતાનાં કુળને, પોતાની શક્તિને અને સ્વામીની ઇચ્છાને યોગ્ય વસ્ત્ર અને ઘરેણાં પેહેરવાં; પગની ઘુંટીસુધી, શરીરના સઘળા ભાગ ઢંકાઈ જાય તેમ વસ્ત્ર પેહેરવાં; નીચી નજરે ચાલવું; સરખી ચાલે ચાલવું; જેમ બને તેમ શરીરના અવયવો સારી રીતે ઢાંકવા; હૃદય અને મોહું નીચાં રાખીને ચાલવું; બેસવામાં, ઉઠવામાં, ચાલવામાં અને કામકાજ કરવામાં શરીરને સંભાળવું; જરૂરના પ્રસંગથી કંઈ હસાઈ જાય તો તે હોઠની અંદરજ રેહેવું જોઈએ; બહાર પેહેરી જવાનાં અને ગુરૂજનની દૃષ્ટિયે પડે તેમ ઘરમાં પેહેરવાનાં વસ્ત્રો જુદાં હોય તેમ સારાં; હાલ ઝીણાં

વસ્ત્રો ઘણાં વપરાય છે પણ તે માત્ર અંતઃપુરમાંજ રાખવાને યોગ્ય છે; તન અને મન નિર્મળ રાખવાં; પોતામાં રહેલી વિદ્યા અને સદ્ગુણોથી પ્રતિ દિવસ પોતાના પતિને પ્રસન્ન રાખવા; પોતામાં રહેલી ચતુરાઈ કે વિદ્યા પતિ જાણે એટલુંજ ઘણું; પતિ બોલાવે તો તરત જવાબ દેવો; તે કહે તે હૃદયમાં રાખવું; શીખવે તે શીખવું; ગવરાવે તે એક બીજાં સાંભળે તેમ ગાવું; બહારથી થાકાપાકા આવ્યા હોય તો તેમને આરામ થાય તેમ આસન-પાણી હાજર કરવાં;, સંપ રહે અને સુખી થવાય એવીજ વાતો તેમની પાસે કરવી; તેનું મુખ જોવામાં ઉત્સાહ-વાળાં થવું; તેના ગુણ સાંભળવામાં રાજી થવું; તેની પ્રીતિ સંપાદન કરવામાં યત્ન રાખવું; ઘરની સંભાળ રાખવી; સંસારનો અનુભવ લઈ સારો માર્ગજ ગ્રહણ કરવો; દુર્જનો નિંદે નહિ અને સજ્જનો પોતાને હસે નહિ એ સંભાળ રાખવી; સુખદુઃખમાં સમતા રાખવી; સંસારની કે કાંઈ કામની અથવા પોતાની કાંઈ ચૂકથી પતિને ક્રોધ ચડે તો સારાં વાક્યોથી તેનું મન શાંત પાડવું; મળેલામાં સંતોષ રાખવો; સાચું બોલવું; તન-મન પોતાના પતિને અર્પણ કરવાં; અને વધારે શું કેહેવું, પણ જેમ છાયા હોય તેમ પોતાના પતિને અનુસરી સ્વચ્છ થઈ રહેવું; હિતનું કામ કરવામાં સખીની પેઠે વર્તવું અને બતાવેલું કામ કરવામાં દાસીની પેઠે રેહેવું; એ સર્વ રીતે સતીજનોને યોગ્ય છે.

પોતાના કામનો આધાર બીજા ઉપર રાખવો નહિ; આળસુ થઈ બેશી રેહેવું નહિ; એકબીજાંસાથે મળી ચોસર ગુંથવામાં નકામો વખત ગાળવો નહિ; દુનિયાંના પ્રપંચમાં મન પરોવવું નહિ; ગુરુજનની આજ્ઞા ઉલંઘવી નહિ; સગાં-સંબંધિ આદિનું અંતઃકરણ કચવાય એવું કાંઈ બોલવું-ચાલવું નહિ; ઈશ્વરેચ્છાથી આવેલી હલકી સ્થિતિ અથવા દુઃખમાં દુખાવું નહિ અને ઈશ્વરેચ્છાથી આવેલી ઉત્તમ સ્થિતિ અથવા સુખમા રાજી થઈ જવું નહિ; કોઈ આપણાં હિતની અથવા સદ્ગુણસંબંધી વાત કરે તેને કાનેથી કાઢી નાંખવી નહિ; ગાફલ રેહેવું નહિ; કડવા બોલ કોઇને કેહેવા નહિ;

મેણાં મારતાં શીખવું નહિ; કોઈનું પણ અંતઃકરણ કઠણ વાક્યથી દુખાવવું નહિ; જૂઠું-સાચું કરવું નહિ; પોતાના લાભની અથવા સદાચરણની વાતવિના બીજાં તરફ નજર પડ કરવી નહિ; તન-મનમાં મેલાં રેહેવું નહિ; સાસુજીની અને સ્વામીની આજ્ઞાવિના બહાર જવું નહિ; રખડવાનો રિવાજ રાખવો નહિ; ઝીણાં વસ્ત્ર ગુરૂજન આગળ કે બહાર જતાં પેહેરવાં નહિ; પગની ઘુંટીસુધી વસ્ત્ર પેહેરતાં, કોઈ પણ શરીરનો ભાગ દેખાવા દેવો નહિ; ચાલતાં કે કામકાજ કરતાં આડી-ઊંચી દૃષ્ટિ રાખવી નહિ; બેસતાં, ઉઠતાં, આવતાં, જતાં, કામ કરતાં, બોલતાં, સુતાં અને બેસતાં, ઓઢેલાં વસ્ત્રની મર્યાદા મેલવી નહિ; બારી-બારણાંવચ્ચે ઉભીને વસ્ત્ર પેહેરવાં નહિ; ઘણાં ઘરેણાં ઘાલવાં નહિ; ધણીની શક્તિથી ઉપરાંત લૂગડાંનું કે ઘરેણાંનું ખરચ કરાવવું નહિ; ઘરનો સામાન બગડવા દેવો નહિ; ઘરને ઊંબરે બેસવું નહિ; વિનાકારણે બોલવું નહિ; પોતાનાં સુખ-દુઃખની, માન-અપમાનની, સાસરાંની કે પીયરની, સંબંધીની કે બીજા કોઈની વાત પરની પાસે કરવી નહિ; વાંઝિયો વખત કાઢવો નહિ; ઊંચા હાથ કરીને કે ટીંગાઈને ઉભવું નહિ; ઉતાવળું ચાલવું નહિ; હસવાની ટેવ રાખવી નહિ; મન, વાણી, અને ક્રિયામાં ફેર પડવા દેવો નહિ; પતિવિના વિવાહ-વાજનમાં જવું નહિ; પતિનું મન દુખાવવું નહિ; એની આજ્ઞા ઉલ્લંઘવી નહિ; એની સેવામાં ચૂક કરવી નહિ; એની પેહેલાં ઊંઘવું નહિ; એનું અપ્રિય આચરવું નહિ; એની પાસે મોટાઈ રાખવી નહિ; એની પાસે કાંઈ છૂપાવવું નહિ; એનો આદર-સત્કાર કર્યાવિના બીજું કામ કરવું નહિ; એમના ખાધા પેહેલાં ખાઈ બેસવું નહિ; પોતાની કે પારકી કુથળી તેની પાસે કાઢવી નહિ; જરૂર શિવાયની વાત તેમની પાસે કરવી નહિ; પૂછે તેનો ઉત્તર ખાઈ જવો નહિં; સારૂં સારૂં ખાવાની ટેવ રાખવી નહિ; પતિની સેવામાં હોઈએ કે ગમે તે કરતાં હોઈએ ત્યાંથી હરખપદુડાં થઈ સમાજમાં કે ઉત્સવમાં જવાને ઇચ્છવું નહિ; અપકીર્તિ થાય તેમ કરવું નહિ; સર્વ વાતે મર્યાદા મેલવી નહિ; કોઈ પણ સમયે

પીયરે કે સાસરે માથે ઉઘાડું રેહેવું નહિ; દુઃખદાયક માર્ગે જવું નહિ; પશ્ચાત્તાપ થાય તેમ કરવું નહિ; રીસ રાખવી નહિ; ગુરૂજનની બીક મેલવી નહિ; અભિમાન રાખવું નહિ; અહંકાર કરવો નહિ; કોઈની નિંદા કરવી નહિ; નીતિને પરહરવી નહિ; જપ, તપ, ઈશ્વરપૂજન આદિ પણ સ્વામીની રજાવિના કે તેની સેવા મેલીને કરવાં નહિ; કુળ, જાત, નામ અને પોતાના પતિનું અર્ધાંગપણું લજાવવું નહિ; હાલતાં-ચાલતાં રોવાનો કે મોઢું ચડાવવાનો રિવાજ રાખવો નહિ; દુઃખની વખતે પણ ધીરજ મેલવી નહિ; પારકો કછીઓ માથે લેવો નહિ; સરખેસરખી સખી સાથે જવું નહિ; વાટે-ઘાટે ઉભવું નહિ; પતિની રજા વગર કાંઈ લેવું નહિ; પતિની રજાવગર કાંઈ આપવું નહિ; પતિનું હિત થતું હોય તેવાં કામમાં ઢીલ કરવી નહિ; ચાલતાં સુધી કોઈને કહ્યું ન મનાવવું, પણ પોતાનુ અહિત થાય તેમ કરવું નહિ; પતિ કે ગુરૂજન વગર તથા ખરાં સ્નેહી વગર દુનિયાંનો વિશ્વાસ રાખવો નહિ; દેહનો વિશ્વાસ રાખવો નહિ; કાળનો વિશ્વાસ રાખવો નહિ; અમૃતમાંથી વિષ કાઢવું નહિ; વસ્ત્ર, સ્વભાવ, શણગાર કે વાળ, એ આછકડાં લાગે તેવાં રાખવાં નહિ; છોકરાંને નઠારા સ્વભાવનાં થવા દેવાં નહિ; રૂચિ ઉપરાંત ખાવું નહિ; અતિશય ઊંઘવું નહિ; પતિ કે ગુરૂજન પાસે ઊંચે આસને બેસવું નહિ તથા મોટાઈ રાખવી નહિ; મનને વશ થવું નહિ; પતિના કલ્યાણ અને તેના પ્રેમ શિવાય કાંઈ ઈચ્છવું નહિ; ઇન્દ્રિયોને આધીન થવું નહિ; કાલ, અર્થ અને કર્મનો હીનયોગ કે અતિમાત્ર યોગ કરવો નહિ. સૌભાગ્ય સુચવનારાં ચિન્હો રાખવ માં કાંઈ ભૂલ કરવી નહિ; સહજ વાંક થવાથી ગુરૂજન કે પતિ વઢે તો પણ કશું સામું કેહેવું નહિ અને વધારે શું પણ જેથી સ્વામીનાં હિતમ, પોતાનાં કલ્યાણમાં, યશરૂપ શરીર સંપાદન કરવામાં, પતિનુ અર્ધાંગપણું શોભાવવામાં અને સર્વ પ્રકારે સારૂ થવામાં અડચણ કરે તેવું કશું પણ કામ કરવું નહિ.

ઉપર લખ્યાં એટલાંજ નહિ પણ એથી વધારે વિધિવાક્યો અને નિષેધવાક્યો છે પરંતુ સદ્ગુણી સ્ત્રીજનને તેનો વિસ્તાર કરી બતાવી

આપવાની જરૂર રેહેતી નથી. આની પેહેલાં પણ લખાયું છે કે જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવામાં આવે તો એક વિધિવાક્યમાં સઘળાં વિધિનિષેધવાક્ય સમાઈ જાય છે.

આ પ્રમાણે આચરણ થયા પછી સ્ત્રી પોતાના ધર્મમાં વર્ત્તી કેહેવાય અને તેમ થયા પછી જે સ્વામીનો ધર્મ છે તેજ ધર્મ સ્ત્રીનો છે, એમ સમજવું.

દુર્ગુણ એવા તો બળવાન્ છે કે તેનું સ્વરૂપ ઓળખવાથી કે તેનું નામ સાંભળવાથી પણ 'રખે ને તે પોતાના કામમાં ફાવી જાય' એમ અમે ધાસ્તી ખાઇએ છિયે; એટલા માટે નિષેધવાક્ય કરતાં નિરંતર વિધિવાક્યના ઉપદેશનેજ અમે ઉત્તમ ગણિયે છિયે ને તેમ કરવા ઇચ્છિયે છિયે. કેટલાક વિદ્વાનો માણસોના દુષ્ટ મનોભાવ દર્શાવવા અને સારા મનોભાવ દર્શાવવા એ બેયને સરખા લેખે છે, એ અમે તેઓની મોટી ભૂલ ગણિયે છિયે. સંસારમાં સારા-નરતા સ્વભાવો જાણવામાં આવે છે ખરા, પણ તે જાહેરમાં બોધરૂપે લખવાને ઉપયોગી નથી. માત્ર પોતાને અનુભવ લેવાને તે ઉપયોગી છે. જો બને તો માણસોના સારા સ્વભાવોજ બોધરૂપે બહાર પાડવા જોઈએ. દુષ્ટ સ્વભાવો દર્શાવ્યા હોય કે તેવા દુષ્ટ સ્વભાવથી દૂર રેહેવું, પણ તે કોણ સમજે? અને ન સમજે ત્યારે પછી શો સાર નીકળે? નાકપઘોરે જે માર્ગ હોય તે મેલીને આડું અવળું કોણ જાય? સારા સ્વભાવ દર્શાવ્યા હોય તેમાં એવો હેતુ હોય કે આવા સારા સ્વભાવ શીખવાથી અમુક અમુક સારૂં થાય છે. માટે તેવા સ્વભાવ શીખવા.

આમ કોણ ન સમજે? સહુ કોઈ સમજી શકે. ને કદી ન સમજે તો તેથી કશું ઉલટું પરિણામ તો થવાનુંજ નહિ.

દરેક પદાર્થના ગુણ દોષ જાણવા જોઈએ પણ ઉપદેશ ગ્રહણ કરવાની બાબતમાં તે નિયમને અનુસરાય નહિ. માટે સહુએ ગુણ દર્શાવી અને વિધિવાક્યથી ઉપદેશ આપતાં શીખવું અને સહુએ ગુણ દેખીને અને વિધિવાક્યથી ઉપદેશ લઈ સદ્ગુણી થતાં શીખવું. મુખ્ય વાત આ સ્ત્રિયોને સમજવાની છે અને અહીં ઉદ્દેશ પણ એઓને માટેજ થયો છે, માટે તે નિષ્ફળ નહિ જાય એમ ધારિયે છિયે.

## सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.

(हरिगीत.)

जननी थकी जन्म्या पछी मरवासुधीमां मानवी !
संचितवडे जे सांपडे ते दैवनी गति मानवी;
हारी गये मळवो कठणछे पुन्यनो पथ पाधरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
सुख होय जो संसारमां तो केम श्रीशुकजी तजे ?
सुख होय जो संसारमां तो केम ईश्वरने भजे ?
घरना धणी सरखा अने सरखा सदा छे चाकरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
लक्ष्मी तणो आवास एवी राजगादीने वगी,
भावे करी भिक्षुक थइ भागी गया को भरतजी ?
बहु आधि-व्याधि-उपाधिनो तो ताप लागे आकरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
लाखो प्रयत्न कर्या छतां, नाहि राज्यमां पाछा फर्या,
गुणधाम गोपीचंदजेवा सर्व मेली संचर्या;
गादी अने तकिया तज्या ने सरस लाग्यो हाथरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
मुनिवर महा योगीश पण संसारथी छेटे फरे,
जाणे रखे मळशी जशे एवीज रीतथी डरे;
प्रतिदिवस देखे दृष्टिथी ते दुःखरूप नरेश्वरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
भारे भला वैभव तणा भोगीस मायातावना,
जेने नरा ख्यालतो बहुवार धाम सदा रमनां;

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|


शार्दूलविक्रीडित.

"ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ને પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમ સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પ |
|---|---|---|---|
| રા. સાકરલાલ અમૃતલાલ ૧૯૩૮ ના ... ... ... | ૧ | ૧૪ | |
| વેરાવળ નેટિવ લાઇબ્રેરીના ૧૯૩૯ ના ... ... ... | ૧ | ૧૧ | |
| શે. રા. આશારામ દલીચંદ ૧૯૩૪ થી ૩૮ સુધીના. ... | ૯ | ૬ | |
| ભુલેશ્વર લાઇબ્રેરી ૧૯૩૬ થી ૩૮ સુધીના ... ... | ૪ | ૮ | |
| સિદ્ધપુર લાઇબ્રેરી ૧૯૩૮ ના... ... ... | ૧ | ૧૪ | |
| રા. રા. વિજયશંકર મણિશંકર ૧૯૩૯ ના. ... ... | ૧ | ૧૧ | |
| સુંદરરામપુર રિડિંગ રૂમના ૧૯૩૯ ના. ... ... | ૧ | ૧૧ | |
| જાફરાબાદ આર્યસમાજ સભા ૧૯૩૯ ના. ... ... | ૧ | ૧૧ | |
| રા. વ્યાસ પ્રભાશંકર ભવાનીશંકર ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૧ | |
| રા. રા. પ્રભાશંકર ગૌરીશંકર ૧૯૩૯ ના... ... ... | ૧ | ૧૪ | |
| શેઠ નરોત્તમદાસ ગોકળદાસ ૧૯૩૮ ના ... ... ... | ૧ | ૮ | |
| મહંતશ્રી અમૃતપુરી મહાલપુરી ૧૯૩૮ ના ... ... | ૧ | ૧૪ | |
| રા. જીવણજી વજેરામ ૧૯૩૮ ને પેટે ... ... ... | ૧ | ૧૧ | |
| દરેડ રીડીંગ રૂમ સેક્રેટરી તરફથી ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૪ | |
| | ૩૪ | ૧૪ | |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું.    પોષ, સંવત્ ૧૯૩૯.    અંક ૩ જો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

अर्थमनर्थंभावयनित्यं नास्तिततःसुखलेशःसत्यं ।
पुत्रादपिधनभाजांभीतिः सर्वत्रैषाविहितारीतिः* ॥ २ ॥

અર્થને નિરંતર અનર્થરૂપજ જાણવો. તે અનર્થરૂપ અર્થથી-લેશ પણ સુખ નથી એ ખરેખરૂં છે. ધનને ભોગવનારા એટલે અનેક દ્રવ્યની સંપત્તિથી સુખ ભોગવનારા પુરૂષોને પુત્રથકી પણ બીક રહેછે. આ રીતિ (એક ઠેકાણે નહિ પણ) સર્વ ઠેકાણે અવચળ છે.

અર્થ એટલે અહીં ધન સમજવું. ધનથી અનેક અનર્થ થાય છે, માટે તેને અનર્થરૂપ ઠેરાવ્યું છે. સદ્ગુણી અને કંગાલ પુરૂષો પણ ઈશ્વરેચ્છાથી ધનના પાત્ર થઈ કેવળ અસદ્ગુણી અને અતિ અહંકારી થઈ જાયછે. ધનના મદથી છતી આંખે અંધ થઈ ગયેલા કેટલા આપણે નથી જોયા? ધનના મદથી છતે કાને બેહેરા બની ગયેલા કેટલા આપણે નથી દીઠા? ધનના મદથી છતા હાથ-પગે લુલા-પાંગળા થઈ ગયેલા કેટલા આપણે નથી નિરખ્યા? ધનના મદથી સ્વાધીન છતાં પરાધીન થઈ ગયેલા કેટલા આપણે નથી પેખ્યા? ધનના મદથી છતી આરોગ્યતાએ માંદા મરતા કેટલા આપણે ભોગીલોકો નથી ભાળ્યા? ગમેતો રાજા હોય, ગમે તો અધિકારી હોય, ગમેતો વ્યાપારી હોય, અને ગમેતો સરાફ હોય, પણ

* (તેવા સારનો હરિગીત.)
ધન હોય તેને આપ નિત્ય અનર્થરૂપ ગણો અહીં,
માનો ખરેખર લેશ તે લક્ષ્મીવડે સુખ છે નહીં;
ધનવાન લોકોને સદા ભય પુત્રથી પણ થાયછે,
એ રીતિ આ સંસારમાં જાહેર સાવ જણાય છે.

સઘળાએ પોતપોતાની પૂંજીના પ્રમાણે ઉપર જેવા બની રહેછે. ધનના ધણી થનારાઓને પછી તો કામ કાળજે ચડી બેસેછે, ક્રોધ કાંધે ચડી બેસેછે, લોભ લલાટમાં આવી વસેછે, મોહ મનમાં આવી બેસેછે, મદ હૃદયમાં વાસ કરે છે, અને મત્સર સર્વ અંગમાં પેશી જાયછે. આમ થવાથી જેવી ભૂત ભરાયેલાં માણસની દશા હોય તેવી તે ધનવાન્‌ની થાયછે. વિચારી જોતાં નિશ્ચય જણાશે કે આવા અનર્થ થવાનું મૂળકારણ માત્ર ધનછે. જો ધનના મદથી કામ કેટે ન વળગતો હોત તો, રાવણ શા માટે રણસંગ્રામમાં રેળાત ? જો ક્રોધ કાંધે ન ચડતો હોત તો, પ્રજાને ઉત્પન્ન કરનારા દક્ષનામના પ્રજાપતિ શા માટે પાયમાલ થઈ જાત અને જરાસંધ જેવો જોરાવર રાજા શામાટે વીરશય્યામાં સૂત? જો લોભ લલાટમાં વાસ ન કરતો હોત તો, ધૃતરાષ્ટ્ર જેવા સમજુ પહુ રાજા પોતાની પ્રજાનો નાશ શામાટે દેખત ? જો મોહ મનમાં ન વસતો હોત તો, ભીષ્મપીતામહ જેવા ભડ પુરૂપ કૌરવોનો પક્ષ કરીને પોતાનાં નામને કેમ ઝાંખું કરત અને ઇંદ્ર જેવો દેવતા પોતાના ગુરૂ બૃહસ્પતિનું અપમાન કરી શા માટે શત્રુઓનાં શસ્ત્રોના વરસાદને સહન કરત ? મદ હૃદયમાં ન રેહેતો હોત તો, બાણાસુર જેવો બળિયો અસુર, શિવની સહાય છતાં શામાટે પરાજય પામત ? જો મત્સર સર્વ અંગઉપર ન ચડી બેસતો હોત તો, પ્રતાપી રાજા પરીક્ષિતને રાજપાટ તજી શામાટે ગંગાકીનારે જઇ બેસવું પડત અને કુબેર યક્ષના નળ-કુબર નામના બે પુત્રોને શામાટે દુષ્ટ દશા ભોગવવી પડત ? આ ઇતિહાસો સંસ્કૃત જાણનારાના ધ્યાનમા છે, અને તેવા બીજા અર્વાચિન ઇતિહાસો હાલની કેળવણી પામેલાથી અજાણ્યા હશે નહિ. આ બધા અનર્થનું મૂળ ઉપર કહી ગયા તે ધનજ છે. ગમેતો સ્ત્રી હોય કે પુરૂષ હોય પરંતુ બેયને તે આંધળા કુવામાં ઉતારે છે. એમાંથી બચી શકે તેવાં કોઇકજ માણસો નીકળેછે.

ધન મળવાથી સુખ થાયછે, એમ લોકો માનતા હોય તો પણ તે એક જાતની ભૂલ છે. દેખવામાં આવતા ઉપરના ભભકાથી નિર્ધન લોકો ધનવાળાને કદિ સુખ માણતા માને એ વાત એક પક્ષે ખરીછે;

પણ ઉપરના દેખાવથી તેમ માની બેસવું એ કોઈ રીતે ખરૂં ગણાય નહિ. આજે આપણે કોઈ જાણીતા મોટા ધનિકને જઈને પુછિયે કે 'કેમ ભાઈ, તમે સુખી છો કે નહીં?' તો તે એવો ઉત્તર આપશે કે, 'અરે ભાઈ, મારા જેવું તો કોઈ દુખિયું નહિ હોય. આ ફેરે વેપારવણજમાં બરોબર નફો થયો નથી, છોકરાના વિવાહ કરવા છે, તેમાં આબરૂ પ્રમાણે ખરચ કરવો જોઈએ તેની મોટી ચિંતાછે, ગાડી-ઘોડાની બે જોડ છે ને બે બીજી રાખવી છે પણ કાંઈ કમાણી નથી એટલે ખરચ ઉપડે નહીં, ઘરમાં બે લાખનાં કડાં કરાવવાનાંછે તેને માટે રાત દિવસ રાંડ જીવ ખાઈ જાયછે, મોટો છોકરો લફંગો થયોછે તે નાણું ઉડાડી નાખેછે, શરીરે કાંઈ સારૂં રેહેતું નથી, ધાર્યું ઉતરતું નથી, રાતના બારબાર વાગ્યાસુધી રખડીને મરી જઈએ છીએ અને હેરાન થઈ જઈએ છિયે.' આમ તે બોલી ઉઠશે. આ વાત ખોટી નથી. ધન ન હોયતો તેને મેળવવાની ચિંતા થાયછે. મળ્યા પછી તેને કેમ સાચવવું તેની ચિંતા થાયછે. સાચવવાની ચિંતા થયા પછી હવે વધારો કેમ થાય એની ચિંતા થાયછે. એમ ઈચ્છા કરવાથી પણ દુઃખ કરેછે, મેળવ્યા પછી પણ દુઃખ કરે છે અને કદી મેળવેલું જાય તો પણ મહા દુઃખ કરેછે. આ નિયમ એકને માટે નથી. મોટા મોટા ચક્રવર્તિ રાજાને અને સાધારણ ધનિકને બધાને સરખોછે. ધનવડે કેટલાકે પોતાના પ્રાણ સંગ્રામમાં ખોઈને અમૂલ્ય શરીરને ગીધ અને કાગડાઓને ખવરાવ્યાંછે, ધનવડે કેટલાકે પોતાનાં વહાલાં સગાંને વેરી કર્યાંછે, ધનવડે કેટલાક પોતાનાં પવિત્ર કુટુંબથી વિખૂટા પડી રખડી મુવાછે, ધનવડે કેટલાક આપઘાત કરી મહા નર્કના નિવાસી થયાછે, ધનવડે કેટલાક લુટારાઓને હાથ પડી મોતવિના મુવા છે, ધનવડે મોટી મોટી આપત્તિયોને કેટલાક પામ્યાછે, અને ધનવડે રાજદ્વારમાં દંડાયાછે. વિચારી જુઓ કે શું સુખ થાયછે ધનથી? ધનવાળાને કુટુંબમાં સંપ રેહેતો નથી, વખતે પ્રજા ઉત્પન્ન થતી નથી, ઓચીંતી પીડાઓ આવી પડેછે અને ક્ષણ માત્ર પણ પુણ્યનો કે પરમાર્થનો વિચાર થઈ શકતો નથી. આટલામાટે લક્ષ્મીમાં લેશ પણ સુખ નથી એમ જાણવું જોઈએ.

ધનને ભોગવનારાઓ ક્ષણમાત્ર પણ સુખનો અનુભવ કરી શકતા નથી. ભીખ માગીને પેટભરનારા ભીખારિયો જેટલું સુખ લેછે, દીવાસળીની ડાબલીજેવા સાધારણ ધંધા કરી પેટનો ગુજારો કરનારા જેટલો સંતોષ લેછે, તેનો શતાંશ પણ ધનવાળા લેતા નથી. ગરીબ લોકો કોરી ધૂળમાં પાણાનું ઓશીશું કરી જેવી આનંદની ઊંઘ લે છે, દુર્બળ લોકો ઘાસની પથારી કરી પોતાના હાથનું ઓશીસું કરી જેવી આનંદની ઊંઘ લેછે, તેવી આનંદની મીઠી ઊંઘ બિચારા ધનથી સુખીયા કેહેવાતા લોકોને એક પલવાર પણ આવતી નથી. તેને ધનની ત્યાં રહી પણ પોતાનાં તનની પણ રાતદિવસ ચિંતા થયા કરેછે. સગો પોતાનો પુત્ર હોય તો પણ ધનવાન્‌ને તેની બીક રહ્યા કરે છે. આ નિયમ કાંઈ એક ઠેકાણે નથી, પણ આખા જગત્‌માં પ્રસિદ્ધ છે. સંબંધપ્રમાણે જેટલી મર્યાદા અને ધર્મ નિર્ધન પાળી શકે છે, તેનો સહસ્રાંશ પણ ધનવાળાથી પાળી શકાતાં નથી. મોટા મોટા રાજાઓને જ્યારે ટિલાત પુત્ર અવતરે છે ત્યારે ઘણો આનંદ થાય છે. પણ તેજ ટિલાત પુત્ર મોટો થવા માંડે છે કે પછી પોતાના તનવિષેની પણ ચિંતા વધતી જાયછે. ઈતિહાસોથી પ્રસિદ્ધ જણાય છે કે પિતા પુત્રને કોઈકજ ઠેકાણે પિતા-પુત્રનો સંબંધ રહેછે, બાકીતો નિરંતર વૈરભાવજ રહેલો છે. પોતાના પેટના પુત્રનીસાથે જ્યારે વેર બંધાયછે, અને પેટના પુત્રનેથી જ્યારે પોતાના શરીરની ધાસ્તી રહેછે, ત્યારે બીજાઓની રહે કેમન હોય તેમાં શી નવાઈ ? ઈતિહાસો વિષે મોટાં મોટાં રાજ્યમાં આવાં વૃત્તાંતો આપણે બહુ વાંચ્યાં છે. મોટા મોટા રાજાઓનાં, કારભારિયોનાં અને રાજકુમારોનાં નિકંદન થઈ ગયાંછે. આ બધું એક ધનવડે થાયછે; ધનના નિશાથી આંધળા થયેલા, પછી સઘળા અનર્થ કરવાના અને ભોગવવાના પાત્ર થાયછે. કોઈ પુણ્યશાળી હોય તેજ તેવા અનર્થથી અળગો રહી શકેછે.

કોઈ કહેશે કે ધનના દોષ અમે જાણ્યા; પણ જાણીને શું કરવું? પણ એ સવાલ ટુંકી નજરનો છે. આપણા ઘરમાં સર્પ નીકળ્યો હોય તેને જો સર્પ જાણીયે તો તેમાં લાભ છે કે હાનિ? દુધનો પ્યાલો

ભર્યા હોય ને તેમાં ઝેરી જંતુની લાળ પડી હોય તો તે દુધ છતાં-પણ તેના ગુણ દુધજેવા નથી રેહેતા. એવાં દુધનાં જો દોષ આપણે ન જાણીયે તો તેમાં લાભ કે હાનિ ? એક ગાંધીની દુકાન હોય તેમાં આક પણ વેંચાય અને સોમલ પણ વેંચાય. વેંચનાર બેયનાં સરખા-પણાંથી સોમલને પણ આક સમજી તેના ખરા ગુણ કે દોષ ન જાણે તો તેથી લાભ કે હાનિ ? ગમે તો આપણે ધનના ભોગવનારા છિયે અ-થવા ગમે તો ભોગવનારા ન હોઇએ, તોપણ બેય પક્ષવાળાઓએ ધનના જે દોષ છે તે જાણવા જોઇએ. રસાંજન અફીણના જેવું થાય છે. અફીણના કટકાને રસાંજનના જેવા ગુણનો માની બેસિયે તો એમાથી શું થાય ? જીવનાં જોખમવિના બીજું કશું થાય નહિ. સોમલને આક જાણીયે ને તેના ગુણ ન જાણવાથી તેને ક્યાંઇ વાપરી દેઇએ તો શું થાય ? જીવનાં જોખમવિના બીજું કશું થાય નહિ. જાણ્યા ન જાણ્યામાં એટલો ફેર છે. જેવો જાણવામાં સાર છે તેવો ન જા-ણવામાં નથી.

નિશા સઘળા ઉન્મત્ત કરે છે, તેમ ધનથી થતો નિશો પણ ઉન્મત્ત કરે છે. પણ એની ઉન્મત્તાઇ બીજાના જેવી નથી. અફીણના ગુણ આપણે જાણતા હોઇએ. તે જો ખાવામા ન આવે તો તો કાંઇ નહીં પણ જો ખાવામાં આવે તો તે પોતાનું મબળ દેખાડ્યાવિના રેહેતું નથી, પછી ગમે તો ગુણ જાણતા હોઇએ અને ગમે તો ન જાણતા હોઇએ. ધનના નિશાનું તો એમ છે કે, ધનના ગુણ-દોષ ખરાં અંતઃ-કરણથી ખરેખરા જાણ્યા હોય તો, તે મળે ત્યારે જેવી અવસ્થા હોય તેવી ને તેવીજ મળ્યા પછી પણ રહે છે. જાણવામાં એટલો ગુણ છે. જે નથી જાણતા તેની દશા ઉપર લખાઇ ગયા મમાણે બને છે. આ નિયમ ગૃહસ્થને માટે છે અને તેને વ્યવહાર માટે ધન વગર ચાલતું પણ નથી. મળેલાંમાં સંતોષ રાખવો અને મળ્યા પેહેલાં અને મળ્યા પછી તેના જે દોષ છે તે જાણી લઇ તેથી અળગું રેહેવું, એટલું ગૃહ-સ્થોને માટે કર્ત્તવ્ય છે. સન્યાસિયો માટે તો ધનનું દર્શન પણ યોગ્ય નથી. તેને માટે તો સદાય તે ધન અપાર અનર્થ કરનારૂંજ કેહે-વામાં આવ્યું છે. ને તે યથાર્થ જણાય છે.

આગળના અંકોમાં અને આ વ્યાખ્યાનમાં ધનવિષે સહુએ વાંચ્યું. વ્યવહારને અનુકુળ રહી હવે જણાવવાનું એટલુંજ કે, ધન એવું અનર્થકારક છે એમ સમજવું અને સમજીને જે જે અનર્થ તેથી થાય છે તે અનર્થથી અળગા રહેવું; કુટુંબને પાળવું ને તે સાથે સંપ રાખવો, સત્તાપ્રમાણે સત્કાર્યમાં અને સન્માર્ગમાં મળેલામાંથી વાપરવું અને આલોકનું અને પરલોકનુ સાધન સંપાદન કરી અમર નામ કરી જવું. જો આમ ન થયું તો ધન ધૂળ કરતાં પણ નપાવટ છે, એમ સમજવાને કંઈ અડચણ નથી. જેઓ નિર્ધન હોય તેઓએ માનવું કે એવાં અનર્થકારક દ્રવ્યથી ઈશ્વરે અળગા રાખ્યા તે ઘણું સારૂં કર્યું. આમ વિચારીને પછી વ્યવહાર ચલાવવા માટે બનતુ પ્રયત્ન કરી ઉપાર્જન કરવું. પછી કદી મળે તો મદી ન જવું અને ન મળે તો દુઃખ ન પામવું. શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે, જેનીઉપર હું કૃપા કરૂં છું તેને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરૂં છું. આમાં સમજવાનો સાર એ છે કે ઐશ્વર્ય એટલે સંપત્તિથી માણસ મોહી જઈ અનેક પ્રકારના અનર્થ કરે છે અને તેનું મન સારે માર્ગે નહિ જતાં અવળે માર્ગે ચડે છે, માટે ઈશ્વરની મેહેરબાની જેનાઉપર હોય તેને ધન ન હોય એટલે તેના મદથી મદાય નહિ, અને મદાય નહિ એટલે તેથી થનારા અનર્થો કયાંથીજ થાય? પરંતુ વિશેષ લાભમાં ઈશ્વર પૂજન થાય અને ક્ષમા, શાંતિ, સંતોષ, દયા, શમ, દમ, તિતિક્ષા, શ્રદ્ધા, આદિ અનેકગુણ આવે છે. અમારો હેતુ સર્વ વાતે સદ્ગુણી અને સત્પાત્ર થવાનો છે.

---

## विदुरनीति.

(સાંધણ પાને ૭ થી.)

धृतराष्ट्रउवाच ॥ अनीश्वरोयंपुरुषोभवाभवेसूत्रप्रोतादारुमयीवयोषा धात्रातुदिष्टस्यवशेकृतोयं तस्माद्वदत्वंश्रवणेधृतोहं ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે, સૂતરની દોરીમાં પરોવાયેલી લાકડાની પૂતળીની પેઠે આ પુરૂષ સારાં-નરતાંમાં, ઈશ્વરપણામાં અને અનીશ્વરપણામાં

પોતાને સ્વાધીન નથી, કેમકે વિધાતાએ તેને પ્રારબ્ધને આધીન કરેલછે. માટે આપ કહો અને હું સાંભળું છું.

विदुरउवाच ॥ अप्राप्तकालंवचनं बृहस्पतिरपिब्रुवन्।
लभतेबुद्ध्यवज्ञान मवमानंचभारत ॥२॥

બૃહસ્પતિ હોય અને તે પણ જો વખતવગરનું વચન બોલે તો હે રાજા! અજ્ઞાનબુદ્ધિપણું અને અપમાન પામે છે.

प्रियोभवतिदानेन प्रियवादेनचापरः
मंत्रमूलबलेनान्यो यःप्रियःप्रियएवसः ॥३॥

કોઈ દાનથી પ્રિય થાય છે, કોઈ મીઠું બોલવાથી પ્રિય થાય છે અને કોઈ મંત્રના કે ઔષધિના બળથી પ્રિય થાય છે; પરંતુ જે પ્રિય છે તે પ્રિયજ છે; એને પ્રિય કરવાને કશું કારણ નથી. અર્થાત્ જે મંત્ર કે મૂળ (ઔષધિ) આદિ કારણોથી પ્રિય થાય છે, તે દાનાદિકના અભાવથી અપ્રિય થઈ જાય છે; તેવો હું નથી. હું તો નિષ્કારણ પ્રિય છું; માટે આ ખરાખરીના વખતમાં મારાં વચનનો તમારે અનાદર ન કરવો.

द्वेष्योनसाधुर्भवति नमेधावीनपंडितः।
प्रियेशुभानिकार्याणि द्वेष्येपापानिचैवह ॥४॥

જે જેનો શત્રુ છે, તે તેને સાધુ હોય તો પણ સાધુ લાગતો નથી; બુદ્ધિવાન્ હોય તો પણ બુદ્ધિવાન્ લાગતો નથી; અને પંડિત હોય તો પણ પંડિત લાગતો નથી. જે જેનો પ્રિય છે, તે તેને વિષે સર્વ કાર્યને સારાં લેખે છે અને જે જેનો દ્વેષ્ય (શત્રુ) છે, તે તેનેવિષે સર્વ કાર્યને નઠારાં લેખે છે.

उक्तंमयाजातमात्रेपिराजन्दुर्योधनंत्यजपुत्रंत्वमेकं
तस्यत्यागात्पुत्रशतस्यवृद्धिरस्यात्यागात्पुत्रशतस्यनाशः॥५॥

હે રાજા! મેં તમને પ્રથમજ કહેલું છે કે તમે તમારા પુત્ર દુર્યોધનને તજો; કેમકે તેનો એકનો ત્યાગ કરવાથી સો પુત્રની વૃદ્ધિ થાય તેમ છે અને તેને એકને અંગીકાર કરવાથી સોયે પુત્રોનો નાશ થાય તેમ છે.

नवृद्धिर्बहुमंतव्या यावृद्धिःक्षयमावहेत् ।
क्षयोपिबहुमंतव्यो यःक्षयोवृद्धिमावहेत् ॥६॥

જે વૃદ્ધિ ક્ષયને કરનારી હોય તે વૃદ્ધિ બહુ માનવા યોગ્ય નથી, પરંતુ જે ક્ષય વૃદ્ધિને કરનારો હોય તે ક્ષય પણ બહુ માનવા યોગ્ય છે. અર્થાત્ પરિણામે ક્ષય કરનારી વૃદ્ધિને અંગીકાર કરવા કરતાં પરિણામે વૃદ્ધિને કરનારા ક્ષયને અંગીકાર કરવો એ યોગ્ય છે.

नसक्षयोमहाराज यःक्षयोवृद्धिमावहेत् ।
क्षयःसत्विहमंतव्यो यंलब्ध्वाबहुनाशयेत् ॥७॥

હે મહારાજા! જે ક્ષયથી વૃદ્ધિ થતી હોય તે ક્ષયને ક્ષયરૂપ માનવો નહી, ક્ષય તો એનેજ માનવો કે જેને મેળવવાથી ઘણો નાશ થાય.

समृद्धागुणतःकेचिद्भवंतिधनतोपरे
धनवृद्धान्गुणैर्हीनान्धृतराष्ट्रविवर्जय ॥८॥

કેટલાક ગુણથી વૃદ્ધિ પામે છે અને કેટલાક ધનથી વૃદ્ધિ પામે છે. પરંતુ હે ધૃતરાષ્ટ્ર! ગુણથી હીન રહેલા ધનથી વધેલાનો ત્યાગ કરો. જગત્‌ને સદ્ગુણથી વૃદ્ધિ પામેલા ને ગ્રહણ કરવાનું સૂચવ્યું અને રાજાને પાંડવોને ગ્રહણ કરવાનું અને દુર્યોધન શકુની આદિનો ત્યાગ કરવાનું સૂચવ્યું.

धृतराष्ट्रउवाच ॥ सर्वंत्वमायतीयुक्तं भाषसेप्राज्ञसंमतं ।
नचोत्सहेसुतंत्यक्तुं यतोधर्मस्ततोजयः॥९॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો કે, હે વિદુરજી! તમે જે કહો છો તે બુદ્ધિવાન્ પુરૂષો સંમતિ આપે તેવું, અને પરિણામે સારાં ફળવાળુંછે; પરંતુ મને મારા પુત્રને ત્યાગ કરવાની ઇચ્છા થતી નથી. જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે.

विदुरउवाच ॥ अतीवगुणसंपन्नोनजातुविनयान्वितः
सुसूक्ष्ममपिभूतानामुपमर्दमुपेक्षते ॥१०॥

વિદુર બોલ્યો કે, હે રાજા! જે ઘણા ગુણથી ભરેલો હોય અને જે વિનયવાળો હોય તેજ, પ્રાણિયોનો જરા પણ ક્ષય થતો હોય તો તેની ઉપેક્ષા કરતો નથી. અર્થાત્ સદ્ગુણી અને વિનયી પુરૂષો જરાપણ નાશ થતો હોય તો તેની ઉપેક્ષા કરતા નથી. ત્યારે આ તો કુળનો નાશ થાય છે તેની ઉપેક્ષા તમે કેમ કરો છો?

परापवादनिरताः परदुःखोदयेषु च ।
परस्परविरोधे च यतंते सततोत्थिताः ॥११॥
सदोषदर्शनं येषां संवासे सुमहद्भयं ।
अर्थादाने महान्दोषः प्रदाने च महद्भयं ॥१२॥
येवैभेदनशीलास्तु सकामा निस्त्रपाः शठाः ।
येपापा इति विख्याताः संवासे परिगर्हिताः ॥१३॥
युक्ताश्चान्यैर्महादोषैर्येनरास्तान्विवर्जयेत् ।

જે પુરૂષો પારકી નિંદામાં પરાયણ છે, જે બીજાને દુઃખ ઉત્પન્ન કરવામાં અને પરસ્પર વિરોધ કરાવવામાં નિરંતર ભેઠ બાંધીને યત્ન કર્યા કરે છે, જોવામાં પણ જે દોષવાળા લાગે, જેની સાથે રેહેવાથી મોટો ભય લાગે, જેની પાસેથી અર્થ લેવાથી મોટો દોષ લાગતો હોય, જેને આપવાથી મોટો ભય લાગતો હોય, જેનો કલેશ કરાવવાનો કે ફાટો પડાવવાનોજ સ્વભાવ હોય, જે કામનાવાળા હોય, જે લાજ વગરના હોય, જે શઠ હોય, જે પાપી કેહેવાતો હોય, તે સઘળાની સાથે રહેવું કહેલ નથી. બીજા પણ જે પુરૂષો મોટા દોષથી ભરેલા હોય તેનો ત્યાગ કરવો જોઈએ.

निवर्त्तमाने सौहार्दे प्रीतिर्नीचे प्रणश्यति ॥१४॥
याचैव फलनिर्वृत्तिः सौहृदे चैव यत्सुखं ।
यतते चापवादाय यत्नमारभते क्षये ॥१५॥
अल्पेप्यपकृते मोहान्न शांतिमधिगच्छति ।
तादृशैः संगतं नीचैर्नृशंसैरकृतात्मभिः ॥१६॥
निशम्य निपुणं बुद्ध्या विद्वान्दूराद्विवर्जयेत् ।

સ્નેહ થવાનો જે હેતુ હોય તે હેતુ નાશ થવાથી નીચ માણસમાં જે પ્રીતિ હોય, ફળનિવૃત્તિ હોય અને સ્નેહમાં જે સુખ હોય, તેનો પણ નાશ થાય છે, અને પછી તે નીચ માણસ અપવાદ કરવા લાગે છે અને ક્ષય કરવાને માટે યત્ન કરે છે; જરા પણ એ નીચનો અપકાર અજાણતાં થઈ જાય તો તે ક્ષમા નથી કરતો; માટે તેવા ક્રૂર, કર્યા ઉપકારને નહિ

જાણનારા નીચ પુરૂષોની સંગતિ સારી રીતે મનમાં વિચારીને વિદ્વાન્ માણસે દૂરથીજ તજી દેવી.

योज्ञातिमनुगृह्णाति दरिद्रंदीनमातुरं ॥१७॥

सपुत्रपशुभिर्वृद्धिं श्रेयश्चानंत्यमश्नुते ।

જે મનુષ્ય જ્ઞાતિઉપર, દરિદ્રઉપર, દીનઉપર અને આતુરઉપર અનુગ્રહ કરે છે, તેનાં પુત્ર પશુઆદિકની વૃદ્ધિ થાય છે અને અત્યંત કલ્યાણને ભોગવે છે.

## चंद्रप्रभा चरित्र.

(સાંધણ પાને ૧૯ થી.)

ઘણીજ સૂક્ષ્મ નજરથી જોતાં એકપત્નીવ્રતરૂપ ચિંતામણિવિના નથી જપ કલ્યાણ કરી શકતો, નથી તપ કલ્યાણ કરી શકતું, નથી ધ્યાન કલ્યાણ કરી શકતું, નથી દાન કલ્યાણ કરી શકતું, નથી શ્રવણ કલ્યાણ કરી શકતું, નથી મનન કલ્યાણ કરી શકતું, નથી નિદધ્યાસ કલ્યાણ કરી શકતો, નથી સ્વાધ્યાય કલ્યાણ કરી શકતો, નથી ગુરૂભક્તિ કલ્યાણ કરી શકતી અને નથી ઈશ્વરભક્તિ પણ કલ્યાણ કરી શકતી. વેદ, શાસ્ત્ર, પુરાણ, ઈતિહાસ, કાવ્ય, ચંપૂ, નાટક, કથા અને કથાનકોમાં એકપત્નીવ્રતનો મહિમા જાહેર રીતે જોવામાં આવે છે. તે વ્રતની ઉપાસનાનું ફલ પણ સર્વ લોકોના અનુભવની બાહાર નથી. તેમજ તે વ્રતનું સેવન કરવામાં જેટલું માણસ આલસ્ય રાખે છે તેનાં પરિણામ કેવાં આવે છે તેથી પણ કોય અજાણ્યું નથી. જેઓ માત્ર કંદ મૂલ અને ફલનેજ ખાઈને રેહેનારા હશે, જેઓ માત્ર વલ્કલ વસ્ત્રોનેજ પેરનારા હશે, જેઓ માત્ર પર્ણકુટીમાંજ રેહેનારા હશે અને જેઓ જન્મથીજ હૃદયની દુર્બલતાને લીધે પોતાના પરછાયાથી પણ ડરીને ચાલનારા હશે, એવા રાંક લોકો પણ એ મહાવ્રતનું સેવન કરવાથી કેટલા કેટલા મહાપંડિતોની પંક્તિમાં પ્રથમ નથી ગણાયા, કેટલા કેટલા અપ્રતિમ શક્તિવાળાઓમાં અગ્રેસર નથી ગણાયા અને કેટલા કેટલા ચક્રવર્તિ રાજ્યની

સત્તા ભોગવનારા નથી થયા? તેમજ જેઓ પોતાના પિતા, પિતામહ અને પ્રપિતામહ આદિ વંશપરંપરાથી આખી પૃથ્વીનું પ્રભુપણું ધરાવતા હશે, જેઓ અનેક ફેરે દિશાઓ જીતવાથી દિગ્વિજયીની ગણનામાં મૂખ્ય ગણાતા હશે, જેઓએ સાતેય દ્વીપ પોતાને તાબે કરેલા હશે, જેઓએ ચૌદેય ભુવન વશ કરેલ હશે, જેઓ ગર્વશ્રીમંતો કેહેવાતા હશે, જેઓ બુદ્ધિના સમુદ્રરૂપ ગણાતા હશે, જેઓ શ્રુતિ સ્મૃતિ અને શાસ્ત્રના પારંગત ગણાતા હશે, એવા કેવળ પુરૂષોજ નહિ પણ દેવ અને દાનવો પણ એકપત્નીવ્રતરૂપ રત્નની ઉપેક્ષાથી કેટલા કેટલા રાજ્યથી ભ્રષ્ટ નથી થયા, કેટલા કેટલા પ્રતાપ વગરના નથી થયા, કેટલા કેટલા લક્ષ્મીવિનાના નથી થયા, અને કેટલા કેટલા રાંક અને પામર લોકોને પણ હસવાલાયક દશાને પ્રાપ્ત નથી થયા? એકપત્નીવ્રત એ એક સર્વોત્તમ કલ્યાણનું સાધન છે, વિજયનું મૂલ છે, ઉન્નતિનું કારણ છે, અનેક પ્રકારની સંપત્તિરૂપ કલ્પલતાનું ઉત્પન્ન થવાનું સ્થાનક છે, પવિત્ર યશરૂપ અમૃત આપનારૂં છે; ભૂલોકમાં, પાતાલમાં કે સ્વર્ગમાં એવો કોઈ પણ દુર્લભ પદાર્થ નથી કે જે એકપત્નીવ્રતથી ન મળે. નલરાજા અપ્રતિમ આપત્તિથી મુક્ત થઈ સ્વરાજ્યને પ્રાપ્ત થયા, ભગવાન્ રામચન્દ્ર રાવણ જેવા પ્રબલ વૈરીનો વિનાશ કરી પોતાનાં કુલપરંપરાનાં રાજ્યને પ્રાપ્ત થયા. હરિશ્ચંદ્ર અસંખ્ય આપત્તિઓને ઉતરી સંપૂર્ણ સંપત્તિને પ્રાપ્ત થયા, તે માત્ર જગતપ્રખ્યાત પવિત્ર એકપત્નીવ્રતના પ્રભાવથીજ, એ વાત કોની અજાણી છે? એકપત્નીવ્રતની આખાદી રેહેવાજ સદાશિવે સતીનો દેહ ત્યાગ થયા પછી સતીનાં અસ્થિનો હાર પેરી ૧૨ વર્ષ સુધી તીર્થાટન કરેલ છે, એ મહાવ્રતને અખંડ રાખવાજ રામચંદ્રજીએ સીતાજી પૃથ્વીમાં પધાર્યા ત્યાર પછી યાવજ્જીવિત અખંડ બ્રહ્મચર્ય પાળેલ છે, એ મહાવ્રતનો પરાભવ ન થવા સારૂજ નલરાજાએ સતી દમયંતીથી જુદા પડ્યા પછી હજારો દુઃખો સહન કરેલાં છે, એ મહાવ્રતનું સંરક્ષણ કરવા સારૂજ રાજા પુરૂરવા ઉર્વશી વનમાં અંતર્ધ્યાન થઈ ગયા પછી ઘેલાજેવો બની ગયેલો છે, એ

મહાવ્રતનેજ પાલન કરવા સારૂ રાજા ચિંતામણી વાસવદત્તા શિલારૂપ થઈ ગયા પછી ઉન્મત્ત થઈ પ્રત્યેક વનમાં ભટક્યો છે અને એ મહાવ્રતમાં પ્રીતિને લીધેજ રાજકુમાર ઋતુધ્વજે સંસાર સુખનો ત્યાગ કરેલ છે. સૃષ્ટિના આરંભથી તે આજ સુધી પૂર્ણ રીતે ઇતિહાસો સાંભળશું તો એમજ સિદ્ધ થશે કે, જે જે મહાત્માઓ ગણાઈ ગયા છે, જે જે પુણ્યશ્લોકની પંકિતમાં ગણાઈ ગયા છે, જે જે વીર અને ધીરની ગણનામાં ગણાયા છે, અને જેઓ રાજાઓ મહારાજાઓ અને રાજાધિરાજાઓ ગણાયા છે, તેઓને તે તે સ્થિતિયે પોચાડનારૂં એક એકપત્નીવ્રતજ છે. તેમજ અખૂટ ખજાનાઓ આબાદ છતાં, પ્રવીણ પ્રધાનોની પ્રબલતા છતાં, અને શૌર્યશક્તિ નિઃસીમ છતાં, મોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાં છે, રાજાઓ રાંક થઈ ગયા છે અને દેશ ઉજડ થઈ ગયા છે. તેની તેવી સ્થિતિ થવાનું મૂળ તપાસતાં આપણને એમજ નિશ્ચય થશે કે એક પત્નીવ્રતનીજ ખામી તેનું મૂલ કારણ છે. એક સમયે આપણે જે ઘરોનાં આંગણાંમાં હાથીઓ ઝૂલતા જોયા છે, એક સમયે આપણે જે ઘરોમાં મહાકવિયોની અમૃતતુલ્ય કવિતાઓના કોલાહલો સાંભળ્યા છે, એક સમયે આપણે જે ઘરોમાં અપ્સરાઓનાં સુંદર ગાયનો સાંભળ્યાં છે, એક સમયે આપણે જે ઘરોમાં સોનાની છડીથી લોકોને દૂર કરતા ચોપદારોના પોકારો સાંભળ્યા છે, એક સમયે આપણે જે ઘરોનાં આંગણાંમાં સાધારણ માણસો નહી પણ અમીર ઉમરાઓ અને રાજાઓની ભીડ જોઈ છે, એક સમયે આપણે જે ઘરોમાંથી અમૂલ્ય અલંકારો, દિવ્ય વસ્ત્રો અને સોનામોહોરોથી પૂર્ણ પાત્રો ઇનામમાં લઈ લઈને આનંદથી હસતે મોઢે નીકલતાં કવિયોનાં અને વિદ્વાનોનાં ટોળેટોળાં જોયાં છે, અને એક સમયે આપણે જે ઘરોમાંથી હાથી ઘોડા રથ અને પાલખી વિગેરેની અસ્વારીથી નીકલતાં મનુષ્યોને જોયાં છે, તેજ ઘરોનાં આંગણામાં આપણે આજે ભુંડનાં ટોળાં ભમતાં જોઈયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે કુતરાંના રોવાના શબ્દો સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે શિયાળિયાંની શીયાળી સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ચૂડે-

લોના રાસડા સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ભયંકર નાગ નાગણીયો અને નોળિયાને દોડતાં દેખિયે છિયે, તેજ ઘરોમાંથી આજે આપણે કુકડાં કબુતર અને ઊંદરને મોમાં લઈ નીકલતા કુતરાંને અને મીંદડાંને જોઇયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ઠેકાણે ઠેકાણે બાવાંનાં જાળાં જામી ગયેલાં, કરોળિયાનાં પડો બાઝી ગયેલાં, અને ઘાસ ઉગી ગયેલાં જોઇયે છિયે, અને તેજ ઘરોમાં આજે આપણે કરૂણાજનક દીન અને અનાથ અબલાઓના વિલાપના શબ્દો સાંભળી આંખમાંથી આંશુડાંની ધારાઓ પાડિયે છિયે. ટૂંકામાં જે ઘરો એક સમયે જોનારને પરમ આનંદ કરનારાં થઈ પડતાં, તેજ ઘરો આજે સર્વ જોનારાં માણસોને અપ્રતિમ ઉદ્વેગ ઉપજાવનારાં થઈ પડે છે. આ પ્રમાણે વિપરીત દશા થાવાનું કારણ શું હશે એમ જો કોયના અંતઃકરણમાં આશ્ચર્યથી શંકા થાતી હોય તો હુંજ જણાવું છું કે, બીજું કાંઈજ નહિ પણ માત્ર એકપત્નીવ્રત ન પાળતાં ધનનામદથી અંધ થઈ પોતાની ઈચ્છાપ્રમાણે દુરાચરણથી ચાલવાનોજ એ પરિણામ છે. એકપત્નીવ્રતને વિસારી દઈ નઠારી વૃત્તિ કરવી એ મોટામાં મોટું પાપ છે. તે પાપની તુલના ધરાવી શકે તેવું બિજું કોય પાપ નથી. તમારૂં ક્યાં અજાણ્યું છે કે પ્રાચીન મહાકવિયો અને મહાત્માઓએ એકપત્નીવ્રતવિષે કેવા કેવા ઉત્તમ મત આપ્યા છે? તોપણ થોડાં મહાકવિયોનાં વચનરત્નો હું જણાવું છું, તે ઉપર લક્ષ આપશો. કોઈ મહાન્ કવિ કેહે છે કેઃ—

'सन्मार्गस्खलनंविवेकदलनंप्रज्ञालतोन्मूलनं ।
गांभिर्योद्वहनंधृतेश्चशमनंनीचत्वसंपादनं ॥
सत्ध्यानावरणंत्रपापहरणंपापप्रपापूरणं ।
धिक्कष्टंपरदारवीक्षणमपिप्राज्ञंकुलीनेनतत्' ॥

(ઉત્તમ કુલમાં ઉત્પન્ન થનાર માણસે પરસ્ત્રી સામી નજર પણ કરવી નહી. કારણ કે પરસ્ત્રી સામું પાપબુદ્ધિથી જોવું એ સન્માર્ગથી ખેસવનારૂં છે, વિવેકનું દલનારૂં છે, બુદ્ધિરૂપ લતાને મૂલમાંથી ઉખેડી કાઢનારૂં છે, ગંભીરતાને ઉછાળી નાંખનારૂં છે, ધીરજને શમાવી

નાખનારૂં છે, નીચપણાને સંપાદન કરનારૂં છે, સારો ધ્યાનને હારી દેનારૂં છે, લાજને ખોનારૂં છે, પાપરૂપ પિયાવાને પૂરનારૂં છે, અને કષ્ટરૂપ તથા ધિક્કાર ભરેલું છે.)

વિચારો કે આ પદ્યરત્નથી આપણાં એકપત્નીવ્રતને કેટલું માન મળે છે? બીજો મહાકવિ કહે છે કેઃ—

'अशुचितानिलयंप्रलयंरुचामयशसांप्रभवंविभवंरुजां ।
परमशर्मसुधाम्बुधिवाडवंनजनयेत्सुजनोंन्यवधूरतं' ॥

(પરસ્ત્રી સાથે ચાલવું તે અપવિત્રતાનું ઘર છે, કાંતિનું પ્રલયરૂપ છે, અપયશને ઉત્પન્ન કરનારૂં છે, રોગને વધારનારૂં છે, અને પરમ સુખરૂપ જે સુધાસમુદ્ર તેને શોષવામાં વડવાનળરૂપ છે.) આ વાક્યથી પણ તે વાતને ટેકો મળે છે. ત્રીજો કવિ કહે છે કેઃ—

'परदारपरद्रव्यपरद्रोहपराङ्मुखः ।
गंगाप्याहक्वदागत्य मामयंपावयिष्यति' ॥

(શ્રીગંગાજી પણ એમ કહે છે કે, જે પુરૂષ પરસ્ત્રી સામું ન જોતો હોય, જે પરધન સામું ન જોતો હોય, અને જે પારકો દ્રોહ ન કરતો હોય, તેવો પુરૂષ આંહી આવી મને ક્યારે પવિત્ર કરશે?)

આ પદ્યમાં પ્રથમજ પરદાર શબ્દ નાખવાથી અને પરદ્રવ્ય તથા પરદ્રોહ શબ્દ પછી નાખવાથી શું એકપત્નીવ્રતની ઓછી મહત્તા બતાવી છે? ચોથો કવિ કહે છે કેઃ—

'मातृवत्परदारेषुपरद्रव्येषुलोष्ठवत् ।
आत्मवत्सर्वभूतेषु यःपश्यतिसधर्मवित्' ।
(अथवा) 'यःपश्यतिसपश्यति' ॥

(જે પરસ્ત્રી સામું માતૃતુલ્ય બુદ્ધિથી જુવે છે, જે પરદ્રવ્ય સામું માટી જેવી બુદ્ધિ જુવે છે, અને જે પ્રાણિમાત્રને પોતાની તુલ્ય જુવે છે, તેજ ખરા ધર્મને જાણે છે અથવા તેજ દેખે છે. બાકી સર્વ આંધળા છે.) પાંચમો કવિ કહે છે કેઃ—

'यःपरवादेमूकः परदारविलोकनेप्यंधः ।
पंगुःपरधनहरणे सजयतिभुवनत्रयेपुरुषः' ॥

(જે પારકી સ્ત્રિયોં સામું જોવામાં તો આંધળો છે, જે પારકું ધન લઈ લેવામાં તો પાંગળો છે, અને જે પારકી નિંદા કરવામાં તો મુંગો છે, તે પુરૂષજ ત્રણ ભુવનમાં જય મેળવે છે.) મહા કારૂણિક ભગવાન્ વ્યાસજી કહે છે કેઃ—

'किंविद्ययाकिंतपसा किंत्यागेनश्रुतेनवा ।
किंविविक्तेनमौनेन स्त्रीभिर्यस्यमनोहृतम्' ॥

(પરસ્ત્રિયોમાં જેનું મન હરાણું છે, તેઓ વિદ્યા ભણે તો વિદ્યાથી પણ શું થવાનું; તેઓ તપ કરે તો તપથી પણ શું થવાનું, તેઓ દાન કરે તો દાનથી પણ શું થવાનું, તેઓ શાસ્ત્ર સાંભળે તો તે શાસ્ત્ર શ્રવણથી પણ શું થવાનું,' તેઓ એકાંતમાં રહે તો એકાંતથી પણ શું થવાનું; અને તેઓ કદી મૌનવ્રત લઈ મુંગા રહે તોપણ તે મૌનવ્રતથી શું થવાનું? કાંઈજ નહીં.) તેમજ—

'नहीदृशमनायुष्यं लोकेकिंचनविद्यते ।
यादृशंपुरुषस्येह परदाराभिमर्षणम्' ॥

(પુરૂષનું આયુષ્ય તોડનારૂં લોકમાં પરસ્ત્રીના સ્પર્શજેવું બીજું કાંઈજ નથી.)

આ પ્રમાણે જુદા જુદા પ્રાચીન કવિયો અને ભગવાન્ વ્યાસજી પણ એકપત્નીવ્રતને અનેક ઈતિહાસોથી પુષ્ટિ આપે છે. માટે મારા સમવય મિત્રોને મારી એટલીજ પ્રાર્થના છે કે 'આપણે એકપત્નીવ્રત-વિષે કૃતપ્રતિજ્ઞ રેહેવું.'

પ્રિય મિત્ર! આ પ્રમાણે દરેક સભામાં આપે આપેલાં ભાષણોથી સિદ્ધ થાય છે કે અનેક પુરાણ અને ઈતિહાસોમાં એકપત્નીવ્રતને સર્વોત્તમ ગણેલું છે. તેમ છતાં તે મહાવ્રતનો અનાદર કરી લાખો લોકો પરસ્ત્રિયોમાંજ પ્રીતિ બાંધનારાઓ કુતરાની માફક ચારેકોર દોડ્યા કરે છે, શેરિયે શેરિયે ચોવટે ચોવટે અને રાજમાર્ગોમાં પણ તેવાજ નરપશુઓ નજરે આવે છે, જેઓને જોયાથી સજ્જનોનાં ચિત્ત ખેદરૂપ સમુદ્રમાં મગ્ન થઈ જાય છે. જગત્માં કોણ વિશ્વાસ કરવા યોગ્ય છે અને કોણ વિશ્વાસ કરવા યોગ્ય નથી, કોણ બોલાવા

યોગ્ય છે અને કોણ બોલાવા યોગ્ય નથી, કોણ સ્નેહ કરવા યોગ્ય છે અને કોણ સ્નેહ કરવા યોગ્ય નથી? ઈત્યાદિ વિચારનો નિશ્ચય વાનર જેવા નરોની સંખ્યા વધી જવાથી બિલકુલ થઈ શકતો નથી. આપ જેવાં મનુષ્યરત્નો તો વિરલ છે કે જેઓએ જન્મથીજ એકપત્નીવ્રતને પોતાના પ્રાણતુલ્ય ગણેલ હોય, જેઓને સ્વપ્નમાં પણ પારદાર્યરૂપ કાદવનો સ્પર્શ થયો ન હોય અને જેઓની કાંતિને યૌવનરૂપ પ્રદોષથી થયેલ ઘોર અંધકાર પણ પરાભવ કરી શકતો ન હોય. પ્રિયમિત્ર! હું ખરૂં કહું છું કે જન્મથી પરસ્ત્રિયોને માતૃતુલ્ય ગણનારાં આપ જેવાં મનુષ્યરત્નો પાંચ કે છ પણ નેત્રને આનન્દ દેતાં નથી. કેવલ જેજે દિશા તરફ નજર કરૂં છું તે તે દિશાઓમાં ચારેકોરે દોડીદોડીને અને પોતાના કર્ણકઠોર શબ્દો સંભળાવી સંભળાવી લોકોના મનમાં ઉદ્વેગ ઉપજાવનારા દ્વિપદરાસભોને (એટલે માણસરૂપ ગધેડાઓને) જોઈને અને આપનાં બાલ્યથીજ પવિત્ર ચરિત્રો સંભારી સંભારી મારા મનમાં એમ થાય છે કે, તેવી પવિત્ર માતાઓ પણ વિરલ છે, કે જેઓનાં ઉદરમાં આપના જેવાં મનુષ્યરૂપ માણિક પાકે છે; તેવા પિતાઓ પણ પુણ્યવાન્ અને ધન્યવાદને લાયક છે કે જેઓ આપના જેવા પવિત્રપુત્રોથી સત્પુત્રવાનની પંક્તિમાં ગણાતા હોય અને તે મિત્રોનું તો જન્મ અને જીવિત પણ સફલ છે કે જેઓના આપજેવા નિર્દોષ યૌવનવાળા મિત્રસાથે મૈત્રીરસનો અનુભવ કરવાથી સૌશીલ્યને વર્ધનારા દિવસો આનંદમાં નિર્ગમન થાતા હોય.

આ પ્રમાણે પાઠશાળામાં આરંભેલું એકપત્નીવ્રતના વિષયનું ભાષણ જે પોતાના હૃદયમાં ભરાઈ આવ્યું હતું તે તેણે શત્રુશલ્યની પ્રતિમા પાસે કરી સંભળાવ્યું. આ ભાષણની સમાપ્તિ સુધી શ્રુતશીલને એમ ભાન ન હતું કે હું પ્રતિમા પાસે બોલું છું. પણ જ્યારે ભાષણ સમાપ્ત થયું ત્યારે શત્રુશલ્ય તરફથી કાંઈ પ્રત્યુત્તર ન મળવાથી તે આશ્ચર્ય પામ્યો. તેટલામાં તેને સ્મરણ આવ્યું કે આ તો મારી ભૂલ થઈ. હું તો આ પ્રતિમાપાસે બોલું છું. ચોતરફ નજર કરે છે ત્યાં હવે સૂર્યાસ્ત થવાને માત્ર અરધી ઘડીનો વિલંબ છે.

# संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS.)

प्रकरण २.

(સાંધણ પાને ૪૦ થી.)

'पश्यलक्ष्मणपंपायां बकःपरमधार्मिकः ।
शनैःशनैःपदंधत्ते मत्स्यहिंसनशंकया ॥
पार्थिकानैवजानन्ति जानन्तिसहवासिनः ।
अनेनधृतवृत्तेन मत्कुलंनिष्कुलीकृतम्' ॥

ભાવાર્થ—રામચંદ્રજીએ પોતાના વનપ્રવાસમાં પંપા નામના સરોવરમાં ધ્યાનસ્થ થઈ ઉભેલા બગલાને જોઈ પોતાના ભાઈને કહ્યું કે 'લક્ષ્મણ તું જો! પેલો બગલો મહાધર્મવાળો જણાય છે, રખેને માછલાં મરે તેવી શંકાથી તે ધીમેધીમે ડગલાં ભરે છે.' આ સાંભળી સરોવરમાહેનો એક માછલો બોલ્યો કે 'ભાઈશ્રીના ગુણ તમો વટેમાર્ગુ શું જાણો? એના ગુણને તો જેઓને તેનો સહવાસ હોય તેજ જાણે. કારણ એજ ધર્મધ્વજે મારા કુળનો સત્યાનાશ વાળ્યો છે.

કેવો યથાર્થ ન્યાય ઉપરના શ્લોકમાં રહેલો છે? જ્યાં સુધી ભાઈશ્રીના ગુણ આપણા સમજવામાં આવ્યા નહીં હોય, ત્યાં સુધી તો ઉપરની સાધુતા ભાળી મોહીત થવા જેવું થાય છે. પણ જ્યારે દીર્ઘ પરિચયથી ખરૂં સ્વરૂપ જાણવામાં આવે છે, ત્યારે આપણને પ્રથમ બાંધેલ અભિપ્રાયમાં રૂપાંતર કરવું પડે છે. માટે ઉપલા ડોળની પરીક્ષા કોઈ વેળા વિપરિત થઈ પડે છે; અને કોઈ પ્રસંગે એની ટેવથી કાળાંતરે સારા મનુષ્યને વિષે આપણા દુરાગ્રહને લીધે દુર્ગુણ કલ્પવામાં આવે છે, અને નઠારા મનુષ્યનેવિષે ઉત્તમ ગુણ કલ્પવામાં આવે છે.

સજ્જન-દુર્જનનો બાહારનો દેખાવ કોઈવાર આપણી રૂચિની પ્રતિકુળતા અથવા અનુકુળતાને લેઈને વિલોમ ભાસે છે:—

'नारिकेलसमाकारा दृष्यन्तेपिहिसज्जनाः ।
अन्येबदरिकाकारा बहिरेवमनोहराः' ॥

અર્થ—(સજ્જનનો ઉપરનો દેખાવ (સમયપર) નાળિયેરના જેવો હોય છે; અને બીજા (દુષ્ટ અને સ્વાર્થી પુરૂષો) બોરડીના બોર જેવા ઉપરથીજ રળિયામણા હોય છે.)

આ પરીક્ષા સાર્થક છે. આપણને કોઈ વિષયનો છંદ લાગેલો હોય અને તે પરિણામે આપણને બાધકારક હોય; પરંતુ આપણે તે વિષયના મોહમાં લંપટ થયેલા હોઈએ તેથી 'अर्थीदोषंनपश्यति'* એ વાણું થતાં, પડેલી ટેવ છોડી દેવાનું આપણને સુજતું નથી. એટલુંજ નહીં પણ તે વાત છોડવવાનો કોઇ આગ્રહ કરે તો; તે હિતકૃત્પુરૂષ પણ કદાચિત્ શત્રુવત્ લાગે. પરંતુ તેમ થવા છતાં પણ તે ચાલ જો આપણામાંથી ગઈ તો આગળ ઉપર થવાની હાનિ અટકશે, અને તેને માટે સારો લાભ મળશે. આ ઠેકાણે નાળિયેરની ઉપમા સિદ્ધ થાયછે. સત્પુરૂષનો બોધ મોહવશ પુરૂષને નાળિયેરનાં ઉપરનાં છોતરાં તથા તેની અંદરની કઠણ કાચલીના જેવો અણગમતો લાગશે. એટલે કે તેમની વાણી નાળિએરનાં છોતરાં જેવી પ્રથમ સાંભળવીજ અપ્રિય લાગશે; અને તે પ્રમાણે જો કરવું પડ્યું, તો, એ તેથી પણ કઠણ કામ એટલે તેને વિશેષ કઠોરતાની ઉપમા માટે કાચલીનું દૃષ્ટાન્ત યથાર્થ છે. પરંતુ જો તે ખરૂંખોટું લાગતાં પણ મનાણું, અને તે હિતશિક્ષા પ્રમાણે આચરણ થયું તો તેનું ફળ અન્તે નાળિએરનાં અંદરના ગોળા જેવુંજ મીઠું છે. તેમજ દુષ્ટપુરૂષ જો આપણી રૂચિ નઠારી હશે તો આપણને તેવોજ રૂચતો બોધ કરશે, અને તેથી 'ભાવતું ઔષધ વૈદ્યે ચિંધ્યું' એમ થવાથી આપણને તે બોધ કરનાર ઉપર સ્વાભાવિક મમતા થશે; અને તે અવિચારી મમતાના પ્રવાહમાં લેવાણાથકા પરિણામે આપણે દુઃખીજ થવાના. અહીં બોરની ઉપમા પણ યોગ્ય થાય છે. કેમકે ઉપરનું મનગમતું બોલવું તે બાહેરના રળિયામણા દેખાવ સરખું છે. પરંતુ તેમાંથી થતાં માઠાં

* સ્વારથી માણસ દોષ દેખતો નથી.

પરિણામો, એ જેમ બોરનું ઉપરનું પડ દૂર કરવાથી અંદરથી દાંત પાડી નાખે તેવો કઠણ અને વજ્રમાય નિઃસાર ઠળિયો નીકળે છે, તેના જેવાં દુઃખદ અને દુઃસહ છે. માટે ઉપરના મનગમતા ડોળથી ભૂલ ખાવા જેવું નથી. કેમકે કુરૂપ દેખાવથી નાળિયેર કાંઈ નિઃસાર વસ્તુ થવાની નથી, તેમજ બાહુરના રળિયામણા દેખાવથી બોર કાંઈ નાળિયેરથી ઉત્તમ સારવાળું થવાનું નથી.

ઉપર પ્રમાણે ચેતવણી છતાં આપણે જો ખરાં-ખોટાંની પરીક્ષા કરી નહીં અને સારનું ગ્રહણ તથા અસારનો ત્યાગ કર્યો નહીં, તો અંતે આપણને કુસંગ ઊંડા કુવામાં ઉતારી પછીથી પોતે ખશીજ નીકળવાનો. કેમકે દુષ્ટ મનુષ્યનું અંતઃકરણ મૂળેજ પાપી વિચારથી ભરેલું હોયછે, અને તેનો પ્રાકો પટ જો આપણને બેઠો, તો તેથી જે કૃતિ આપણે કરશું તે વિપરિતજ થશે; અને તેથી ભારે સંકટ આવી પડવાનું. આમ જ્યારે થશે ત્યારે મૂળે આપણને દુષ્ટ માર્ગે દોરનાર નીચ પુરૂષ આપણી સહાય કરવા ઉભો નહીં રહેતાં આપણ એકલાનેજ તે કડવાં ફળ ચાખવા રાખી પોતે નાશી જશે. અથવા તેથી પણ વિશેષ, કદાચિત્ આપણા ઉપર અણધાર્યું સંકટ નાખવાને પણ પ્રયત્ન કરશે. કેમકે તેની પ્રીતિ કાંઈ સત્પુરૂષના જેવી શુદ્ધ ભાવનામાંથી આવેલી નથી હોતી, અને તેથી કરી તે સાધુ પુરૂષની પ્રીતિ જેવી અડગ પણ નથી હોતી. એ તો જ્યારે સ્વાર્થ હોય ત્યારે અતિ આતુરતા બતાવે, અને આપણને પાપને માર્ગે દોરે, પરંતુ સ્વાર્થ સર્યો, અથવા તો કાંઈ આપણને વિઘ્ન થયું, તો તે તત્કાળ પલાયન થવાનો. પણ તે કાંઇ સાધુ પુરૂષની પેઠે અંતસુધી સહાય કરનાર નથી. દુષ્ટ પુરૂષનો સ્નેહ પોતાના સ્વાર્થસાર છે, અને સાધુ પુરૂષનો સ્નેહ પરોપકારાર્થ છે. તેથી ખળ પુરૂષ સ્વાર્થ સર્યે આપણને દુઃખમાં નાખી આપણો ત્યાગ કરે છે, અને સાધુ પુરૂષ એકવાર સ્નેહ કર્યા પછી મરણપર્યંત તેને નિભાવે છે,—

'आरंभगुर्वीक्षयिणीक्रमेण । लघ्वीपुरावृद्धिमतीचपश्चात् ॥
दिनस्यपूर्वार्धपरार्धभिन्ना । छायेवमैत्रीखलसज्जनानाम्' ॥

અર્થ—(દિવસની મધ્યાનપૂર્વની છાયા આરંભમાં ઘણી લાંબી હોયછે તે પછી ધીમે ધીમે ઘટતી જાય છે; તથા મધ્યાન્હોત્તરની છાયા પ્રથમ નહાની જણાયછે ને પછી અતિ વધી જાયછે; તેપ્રમાણે ખળ તથા સજ્જનની મિત્રતા છે.)

એટલે કે ખલ પુરૂષનો સ્નેહ—જેમ દિવસના પેહેલા ભાગની છાયા આરંભમાં દૃષ્ટિ મર્યાદાસુધી પહોંચેલી હોયછે અને પછી મધ્યાન્હ સુધીમાં ક્ષીણ થતી થતી છેક મધ્યાન્હે અદ્રશ્ય થઈ જાય છે, તેમ—આરંભમાં અતિશય દેખાય છે અને પછીથી ઓછો થતો થતો સાવ જતો રહે છે. તેમજ સાધુ પુરૂષનો સ્નેહ એ—જેમ દિવસની મધ્યાન્હ પછીની છાયા પ્રથમ જરાજરા વધતી દેખાઈ તેપ્રમાણે સાયંકાળસુધી ચાલુ રહી દૃષ્ટિ મર્યાદાસાથે મળી જાય છે, તેમ—પેહેલાં ધીમે ધીમે વધતો વધતો જન્મ પર્યંત રહે છે.

સાધુ પુરૂષનો આવો અચળ સ્નેહ છે. તેમ છતાં કદિ આપણી દુષ્ટતાને લીધે જો તેઓની સાથેનો સ્નેહ તુટ્યો તોપણ તેમનાથી આપણું અહિત—જેવી રીતે દુષ્ટ પુરૂષ સ્નેહ તુટ્યા પછી કરે છે તેવીરીતે—તો થવાનુંજ નહીં. કેમકે હિત કરવું એજ તેમનો જન્મસ્વભાવ અને તેમાં ગમે તેવો અવાંતર આવે તોપણ વિક્રિયા થવાનીજ નહીં. એવા અટલ નિશ્ચયવાળા અને સદાગ્રહી સજ્જન પુરૂષ હોય છે.

'स्नेहच्छेदेपिसाधुनां । गुणानायान्तिविक्रियाम् ॥
नालमध्येपिपद्मानामनुबध्नन्तितंतवः' ॥

ભાવાર્થ—(સાધુ પુરૂષનો સ્વભાવ છે કે તેઓની સાથેનો સ્નેહ કદિ તુટ્યો તોપણ તેમના ગુણમાં વિક્રિયા થતી નથી. જેમ કમળની દાંડલી કદિ ભાંગી જાય તોપણ તેના રેસા તે કમળ (પુષ્પ)ને પકડી રાખે છે, તેમ સાધુ પુરૂષોએ આપણું હિત કરવાનો જો એકવાર દૃઢ નિશ્ચય કર્યો હોય તેમાં (પછી આપણે તેમના સ્નેહનો નિરાદર કરીએ તોપણ તેઓ) રૂપાંતર કરતા નથી.)

જુઓ! સજ્જનવિષેના આ છેલ્લા ત્રણે શ્લોકમાં કહેલા ગુણની

વ્યવસ્થા આપણે યુનાન દેશના પ્રાચીન તત્વવેત્તા 'સોક્રેટીસ' નામના ધર્મશીલ તથા નીતિના સ્તંભ રૂપ પુરૂષમાં જોઇએ છીએ. તે ઉપરના દેખાવે ઘણોજ કુરૂપ, અને બોકારી આવે તેવો હતો. એક પ્રસંગે મુખમુદ્રા ઉપરથી મનુષ્યના ગુણદોષ કહેનાર 'જીપ્સિ' (Gypsy) ના નામથી ઓળખાતા લોકોમાહેના એકને 'સોક્રેટીસ' ના વિદ્યાર્થીઓએ પુછયું કે 'આ પુરૂષ ('સોક્રેટીસ') કેવોછે?' તેના પ્રત્યુત્તરમાં બાહેરનો ડોળ જોઇ પેલા મુખમુદ્રાના પરીક્ષકે કહ્યું કે 'એ મહા પાપિષ્ટ, ક્રુર, અને ઘાતકી મનુષ્ય હોવો જોઈએ.' જુઓ, કેટલો અંતર ! આ તેના પારખેલા દુર્ગુણથી કેવળ ઉલટા તેવાજ બલિષ્ઠ સદ્ગુણો આ પુરૂષમાં હતા. તે મહા નીતિવાન્ અને ધર્મશીલ હતો. જે સન્માર્ગ એકવાર પકડી જે સન્નિશ્ચય તેણે કર્યો હોય તેમાં ગમે તેવો આવરણ આવો પણ તે ન્યાય અને સત્યના માર્ગમાંથી ચળતો નહીં. તેણે 'એકેશ્વર' સિદ્ધાન્ત પોતાના અંતઃકર્ણમાં દૃઢ કરેલ હતો, અને આત્માના અમરપણાઉપર પૂર્ણ ભરોસો રાખી શરીર વિકારવાળું અને નાશને પાત્ર જાણી, પોતાની સત્યતા પ્રમાણે વર્તતો અને બીજાઓને પણ તેજપ્રમાણે સદુપદેશ કરતો. તેના ઘણા શિષ્યો તે કાળે હતા, અને તેમાં કેટલાએક તો મોહોટા મોહોટા રાજદ્વારી લોકો હતા. 'સોક્રેટીસ' સત્યનો ઉત્સુક અને સત્યમાર્ગે વર્તનાર તથા ગુણદોષ સર્વ કોઇને મુખઉપર કહેનાર હતો. 'એથેન્સ'ના રાજ્યની સર્વોપરિ સત્તા એ સમયે ત્રીશ સ્વતંત્ર અધિકારી (The 'Thirty' Tyrants) ઓના હાથમાં હતી. આ માહેનો 'ક્રિટિયાસ' નામનો પુરૂષ 'સોક્રેટીસ' નો શિષ્ય હતો. પણ તે મહા દુર્ગુણી અને પ્રજાઉપર અધિકાર ચલાવવામાં અતિ ક્રૂર અને મનસ્વી તથા અન્યાયી હતો. તેનામાં જે દુર્ગુણ હતા તે 'સોક્રેટીસ' તેના મોહોઉપર કહી તેને ધિક્કારતો. આથી કરી 'ક્રિટિયાસ' ને રાજસી સ્વભાવનું મિથ્યાભિમાન હોવાને લીધે સાર ગ્રહણ કરી પોતાની ચાલ સુધારવાનું યોગ્ય નહીં લાગતાં, ઉલટું 'સોક્રેટીસ' સાથે વૈર બાંધી બેઠો. આ પ્રમાણે તેના સત્યવક્તાપણાને લીધે ઘણા લોકો

તેનાઉપર દ્વેષદ્દષ્ટિથી જોવા લાગ્યા અને તેની સાથેની મૂળની મિત્રતા તોડી બેઠા. આમ છતાં પણ 'સોક્રેટીસ' તેઓના હિતને અર્થે કહ્યાવિના રેહતો નહીં. તેમજ ધર્મસંબંધી વિષયમાં તે પોતાને ઈશ્વરનો ઋણી સમજતો તેથી જે સત્યમાર્ગે લોકોને તેણે પ્રથમ પ્રેર્યા હતા તેમાંથી ઘણાઓની ઈર્ષ્યા છતાં પણ તે પાછો હઠ્યો નહીં; અને શત્રુ-મિત્ર સર્વનું એક સરખી રીતિએ હિત તાકી તે પ્રમાણે સઘળું સમજાવતો. પરંતુ લોકોને જ્યારે દુરાગ્રહ થવા લાગે છે ત્યારે સીમા રહેતી નથી, તેપ્રમાણે દુષ્ટલોકો આ પુરૂષનો ઉપકાર માનવાને બદલે ઉલટા તેનાઉપર ઉતરી પડ્યા. 'એથેન્સ'ના ન્યાયનાં ધોરણપ્રમાણે તેને તે દેશમાં તે સમયે પૂજ્ય ગણાતા અસંખ્ય દેવોનો દ્વેષી ઠરાવી, તેસમયના રાજપૂજ્ય દેવદ્રોહીને થતી શિક્ષાના નિયમપ્રમાણે વિષપાત્ર આપી તે પીવાથી મૃત્યુની શિક્ષા ઠરાવી. આ પ્રમાણે અંત્યક્ષણ સુધીમાં પણ તે પોતાના નિશ્ચયમાં અડગ રહ્યો. જે લોકોના કલ્યાણને માટે તેણે આરંભ કરેલ, તે લોકોજ અપકારી થઈ તેની સાથેનો સ્નેહ તોડી શત્રુ થયા છતાં પણ તેણે પોતાની વર્ત્તણુકમાં કાંઈ પણ રૂપાંતર નહીં કરતાં, કોઈના ઉપર રાગ-દ્વેષ લાવ્યાવિના આત્માને અમર જાણી ન્યાય કરનારાઓની અવિચારી આજ્ઞાને શરણ થઈ પોતાના ક્ષણિક દેહનો વિષ ભક્ષણકરી ત્યાગ કર્યો, તથા પોતાનું નામ અમર કીધું; અને તે ઉપરના ત્રણ શ્લોકમાં દરશાવેલ નાળિએરના જેવા, તથા સજ્જનતાના સ્નેહ, અને (લોક અપકારી થયા છતાં) સાધુ પુરૂષ જેવા શુભ કરવાના ગુણની છાપ સમયના પૃષ્ટપર, પાછળના લોકોને ઉદાહરણ લેવાસારૂ, પરોપકારબુદ્ધિથી રાખતો ગયો.

આ પુરૂષ ઈ. સ. પૂર્વે ૪૬૯ માં 'એથેન્સ'નજીકના ગામડામાં એક ગરીબ કોતરકામ કરનાર માબાપને પેટ જન્મ્યો હતો. પણ સ્વાભાવિક બુદ્ધિ સંસ્કારી હોવાથી તેનું તત્વજ્ઞાનભણી વલણ થયું. 'એથેન્સ'માં તે સમયે અનન્તદેવમત ચાલતું હતું અને અસંખ્ય દેવોની ઉપાસના પ્રબળ હતી. આ સર્વનું એકેશ્વરસિદ્ધાન્તથી તેણેજ પ્રથમ ખંડન કર્યું.

ઇશ્વર એક છે, આત્મા અમર છે, નીતિ પાળવાવિનો ધર્મ વ્યર્થ છે, એવા દઢ નિશ્ચયપૂર્વક સિદ્ધાન્તોનો મનમાં આદર કરી લોકહિતાર્થે સર્વને તેમપ્રમાણે બોધ આપવા લાગ્યો. આનું પરિણામ ઉલટું આવ્યુંને ઉપર જણાવ્યાપ્રમાણે મૃત્યુની શિક્ષા કરી. એસમયે તેના મિત્રોએ તેના બચાવ માટે એક ભાષણ તૈયાર કર્યું હતું, પણ તે પોતાના આત્મનિશ્ચયથી વિરૂદ્ધ હોવાને લીધે તે વાંચવાને તેણે પોતાના મિત્રોને ચોખી ના કહી અને નિશ્ચયપૂર્વક શુદ્ધ નિર્દોષપણાંના બળથી તથા પોતાના સિદ્ધાંતના યથેષ્ટ માનપૂર્વક પોતાનો મત સત્ય છે એમ બોલ્યો. આથી ન્યાયાધિકારીઓને તે વિશેષ અપ્રીતિરૂપ થઇ પડ્યો, ને શિક્ષાની આજ્ઞા થઈ. આ આજ્ઞા, 'એથેન્સ' થી 'ડેલોસ' તરફ વાર્ષિક બલિદાન લઈ જનાર 'પવિત્ર' વહાણ પોહોંચી વળતા સુધી કોઇપણ અપરાધીને દેહાન્ત દંડ અપાય નહીં એવા ધોરણથી અમલમાં આવવી ૩૦ ત્રીશ દિવસ સુધી બંધ રહેલ હતી. આ સંધીમાં તેના મિત્રોએ તેને નહાસી જવા સૂચના આપી, પણ તે પાપ કર્મ જાણી તેમ નહીં કરતાં આત્મા અમર છે એમ જણાવી શિક્ષાને સ્વાધીન થયો. આ પુરૂષની ધાર્મિક વૃત્તિ, ઇશ્વરપર પૂર્ણ શ્રદ્ધા, આત્માનાં અમરપણાનો નિશ્ચય, તથા તેની સાથે ધર્મ અને નીતિની ઐક્યતાની અવશ્યકતાના વિચાર તથા તત્વબોધ, એ, તે સમયની 'એથેન્સ' અને તત્સમીપ દેશાની સ્થિતિ વિચારતાં વિલક્ષણ હતાં. આ ઉત્તમ ભૂષણરૂપ ગુણો તથા તેનું પોતાનું ઉત્તમોત્તમ અને સુશીલ જીવનચરિત્ર—જે કે પોતાના સત્ય સિદ્ધાન્તો બીજાને શીખવતો તેના દર્પણ રૂપ છે તે—ઉપરથી ઈ. સ. ના પંદરમા સૈકામાં થનાર 'ફ્લોરેન્સ'ના તત્વવેત્તા 'મારસિલિયાફીસીનો' (Marsilio Ficino) નામના પુરૂષે 'સોક્રેટીસ' ને તેના પછી આશરો વર્ષપર થનાર યુરોપમાં એકેશ્વરસિદ્ધાન્ત જણાવનાર ઇસુખ્રિસ્તના સમમતનો 'જોહન ધી બાપટીસ્ટ' જેવો પૂર્વાનુયાયી ગણ્યો છે. આ વિચારને ઈ. સ. ની અઢારમી સદીમાં થનાર અને છેક ઈ. સ. ૧૮૫૦ માં ગુજરનાર 'નિએન્ડર' (*Johaun August Wilhelm Neander*) નામના પ-

સિદ્ધ ખ્રીસ્તિધર્મના ઇતિહાસકારે પણ સ્વીકારવા જોગ સંમત આપેલ છે. આ 'સૅાક્રેટીસ' પોતાની (૭૦) સીતેર વર્ષની લાંબી વય પરો-પકારમાં કામે લગાડી ઈ. સ. ની પૂર્વે ૩૯૯ માં ઉપર જણાવ્યા પ્રમાણે મરણ પામ્યો. આજ એ વાતને (૨૨૮૦) બે હજાર બસેં એંશી વર્ષ થયાં, પણ હજુ સુધી તેનું નામ કોઈ વિસરતું નથી, પરંતુ એથી ઉલટું કાળચક્રની ગતિના પ્રમાણમાં વિશેષ સ્મરણ પાત્ર થયું જાય છે.

અહા! શું એનું તત્વવેત્તાપણું અને ન્યાયીપણું! આ પુરૂષને આ-પણા સ્તુત્ય આર્યવેદનાં ઉત્તમ ઉપનિષદોનો ખરો ધર્મ સમજનાર, તેમજ મન્વાદિ ધર્મશાસ્ત્રકારની ઉત્તમ આજ્ઞાપ્રમાણે પ્રાણ જતાં સુધી પણ અડગ રીતિએ વર્તનાર કહીએ તો પણ ચાલે. તેણે પોતાનું ન્યાયીપણું જાળવી રાખવાવિષે આપણા ગુણી અને સાધુ ભર્તૃહરિના નીચેના શ્લોકમાં જણાવ્યા પ્રમાણેના સિદ્ધાન્ત જેવોજ સિદ્ધાન્ત કરી રાખેલ હોય એમ દેખાય છે:—

'निंदन्तुनीतिनिपुणायदिवास्तुवन्तु ।
लक्ष्मी:समाविशतुगच्छतुवायथेष्टम् ॥
अद्यैववामरणमस्तुयुगान्तरेवा ।
न्यायात्पथ:प्रविचलन्तिपदंनधीरा:' ॥

અર્થ—(નીતિમાં નિપુણ એવા પુરૂષો સ્તુતિ કરો કિંવા નિંદા કરો; લક્ષ્મી ગમે તો પ્રાપ્ત થાઓ કિંવા (હોય તેપણ) જતી રહો; (તેમજ) આજ મૃત્યુ થાઓ કિંવા કાળાન્તરે થાઓ: પરંતુ ધીર પુરૂષો ન્યાયના માર્ગેથકી એક પણ ડગલું ચળતા નથી.)

આ સિદ્ધાન્ત તેણે દૃઢ કરેલ, અને અન્તસમયે તે સિદ્ધ પણ કરી આપ્યો.

આવા સત્વ સાર પુરૂષોનો ત્યાગ કરી કિંવા અનાદર કરી, નિઃ-સાર દુષ્ટ સ્વાર્થી લોકોનો સંગ કોણ કરશે? અને પોતાનું માથું પો-તાનાજ ખડ્ગથી કોણ કાપશે? માટે આપણે કુસંગને પારખી, તેથી દૂર રહેવું ઘટે છે; અને સત્સંગનો ભીડામાં ભીડાવું ઘટે છે.

# इनामनो जाहेर मेळावडो.

## સને ૧૮૮૩.

આર્યજ્ઞાનવર્દ્ધકસભા તરફથી.

## ગુજરાતી વકતૃત્વ શક્તિને ઉત્તેજન.

ઉપર દર્શાવેલી આર્યજ્ઞાનવર્દ્ધકસભા તરફથી ભાષણ કર્તાઓને ઉત્તેજન આપવાને ઈનામનો મેળાવડો આવતા માર્ચ માસની તા. ૧૧ મી ને રવિવારે બપોરના ત્રણ વાગે અને જો ઉમેદવારો વધારે હશે તો સોમવારે રાતના આઠ વાગે અત્રેની કાલબાદેવીના રસ્તાપર આવેલી જુની હાલાઈ ભાટીયા મહાજન વાડીમાં થશે.

**વિષય — સ્થાનિક સ્વરાજ્ય એટલે શું ?** ૧. તેના સંબંધમાં આગળ કેવી વ્યવસ્થા હતી ૨. સરકાર સ્થાનિક સ્વરાજ્યવિષે શું કરવા ધારે છે ૩. અને તે વિષે સરકાર જે કરવા ધારે છે તેનો પ્રજાએ શી રીતે લાભ લેવો ૪.

૧. દરેક ઉમેદવારને ઉપર લખેલા વિષયપર અર્ધો કલાક બોલવા દેવામાં આવશે, પરંતુ પરીક્ષકોની ઈચ્છા હશે તો તે વખતમાં વધારો તેમજ ઘટાડો કરી શકશે.

૨. ત્રણ ઈનામ નિચે પ્રમાણે મુકરર કર્યાં છે.

પેહેલાને રૂ ૩૦, બીજાને રૂ ૨૦, ત્રીજાને રૂ. ૧૦.

૩. નીચે લખેલા સદ્ગૃહસ્થોએ પરીક્ષક થવાને કૃપા કરી સ્વીકાર્યું છે, અને તેઓ જે ઉમેદવારોને યોગ્ય ગણશે તેઓનેજ માત્ર ઉપર કહેલા ત્રણ ઈનામ આપવામાં આવશે.

| | |
|---|---|
| રા. બા. ગોપાલરાવ હરિ દેશમુખ. | રા. રા. નગીનદાસ તુલસીદાસ. |
| રા. રા. જવેરીલાલ ઉમિયાશંકર. | રા. રા. રણછોડભાઈ ઉદયરામ. |
| રા. રા. મનઃસુખરામ સુર્યરામ. | શેઠ કરસનદાસ વલ્લભદાસ. |

૪. આવેલા ઉમેદવારોમાંથી જેઓને મજકુર ત્રણ ઈનામ આપવાનાં ઠરશે, તેઓની પાસેથી, ઈનામની રકમ આપ્યાં પેહેલા, બોલેલી બાબતપર લિખીત વિષય તરતજ લેવામાં આવશે.

૫. ઉમેદવારોએ પોતાની અરજી તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૮૮૩ ની પેહેલાં નીચે લખેલે ઠેકાણે મોકલી દેવી, અને જેની અરજી ત્યાર પછી આવશે તે કબુલ રાખવામાં આવશે નહીં.

મુંબઈ બાહારકોટ, શેકમેમન સ્ટ્રીટમાં ઘર નંબર ૫૧૬.



લા. સેવક,
નગીનદાસ જમનાદાસ,
નેણશી લક્ષ્મીદાસ,
આર્યજ્ઞાનવર્દ્ધકસભાના મંત્રી.

# सूचना.

श्रीमद्भागवतभाषांतर--નામનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિને મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે. તેમાં શ્રીમદ્ ભાગવતનો યથાર્થ અર્થ વિસ્તારથી લખવામાં આવે છે. વર્ષ પહેલું ૧૯૩૮ ના આશાડ માસથી શરૂ થયું છે તે ૧૯૩૯ ના જેઠ માસે પૂર્ણ થશે ઘણું કરીને આશરે ત્રણ વર્ષ આ ચોપાનિયું ચાલશે. કિંમત અગાઉથી રૂ. ૩ બહારગામવાળાને ટપાલખર્ચ આના ૬ વધારે પડે છે. ડેમી પાંચ ફારમનું સારા ટાઇપમાં નીકળે છે.

आर्यधर्मप्रकाश--નામનું ત્રણ ફારમનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિનાની પહેલી તિથિયે મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે તેમાં ધર્મસંબંધી, વ્યવહારસંબંધી અને ઉપદેશાત્મક વિષયો આવે છે. મૂલ્ય વર્ષ ૧ નો અગાઉથી રૂ. ૧॥ બહારગામવાળાએ ત્રણ આના વધારે મોકલવા. વર્ષ કાર્તિકથી શરૂ થઇ આશ્વિનમાસે પૂરૂં થાય છે.

गुजरातमासिकपत्र નામનું ત્રણ ફારમનું ચોપાનિયું કોઇ સૌગ્રહીયો તરફથી દર હિંદુ મહિનાની પંદરમી તિથીએ પ્રકટ થાયછે. છે તેનું વર્ષ કાર્તિકથી શરૂ થઇ આશ્વિને પૂરૂ થાય છે. કિંમત રૂ. ૩ છે. તેમાં કેળવણી, વ્યાપાર, વ્યવહાર, ન્યાય, ઇતિહાસ, દેશસુધારો, દેશસ્થિતિ આદિ વિષયો આવે છે.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ, તંત્રી.

---

## शार्दूलविक्रीडित.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમ સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

## નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પા. |
| --- | --- | --- | --- |
| મે. વકીલ ભાણજીભાઇ પ્રભુદાસ ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૪ | ૦ |
| મે. નથુભાઇ નાનાભાઇ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ ૧૯૩૬ થી ૧૯૩૯ સુધીના ... ... ... | ૭ | ૮ | ૦ |
| પારેખ વ્રજલાલ દામોદરદાસના ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૧ | ૦ |
| ફુલચંદ કપુરચંદ ૧૯૩૯ ના ... ... .. | ૧ | ૮ | ૦ |
| રા. રેવાશંકર જીભાઇ મેતા ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૧ | ૦ |
| રા. રા. ગાંધી કરમચંદ ઉત્તમચંદ ૧૯૩૬ થી ૩૯ સુધીના... | ૭ | ૮ | ૦ |
| રા. નાથાલાલ દેસાઇભાઇ ૧૯૩૯ ના ... ... ... | ૧ | ૧૧ | ૦ |
| રા. ભીમભાઇ ગોવિંદજી દેસાઇ ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૧ | ૦ |
| ભાવનગર જ્ઞાનોદ્યોતક મંડળી ૧૯૩૯ ના ... ... | ૧ | ૧૧ | ૦ |
| શા. જગજીવન ધરમચંદ ૧૯૩૯ નાં ... ... ... | ૧ | ૧૧ | ૦ |
| કપડવંજ પુસ્તકશાળાના ૧૯૩૮-૩૯ પેટે ... ... ... | ૩ | ૬ | ૦ |
| કરાંચી કસરતશાળા હા. શેઠ માણેકચંદ પીતાંબર ૧૯૩૯ના... | ૧ | ૧૧ | ૦ |

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

यावद्वित्तोपार्जनशक्तस्तावन्निजपरिवारोरक्तः ।
तदनुचजरयाजर्जरदेहे वार्तांकोपिनपृच्छतिगेहे* ॥३॥

જ્યાંસુધી ધન મેળવવાની તારામાં શક્તિ છે ત્યાંસુધી સ્રીપુત્રાદિક તારો પરિવાર તુંને આધીન થઈને રહ્યો છે. પણ પછી જ્યારે ઘરડ-પણથી શરીર ખળખળી જશે, ત્યારે તો કોઈ ઘરમાં તુંને વાત પણ પુછશે નહીં.

આખું જગત્ સ્વાર્થને આધીન છે. સ્રી, પુત્ર, ચાકર, સંબંધી અને સ્નેહિયો પણ સ્વાર્થને આધીન છે. જ્યાંસુધી આપણામાં ધન મેળવવાની શક્તિ હોય અને આપણે આપણાંનું ભરણપોષણ કરી શકતા હોઈએ ત્યાંસુધી તેઓ આપણને અત્યંત આધીન થઈને રહે છે. જો પ્રથમથીજ આપણે ધન મેળવી શકિયે એવા ન હોઈએ તો પ્રથમથીજ સંસારમાં કોઈ આવકાર આપે નહિ કે કોઈ આધીન થઈ રહે નહિ. પ્રથમ કદી કમાવાની શક્તિ હોય અને પાછળથી શરીર અશક્ત થવાથી ઓછી થાય તોપણ આપણું જે માન પ્રથમ રહેતું હોય, જે મરતબો પ્રથમ સચવાતો હોય અને આપણી જે પ્રતિભા પ્રથમ પડતી હોય તેનો શતાંશ પણ પછી પડે નહીં. કેટ-લાક માતા-પિતાના પ્રિય પુત્રો છતે માબાપે બુડે હાલે શેક થઈ રખ-ડે છે, કેટલાક પુત્રોના પૂજ્ય પિતાઓ છતે પુત્રે પેટને પણ પૂર્ણ અન્ન

* તેવા ભાવનો હરિગીત છંદ.
સમરથ હશે તું સર્વદા જર લાવવામાં જ્યાંસુધી,
પરિવાર તારો સર્વ પણ અનુરક્ત રહે ત્યાંસુધી;
આ દેહ થાશે શિથિલ ઘડપણમાં પછી પેગધને,
કદિ કોઈ પણ ઘરમાં કશો નહિ ભાવ પૂછે આપને.

ન મળે એવી દશામાં ડબાઈ ગયા છે, કેટલાક પ્રિય પતિઓને પોતાની પત્નીઓએ પરહરેલા છે, કેટલાક ભાઈઓએ પોતાના સગા અને સંપીલા ભાઈઓને લટકતા મેલેલા છે, કેટલાકને સગા-સંબંધિયોએ ધકેલી કાઢેલા છે, કેટલાકને જ્ઞાતિએ ગનારેલા નથી, કેટલાકને માથે જ્ઞાતિએ જુલમ કરેલ છે, કેટલાકને મિત્રોએ મૂર્ખ કરી કાઢેલા છે, અને કેટલાક ચાકરોએ ધણીને ધોલમાં દીધા છે, એ વાત આપણા જાણવાની બહાર નથી. આ બધું શાથી થાય? ધન ન હોય અને કમાવાની શક્તિ ન હોય તેથીજ. ગમે તેવો રૂડો રૂપાળો પુરૂષ ઉત્તમ કુળમાં અવતરે અને ભણેલો હોય, તોપણ જો ધન વગરનો હોય અને કમાવાની શક્તિ ન હોય તો તેને કોઈ સમાન માનેછે; અને ગમે તેવો કદ્રુપો, કપટી, દુર્ગુણી, અભણ, નીચકુળમાં ઉત્પન્ન થયેલો હોય, તો પણ ધનવાળો હોય કે ધન મેળવવાની શક્તિવાળો હોય, તો તેને સાહુ કોઈ માન આપે છે. કાણા, બેરા, લૂલા, આંધળા, પાંગળા, કાળા, કુબડા, અને અનેક દુર્ગુણથી ભરેલા પુરૂષો ધનવાળા હોય કે ધન મેળવવા શક્તિવાન હોય, તો પોતપોતાના સંબંધિયોને સંબંધપ્રમાણે અત્યંત પ્રિય લાગે છે. શું આ સંસારનો સ્વાર્થ ન કેહેવાય? જો સ્વાર્થ ન હોય તો આપણે તેવાજ પુરૂષોને નિર્ધન અને કમાવાને અશક્ત હોય તો તેઓના ઉપર પડતા અનેક વિપત્તિના પ્રહારથી આંખમાંથી આંસુ પાડતા કેમ દેખિયે છિયે?

એક બ્રાહ્મણને બે પુત્ર હતા. મોટો પુત્ર બેચાર ચોપડી ગુજરાતી શીખી મેલી દઈને એકાદશા સરાવતાં અને શ્રાદ્ધો સરાવતાં શીખ્યો, અને ભીખનું અને ક્રિયમાણનું કામ પોતાના પિતા કરતા તે કરવા માંડ્યું. પોતે બિચારો ભોળિયો, બોલી તોતરી ને કમાણી થાય નહીં, તેથી મનમાં ઉદાસ રહેવા લાગ્યો. નાનો પુત્ર તો પોતાના પિતાની લાગણીથી ઇંગ્રેજી શીખવા લાગ્યો, અને થોરા દિવસમાં બેચાર ચોપડી શીખી ચાકરીએ વળગી જઈને, તે મહિનાના આશરે ૧૫ રૂપીયા કમાવા લાગ્યો. નાનો છોકરો રૂપાળો, બોલવે ચતુર અને કરાક્ષ શીખ્યો તેથી માતા-પિતાના મનમાં તો હરખ થવા માંડ્યો, અને ભાઈને તો ઘણાં વાંના થવા લાગ્યાં. કોઈ વાત પુછવી હોય તો તેને

પુછે, સાચવવા કે મેલવા આપવું હોય તો તેને આપે, નાત-જાતમાં વખાણ પણ તેનાં કરે, 'ભાઈબાપા' પણ તેને કરે. જમવાનો વખત હોય ને જો નાનો પુત્ર ક્યાંઈ આઘોપાછો ગયો હોય તો ઘરના માણસ ભાઈ આવ્યાવિના ખાય નહીં, અને કાંઈ સાજો-માંદો થાય તો બધાંએ આંખમાં પાણી આણવા અને ચાકરી કરવા મંડે. આવી રીતે પોતાના નાના ભાઈનો માન-મરતબો સચવાતો જોઈ, મોટા ભાઈને કંઈ દુઃખ લગાડવા જેવું ન હતું, પણ ઉલટું રાજી થવા જેવું હતું. પણ સ્વાર્થી એવાં સઘળાં ઘરનાં માણસોએ તેને અંતરમાં દુઃખ થાય એવી રીતની ગોઠવણ કરવા માંડી. સ્વાર્થનું સગપણ કંઈ ઓર તરેહનું છે. જેની સાથે સ્વાર્થ ન હોય તેની સાથેનું સગપણ બીજું ગમે તેવું બળવાણું હોય તોપણ તે કંઈ નથી એમ સમજવું. મોટા ભાઈની નાત-જાતમાં ચારેકોરે નિન્દા કરવા માંડી, ઘરમાંથી બહાર ગયો હોય તો સહુ તેના પેહેલાં ખાઈ બેસે, ઘેર આવે તો કોઈ બોલાવે પણ નહિ, ઘરમાં મોટેરો ખરો પણ કંઈ વાતને પુછે નહિ, કંઈ કામ કહ્યું હોય ને ખરેખર ન થાય, તો સઘળાં માણસો બાયડીના દેખતાં ફફડાવી નાંખે, માંદો પડે તો કોઈ પાંણી પણ આપે નહિ, અને લુગડું-લત્તુ પણ પુરૂ પેહેરવા મળે નહિ. પોતાને માથે અનેક પરતાલ પડે, અને બાકી કાંઈ જો રહ્યો હોય તો બિચારા કમનસીબની બાપડીઉપર પડે. આવું પ્રતિદિવસ દુઃખ પડતું જોઈ તેને એકાએક કાંઈ ઉદ્યોગ કરવાનું સુજી આવ્યું. કોઈએક સડકના કંટ્રાકટરને મળી તેની આગળ તેણે પોતાનું દુઃખ ગાયું, એટલે તેને દયા આવી, તેથી તેને તેણે આઠ રૂપીયાની દાડિયાંની દાડી ચૂકવવાની નોકરી આપી. નોકરી મળી તેથી કાંઈક તેનો પગ જોરમાં આવ્યો. ઘરનાં માણસોએ આઠ રૂપીયા કમાતો જોઈ પેહેલાંના અપમાનમાંથી જરાક ઘટાડો કર્યો. આથીકરી એ છોકરાને નોકરીનું પરિણામ સારૂં લાગ્યું, તેથી પાંચ દસ માસ એ નોકરી કરી, જરીકના ધંધામાં છ માસ ઉમેદવારી કરી કોઈ મોટા જરિક આગળ પોતાનું દુઃખ રોઈને એકદમ ૨૦ રૂપીયાની નોકરીને પામ્યો. આ

નોકરી મળી કે ભાઈનાં માન વધ્યાં. ભાઈ નોકરી ઉપર બે માસ રહે તો પણ ઘરનાં માણસો તેનો વિયોગ ન ખમી શકે, સ્ત્રી જુદું માન આપે, બાપ જુદું માન આપે, સંબંધિયો જુદું માન આપે, નાતજાતવાળા જુદું માન આપે, અને મિત્રો જુદું માન આપે. પછી તો નાના ભાઈ કરતાં પણ મોટા ભાઈની આબરૂ વધી. વાતચિત પુછવી હોય તો તેને પુછાય, અને તેના મોઢામાંથી જે વેણ પડે તે ઉલ્લંઘન ન થાય.

આ પ્રમાણે સર્વે સંબંધિયો જો આપણામાં કાંઈ પણ કમાવાની શક્તિ હોય, તોજ તે અનુસરી રહે છે અને ન હોય તો આપણને વેતાં મેલે છે. કેટલાં માતાપિતાઓને આપણે પોતાના કમાઉ પુત્રને પૂજા કરતાં નથી જોયાં, કેટલા ભાઈઓને પોતાના કમાઉ ભાઈઓ ઉપર અપૂર્વ ભાવ રાખતા નથી જોયા, કેટલા મિત્રોને પોતાના કમાઉ મિત્રઉપર ઉત્તમ મમતા રાખતા નથી જોયા, કેટલા સંબંધિયોને પોતાના કમાઉ સંબંધિયોઉપર સ્નેહ રાખતા નથી જોયા, કેટલા નાતજાતવાળાઓને પોતાના કમાઉ નાતજાતવાળાઉપર નમ્રતા રાખતા નથી જોયા, કેટલી બેનોને પોતાના કમાઉ ભાઈઉપર પ્રીતિ રાખતી નથી જોઈ, ને કેટલા ચાકરોને પોતાના કમાઉ શેઠઉપર પોતાનાં શરીરને પણ કુરબાન કરતાં નથી જોયા? સ્વાર્થમય સંસારમાં એવા અનેક જોયા છે. એ બધું વિચારશો તો ધનથી અને ધન રળવાની શક્તિથીજ. જો તમારામાં શક્તિ ન હોય તો તમારી દશા કેવી હોય? માર્ગમાં 'ગરે માબાપ કોઈ આંધળા ભીખારીને આપો' એવી બૂમો પાડતા, અને છાતી કુટતા રખડતા ભીખારીનાથી પણ ભૂંડી હોય. નિઃસાર સંસારનાં સ્વાર્થી લોકના સહવાસને અનુસરીને પ્રસિદ્ધ કવિ શામળભટ્ટે ધનના સંબંધમાં ૨૪ છપ્પા લખ્યા છે, તે બધા સમાવતાં લંબાણ થઈ જાય માટે તેમાંના એકબે અહીં દાખલ કરીને જોઈએ કે તે પ્રસિદ્ધ કવિ શું લખે છે:—

ગાંઠે જેને ગરથ ભલી તે વિદ્યા ભણિયો,
ગાંઠે જેને ગરથ કોઈનો ન રહે રણિયો,

ગાંઠે જેને ગરથ તેજ પંડિત છે પૂરો,
ગાંઠે જેને ગરથ તેજ છે સામત શૂરો,
વળી ગાંઠે જેને ગરથ છે પરાક્રમી પરમાણવો
સામળ આ સંસારમાં જરવિણ મૂરખ જાણવો
હાપણ દમડામાંજ રહે દમડામાં યારી,
દમડામાં છે રૂપ ભેદ દમડામાં ભારી,
જો દમડામાં જોર રહે વશ થઈને રાજા,
દમડે ઊંચ અધિકાર ગુણો દમડામાં આઝા,
દમડો છે મોંઘો દેવથી વણ દમડે સહુ વામણાં,
સામળ એ દમડાતણાં ભાતભાત લઉ ભામણાં.

સારાંશ એનો એજ આપણે સમજવાનો છે કે જો આવું દામ ને આવાં દામ મેળવવાની શક્તિ આપણામાં ન હોય, તો આપણે જગત્‌માં જેટલા પાણા ઉપયોગમાં આવે છે તેટલા પણ ઉપયોગના નથી.

કોઈ સંસ્કૃત કવિ કમાવાની શક્તિ ન હોય કે કમાણી ન હોય તો સ્વાર્થી સંસારમાં સંકટો વેઠવાં પડે છે, તેથીજ જાણે ન કેહેતો હોય તેમ કહે છે કેઃ—

'धनैर्निष्कुलीनाकुलीनाभवंति धनेरापदंमानवानिस्तरंति ।
धनेभ्यःपरोबांधवोनास्तिलोके धनान्यर्जयध्वंधनान्यर्जयध्वं' ॥

(ધનવડે કુળવગરના પુરૂષો કુળવાન્ થાય છે, ધનવડે માણસો આપત્તિને ઉતરે છે, અને ધનથકી બીજો કોઈ પણ લોકમાં બંધુ નથી, માટે હે ભાઈઓ, ધન મેળવો ધન મેળવો.)

અનર્થકારક ધનનો આ સંસારમાં શો મહિમા છે! સર્વ સુખ અને સંબંધ ધનમાં સમાઈ ગયેલ છે, ને તે સત્ય છે. અનેક અનુભવિયો પણ મથીમથીને છેવટ એજ સિદ્ધાંત બાંધી ગયા છે, કે ધનવિના જે કાંઈ માનો કહો તે એટુંજ.*

જેઓ તે દશાને પરિપૂર્ણ રીતે અનુભવતા હશે, તેઓ તે વાતને

* આત્મારામ, પૂર્ણ કામ અને શમ-દમ રાખનારા વિરક્ત પુરૂષને આ વાત લાગુ પડતી નથી.

કબુલ કર્યાવિના નહિ રહે. જ્યારે આપણો પરિવાર ધનને કે ધન કમાવાની શક્તિને આધીન છે, ત્યારે તે શા કામનો અને શું કલ્યાણ કરે ? કશા કામનો નહિ અને કંઈ પણ તે કલ્યાણ કરે નહિ. પરિવાર તો જ્યાંસુધી જીવિયે, ત્યાંસુધી ગીધપક્ષિયો જેમ મુવેલાં મરદાંને ચાંચવતી ઢોલી ખાય, તેમ આપણને જીવતાંજ ઢોલી ખાય, અને મરણ પછી અનેક પ્રકારની યોનિયોનાં દુઃખ ભોગવવાના અધિકારી કરે.

કમાવાની શક્તિ જાય તે પછી ધીરેધીરે વૃદ્ધપણું આવે છે. વૃદ્ધાવસ્થારૂપ રાક્ષસી એવી તો બળવાળી છે, કે જેમ જેમ તે આપણા શરીરમાં જામતી જાય, તેમ તેમ આપણી અશક્તિમાં વધારો કરતી જાય છે, પેહેલાં ચામડી ખરબચડી થવા માંડે છે, રૂપ ઓછું થવા લાગે છે, વાળ સફેત થવા લાગે છે, દાંત પડવા માંડે છે, હાથ-પગ કંપવા લાગે છે, લાકડી લેવી પડે છે, પથારિયે પડી રેહેવું પડે છે, આંખ્યો ફીકી થઈ જાય છે, કાનમાં ધાક પડી જાય છે, વાયુ ને કફ વધવા માંડે છે, મોમાંથી લાળ પડવા માંડે છે, અને જેમ કોઈ કુતરાને રોટલાનો કટકો નાખે તેમ ઘરનાં સ્વાર્થી માણસોએ આપેલો રોટલાનો કટકો મહાકષ્ટે ખાવો પડે છે. આ વૃદ્ધાવસ્થા ફરીને બાળકપણું આપે છે તે વિષે કવિ કહે છે કેઃ—

'वदनंदशनविहीनं वाचोनपरिस्फुटागताशक्तिः ।
अव्यक्तेंद्रियशक्तिः पुनरपिबाल्यंकृतंजरया' ॥

(મોઢું દાતવિનાનું થઈ જાય છે, બીજું કોઈ ન સમજી શકે તેવું બોલાય છે, શક્તિ જતી રહે છે, અને શરીરમાં રહેલી દશે ઈંદ્રિયની શક્તિ બંધ પડે છે. આવી રીતે વૃદ્ધ અવસ્થા ફરીને બાળકપણું કરે છે.) જેવી દશા ધાવણાં છોકરાંની હોય તેવી પરાધીન દશા થાય છે. માત્ર માણસોનાં મમત્વમાં ફેર પડે છે.

આવી દશામાં પણ દિવસે દિવસે જીવવાની આશા વધતી જાય છે, સુખ ભોગવવાની તૃષ્ણા વધતી જાય છે, ધન સાચવવાનો લોભ વધતો જાય છે, વખતે જીભની ચંચળતા વધતી જાય છે, સારૂં સારૂં ખાવાની ઈચ્છા વધતી જાય છે, અને પ્રતિદિવસે આબરના કાંકરા થતા જાય છે

અને અકલ આકાશમાં ઉડી જાય છે. આવી દશામાં પોતાનું હિત હવે કેમ કરવું તે સુજતું નથી. કોઇ કવિ કહે છે કેઃ—

'વ્યાઘ્રીવતિષ્ઠતિજરાપરિતર્જયંતી રોગાશ્ચશત્રવઇવપ્રહરંતિદેહં ॥
આયુઃપરિસ્રવતિભિન્નઘટાદિવાંભો લોકસ્તથાપ્યહિતમાચરતીતિચિત્ર'॥

(વાઘણની પેઠે કંપારો ઉપજાવતી જરા પાસે આવી ઉભી રહે છે, શત્રુની પેઠે રોગો દેહને હણે છે, અને કાંણા ઘડામાંથી પાણીની પેઠે આયુષ્ય ઓછું થતું જાય છે, તોપણ લોક પોતાનું હિત ન થાય તેવુંજ આચરણ કર્યા કરે છે એ આશ્ચર્યની વાત છે.)

જે વખતે આપણી દશા આવી થઇ તે વખતે આપણા પણ એજ હાલ છે. સ્ત્રી, પુત્ર, સગાં, સંબંધી કોઇ પણ પછી પડખે ચડશે નાહિ, અને આપણે પથારિયે પડયા પડયા માંખિયો ઉડાડયા કરશું ત્યાં આપણનો કોઇ ભાવ પણ નહિ પુછે, અને સહુ સહુનામાં આસકત રેહેશે. આ વખતે આપણે આપણું શું કલ્યાણ કરિ શકિયે ?

પરિવાર સઘળો સ્વાર્થી છે તોપણ સસારના વ્યવહાર સચાવનારને તેનાથી જુદું પડાતું નથી. આપણે જોયું કે ધનથી સંસારમાં લોકો સંબંધ રાખે છે, માટે આપણે ધન મેળવવાની સારી શક્તિ ધરાવવી. ગમે તેવું ધન નઠારૂં છે પણ તેના દોષ અંતરમાં જાણી તેનો સારે માર્ગે ઉપયોગ થાય તો ધન પણ કલ્યાણ કરવાનું એક સાધનરૂપ થઇ પડે છે, પણ તે આપણામાં સમજણ હોય તોજ બને. આપણે શક્તિવાન્ થયા એટલે પરિવાર અનુસરીને રહે છે. એ પરિવાર સ્વાર્થી છે એમ જાણીને તેનો ત્યાગ કરવાની જરૂર નથી. માત્ર એ વાત અંતરમાં જાણીને પછીથી સર્વે પરિવારને સંબંધપ્રમાણે સંતોષ ઉપજાવવો. જો આપણાં અંતઃકરણમાં સમજણ સાચી હશે તો ધન કે પરિવાર આપણને અંતે બંધન કરશે નહિ. પરિવાર તરફથી થતું અપમાન પણ જો આપણે તેનું સ્વાર્થીપણું પ્રથમથી જાણ્યું હશે તો તે દુઃખ આપશે નહિ. આપણે સમજુ થઇ કમાવા શીખ્યા કે તેજ સમર્થ અવસ્થામાં આપણે આપણા કલ્યાણની વાત સમજી લેવી જોઇએ. કોઇ મહાકવિ કહે છે કેઃ—

'यावत्स्वस्थमिदंशरीरमरुजंयावज्जरादूरतो
यावच्चेंद्रियशक्तिरप्रतिहतायावत्क्षयोनायुषः ।
आत्मश्रेयसितावदेवविदुषाकार्यःप्रयत्नोमहान्
संदीप्तेभुवनेतुकूपखननंप्रत्युद्यमःकीदृशः' ॥

(જ્યાંસુધી આ મનુષ્યશરીર રોગવિનાનું અને સ્વસ્થ છે, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા આવી નથી, જ્યાંસુધી ઇન્દ્રિયોની શક્તિ ખરી ખરી છે, અને જ્યાંસુધી આયુષનો ક્ષય નથી થયો, ત્યાંસુધી વિદ્વાન્ પુરૂષે પોતાનાં કલ્યાણવિષે મોટું યત્ન કરવું જોઈએ, કેમકે પછી ઘર સળગી જતું હોય તે વખતે કુવો ખોદવો તે શા કામનો?) અર્થાત્ પછી કંઈ બની શકતું નથી, માટે કલ્યાણકારક સાધનો પ્રથમથીજ સંપાદન કરવાં જોઈએ.

શરીર અશક્ત થયા પછી પડતાં દુઃખને લીધે સંબંધિયો કદી સ્વાર્થી અને સંસાર કદી અસાર જણાય, તોપણ તે પછી શું કામ લાગે? ચિત્તને ઉદ્વેગ થોડો થાય ખરો, પણ કલ્યાણનું સાધન કંઈ બની શકે નહિ. પેહેલાંથી જો સારી ટેવ પડી હોય, તો છેવટ તેવી સારી ટેવ રહે. પણ પેહેલાંથી વિચાર ન કર્યો હોય અને અમુલ્ય દેહ વૃથા ગુમાવ્યો હોય તો પછી તેનો બદલો પાછો ક્યાંથી મળે? માટે જ્યારે જાગ્યા ત્યારે સવાર એમ સમજી, જ્યારથી સમજણ આવી ત્યારથી સદાચરણમાં ચાલવા, સદ્ગુણ ગ્રહણ કરવા ને ઇશ્વરને ઓળખવાનું પ્રયત્ન રાખવું. આ શરીર એટલાજ હેતુ માટે છે. કેમકે આ શરીરથી તે ન બની શક્યું, તો પછી બીજાં કાગડા-કુતરાનાં કે કીડાનાં શરીરમાં શું બનશે? આપણને વિચાર કરવાને બુદ્ધિ છે, તેને આપણે ઉપયોગમાં ન લઈએ તો આપણમાં અને પશુમાં શો ફેર? આપણી બાલ્યાવસ્થા ગઈ હોય, પૌગંડ અવસ્થા ગઈ હોય, કિશોર અવસ્થા ગઈ હોય અને યુવાવસ્થા ગઈ હોય તથા વૃદ્ધાવસ્થા આવી હોય, તોપણ જો આપણે મૃત્યુના પાશમાં પડ્યા ન હોઈએ અને શરીર કંઈક સ્વસ્થ અને સાધ્ય દશામાં હોય તો આપણું કલ્યાણ કરી શકિયે. માત્ર આપણે આપણું કલ્યાણ કરિ લઈએ, એવી સંમૃતિ

થવી જોઈએ. છેવટની દશા ચૂક્યા તો પછી ચૂક્યાજ. આ શરીર એટલું બધું અમુલ્ય છે કે ક્ષણમાત્ર થયેલો સદ્વિચાર પણ ઉત્તમ ફળ આપે છે. કોઈને શંકા થાય કે ત્યારે અમે પણ છેવટની દશામાં બે ઘડી રામનામ લેશું, તો એનો ઉત્તર એજ છે કે, એ છેવટની દશા આપણી આવશે એનો શો ભરોસો? કાળની ગતિની કેમ ખબર પડે? નહિ ને આપણે આજેજ મૃત્યુના પાશમાં પકડાયા તો પછી એ આપણો વિચાર શું કામ લાગે? કાળની ગતિની ખબર નથી પડતી માટેજ જે કાળે ને જે ઘડિયે આપણે વર્તમાન છિયે, તે કાળે અને તે ઘડિયે આપણે આપણાં કલ્યાણનું સાધન કરી લેવું, પછી બાલ્યા યુવા કે વૃદ્ધા ગમે તે અવસ્થા હોય. આપણે આપણું જે કલ્યાણ કરવું તેજ આપણને પરિણામે સહાય કરનારૂં છે. અસાર સંસારમાંના સ્વાર્થિયો કોઈ સહાય કરનાર નથી અને તેની સહાયતા કંઈ કામ લાગવાની નથી.

---

## चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૬૪ થી.)

આ વાત તો કોયની અજાણી નથી, કે ધીર અને વીર પુરૂષો માણાંત આપત્તિ આવી પડે તોપણ તેથી ડરતા નથી. ધીરની ધીરતાની, વીરની વીરતાની, ગંભીરની ગંભીરતાની, વિદ્વાનની વિદ્વત્તાની અને સજ્જનની સજ્જનતાની ખરી કસોટી વિપત્તિ છે. વિચારો કે શ્રુતશીલને હવે વિપત્તિનો પાર નથી રહ્યો. એક તરફ પોતાનાં વૃદ્ધ માતાપિતાનાં જીવનનો આધાર તેની ઉપર છે, બીજી તરફ રાજકુમારનાં વૃદ્ધ માતાપિતાનું જીવનસર્વસ્વ પણ તેજ છે, ત્રીજી તરફ પવિત્ર ચંદ્રપ્રભાનાં ચિત્તનું સમાધાન કરનાર પણ તેજ છે, અને ચોથી તરફ પોતાની પ્રાણપ્રિયા પ્રિયંવદાનાં તો જન્મ અને જીવિતની સફલતા તેનીજ ઉપર હોય એમાં આશ્ચર્ય શું? તે આ રાજકુમારના વિયોગની વખતમાં પોતાને અસહ્ય દુઃખો છતાં તેને ન જણાવતાં કેવી રીતે રાજકુમારનાં માતાપિતાને ધારણા દેતો, કેવી રીતે પોતાનાં

માતાપિતાને ધારણા દેતો, કેવી રીતે ચંદ્રપ્રભા તથા દેવકન્યાને ધીરજ દેતો, અને કેવી રીતે પોતે ધીરજ રાખતો તેવિષે માત્ર તેનું એક મનજ સાક્ષી હતું. ટુંકામાં બોલિયે તો જો એક શ્રુતશીલ ન હોત તો તે ચાર વૃદ્ધો અને ચંદ્રપ્રભાના પ્રાણ તો રાજકુમારની દુઃખદ ખબર સાંભળતાંજ નીકળી ગયા હોત. શ્રુતશીલને જો કે પોતાના સન્મિત્રનાં વિયોગદુઃખોને સહન કરવાં તે કરતાં પ્રાણ છોડવા એ વાત વધારે ગમતી હતી, પણ તે ચાર વૃદ્ધો અને ચંદ્રપ્રભાને ધારણા દેવાજ માત્ર જીવતો હતો. તેટલામાં તેને હવે ઇન્દ્રનીલમણિ થઈ જવાનો વખત આવી પોહોચ્યો. તે ગમે તેવો વેગ કરી ચાલે તોપણ સૂર્યાસ્ત થયાની અગાઉ તે સ્થલની બહાર નીકળી શકે તેટલો દિવસ હવે રહ્યો ન હતો. ચારે કોર દેખાતાં સાયંકાલનાં ચિન્હો જોઈને વિદ્વાન્ અને વિપત્તિના વખતનાં કર્તવ્યને સારી રીતે જાણનારા શ્રુતશીલે મનમાં વિચાર કર્યો કે 'હું ગમે એટલો ખેદ કરૂં, ગમે એટલા વિલાપ કરૂં અને ગમે તેવાં પ્રયત્ન કરૂં તોપણ આ વખતે જે મને આપત્તિ આવી પડવાની છે તે પડ્યાવગર રેહેશેજ નહી. માટે તે વિષયનો વિચાર છોડી મારા આધાર ઉપર રહેલાંએ હવે પછી શું કરવું એ વિષે ટુંકામાં કાંઇ લખી, પછીથી જ્યાંસુધી મારાં નેત્રો દેખે છે ત્યાંસુધી આ શિવલિંગનું એક દૃષ્ટિથી દર્શન કરૂં, જ્યાંસુધી મારી જીંહ્વા ચાલે છે ત્યાંસુધી આ શિવજીની પ્રાર્થના કરૂં અને જ્યાંસુધી મારાં અંગોથી ઉઠી બેશી શકાય છે ત્યાંસુધી આ શિવલિંગને દંડવત્પ્રણામો કરૂં. બીજી ચિંતાઓ મને કાંઈજ કામ આવવાની નથી.' એવો નિશ્ચય કરી તરતજ એક પત્રિકા લખી. તેને તે શિવમંદિરના ઊંમરા ઉપર મેલી, તે ઉડી ન જાય માટે એક ઇન્દ્રનીલમણિના કટકાથી તેને દબાવી. પોતે પાસેના સરોવરમાં સ્નાન કરી આવી, પાનના પડિયામાં લઈ આવેલાં જલથી ઇન્દ્રનીલમણિમય શિવલિંગની પૂજા કરી, પછી અનેક દંડવત્ પ્રણામો કરી એક ધ્યાનથી દર્શન કરી, 'હે દીનબંધો દયાસિંધો સર્વજ્ઞ સર્વશક્તિમાન્ જગદીશ્વર! આપની દીનદયાલુતા સામું જોઈ, આપની ભક્તવત્સલતા સામું જોઈ, આપની

અધમઉદ્ધારકતા સામું જોઈ, આપની પતિતપાવનતા સામું જોઈ, અને આપની અનાથનાથતા સામું જોઈ દીન અનાથ અધમ અને પતિતજેવા આપના આ ભકતવર્ગનો આપ ઉદ્ધાર નહિ કરો તો પછી બીજો કોણ કરશે ? નથી અમે મંત્ર જાણતા, નથી અમે યંત્ર જાણતા, નથી અમે તંત્ર જાણતા, નથી અમે વિરકિત જાણતા, કે નથી અમે ભક્તિ જાણતા, કેવલ આપનું સ્મરણ તેજ સર્વ સિદ્ધિનું મૂલ છે એટલું જાણિયે છિયે, માટે આપેજ અમારા સર્વના મનોરથો સિદ્ધ કરવા જોઇયે. આ સમયે હું આપપાસે બીજું કાંઈજ માગવા ઇચ્છતો નથી, પણ આ મારા મિત્ર રાજકુમારની આ દશા છે અને હવે પછી થોડાજ ક્ષણોમાં મારી પણ તેજ દશા થવાની છે, માટે મારા આધાર ઉપર રહેલાં આ રાજકુમારનાં માતાપિતાને, મારાં માતાપિતાને, પવિત્ર ચંદ્રપ્રભાને, દયાલુ દેવકન્યાને, અને મારી માણુમિયા પ્રિયંવદાને દુઃખના ડુંગરો તુટી પડશે, શોકના સાગરો ઉછળશે, અને ચિંતાની ચિતાઓ પ્રજ્વલશે, તે વખતે કોય પણ તેઓને ધારણા દેનાર નથી. માટે આપેજ કૃપા કરી તેઓનાં અંતઃકરણમાં ધીરજ રૂપ ધન અર્પણ કરવું, વૃદ્ધ ગુરુજનોને દીર્ઘ આયુષ્ય અર્પણ કરવું, અને ચંદ્રપ્રભા, દેવકન્યા અને પ્રિયંવદાને પોતપોતાનાં ખરાં કર્તવ્યનું જ્ઞાન અર્પણ કરવું, એજ હું માગુંછું. તે સાથે મારો દેહ શિલારૂપ થઈ ગયા પછી મારો જીવાત્મા જો ક્યાંય જન્મ લહે તો આ રાજકુમારનો જ્યાં જન્મ થયો હોય ત્યાંજ લહે, એનોજ મિત્ર થાય, એનોજ પ્રીતિપાત્ર થાય અને એનાંજ સુખદુઃખમાં સરખો ભાગ લેનાર થાય. એટલુંજ નહિ પણ તે જન્મનું મારૂં આયુષ્ય એટલું આપવું કે મિત્રના વિયોગનું દુઃખ મારે સહન કરવું ન પડે.' એટલી પ્રાર્થના કરી સૂર્ય સામી નજર કરે છે. ત્યાં સૂર્યનું અર્ધ મંડલ બહાર છે. પોતે વિચાર્યું કે 'હવે સૂર્યાસ્તને કાંઈજ વાર નથી, માટે જલદી હું મારા મિત્રની પ્રતિમાને મળી તેનીજ પાસે બેસું, કે જેથી બેયની જડ પ્રતિમાઓ પણ વિયુકત ન રહે.' એમ વિચારી તરતજ તે શત્રુશલ્યની પ્રતિમા પાસે આવી તેને આલિંગન કરી નીચે પ્રમાણે આનંદથી આવું બોલ્યોઃ—

चित्रपवित्रचरित्रप्रियमित्रमणेऽद्यधन्योऽहं ।
साधुभिरशोचनीयस्त्वत्तुल्यदशावशोभविष्यामि ॥

(વિચિત્ર અને પવિત્ર છે ચરિત્ર જેનાં એવા હે મિત્રમણિ! આજે હું તમારા જેવી દશાને વશ થાઇશ તેથી ધન્ય છું અને સાધુ પુરૂષો હવે મારો શોક નહિ કરે.)

यदिविद्याप्रदानस्य स्तवःसर्वेऽपिवास्तवः ।
तर्ह्येवश्यंभविष्यामः सर्वेऽपिसुखिनोद्रुतं ॥

(જો વિદ્યાદાનની-સ્તુતિયો શાસ્ત્રોમાં જે જે લખી છે તે ખરી છે, તો જરૂર આપણે સર્વ થોડા વખતમાં સુખી થાશું.) આટલું બોલે છે એટલામાં ભગવાન્ લોકસાક્ષી સૂર્યદેવનું મંડળ અસ્ત થયું અને શ્રુતશીલની સંજ્ઞાપણ અસ્ત થઇ ગઇ. જેવી પ્રતિમા શત્રુશલ્યની હતી તેવીજ પ્રતિમા શ્રુતશીલની થઇ ગઇ. જે વખતે શ્રુતશીલ નિઃસંજ્ઞ અને ઇંદ્રનીલમણિમય થયો, તેજ વખતે સ્ફટિકમણિમય પ્રદેશના શિવાલયની પૂતળીને સંજ્ઞા પ્રાપ્ત થઇ. તે ચારે કોરે જુવે છે તો તેટલામાં દેવ દાનવ કે માનવ કોય જોવામાં આવતું નથી. માત્ર શુદ્ધ સ્ફુટિકમણિનો ઉત્તમ પ્રદેશજ જોવામાં આવે છે. તેણે તેજ શિલાલેખની આજ્ઞાપ્રમાણે ત્યાંથી ચાલી બીજા પર્વતની ગુફામાં જવાસારૂ ચાલવાનો આરંભ કર્યો. ચાલતાં ચાલતાં સંધ્ય રાત્રિ થવા આવી ત્યારે તે પહાડનો અંધારો માર્ગ ઓળંગી ઇંદ્રનીલમણિમય પ્રદેશમાં આવી પોહોંચી. ચંદ્રમાના પ્રકાશથી ચારેકોર જાહેર જણાતા પ્રદેશો જોઇ તે હર્ષ પામી તરતજ શિવાલયમાં આવી. શિવજીનાં દર્શન કરતાંજ તેણે શ્રુતશીલની લખેલી પત્રિકા જોઈ. તે હાથમાં લેઇ પોતે વાંચીને તથા શિલાલેખ વાંચીને નિશ્ચય કર્યો કે 'આ બે મહાત્માઓ આ સ્થલના પ્રભાવથીજ ઇંદ્રનીલમણિમય થયેલા છે. આ બન્ને મિત્ર છે. આમાંનો એક પ્રથમ શિલારૂપ થયેલ છે અને બીજો તો આજેજ સાયંકાલે આ પત્રિકા લખ્યા પછી તરત શિલારૂપ થયેલો છે એવું અનુમાન થાય છે. જો કે હું પોતે કોણ છું, આ ઠેકાણે ક્યાંથી આવી છું અને હવેપછી મારૂં શું થવાનું

છે, તે કાંઈજ જાણતી નથી, તેમ આ ચીઠી લખનારે જેઓ-ની ઉપર તે ચીઠી લખી છે તેઓ કોણ છે તે પણ હું જાણતી નથી, તો પણ તેઓનાં નામ વાંચવાથી મને કાંઈ અલૌકિક સ્નેહ ઉત્પન્ન થાય છે.' મૂર્તિયોને સારી પેઠે જોઈને, 'ખરે આ રાજ ચિન્હથી શોભતી મૂર્તિ ઘણા વખતની થયેલી છે, અને આ બ્રાહ્મણ ચિન્હોથી શોભતી મૂર્તિ આજેજ સાયંકાલની થયેલી છે. આ મહાત્માનું પવિત્ર નામ શું હશે તે હું જાણતી નથી, પણ તેની ધીરજ, તેની પિતૃભક્તિ, તેની માતૃભક્તિ, અને તેની મિત્રધર્મમાં પ્રવીણતા તથા વિદ્યા દાનમાં ઉદારતા અને શ્રદ્ધા કેવી છે તે આ પત્રિકાજ કહી આપે છે. તેની સ્વરૂપસંપત્તિ તો મારી નજરેજ જોવામાં આવે છે. ધન્ય છે તે માતાપિતાને કે જેઓનું આવું મનુષ્યરત્ન પુત્ર હશે, ધન્ય છે તે મિત્રોને કે જેના આ મહાભાગ મિત્ર હશે, ધન્ય છે તે સ્ત્રીને કે જેના આ ભદ્રશીલ પ્રાણનાથ હશે. મારું મન પણ તેને વરવા ઉત્કંઠિત છે. જો વરવું તો આજ પતિને વરવું. પણ આ પત્રિકામાં લખેલાં ગંભીર વૃત્તાંતવિષે પ્રથમ મારે જાણીતું થવું જોઈયે, ને તે ચંદ્રપ્રભા, દેવકન્યા અને પ્રિયંવદાને મળવાથીજ થવાશે. એટલુંજ નહીં પણ તેઓને પણ આ મહાભાગના વિયોગથી દુઃખદ રાત્રિ થઈ પડી હશે, માટે હું તેને મળું તો આ પત્રિકા ઉપરથી તેને ધારણા મળશે. માટે જેમ બને તેમ આંહિ વિલંબ ન કરતાં ચાલવું તે ઉત્તમ છે.' એમ વિચારી શિવજીને તથા તે બે પ્રતિમાઓને પ્રણામ કરી તે ચાલવા માંડી, તેણે રાત્રિના પ્રભાવથી કેટલાંક મનુષ્યોનો કોલાહલ સાંભળ્યો, જેથી તે સામા પર્વતનો માર્ગ મેલી મનુષ્યના કોલાહલ ઉપર ચાલવા લાગી. થોડીજ વારમાં તેને એક નાનું બારણું નજરે પડ્યું. તેમાંથી બહાર નીકળી જુવે છે, ત્યાં તો એક બાજુ હજારો કન્યાઓ વિલાપ કરે છે, બીજી બાજુ હજારો વિદ્યાર્થીયો રૂવે છે, ત્રીજી બાજુ અનેક ઋષિયો અને ઋષિપત્નીયો ઉદ્વેગથી અશ્રુ પાડે છે, ચોથી બાજુ વૃદ્ધ દંપતી મૂર્છિત થઈ પડેલ છે, પાંચમી બાજુ વૃદ્ધ રાજા અને રાણી મૂર્છિત પડેલ છે, અને છઠ્ઠી બાજુ ચંદ્રપ્રભા દેવકન્યા અને

પ્રિયંવદા એ ત્રણે દુઃખના આવેશથી મૂર્છા ઉતરી ગયા પછી ઈંદ્રનીલમણિના પ્રદેશમાં જઈ ઈન્દ્રનીલમણી થઈ જવા ઇચ્છે છે, અને તેઓને વિદ્યાનિધિ આદિ શ્રુતશીલના પ્રથમ વર્ગના વિદ્યાર્થિયો ધારણા આપે છે. અનેક પ્રકારનાં વાક્યો સાંભળતાં પણ તે સ્ત્રિયોને ધૈર્ય ન આવ્યું, અને આ દુઃખ સહન કરવું તે કરતાં બેહેતર છે કે બેભાન થઈ જવું. એમ વિચારી એકદમ જુસ્સાથી તે ઈન્દ્રનીલમણિના પ્રદેશ તરફ જાય છે અને વિદ્યાર્થિયો તથા કન્યાઓ પગમાં પડી પડી પ્રાર્થના કરે છે. તેટલામાં આ દેવકન્યાને આવતી જોઈ સહુએ આશ્ચર્યથી કોલાહલ કરવો બંધ કર્યો. દેવકન્યા પણ બેધડક તેની નજીક આવી 'આમાં ચંદ્રપ્રભા કોનું નામ છે' એમ પુછવા લાગી. વિદ્યાનિધિએ ચંદ્રપ્રભા વતાવ્યાં કે તરત તેના હાથમાં તેણે તે પત્રિકા આપી. તેણે તે ધીરજથી વાંચી, જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

यत्रधन्यादेवकन्या यत्रचंद्रप्रभाशुभा ।
प्रियाप्रियंवदायत्र पत्रिकातत्रयात्विर्यं ॥
मातश्चंद्रप्रभेमातर्देवकन्येदयामये ।
प्रियेप्रियंवदेचैषा चरमापरमार्थना ॥
स्मृत्वास्मृत्वामुनिवचो धृत्वाधृत्वाचधीरतां ।
कार्यागुरूणांशुश्रूषा मनोवाक्कायकर्मभिः ॥
यदिप्रियोस्मिवोभद्रा यदिपाल्यंवचश्चमे ।
बालाध्ययनशालायां तर्ह्यौदास्यंनयास्यथ ॥
अत्रयुष्मासुकल्याण्यो बहुनालिखितेनकिं ।
निःशृंखलासुसंपत्सु प्राणांतासुविपत्स्वपि ॥
धैर्यधैर्यपुनर्धैर्यं धार्यमार्यैरनुत्तमं ।
देयंदेयंपुनर्देयं विद्यादानमनुक्षणं ॥
हंतुमापत्सहस्राणि दातुंसंपच्छतान्यपि ।
जागर्त्येकंजगत्यत्र विद्यादानमनुत्तमं ॥

नत्वमित्रसमावस्थाप्राप्तिरेषादुनोतिमां ।
प्रत्युतानंदसंदोहममंदमभिवर्षति ॥
नतत्तद्विषयेचिंता कार्याकेनापिकाप्यहो ।
पुनःशंभुप्रसादेन संगमोभवितैवनः ॥

(જ્યાં ધન્ય દેવકન્યા છે, જ્યાં શુભ ચંદ્રપ્રભા છે, અને જ્યાં પ્રિયા પ્રિયંવદા છે, ત્યાં આ પત્રિકા પોચે. હે માતા ચંદ્રપ્રભા, હે દયાલુ દેવકન્યા અને હે પ્રિયા પ્રિયંવદા ! આ મારી ઉત્તમોત્તમ છેલ્લી પ્રાર્થના છે, કે મુનિરાજનું વચન સંભારી સંભારીને, ધીરજને ધારણ કરી કરીને, મન વચન અને કર્મથી આપણા સર્વ ગુરૂજનોની તમે સેવા કરજો. જો હું તમને પ્રિય હોઉં, જો મારૂં વચન તમે માનવાલાયક ગણતાં હો, તો હું કહું છું કે બાલાધ્યયનશાલાના કામમાં જરા પણ ઉદાસી લાવશો માં. આ બાબત હું તમને વધારે શું લખું ? અસંખ્ય સંપત્તિઓ આવી પડે અને માણાંત આપત્તિ આવી પડે તો પણ ધીરજ ધીરજ અને ધીરજજ ધારણ કરવી, અને ક્ષણે ક્ષણે વિદ્યા વિદ્યા અને વિદ્યાનુંજ દાન કરતાં રેહેવું. હજારો આપત્તિયોને હણવામાટે અને સેંકડો સંપત્તિયોને આપવામાટે જગત્માં એક વિદ્યાદાનજ જાગે છે. મને મારા મિત્રના જેવી જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તેથી હું કાંઈ ખેદ નથી પામતો, પણ ઉલટો આનંદમાં મગ્ન થાઉં છું. માટે એવિષે કોઈએ કાંઈજ ચિંતા કરવી નહીં. વળી ઈશ્વર કૃપાથી આપણ સર્વનું મળવું થાશેજ.) આ પત્રિકા ચંદ્રપ્રભાએ આંખમાંથી આંસુડાં પાડતાં વાંચી અને દેવકન્યાએ તથા પ્રિયંવદાએ તેવીજ દશાથી સાંભળી. આ પત્રિકા વંચાઈ રહી કે પ્રથમ તો તેઓ સર્વ મૂર્છાગત થઈ ગયાં. બે ઘડિએ સર્વને મૂર્છા દૂર થઈ કે તરત વિદ્યાનિધિ આદિ પ્રથમ વર્ગના બાલકોએ હાથ જોડી વિનતિ કરવા માંડી, કે 'માતા દેવકન્યા! માતા ચંદ્રપ્રભા! અને માતા પ્રિયંવદા! પરમોપકારી પવિત્ર રાજકુમાર શત્રુશલ્યના વિયોગદુઃખનું તો હજુ વિસ્મરણ થયું નથી તેટલામાં તો, તેનુંજ રૂપાંતર ગણિયે, તેનું મૂર્તિમાન્ હૃદય ગણિયે, અથવા તેનોજ બહિશ્વર પ્રાણ ગણિયે તોપણ અ-

ઘટિત ન કેવાય તેવા અમારા સદ્ગુરુ શ્રુતશીલનો અસહ્ય વિયોગ આવી પડયો એ કાંઇ ઓછી આપત્તિ નથી. આવી આપત્તિમાં ધીરજ રાખવી તે અતિ ધીર માણસનું કામ છે, સાધારણ માણસનું કામ નથી. જો કે આ બધાં વૃત્તાંતો એવાં એવાં હૃદયભેદક છે કે અતિ ધીર અને ગંભીર માણસોની ધીરતાને અને ગંભીરતાને પણ વિસ્મરણ કરાવી નાંખે; તોપણ વિચારવાનું એછે કે તેવી રીતે તે ધીરજ છોડી નાંખવાથી, ગંભીરતા ત્રોડી નાંખવાથી, અનેક પ્રકારના વિલાપો કરવાથી, સર્વ સુખનો ત્યાગ કરવાથી, અને છેવટ પ્રાણનો પણ ત્યાગ કરવાથી ફલ કાંઇજ નથી. તેમ આ વખતની આપત્તિનું કર્તવ્ય પણ આપનું એ નથી; કારણ કે આ આપત્તિને છેડે હજી આપણે ઉત્તમ આશા ધરાવિયે છિયે. માટે અમારી વિનતિ એછે કે અમારા સદ્ગુરુશ્રીએ જે જે કર્તવ્ય પત્રિકામાં લખેલ છે, તે તે કર્તવ્યઉપર પૂર્ણ લક્ષ દઇ આપ સર્વ માન્ય માતાઓએ આ દુઃખદ દિવસોનું નિર્ગમન કરવું જોઇએ. વિશેષ અમ જેવાં બાલકો આપજેવાઓને શું કહી શકે?' એમ કહી પ્રણામ કરી વિદ્યાનિધિ આદિ બાલવર્ગ નીચે બેઠો, કે તરત પ્રથમ વર્ગની કન્યાઓ કે જેઓએ દેવકન્યા ચંદ્રપ્રભા અને પ્રિયંવદા પાસેથી સર્વ શાસ્ત્રોમાં ઉત્તમોત્તમ જ્ઞાન મેળવ્યું હતું, તેઓ ઉભી થઇ વિવેકથી વિનયથી અને નમ્રતાથી હાથ જોડી નીચેપ્રમાણે વિનતિ કરવા લાગી.

માન્યમાતાઓ! જલદેવની પાસે કલશના જલ જેવું, પવનદેવની પાસે પંખાના પવન જેવું, સૂર્યદેવની પાસે દીવા જેવું, અને ચંદ્રદેવની પાસે ચંદન જેવું આપજેવાંની પાસે અમજેવી અલ્પજ્ઞ અલ્પશક્તિવાળી બાલિકાઓનું બોલવું છે. આપજેવાંની પાસે બોલવાની અમારી બુદ્ધિ શું, અમારી શક્તિ શું અને અમારો અધિકાર શું? કાંઇજ નહી. તોપણ જ્યારે આપ આ સમયે અસહ્ય આપત્તિમાં મગ્ન છો, ત્યારે આપની પાસે આપે જે કૃપા કરી આજદિવસ સુધી અમને શીખવેલું છે તેનું સ્મરણ આપવા અમારૂં મન ઉત્કંઠા કરે છે, માટે અમારા તરફથી થતા આ અવિવેકવિષે આપ માયાળુ માન્યમાતાઓ કૃપા કરશો એવો અમને દૃઢ વિશ્વાસ છે. (અપૂર્ણ.)

# संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS.)

## प्रकरण ४.

(સાંધણ પાને ૭૨ થી.)

ઉપર જણાવેલા સારા માઠા બે પ્રકારના સંગના, પ્રત્યેકના બે વર્ગ છે. પેહેલો મનુષ્યસંગ અને બીજો શાસ્ત્રસંગ. ઉત્તમ મનુષ્યના સંહવાસથી ઉત્તમ ગુણ પ્રાપ્ત થાય છે, તેમજ ઉત્તમ શાસ્ત્રોપદેશથી ઉત્તમ બોધ મળે છે. અને તદનુસાર ક્રિયા થવાથી અલ્પ મનુષ્ય દેવપૂજ્ય થાયછે. તથા દુષ્ટ પુરૂષના સંગથી દુષ્ટપણું આવે છે, તેમજ દુષ્ટ શાસ્ત્રના ઉપદેશવડે દુર્બોધ મળે છે. અને તે પ્રમાણે આચરવાથી ઉત્તમ પંક્તિનું મનુષ્ય અધમાધમ લઘુતાને પામે છે.

ઉપર જણાવેલા સંગના બન્ને વર્ગના ઉતમ અધમ ભાગ આપણે વર્ગાનુક્રમપ્રમાણે તપાસવા એ અગત્યનું છે. માટે પ્રથમ વર્ગના ઉત્તમ ગુણ વિષે વિચાર પેહેલો કરીશું.

સત્સંગનું બળ કેવું છે, તે વિષે અનુભવી ભર્તૃહરિ કહે છે કેઃ—

> 'जाड्यंधियोहरतिसिंचतिवाचिसत्यम्
> मानोन्नतिंदिशतिपापमपाकरोति
> चित्तंप्रसादयतिदिक्षुतनोतिकीर्तिम्
> सत्संगतिःकथयकिंनकरोतिपुंसाम्

(સત્સંગ શું ન કરે ? એ બુદ્ધિનું જડપણું ટાળે છે, સત્ય વાણીની મનુષ્યમાં પ્રતિષ્ઠા કરે છે, તેમનું ઊંચુ માન વધારે છે, પાપનો નાશ કરે છે, ચિત્તને આનંદ આપે છે, તથા કીર્તિને દિશાઓમાં ફેલાવે છે.)

ખરૂં છે કે આપણે પ્રથમ ગમે તેવી જાડી બુદ્ધિના હોઇશું પણ જ્યાં ઊંચી કેળવણી પામેલા વિદ્વાનો નિરંતર પૂર્ણ આગ્રહપૂર્વક બોધ આપ્યા કરે છે, તેવી પાઠશાળા અથવા વિદ્યાલયમાં આપણે તેમના સમાગમમાં રહી અભ્યાસ કરશું તો આપણી બુદ્ધિ જે પૂર્વે

'બે અને બે શું,' તેનો પણ વિચાર કરવાને અશક્ત હશે તે ભૂગોળ ખગોળના સિદ્ધાન્ત સમજવાને તેમજ નવીન સિદ્ધાન્તો સ્થાપવાને પણ સમર્થ થશે. તેમજ સત્ય બોલવામાં કેટલો લાભ રહેલો છે, સત્યને માટે ઇશ્વર આપણને કેવી રીતે સ્વીકારે છે અને તે કેવો સ્તુત્ય ગુણ છે? તેમજ અસત્ય એ કેવું પાપરૂપ છે અને સર્વ લોક તેને કેવી રીતિએ ધિક્કારે છે? તથા 'તમે અસત્ય બોલો છો,' એવા શબ્દો એક ખરા પ્રતિષ્ઠિત અંગ્રેજ સદ્ગૃહસ્થને આપણે કહીશું, અને તેથી તેને કેવું ખોટું લાગે છે તથા અસત્ય વિષે તેને કેટલો તિરસ્કાર છે? એ બધું જ્યારે આપણે સત્સમાગમથી જાણશું ત્યારે આપણમાંથી સહજજ જુઠાણું જશે અને સત્ય બોલવું તથા સત્ય ચાલવું એજ નિશ્ચય દૃઢ થઇ જવાથી આપણે તે પ્રમાણે વર્ત્તશું. તેવીજ રીતે સત્પુરૂષના સમાગમથી ખરૂં ખોટું જાણી આપણે દુષ્ટ માર્ગનો ત્યાગ કરશું, તથા સત્ય અને ઉત્તમ માર્ગનું ગ્રહણ કરશું. આથી લોકો આપણેમાટે માન રાખશે. અને જ્યારે આપણે કશું ખોટું કામ કરશું નહીં ત્યારે પાપ સહજજ આપણથી દૂર રહેશે, અને તેથી આગળ ઉપર આપણાં સત્કર્મોના પ્રભાવથી આપણી કીર્તિ દિશાઓમાં આપોઆપ પસરી જશે; તથા અન્તઃકરણમાં, આમ થવાથી, પૂર્ણાનંદ વર્ત્તિ રહેશે.

આવા અગણિત અને અમુલ્ય ગુણવાળા સત્સંગનો લાભ નહીં લે એવો આત્મદ્રોહી કોણ હોય? સત્સંગની પ્રશંસા શબ્દમાત્રજ નથી પણ તે અનુભવગમ્ય છે; એ કેટલાએક ઇતિહાસથી તેમજ સ્વાનુભવથી સિદ્ધ છેઃ—

ધર્મધુરંધર આદિ કવિ વાલ્મીકિ મૂળે એક ભીલડીના પેટથી જન્મ્યા હતા, અને પારધિના ધંધાથી પોતાનાં કુટુંબનું પોષણ કરતા હતા. તેમનામાં વિદ્યા, સુનીતિ, તેમજ ધર્મનો અંશમાત્ર પણ હતો નહીં. તેઓ પોતાના નિત્યના નિયમપ્રમાણે એક સમયે પોતાનાં કુટુંબના પોષણને અર્થે મૃગયા કરવા નીકળ્યા. અને શ્રમ કરવા છતાં પણ તેમને ઇચ્છિત ભક્ષ્ય પ્રાપ્ત થયું નહીં. અન્તે થાકીને રાજમાર્ગ

ઉપર કાંઈ ભક્ષ થાય તેની વાટ જોતા બેઠા. તેટલામાં સપ્ત ઋષિનું મંડળ એ માર્ગે થઈને નીકળ્યું. તેમને વાલ્મીકિએ જોયા; અને અન્તઃકરણમાં, પુષ્કળ ભક્ષ્ય મળ્યું સમજી, આનંદ પામ્યા. હર્ષોત્સુકયુક્ત તે તેમની પાસે ગયા. તેણે તેમનો પોતાના ઇચ્છિત ભક્ષ્ય સારૂ વધ કરવા નિશ્ચય કર્યો અને ચાપમાં બાણ ચડાવી તેમના પ્રત્યે તે યોજવા તત્પર થયા. આવું જોઈ પેલા ઋષિયોને પોતાના શરીરરક્ષણની ચિંતા કરતાં વાલ્મીકિનાં મૂઢપણાંવિષે બહુજ વિચાર આવ્યો. તેમને વાલ્મીકિ ઉપર કરૂણા ઉત્પન્ન થઈ અને તેનું કલ્યાણ કરવા અન્તઃકરણમાં નિશ્ચય કર્યો. અહા! શું પરોપકારી સાધુ પુરૂષના સ્તુત્ય ગુણ! તેમણે દૃઢતાથી હૃદય સ્થિર રાખી શાન્તપણે યુક્તિપૂર્વક પાપ-પુણ્યની વિવેચના વાલ્મીકિને સમજાવી, વિવેકબુદ્ધિ અને જ્ઞાનચક્ષુ તેને આપ્યાં. પાછળ શું થયું? તે જુઓ! વાલ્મીકિ આ અલ્પ પણ દૃઢ સંગબળની છાયાના પ્રતાપથી એક મોટા ધર્મજ્ઞ, અને વિદ્વાન્ થયા, અને તે ઋષિપંક્તિમાં ગણાયા. આ પુરૂષજ, પાછળથી મહા વિસ્તીર્ણ રામાયણ કાવ્યના કર્ત્તા થયા, કે જે કાવ્યના સુબોધથી પાછળ લક્ષાવધિ મનુષ્ય સુબુદ્ધિ તથા સુનીતિ શિખ્યાં, અને અદ્યાપિ પણ તે ગ્રન્થના પ્રભાવથી અનન્ત અને ઉત્તમ લાભ લેતાં આવે છે. જુઓ મૂળનું એનું ભીલપણું અને તેને યોગ્ય હિંસાદિ ઘોર દુર્ગુણ; અને પાછળનું તેનું ઋષિપણું તથા તદનુસાર ધર્મજ્ઞપણું! એ બે વિપરીત વાતને શો સંબંધ હોય? પણ તે શાથી થયું? સત્સંગબળથીજ. પ્રથમ એ સંગ એને ઉત્તમ લાગ્યો, તેમનો બોધ એને પ્રિય લાગ્યો, અને તે પ્રમાણે વર્ત્તવાથી અન્તે પોતાના આત્માનું કલ્યાણ કરી દેવપૂજ્ય થઈ, લોકપ્રસિદ્ધ અક્ષય ઉત્તમ પદવીએ પોહોંચ્યા.

સહજાનંદજી જેવા સદાચરણી અને નીતિવાન્ સાધુપુરૂષના સંગથી કાઠી, ભિલ્લ, કોળી, આદિ ક્રૂર સ્વભાવના મનુષ્યો સદાચરણી, અહિંસક, અને સત્યશીલ થયેલા આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ; અને તેમના જાતિસ્વભાવના આગળના ઘોર અનર્થ અને દુષ્ટ ક્રિયા સાવ નાશ પામેલી દેખીએ છીએ.

ઉપર પ્રમાણે નીચ કૃતિના મનુષ્યોમાં ઉત્તમ ગુણ આવ્યા, તે કેવળ ઉત્તમ પુરૂષોના સંગવડેજ આવેલા છે. તેમજ નીચ સંગથી ઉત્તમ પંક્તિના મનુષ્યે પણ અધમાધમ કર્મ કરેલાં છે, અને પોતાના મૂળ ધર્મમાંથી ભ્રષ્ટ થએલા છે, તેની પણ ઇતિહાસ અને સ્વાનુભવ સાક્ષિ પૂરે છે.

કુસંગવિષે, અધ્યાત્મરામાયણમાં દશરથની સ્ત્રી કૈકેયીનું કુસંગબળથી પતન થવાવિષેનું ઐતિહાસિક ઉદાહરણ નીચેના બે શ્લોકમાં મહાત્મા શંકરનાં વાક્યમાં કવિએ ઉત્તમપણે દર્શાવેલ છે.

'धीरोत्यन्तदयान्वितोऽपिसुगुणाचारान्वितोवाथवा
नीतिज्ञोविधिवाददेशिकपरोविद्याविवेकोऽथवा
दुष्टानामतिपापभावितधियांसंगंसदाचेद्भजेत्
तद्बुध्यापरिभावितोव्रजतितत्साम्यंक्रमेणस्फुटम् ॥
अतःसंगःपरित्याज्योदुष्टानांसर्वदैवहि ।
दुःसंगीच्यवतेस्वार्थाद्यथेयंराजकन्यका' ॥

(અત્યંત ધીર અથવા બુદ્ધિમાન્ હોય, દયાળુ હોય, સારા ગુણવાળો તથા સારાં આચરણવાળો હોય, નીતિને સમજનાર હોય, સારાં માઠાંનો વિવેક બીજાને સમજાવી જાણે તેવો હોય, અને વિદ્વાન્ અથવા વિવેકવાન્ હોય, તેવા પુરૂષને પણ જેની ઘણી પાપ બુદ્ધિ છે એવા દુષ્ટ પુરૂષનો સદા સર્વકાળ સંગ રહે, તો તે પાપિષ્ટ મનુષ્યની બુદ્ધિપ્રમાણે તેની બુદ્ધિ થઈ જાય છે, અને પોતે પણ તેવાં નીચ આચરણો પ્રસિદ્ધ રીતે કરે છે.)

(એટલામાટે દુષ્ટ મનુષ્યનો સંગ સદા ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે દુષ્ટના સંગથી જેમ આ રાજકન્યાનો સ્વાર્થ બગડ્યો તેમ સ્વાર્થ બગડે છે.)

જ્યારે રામચંદ્રજીને યુવરાજ પદ આપવા દશરથ રાજાની ધારણા થઈ, અને તે વાત પ્રસિદ્ધ પાડવામાં આવી, ત્યારે પ્રથમ સર્વ રાજવર્ગ તથા અંતઃપુરની સ્ત્રિયો તેમજ પ્રજામાત્ર આનંદોત્સુકપણાંને પામ્યાં; અને કૈકેયીએ અપર માતા છતાં પણ, તેણે પ્રથમ તો વધા-

ઈ તેની દાસીની વક્રોક્તિથી જાણી તોપણ, આનંદના ઉભરાથી તે શુભ સમાચાર સંભળાવવાના પ્રત્યુપકારમાં પોતાનું પગનું મહામુલ્યવાળું સોનાનું નુપૂર દાસીને તરત આપી દીધું. જુઓ! આ સમય કૈકેયીની કેવી અપ્રતિમ અને સ્તુત્ય ધર્મવૃત્તિ જણાઈ આવે છે, આ તેની ક્રિયાથી, તેનું પાતિવ્રત્ય અને તદનુસાર પુત્રવાત્સલ્ય તેણે સ્પષ્ટ સિદ્ધ કરી આપ્યું. આજ કૈકેયીએ પ્રથમ શત્રુઓ સાથે દશરથને સંગ્રામ થએલ તેમાં પોતાનાં બુદ્ધિબળના પરાક્રમથી તથા તપોબળથી પોતાના પતિનું સંરક્ષણ કરી, તેને, પ્રાપ્ત થએલા મૃત્યુસમયમાંથી પણ બચાવેલ હતો. આ દઢ પતિવ્રતા તથા સદય અન્તઃકરણવાળી તેમજ પરનું શુભ દેખી પ્રસન્ન થનારી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી નીતિનિપુણ સ્ત્રી હતી, પરંતુ રામના યુવરાજ પદના શુભ સમાચાર જાણી અભિનંદ આપવાથી ઉલટું ભાષણ કરનારી દુષ્ટ મંથરાએં જ્યારે ઘણાં દુષ્ટ અને પાપમિશ્રિત લોભનાં દષ્ટાન્તો આપી અન્તે તેનાં અન્તઃકરણમાં સ્વાર્થરૂપ લોભ ઉત્પન્ન કર્યો, ત્યારે તેજ શુભ ક્રિયાવાળી પવિત્ર સ્ત્રી તત્કાળ એ દુષ્ટ બુદ્ધિની સ્ત્રીના સમાર્ગભેરૂપ વિષથી નાશ પામી. આજ કૈકેયી પોતાનું સૌભાગ્ય, સ્વસામર્થ્ય તથા પતિવ્રતપણાના તપોબળથી, એક વાર પૂર્વે સાંચવી શકી હતી, તેજ સ્ત્રી દુષ્ટના સંગબળથી પુનઃ પોતાનો આ સનાતન પતિવ્રતાધર્મ ભુલી ગઈ; અને તેજ પોતે રામના વનવાસ માટે દશરથને કહી, પોતાના પુત્ર ભરત માટે યુવરાજ પદની ગોઠવણ કરાવવા ઉત્સુક થઈ. આ કૈકેયીએ પ્રથમ જણાવવા પ્રમાણે શત્રુ સાથેના સંગ્રામમાં પોતાના પતિ દશરથનું રક્ષણ કરેલું હતું, તે સમયે તેના પતિભાવના પ્રત્યુપકારમાં દશરથે યથેષ્ટ માગી લેવા વચન આપેલું હતું, અને તે ઉત્તમ આશયથી સમય આવવાપર તેણે માગવું બાકી રાખેલું હતું. પરંતુ આ દુષ્ટ મંથરાના સંગબળથી એ હિતકર વરદાન અવળે માર્ગે ઉપયોગમાં લીધું. કૈકેયીએ તે વચનનાં બંધનથી રામને વનવાસ કાઢવાનો હઠાગ્રહ લેઈ અન્તે તે વાત દશરથ પાસે અંગીકાર કરાવી; અને અન્તે રામના વિયોગથી દશરથનું મૃત્યુ પૂર્વે

સંકેતથી નિર્મિત થએલું હતું તેનું સબળ કારણ પોતેંજ થઇ પડી. આ પ્રમાણે રામવિયોગથી દશરથ મરણ પામ્યા પછી જ્યારે ભરતને રાજ્યાસન સ્વીકારવા કહેવામાં આવ્યું ત્યારે તેણે તે વાત, પોતાના નિમિત્તે પિતાનું મરણ તથા ધર્મવાન્ નીતિનિપુણ જ્યેષ્ઠભ્રાતૃનું વનગમન થયું, તેથી પોતે ધર્મવાન્ તથા રામવિષે અત્યંત પ્રીતિવાન્ હોવાથી, સ્વીકાર્યું નહીં, એટલુંજ નહીં પણ ઉપરના ઘોર બનાવોથી ખેદયુક્ત થઇ વિરક્ત દશા ગ્રહણ કરી, અયોધ્યાનો પણ ત્યાગ કરી દૂર રહ્યા. આટલું થયું ત્યારે કૈકેયીને કુસંગબળનું ફળ પ્રકટ જણાયું. પોતે એક તો સનાતન પતિવ્રતાધર્મ કે જેથી પોતે મૂળે વખણાએલી હતી તેથીજ ભ્રષ્ટ થઇ. બીજું પુત્રને માટે રાજ્ય મેળવવા જતાં ઉલટી સ્વતઃ વૈધવ્ય દુઃખને પ્રાપ્ત થઇ, અને છેવટે ઇચ્છેલું રાજ્ય પુત્રને પણ સુખરૂપ થયું નહીં, અને જગત્ પ્રસિદ્ધ કહેવત પ્રમાણે 'લેને ગઇ પૂત, ખોઆઇ ખસમ' વાળું થતાં પોતેજ સ્વાર્થથી ભ્રષ્ટ થઇ.

(અપૂર્ણ.)

---

## सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.

### हरिगीत.

(સાંધણ પાને ૪૮ થી.)

कल्याणकारक काम ते कल्याण काजे आदरो,
दिलमां दया राखी खरी परदुःख प्रेमेथी हरो;
संसारमां लपटावनारा दुष्ट दुर्गुणथी डरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
वाणी अने मन नित्य निर्मळ शुद्ध भावे राखवां,
सद्गुण अने शुभ संपथी संबंधिने सुख आपवां;
आशा अने तृष्णा अने ईर्ष्या वळी अळगी करो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
परनां भलां धनधान्यमां प्रीति कदी करिये नहीं,
दुर्जन अने सज्जन हसे तेवुं कदी करिये नहीं;

तन मन अने धन होय तो शुभ रीत राखी वावरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
आवी पडे शिरपर विपत्ति तोपण डरवुं नहीं,
कारणविना मृत्यु बने तेवुं कशुं करवुं नहीं;
निजधर्मनी शुभ धोसरी हीम्मतवडे कांधे धरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
ममता मटाडी मोहनी संतोष सारो राखवो,
संसारमां रेतां छतां वैराग्यनो रस चाखवो;
शुभ भावथी हरिहर भजी संसारनो सागर तरो,
सुख छे नहीं संसारमां हरिचरणमां प्रीति करो.
आवे कदी जो मानवामां तो तमे मानो सहु,
समजणभरेला आगळे शा कारणे बकवुं बहु;
अधिकार होय न होय पण जो काइ पण काने धरो,
निःसार आ संसारने सुखरूप आप सुखे करो.

---

## शेठ तुलसीदास व्रजदासनुं दुःखद मृत्यु.

અમે સાંભળી ઘણા દિલગીર થયા છિયે કે શેઠ તુલસીદાસ ૫૩ વર્ષની ઉમ્મરે સં. ૧૯૩૯ ના પોષ વદી ૨ ગુરૂવારની રાતે આશરે ૨॥ બજે આ સંસાર છોડી ગયા છે.

શેઠ તાપીદાસ તથા શેઠ તુળસીદાસ બેય સગા ભાઈ થાય. એમના પિતા શેઠ વ્રજદાસ, શેઠ જીજીભાઈ દાદાભાઈને ત્યાં નોકરી કરતા. શેઠ તાપીદાસ અને તુળસીદાસ પણ તેમનેજ ત્યાં નોકરી કરતા ને ત્યાર પછી કોઈ ઓફીસમાં કમીશનથી કામ કરતા. સં. ૧૯૦૫ થી તેમની વધતી જતી ચંચળતા જોઈ તેમના પીતા ૧૯૧૪ માં પરલોક પામ્યા. પિતાનાં મરણ પછી આગળ વધતાં સ્વતંત્ર ધંધાથી છેવટ શેરબજારના વખતમાં તેઓ વધ્યા અને મોટા આબરૂદાર ગૃહસ્થ થયા તથા આલાએન્સ સ્પીનિંગના મુખી થઈ તેમાં પેડેલને્લું રેશમનું કાર

---

## शार्दूलविक्रीडित.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. પ |
|---|---|---|---|
| દ્વિવેદી લક્ષ્મીદાસ લાલજી ... ... | ૧૯૩૯ ના... | ૧ | ૮ |
| શેઠ છબજી ઉમરશી ... ... | ,, ... | ૧ | ૮ |
| રા. રા. ફતેચંદ રાયચંદ વકીલ મુખ્યકારભારી | ,, ... | ૧ | ૧૧ |
| મે. સા. જીવરામ કાળીદાસના ૧૯૩૮-૩૯ ના ... | ... | ૩ | ૯ |
| બિલખા લાઇબ્રેરી ૧૯૩૮ તથા ૩૯ પેટે ... | ... | ૧ | ૧૧ |
| શેઠ હંસરાજ ભગવાનદાસ ... ... | ૧૯૩૯ ના... | ૧ | ૮ |
| સોની રામજી ભગવાન ... ... | ,, ... | ૧ | ૮ |
| ડા. દામોદર પ્રેમજી ... ... | ,, ... | ૧ | ૮ |
| ડા. હીરજી લખમીચંદ ૧૯૩૯ સુધીના... ... | ... | ૫ | ૧૪ |
| આનરેબલ શેઠ નાનાભાઈ હરિદાસ ૧૯૩૮ તથા ૩૯ ના | ... | ૩ | ૦ |
| શેઠ મનજી માધવજી ... ... | ૧૯૩૯ ના... | ૧ | ૮ |
| શેઠ જેઠા ચતુર્ભુજ ... ... ... ... | ... | ૧ | ૮ |
| માંડવી વિદ્યાસંગ્રહ લાયબ્રેરી ૧૯૩૯ પેટે ... | ... | ૧ | ૮ |
| રા. જેશંકર હરજીવન ફોજદારી ન્યાયાધીશ ૧૯૩૮-૩૯ ના | | ૩ | ૯ |
| સૌભાગ્યવતી શ્રીમલ્લિકાદેવી ... ... | ૧૯૩૯ ના... | ૧ | ૧૧ |
| ડા. બાપુભાઇ કાળીદાસ ... ... | ,, ... | ૧ | ૮ |
| ડા. કરસનદાસ નાથા ... ... | ,, ... | ૧ | ૮ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું. ફાલ્ગુન, સંવત્ ૧૯૩૯. અંક ૫ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

कातवकांताकस्तेपुत्रः संसारोयमतीवविचित्रः
कस्यत्वंवाकुतआयातस्तत्त्वंचिंतयतदिदम्भ्रातः ॥४॥*

(આ સંસાર અતિ વિચિત્ર પ્રકારનો છે. (એ સંસારમાં) તારી સ્ત્રી કોણ છે અને તારો પુત્ર કોણ છે? હે ભાઈ! તું કોનો છે અને ક્યાંથી આવ્યો છો એ તત્વનો વિચાર કર.)

સંસારના વિચિત્રપણાનો કંઈ પાર આવતો નથી. જેનાવિષે કંઈ નિશ્ચય બાંધી ન શકાય, જેના જેવી બીજી વસ્તુ થઈ પણ ન હોય ને થવાનો સંભવ પણ ન હોય, જેમાં થવું જોઈએ કંઈ ને થાય કંઈ, જે હોય ખોટું ને દેખાય ખરૂં, જે એક હોય અને થાય અનેક, જે હોય એકને મનાય અનેક, જેના ગુણની ખબર ન પડે, જેનાં રૂપની ખબર ન પડે, જેના રંગની ખબર ન પડે, જેની સ્થિતિની ખબર ન પડે, જેમાં કંઈ આશ્ચર્યપણું રહ્યું હોય, જેને માટે કંઈ બોલાયજ નહીં, જેને માટે ધાર્યું ન ઉતરે અને જેને મનુષ્ય બનાવી ન શકે, ત્યાં વિચિત્ર વિશેષણ લાગુ થાય છે. જો આપણે લેશ માત્ર પણ વિચાર કરિયે તો તે સંસારનું વિચિત્રપણું આપણા જાણવા બહાર રહે નહીં. એક આંબાના ઝાડને ફળ લાગે, તે સઘળાં ફળ

* તેવા ભાવમાં હરિગીત છંદ.

નિઃસાર આ સંસાર તો અત્યંત ભાઈ વિચિત્ર છે,
ક્યાં કોણ તારી કામિની ને કોણ તારો પુત્ર છે;
હે તાત તું છે કોણનો આવ્યો અહીં તું ત્યાં થકી,
એ તત્વનો અંતરવિષે કર તું વિચાર વિવેકથી.

એકજ રસથી ભરેલાં, એકજ નામનાં, એકજ રૂપનાં, એકજ રંગનાં અને એકજ ગુણદોષવાળાં હોય છે; તેપ્રમાણે આપણે સંસારમાં દેખતું નહીં. અનેક તત્વથી[1] થયેલું આ વિરાટ્સ્વરૂપ (બ્રહ્માંડ) છે. એ બ્રહ્માંડમાં પણ દૃષ્ટિથી ન દેખાય તેવા કીડાથી માંડીને દેવ અને ઇશ્વરસુધીનાં જે જે શરીર છે, તે સઘળાં પણ, વિરાટ્પુરુષમાં જેટલાં અને જે તત્વો છે તેટલાં અને તે તત્વોથી બનેલાં છે, એમ શાસ્ત્રથી સિદ્ધ થાયછે. આમ છતાં પણ,—કુંભારના નિભાડામાં પાકેલાં ઠીકરાંનાં ઠામ, વિલાયતમાં બનતાં પારદર્શક કાચનાં[2] વાસણ ને બીજી વસ્તુ, તથા ચીનમાં બનતાં વધારે સફાઈદાર કાચના જેવાં ઠીકરાંનાં ઠામ અને રમકડાં, એ સઘળાં એક માટીમાંથીજ[3] બને છે. એક માટીનોજ એ સઘળો વિકાર છે. એક માટીમાંથી બનેલા એ અનેક આકૃતિના, અનેક રંગના, અને અનેક ઉપયોગમાં આવતા પદાર્થોને જુદાં જુદાં નામથી આપણે ઓળખિયે છિયે; એવીજ રીતે સંસારનાં પ્રાણિયોને આપણે એની અનેક આકૃતિ, અનેક રંગ, અનેક ઉપયોગ અને અનેક શક્તિથી જુદાં જુદાં નામ આપી ઓળખિયે છિયે. પ્રથમ તો સામટી મળેલી એકજ વસ્તુથી બનેલાં પ્રાણિયોને જુદાં જુદાં નામ આપી ઓળખિયે છિયે, એજ સંસારનું વિચિત્રપણું. પ્રત્યેક પ્રાણીના સ્વભાવ અને કૃત્યમાં અનેક પ્રકારના ફેર જોઈએ છિયે, તેના અનેક પ્રકારના ઉપયોગો જોઈએ છિયે તથા તેનો અનેક કારણોથી અને પ્રકારોથી નાશ જોઈએ છિયે, એપણ વિચિત્રપણુંજ કહેવાય. સંસારમાં બનતા બનાવો જે જે આપણી આંખે દેખિયે છિયે, એ મોઢેથી બોલી શકવાને અને લખી શકવાને સમર્થ થવાતુંજ નથી. કોઈ સુખી, કોઈ દુઃખી, કોઈ રાજા, કોઈ રંક, કોઈ

૧ તત્વની સંખ્યાવિષે અનેક મત છે. પણ સઘળાં તત્વનું મૂળ તો પ્રકૃતિ-પુરૂષ છે, તે થકી ક્રમે કરીને તત્વો થયાં અને અનુકુળતા પ્રમાણે તેની સંખ્યા ગણાઈ. ૨ ત્રાંબાપીતળનાં ઠામ જેટલાંજ કાચનાં ઠામ હાલ બને છે એમ કહેવાય છે. ૩ માટિના વિકારમાં પણ શરીરની પેઠે પાંચેય ભૂતનો ભાગ સંભવે છે; કેમકે પૃથ્વીમાંજ પ્રથમ બીજા ચાર ભૂતના અંશ રહેલા છે.

દયાળુ, કોઈ નિર્દય, કોઈ ઘાતકી, કોઈ કામનાં અને કોઈ ન કામનાં માણિયો આપણને થોડી વિચિત્રતા બતાવતાં નથી. પ્રાણિયો જે જે દશા ભોગવે છે, જે જે કર્મ કરે છે, જે જે સ્થિતિને પામે છે, જે જે ગતિને પામે છે અને ઉત્પન્ન થઈ નાશ પામે છે, તે પણ આપણને થોડી વિચિત્રતા બતાવતાં નથી. એક વસ્તુ હાથમાં લઈ વિચાર કરવા બેસિયે તો એની વિચિત્રતાનો, અગણિત અવસર વહ્યો જાય તોપણ આપણે પાર પામિયે નહીં. ઈશ્વરની લીલા અદ્ભુત છે. જુવોને એક મકાઈનો પોટો (ભૂટિયો) લઈને તે ઉપર વિચાર કરવા બેસિયે તો તેના રંગ ઉપર, તેના દાણાની ગોઠવણ ઉપર, તેના સ્વાદ ઉપર, તેના ગુણ ઉપર, તેની આકૃતિ આદિ ઉપર, અને તેની ઉપરની ચમરી તથા વિટાયેલા પડદાઉપર કેટલું બધું કૌતુક થાય છે? દુનિયામાં જેટલા કારિગરો હોય તેટલા ભેળા કરિયે અને એવો હલકો પદાર્થ બનાવવાને કહિયે તો આયુષ્ય પૂર્ણ થાય ત્યાંસુધી તે બનાવી શકે ખરા કે? કદી ન બનાવી શકે. કદી કોઈ અકલવાળો કારીગર હોય તો તેની આકૃતિ બનાવી શકે, પણ બીજું તેનાથી કશું બનેજ નહિ. એક કોઈ કીડો, મામણમૂડો અથવા ઈળ હોય તેને કોઈ ભ્રમરી મળે તો ઉપાડી લઈ જઈ પોતાનાં કરેલાં માટીનાં દરમાં મેલે છે. તે સમયે તે મરી જાયછે કે જીવે છે, એનો નિશ્ચય નથી કરી જાયો, તોપણ અનુમાનથી એમ નિશ્ચય થાય છે કે, તે જીવડો તે સમયે અતિ બેભાન અવસ્થામાં થઈ જાય છે. એ જીવડાને ભ્રમરી પછી સદૈવ પોતે કોઈપણ જાતનું પોષણ કરે છે, જેથી તે જીવડો કીડાનું, મામણમૂડાનું કે ઈળનું રૂપ મટી જઈ પોતે ભ્રમરી બની જાય છે, ને પાંખો થઈ કે તરત ઉડી ને દરની બહાર આવી પોતે પણ પાછો તેજ ધંધો કરે છે. કેહેવામાં એમ પણ આવે છે કે જે કીડાને ભ્રમરી લઈ જાય છે, તેને નિરંતર ભ્રમરીની બીક અને તેથી તેનું સ્મરણ થયા કરે છે, એટલે તે પછી ભ્રમરીરૂપ થઈ જાય. આ વાત પણ પ્રસિદ્ધજ છે. અહીં પણ જો આપણે વિચારવા બેસિયે તો કંઈ થોડું વિચિત્રપણું ન લાગે. અસંખ્ય આશ્ચર્યવાળા સંસારમાં કેટલુંક બતાવી શકાય? ખાતાં, પીતાં, બોલતાં,

રમતાં, જમતાં, ઊંઘતાં, અને એ આદિ અનેક ક્રિયા કરતાં, જ્યાં જોઇએ ત્યાં સંસારનાં વિચિત્રપણાં વગર બીજું કાંઈ છેજ નહિ જુવોને પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂત કહેવાય છે. માણસનાં સ્થૂળ શરીર પણ એજ પાંચ ભૂતનાં બનેલાં પૂતળાં છે, પણ તે શરીરમાંનાં સ્ત્રી-પુરૂષોમાંથી કોઇને માતા ને કોઇને પિતા, કોઇને કાકો અને કોઇને કાકી, કોઇને મામો ને કોઇને મામી, કોઇને ભાઈ અને કોઇને ભોજાઇ, કોઇને દીકરી ને કોઇને જમાઈ, કોઇને સાસુ ને કોઇને સસરો, કોઇને બેન ને કોઇને બનેવી, કોઇને શેઠ ને કોઇને ચાકર, ઇત્યાદિ અનેક રીતિયે ઓળખી મનમાનતો વ્યવહાર કરી સંતુષ્ટ થઇએ છિયે. આ બાબતમાં શું થોડું વિચિત્રપણું દેખાય છે? એથી પણ આગળ જુવો. એકજ કોઈ યુવતી કે વૃદ્ધ સ્ત્રી મરણ પામે તો કોઈ મારી પુત્રી, કોઇ મારી મા, કોઇ મારી બેન, કોઇ મારી કાકી, કોઇ મારી મામી, કોઇ મારી સાસુ, કોઇ મારી સ્ત્રી, કે કોઇ મારી સાળી એમ અનેક નામથી રૂવે છે. તેમજ કોઇ યુવા કે વૃદ્ધ પુરૂષ મરણ પામે તો કોઈ મારો પુત્ર, કોઈ મારો પિતા, કોઈ મારો કાકો, કોઈ મારો મામો, કોઈ મારો ભાઈ, કોઈ મારો ભાણેજ,

જાય છે અને પુત્ર હોય તે પિતા થઈ જાય છે. એમ સઘળા સંબંધિયોનું સમજવું. અવતાર કંઈ એક નથી પણ અનેક છે. મનુષ્યના અવતારમાંજ તેમ છે' એમ નહીં, પણ બીજા અવતારોમાં પણ તેમજ છે. સંસારમાં એકઠાં થયલાં સંબંધિયોનો સહવાસ પણ સરખો હોતો નથી. કોઈ આગળ મરે છે તો કોઈ પાછળ મરે છે. વખતે નાનું બેઠું રહે ને મોટું મરે, ને વખતે મોટું બેઠું રહે ને નાનું મરે છે. એમાં પણ વિચારતાં આપણું કોઈ નથી એમ નીકળી શકે છે. ચૈતન્ય જીવ શિવાય અનેક તત્વથી થયેલું શરીર આપણું છે તે પણ આપણું નથી, તો બીજા આપણાં કેમ થાય? એમ કેહેવાય છે કે જે આપણી સાથે અંતને સમયે આવે તેજ આપણું. અંતને સમયે પાપ અને પુણ્ય જે સકામ થઈને કર્યાં હોય તે પરાણે આપણાં થાય છે. ને તેની સહાય આપણને થાય છે. અંતકાળે તો શું પણ ગમે તેવું વહાલામાં વહાલું સગું હોય પણ તે આપણી આધિનો ઉપાધિનો કે વ્યાધિનો લેશ પણ અંશ લઈ શકતું નથી અને તેને મટાડી શકતું નથી. બીજી વાત મેલી વ્યવહાર પક્ષમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો ત્યાં પણ કોઈ કોઈનું નથી, એમ જણાય છે; કેમકે સર્વને પોતાના સ્વાર્થપ્રમાણે સર્વ પોતાનું મનાય છે. જો તેમ ન હોય તો, કેટલાક માતાપિતાએ પોતાના પુત્રોને પરહરેલા છે, કેટલાક ભાઈઓએ પોતાના સહોદરોને દૂર કરેલા છે, કેટલાક પતિયોએ પોતાની માણ-સિયાઓને તજી દીધી છે અને કેટલાક સ્વામીઓએ સેવકોને કાઢી મેલ્યા છે, તે વાત કેમ સંભવે? ગમે તેવો નજીકનો સંબંધ હોય પણ તે માણસથી જો આપણું મન સંતોષ પામતું ન હોય, અથવા તે કંઈ આપણા ઉપર જોઈએ તેટલો પ્રેમ દર્શાવતું ન હોય, અથવા તે યોગ્ય આજ્ઞામાં રેહેતું ન હોય, અથવા અનેક પીડાથી પીડાએલું કે અંતઃકરણને દુઃખ ઉપજાવે તેવું હોય તો તેને આપણે દૂરમાં દૂર અને શત્રુ કરતાં પણ વધારે દુશમન લેખિયેછિયે. આમાં ક્યાં સંબંધ પ્રમાણે પોતાનું પારકું રહ્યું? એક માતાના બે પુત્ર હોય તે સરખા પ્રેમથી ને યત્નથી ઉછરેલા હોય ને પરસ્પર જીવ જુજવા ન હોય, તોપણ કોઈ

કુળની કભારજા ઘરમાં આવે કે એ બે ભાઈઓનાં એક લોઈ વિના કારણે જુદાં પડી વચ્ચમાં મોટો અંતર પડે છે; ને જેની સાથે કંઈપ-ણ સંબંધ કે સ્નેહ ન હોય તેવી પારકાં માતાપિતાની પુત્રી તે પોતાની પ્રાણપ્રિયા બને છે. જો ખોટું ન હોય તો એમ પણ વ-ખતે બને છે કે એ સ્ત્રીના મોઢામાંથી પડેલા બોલ વિધાતાના આંકડા જેવા પ્રમાણિક ને સત્ય મનાય છે ને તે પ્રમાણે, યોગ્ય હોય કે ન હોય પણ આંધળા બની ગયેલા અમલ પણ કરે છે! વિચારો જોઈએ કે કોઈ કોઈનું સંસારમાં છે? જેને પ્રાણપ્રિયા માની હોય તેજ કોઈ વખતે ઝેર કરતાં પણ વધારે કડવી લાગે છે. ને તે ઉંધા માર્ગમાં દોરી જનારી આલોક ને પરલોક બગાડે છે, એમ ખબર પડે તો ફરીને તેનું મોઢું પણ જોવું ગમતું નથી. પુત્રનું પણ તેમજ છે. બેયની અનુકૂળતા હોય ને બેયનો સ્વાર્થ સરખો સધાતો હોય ત્યાંસુધી પર-સ્પર પોતાપણાનું અભિમાન રહે છે. પણ તેમાં કાંઈ ન્યૂનાધિક થયું તો પોતાપણાંમાં ન્યૂનાધિક થાય છે. શી વાત કેહેવી સંસારના સ્વાર્થની? (આગળ કાંઈ થોડું નથી કહ્યું.) એક માણસને આપણે રોગથી પીડાતો હોય ને ચાકરી કરતા હોઈએ, તેમાં કદી બે દિવસની ગેરહાજરી થાય તો બે માસની કરેલી ચાકરી પાણીમાં જાય છે, એટલુંજ નહિ પણ ઉપરથી અપશબ્દના વરસાદ વરસે છે. સંસાર સાથે સગાઈ એમ સ્વાર્થનીજ છે. [1]ચિત્રગુપ્ત રાજાને સંતાન ન હતું તેથી એક દિવસે પોતાને ત્યાં પધારેલા બ્રહ્માના પુત્ર અંગિરાને તે વાત નિવેદન કરતાં તેણે તેને પુત્ર આપ્યો. તે પુત્રનું બાલ્યાવસ્થામાં મૃત્યુ થયું; તે વખતે અંગિરા અને નારદે ચિત્રગુપ્ત રાજાને ઘણો બોધ આપ્યો છે. (કે જે અમે આગળ શોકના વિષયમાં લખી ગયા છિયે.) છેવટ રાજાને આ સંસારની અસત્યતા દૃઢ કરાવવા માટે અને સંબંધ સર્વ ખોટો છે એવો અભિપ્રાય તેમને ઉતરાવવા માટે તે પુત્રને સજી-વન કરી તેની પાસેજ આ પ્રમાણે કેહેવરાવ્યું છે.

૧-ભાગવત ષષ્ઠસ્કંધ અ. ૧૫. શ્રી વ્યાસજીએ, પાત્રદ્વારા આપણને તેમ મનાવે છે એમ સમજવું.

"कस्मिन्जन्मन्यमीमह्यं पितरोमातरोभवन् ।
कर्मभिर्भ्राम्यमाणस्य देवतिर्यङ्नृयोनिषु ॥
बंधुज्ञात्यरिमध्यस्थमित्रोदासीनविद्विषः ।
सर्वएवहिसर्वेषां भवंतिक्रमशोमिथः ॥
यथावस्तूनिपण्यानि हेमादीनिततस्ततः ।
पर्यटंतिनरेष्वेवं जीवोयोनिषुकर्तृषु ॥
नित्यस्यार्थस्यसंबंधो ह्यनित्योदृश्यतेनृषु ।
यावदस्यहिसंबंधो ममत्वंतावदेवहि ॥
एवंयोनिगतोजीवः सनित्योनिरहंकृतः ।
यावद्यत्रोपलभ्येत तावत्स्वत्वंहितस्यतत् ॥
एषनित्योव्ययःसूक्ष्म एष सर्वाश्रयःस्वदृक् ।
आत्ममायागुणैर्विश्व मात्मानंसृजतेप्रभुः ॥
नह्यस्यास्तिप्रियःकश्चिन्नाप्रियःस्वःपरोपिवा ।
एकःसर्वधियांदृष्टा कर्तृणांगुणदोषयोः ॥
नादत्तआत्माहिगुणं नदोषंनक्रियाफलं ।
उदासीनवदासीनः परावरदृगीश्वरः ॥

અર્થ—કર્મે કરીને દેવતાઓની, પશુપક્ષીઆદિની, અને માણસની યોનિમાં હું ફરતો હતો ત્યારે, તે (કૃતદ્યુતિ અને ચિત્રકેતુ) કયા જન્મમાં મારાં માતા-પિતા હતાં? (કે મને પુત્ર માનીને શોક કરે છે.) ક્રમવડે પરસ્પર સહુ સહુના સગાં, પિત્રાઇ, મારનારા, રક્ષા કરનારા, મારનારા અને રક્ષા કરનારાથી જુદા મધ્યમ, દ્રવ્યના હેતુથી દ્વેષ કરનારા, અને ઉદાસી થાય છે. જેમ સુવર્ણઆદિ વેચવાની વસ્તુ વેચનારના હાથમાં આવે છે ને વેચાય છે એમ આવજા થયાજ કરે છે, તેમ જીવ પણ યોનિમાં (ઉત્પન્ન કરનારાનેવિષે) ફર્યા કરે છે. જીવ નિત્ય છે (કોઇ દિવસ તેનો નાશ છેજ નહિ.) તો પણ તેની સાથે પશુઆદિકનો સંબંધ અનિત્ય (ખોટો-નાશવંત) છે. (એમ એક

જન્મમાં પણ કોઇને કોઇ સાથે સત્ય સંબંધ નથી.) માણસોમાં જેની સાથે જેટલો સંબંધ છે તેટલુંજ તેની સાથે મમત્વ છે. એમ યોનિમાં ગયેલો એટલે માતાપિતા આદિના સંબંધને પામેલો છે તો પણ તે જીવ (તેને દેહ નથી અને જન્મપણ નથી તેથી) નિત્ય છે અને હું આનો પુત્ર છું એવાં અભિમાનરહિત છે. માતાપિતાના સંબંધમાં કર્મને વશ થઇ જ્યાંસુધી વસે છે ત્યાં સુધીજ તે માતાપિતાઆદિનું તે જીવનેવિષે મમત્વ છે. પોતાની માયાના ગુણોવડે પોતારૂપ આ વિશ્વને સમર્થ જીવ સૃજે[1] છે. (માટે ઉપાદાન કારણપણાંથી) સર્વનો (જન્મમરણવાળાં દેહાદિકનો) આશ્રય છે, કેમકે તે પોતાની મેળે પ્રકાશમાન છે; જીવ સર્વનો આશ્રય છે એટલા માટે સૂક્ષ્મ (જન્માદિ રહિત) છે; જન્માદિરહિત છે એટલા માટે અવ્યય (ક્ષય વગરનો) છે; ને એ હેતુથી તે નિત્ય છે. હિત અને અહિતને કરનાર મિત્ર આદિકની વિચિત્ર પ્રકારની બુદ્ધિયોનો સાક્ષી જીવ છે, માટે તે એક (સુહૃદ આદિના સંગરહિત) છે. અને એટલા માટે એને કોઇ પ્રિય નથી ને કોઇ અપ્રિય નથી, અને તેને કોઇ પોતાનો પણ નથી ને પારકો પણ નથી. આત્મા (જીવ) સુખને, દુઃખને અને ક્રિયાફળ એટલે આજ્ય આદિને ભોગવતો નથી. તે તો કારણ અને કાર્યનો સાક્ષી છે અને એટલાજ માટે ઇશ્વર છે તેથી ઉદાસીનની પેઠે રહે છે.

આ પ્રમાણે મુવેલા પુત્રની વાણી સાંભળી સર્વે વાત સત્ય લાગવાથી ચિત્રકેતુ રાજાને સંસારમાં વૈરાગ્ય થયો છે તે પછી તેને જ્ઞાન થયું છે. આ પ્રમાણે સેળભેળ વાતોને વિચારતાં પણ આપણને એમ નિશ્ચય થશે કે સંસારમાં કોઇકોઇનું નથી. કોઇકોઇનું નથી ત્યારે કોણ કોની સ્ત્રી અને કોણ કોનો પુત્ર છે? વ્યવહારદૃષ્ટિમાં પણ સ્વાર્થમાત્રજ કહેવાનો સંબંધ છે.

માટે એ મારાં તારાંની મમતા મેલીને આપણે કોણના અને ક્યાંથી આવ્યા છિયે તે વિષે વિચાર કરી આપણા સત્યસ્વરૂપને ઓળખવું

---

૧ જીવનું વસ્તુતાએ બ્રહ્મપણું છે તેથી અને ચિચ્છક્તિ વિશિષ્ટ બ્રહ્મનું ઇશ્વરપણાંથી સૃષ્ટાપણું છે તેથી જીવ સૃજે છે એમ કહ્યું.

જોઇએ. ઉપરના લેખથી સિદ્ધજ થયું છે કે જીવ નિત્ય અને તેને જન્મ મરણ નથી, તેથી આપણે ક્યાંકથી આવેલા નથી પણ આકાશની પેઠે સર્વદા સર્વત્ર છિયે. અને સંબંધ માત્ર સર્વ પંચમહાભૂતના દેહમાંથી થયેલા પંચમહાભૂતના દેહનેજ પરસ્પર છે. જીવને કશો સંબંધ નથી તેથી આપણે કોઈના નથી. વ્યવહારમાં તો સ્વાર્થની સગાઈ છે માટે પણ આપણે કોઈના નથી. એમ વિચારી નિર્લેપ ને નિર્વિકાર પોતાનાં શુદ્ધ સ્વરૂપને ઓળખવું. આ હાડકાં ચામડાંનો દેહ છે તે આપણે નથી. એ તો પંચભૂતનું બનેલું મળમૂત્રનું પાત્રછે. એમાં પોતાપણું માનવું એ જેવું એ કે બીજું દુઃખદાયક નથી, કેમકે એમાં પોતાપણું માનવાથી તેના ધર્મ અને તેનાં દુઃખ પણ પોતાનાં માનવાથી મહાકષ્ટ વેઠવું પડે છે. પાપના પરિણામરૂપ અને પુણ્યનાં દ્વારરૂપ દેહ આપણે નથી એટલે તેનો જે સંબંધ છે તે આપણો નથી. એમ તત્વનો વિચાર કરી આ સંસારની છની આંખે અંધાપો આપનારી જાળમાં બંધાવું નહીં. જ્યાંસુધી ખરો વિચાર નથી થયો ત્યાં સુધી બંધન છે, ખરો વિચાર થયા પછી હોય તે બંધન પણ બંધનરૂપ થતું નથી.

---

## संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS.)

### प्रकरण ४.

(સાંધણ પાને ૯૪ થી.)

પ્રથમ એકવાર અતિ ધર્મવાળી અને તેજ પ્રમાણે પતિને વલ્લભા હોવાથી સર્વથી ઉત્તમ માન કૈકેયીનેજ હતું. સુખ અને રાજ્યવૈભવ આ સ્ત્રીનેજ સાધ્ય હતાં, તેમજ રામચંદ્રાદિક અપર માતાના પુત્રો તેમજ બીજી શોક્યો પણ એનીજ સેવા કરતાં હતાં. આ પ્રમાણે તેણે આલોક-પરલોક બેય જીતી લીધા જેવું કરેલ હતું, છતાં પણ પાપીણી મંથરાના સંગ તથા દુર્બોધથી પોતે સર્વ સુખથી ભ્રષ્ટ થઈ અને અન્તે દૃષ્ટાન્તરૂપ તિરસ્કારનું સબળ કારણ થઈ પડી, અને એકવાર સ્વપરાક્રમથી

રક્ષણ કરેલ પતિનું પુનરપિ પોતેજ મૃત્યુનું સાધન થઈ પડી અને પરિણામે મહા કઠિણ વૈધવ્ય દુઃખને પ્રાપ્ત થઈ. શું કુસંગબળ!

આગળ જેવારે વિદ્વાન્ અને ન્યાયશીલ ઉત્તમોત્તમ વર્ણના પ્રધાનો અને ન્યાયાધિકારીઓ ભરતખંડના આર્ય રાજાઓ પાસે હતા, તે સમયે આર્યાવર્ત્તની રાજનીતિ એ સર્વ બીજા પરદેશીઓને ઉદાહરણરૂપ થઈ પડી હતી. મન્વાદિ ધર્મશાસ્ત્ર ઉપરથી તે સમયમાં બંધાએલાં ન્યાયનાં ધોરણો મિતાક્ષરા વ્યવહારમયૂખાદિ અદ્યાપિ પર્યંત ન્યાયમાર્ગના પાકા આધારરૂપ ગણાય છે. પરંતુ સાંપ્રત કાળે એજ આર્યવંશી માહેલા હાલના ક્ષત્રીરાજાઓ માહેના કેટલાએક પાસે તેવા યોગ્ય સહાયકારી અધિકારીઓ ગુણ અને વિદ્વતાથી સંપન્ન નહીં હોવાથી અને તેથી ઉલટા હલકા વર્ણના અને કુબુદ્ધિવાળા સહચારી નિરંતર મંત્રવિધાનમાં હોવાથી પરિણામ જે કાંઈ જોવામાં આવે છે, તે સર્વના સમજવામાં છે.

હવે સંગનો બીજો વર્ગ એટલે શાસ્ત્રોપદેશવિષે વિચાર કરીશું તો જે કાળે મન્વાદિ ધર્મશાસ્ત્રની આજ્ઞા યથાસ્થિત મનાતી હતી અને ઉત્તમ વેદશિક્ષા આગ્રહપૂર્વક શિરારોપણ કરવામાં આવતી હતી, તે સમયે સર્વ મનુષ્ય ધર્મશીલ, નીતિવાન્ તથા શુભ ઉદ્યોગી હતાં; અને તે તે સદ્ગુણોના પ્રતાપથી અસંખ્ય સુખને તથા લાભને ભોગવતાં હતાં. પરન્તુ જેમ જેમ કાળ જતો ગયો, તેમ તેમ મનુષ્યમાં નીચ મનોવિકાર વૃદ્ધિ પામતો ગયો, અને છેવટ તે મનોવિકારને સ્વાધીન થયાં. આવાં મનુષ્યોની સંખ્યા વધવાને લીધે, દુષ્ટાચરણ પ્રબળ પ્રસાર પામ્યાં, અને અન્તે તેમાંથી ઉત્તમ નીતિને દર્શાવનારાં ધર્મશાસ્ત્રોથ અવળા બોધવાળાં ઘોર વામમાર્ગનાં શાક્ત તાંત્રો બંધાયાં; અને તે પ્રમાણે વર્ત્તવાથી સુશીલ અને ધર્મવાન્ મનુષ્યો તે શુદ્ધ બ્રાહ્મણ પર્યંત પણ પોતાના સ્વધર્મ અને નીતિની મર્યાદા ઉલ્લંઘી જઈ અન્તે આવા દુષ્ટ શાસ્ત્રના દુર્બોધથી મદ્યમાંસનું ભક્ષણ તથા અગમ્યાગમનાદિ ઘોર કુકર્મો સીમારહિત રીતિયે રાક્ષસની પેઠે કરવા લાગ્યા; કે જે ચેપ અદ્યાપિ પર્યન્ત ખસતો નથી.

આ બધાંનું મૂળ શોધશું તો સંગબળજ દેખાઈ આવે છે. જે કાળે શુભ મનુષ્ય અને શુભ શાસ્ત્રનો સંબંધ થયો, તે કાળે ઉત્તમ મનુષ્ય થયા, અને તેમની ક્રિયા પણ તેવીજ સ્તુતિપાત્ર હતી; અને જ્યારે દુષ્ટ પુરૂષ તથા દુષ્ટ શાસ્ત્રના યોગમાં આવ્યાં, ત્યારે તેવાં દુષ્ટ મનુષ્ય થયાં અને દુષ્ટ આચરણની વૃદ્ધિ થઈ; માટે આ વાત ઉપરથી આપણે ચેતવાનું છે કે એવા નીચ પુરૂષ તથા એવાં નીચ શાસ્ત્રથી દૂર રહી, સત્પુરૂષ અને સત્શાસ્ત્રના સંગનો આશ્રય લેઈ, તેના આધારથી પૃથ્વીમાં સુશીલ અને નીતિવાન ગણાઈ, આલોક-પરલોકના અલભ્ય લાભના ભોક્તા થઈએ. કેમકે ઈશ્વર સેવા, માતાપિતાની સેવા, રાજ સેવા, અને પરસ્પર ઉપકારાદિનો યથાસ્થિત ધર્મ તથા નિયમ, ઉપરના સંગબળથીજ આપણા જાણવામાં આવે છે, અને તે જો યથાસ્થિત જાણવામાં આવ્યા અને તે પ્રમાણે પળાયા, તો નિઃસંશય ઉભયલોકમાં જયજ છે. આથી આપણનેજ માત્ર એ લાભ મળે એટલુંજ નહીં, પણ તદનન્તર આપણી વર્તણુકનું દ્રષ્ટાન્ત લેઈ આપણી સાંપ્રત કાળની તથા હવે પછીની થનારી પ્રજા પણ અગણિત લાભને ભોગવે, અને આમ થવાથી આપણે એક જાતનાં મનુષ્યઋણમાંથી છુટીએ અને એક ઈશ્વરપ્રેરિત ધર્મ યથાસ્થિત પાળી, પરિણામે પણ સંતોષપૂર્વક કલ્યાણના પાત્ર થઈએ.

---

## प्रकरण ५.

ઉપરથી સમજવામાં આવશે કે સત્સંગ કુસંગમાં કેવી રીતે લાભાલાભ, હિતાહિત, તથા ગુણાવગુણ રહેલા છે? તથા તેનું બળ કેવું પ્રબળ છે? કુસંગ એ તત્કાળ અથવા કાળેકરીને પણ આપણને દુઃખીજ કરવાનો, અને તેટલામાટે તે તજવાયોગ્યજ છે. હવે કેવળ સત્સંગજ ગ્રાહ્ય રહ્યો. માટે તે યથાસ્થિત ઓળખવા આગળ સૂચવ્યા પ્રમાણે પ્રયત્ન કરી, જાત્યનુભવથી સિદ્ધ કરી તેનો આદર કરવો. ખરા સત્સંગનો આદર અવસાન કાળે પણ જો થયો, તો તેમાંથી અમૃતફળજ મળવાનાં, પણ આવો સત્સંગ પ્રાપ્ત થયા છતાં તેનો અનાદર કર્યો અને તે સ્વીકાર્યો નહીં તો તેમાંથી આપણું મૃત્યુજ થવાનું.

આગળ કેહેવામાં આવ્યું છે કે 'સોક્રેટીસ' જેવા સદ્ગુણી હિતૈષી પુરૂષનો સુબોધ તેના રાજકીય શિષ્ય 'ક્રિટિઆસ'ને લાગ્યો નહીં, અને તે પોતાની અવળાઇમાંજ રહ્યો. જુઓ તેનું પરિણામ.—'ક્રિટિઆસ' 'સોક્રેટીસ'ના બોધની અવગણના કરી પ્રજાઉપર અતિ અન્યાય કરવા લાગ્યો, અને તેણે પ્રજાને પોતાનાં રાજકાર્યોથી બાંધવોની સાથે મળી એટલી તો પીડિત કીધી, કે અન્તે તે સઘળી પ્રજા રાજ્યસત્તાધરો સામે ઉલટી; અને પોતાના બળથીજ આ ક્રૂર અધિકારીઓના ધુંસરામાંથી છુટવા છેવટનો પ્રયત્ન કર્યો. તેઓએ મહા ધંધ જગાવ્યો. રાજ્યસત્તાવાળા સામે સૈન્યના આકારમાં કેટલાએક પ્રજાના અગ્રણી પુરૂષોના નાયકપણાં તળે તેઓએ યુદ્ધ મચાવ્યું, અને ગામોઉપર છાપા મારી, રાજ્યસત્તાવાળાઓને ઠેર માર્યા. આમાં 'ક્રિટિઆસ' પણ દુઃસહ રીતિયે મરાયો. અને 'સોક્રેટીસ'નાં સદ્બોધનાં વાક્યોનો અનાદર કર્યાનું તેમજ ગુરૂદ્રોહ કરી તેવા હિતોત્સુક પુરૂષની અપકાર ભરેલી રીતે અવગણના કરવાનું ભયંકર દુઃખદ ફળ અન્તે પોતેજ ચાખ્યું.

તેમજ સત્સંગસાર અંત્ય અવસ્થાએ પણ જો 'ક્રીસીસ સમજ્યો, અને પોતાનું મિથ્યાભિમાન છેલ્લી ઘડીએ પણ જો છોડ્યું, તો તે આવેલ મૃત્યુના હાથમાંથી છુટ્યો:—'ક્રીસીસ' એ પ્રાચીન 'એશિયા માઈનર' માહેના 'લીડિયા' પ્રાન્તનો રાજા હતો. આ પ્રાન્ત એશિયા ખંડના પ્રાચીન સુધારાનું મૂળસ્થાન હતું. આ સ્થાનના સુધારાના પ્રભાવથી યુનાનદેશના લોકોઉપર બહુજ અસર થઈ હતી. (અપૂર્ણ.)

## विदुरनीति.

(અંધન પાને ૫૮ થી.)

ज्ञातयोवर्द्धनीयास्तैर्यइच्छंत्यात्मनःशुभं ॥२८॥
कुलवृद्धिंचराजेंद्र तस्मात्साधुसमाचर ।
श्रेयसायोक्ष्यतेराजन् कुर्वाणोज्ञातिसत्क्रियां ॥२९॥

જે પોતાનું ભલું ઇચ્છતા હોય તેમણે પોતાની જ્ઞાતિને[1] વધારવી જોઇએ. માટે હે રાજા! તમારા કુળની વૃદ્ધિ થાય તેમ કરો. જે માણસ જ્ઞાતિનો સત્કાર કરે છે તે કલ્યાણ પામે છે.

विगुणाअपिसंरक्ष्या ज्ञातयोभरतर्षभ ।
किंपुनर्गुणवंतस्ते त्वत्प्रसादाभिकांक्षिणः ॥२०॥

'હે રાજા! જ્ઞાતિ ભલે ગુણવિનાની હોય તોપણ તેઓનું રક્ષણ કરવું જોઇએ, ત્યારે ગુણવાળા અને તમારી કૃપાની ઇચ્છા રાખનારા તે પાંડવોનું રક્ષણ કરવું જોઇએ એમાં શું કહેવું?

प्रसादंकुरुवीराणां पांडवानांविशांपते ।
दीयंतांग्रामकाःकेचित्तेषांवृत्त्यर्थमीश्वर ॥२१॥

હે રાજા હે સમર્થ! કુરૂકુળમાં શૂરવીર પાંડવોને થોડાંક ગામડાં તેની જીવિકા માટે તમે આપો.

एवंलोकेयशःप्राप्तं भविष्यतिनराधिप ।
वृद्धेनहित्वयाकार्यं पुत्राणांतातशासनं ॥२२॥

હે રાજા!' એ રીતે તમે કરશો તો જગત્‌માં તમારી કીર્તિ થશે. હે ભાઈ! તમે વૃદ્ધ છો માટે તમારે તમારા પુત્રોને ન્યાય આપવો જોઇએ.

मयाचापिहितंवाच्यं विद्धिमांत्वद्धितैषिणं ।
ज्ञातिभिर्विग्रहस्तात नकर्त्तव्यःशुभार्थिना ।
सुखानिसहभोज्यानि ज्ञातिभिर्भरतर्षभ ॥२३॥

મારે હિત હોય તેજ કહેવું જોઇએ, હું તમારું હિત ઇચ્છનાર છું એમ સમજો. હે ભાઈ! જે સારાંની અથવા ઐશ્વર્યની ઇચ્છા રાખતો હોય તેણે જ્ઞાતિની સાથે વિરોધ ન કરવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! સુખ સઘળાં જ્ઞાતિની સાથેજ ભોગવવાં જોઇએ. અર્થાત્ તમે વિગ્રહ મેલી દો અને સહુએ સંપીને સુખ ભોગવો.

---

૧ જ્યાં જ્યાં જ્ઞાતિ શબ્દ અહીં આવે ત્યાં એક કુટુંબના ભાઇઓ આદિને સમજવા.

આગળ કહેવામાં આવ્યું છે કે 'સોક્રેટીસ' જેવા સદ્ગુણી હિતૈષી પુરૂષનો સુબોધ તેના રાજકીય શિષ્ય 'ક્રિટિઆસ'ને લાગ્યો નહીં, અને તે પોતાની અવળાઇમાંજ રહ્યો. જુઓ તેનું પરિણામ.—'ક્રિટિઆસ' 'સોક્રેટીસ'ના બોધની અવગણના કરી પ્રજાઉપર અતિ અન્યાય કરવા લાગ્યો, અને તેણે પ્રજાને પોતાનાં રાજકાર્યોથી બાંધવોની સાથે મળી એટલી તો પીડિત કીધી, કે અન્તે તે સઘળી પ્રજા રાજ્યસત્તાધરો સામે ઉલટી, અને પોતાના બળથીજ આ ક્રૂર અધિકારીઓના ધુંસરામાંથી છુટવા છેવટનો પ્રયત્ન કર્યો. તેઓએ મહા ધંધ જગાવ્યો. રાજ્યસત્તાવાળા સામે સૈન્યના આકારમાં કેટલાએક પ્રજાના અગ્રણી પુરૂષોના નાયકપણાં તળે તેઓએ યુદ્ધ મચાવ્યું, અને ગામોઉપર છાપા મારી, રાજ્યસત્તાવાળાઓને ઠેર માર્યા. આમાં 'ક્રિટિઆસ' પણ દુઃસહ રીતિયે મરાયો. અને 'સોક્રેટીસ'નાં સદ્બોધનાં વાક્યોનો અનાદર કર્યાનું તેમજ ગુરૂદ્રોહ કરી તેવા હિતોત્સુક પુરૂષની અપકાર ભરેલી રીતે અવગણના કરવાનું ભયંકર દુઃખદ ફળ અન્તે પોતેજ ચાખ્યું.

તેમજ સત્સંગસાર અંત્ય અવસ્થાએ પણ જો 'ક્રીસીસ સમજ્યો, અને પોતાનું મિથ્યાભિમાન છેલ્લી ઘડીએ પણ જો છોડ્યું, તો તે આવેલ મૃત્યુના હાથમાંથી છુટ્યોઃ—'ક્રીસીસ' એ પ્રાચીન 'એશિયા માઈનર' માહેના 'લીડિયા' પ્રાન્તનો રાજા હતો. આ પ્રાન્ત એશિયા ખંડના પ્રાચીન સુધારાનું મૂળસ્થાન હતું. આ સ્થાનના સુધારાના પ્રભાવથી યુનાનદેશના લોકોઉપર બહુજ અસર થઈ હતી. (અપૂર્ણ.)

---

## विदुरनीति.

(અંધન પાને ૫૮ થી.)

ज्ञातयोवर्द्धनीयास्तैर्यइच्छंत्यात्मनःशुभं ॥१८॥
कुलवृद्धिचराजेंद्र तस्मात्साधुसमाचर ।
श्रेयसायोक्ष्यतेराजन् कुर्वाणोज्ञातिसत्क्रियां ॥१९॥

જે પોતાનું ભલું ઇચ્છતા હોય તેમણે પોતાની જ્ઞાતિને[1] વધારવી જોઇએ. માટે હે રાજા! તમારા કુળની વૃદ્ધિ થાય તેમ કરો. જે આણસ જ્ઞાતિનો સત્કાર કરે છે તે કલ્યાણ પામે છે.

विगुणाअपिसंरक्ष्या ज्ञातयोभरतर्षभ ।
किंपुनर्गुणवंतस्ते त्वत्प्रसादाभिकांक्षिणः ॥२०॥

હે રાજા! જ્ઞાતિ ભલે ગુણવિનાની હોય તોપણ તેઓનું રક્ષણ કરવું જોઇએ, ત્યારે ગુણવાળા અને તમારી કૃપાની ઇચ્છા રાખનારા તે પાંડવોનું રક્ષણ કરવું જોઇએ એમાં શું કહેવું?

प्रसादंकुरुवीराणां पांडवानांविशांपते ।
दीयंतांग्रामकाःकेचित्तेषांवृत्त्यर्थमीश्वर ॥२१॥

હે રાજા હે સમર્થ! કુરૂકુળમાં શૂરવીર પાંડવોને થોડાંક ગામડાં તેની જીવિકા માટે તમે આપો.

एवंलोकेयशःप्राप्तं भविष्यतिनराधिप ।
वृद्धेनहित्वयाकार्यं पुत्राणांताततशासनं ॥२२॥

હે રાજા! એ રીતે તમે કરશો તો જગત્‌માં તમારી કીર્તિ થશે. હે ભાઈ! તમે વૃદ્ધ છો માટે તમારે તમારા પુત્રોને ન્યાય આપવો જોઇએ.

मयापिचाविहितंवाच्यं विद्धिमांत्वद्धितैषिणं ।
ज्ञातिभिर्विग्रहस्तात नकर्त्तव्यःशुभार्थिना ।
सुखानिसहभोज्यानि ज्ञातिभिर्भरतर्षभ ॥२३॥

મારે હિત હોય તેજ કહેવું જોઇએ, હું તમારૂં હિત ઇચ્છનાર છું એમ સમજો. હે ભાઈ! જે સારાંની અથવા ઐશ્વર્યની ઇચ્છા રાખતો હોય તેણે જ્ઞાતિની સાથે વિરોધ ન કરવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! સુખ સઘળાં જ્ઞાતિની સાથેજ ભોગવવાં જોઇએ. અર્થાત્ તમે વિગ્રહ મેલી દો અને સહુએ સંપીને સુખ ભોગવો.

---

૧ જ્યાં જ્યાં જ્ઞાતિ શબ્દ અહીં આવે ત્યાં એક કુટુંબના ભાઇઓ આદિને સમજવા.

संभोजनंसंकथनं संप्रीतिश्चपरस्परं ।
ज्ञातिभिःसहकार्याणि नविरोधःकदाचन ॥२४॥

ખાવું, બોલવું અને પરસ્પર પ્રીતિ બાંધવી એ સઘળાં પોતાની જ્ઞાતિ સાથે કરવાં જોઈએ; વિરોધ કોઈ દિવસ જ્ઞાતિ સાથે કરવો નહિ.

ज्ञातयस्तारयंतीह ज्ञातयोमज्जयंतिच ।
सुवृत्तास्तारयंतीह दुर्वृत्तामज्जयंतिच ॥२५॥

આ લોકમાં જ્ઞાતિજ તારે છે અને જ્ઞાતિજ બુડાડે છે. સારાં આચરણવાળી હોય તો તારે અને નઠારાંવાળી હોય તો બુડાડે.

सुवृत्तोभवराजेंद्र पांडवान्प्रतिमानद ।
अधर्षणीयःशत्रूणां तैर्वृतस्त्वंभविष्यसि ॥२६॥

હે રાજાના ઇન્દ્ર! હે માન આપનારા! તમે પાંડવો તરફ સારી રીતે વર્તો, કેમકે એ પાંડવોથી તમે વીંટાઈને જ્યારે બેસશો ત્યારે શત્રુની આંખ્યો અંજાઈ જાય એવા થશો.

श्रीमंतंज्ञातिमासाद्य योज्ञातिरवसीदति ।
दिग्धहस्तंमृगइव सएनस्तस्यविंदति ॥२७॥

ઝેરી બાણ જેના હાથમાં હોય એવા રૂપાળા પારાધીને પામીને જે મૃગ પીડાય છે, તે મૃગની પીડાનું (વધનું) પાપ જેમ તે પારાધી પોતે પામે છે; તેમ સંપત્તિવાળી જ્ઞાતિને પામીને જે જ્ઞાતિ પીડા પામે છે, તે જ્ઞાતિનાં પીડાવાનું પાપ તે સંપત્તિવાળી જ્ઞાતિ પોતેજ પામે છે.

पश्चादपिनरश्रेष्ठ तवतापोभविष्यति ।
तान्वाहतान्सुतान्वापिश्रुत्वातदनुचिंतय ॥२८॥

હે રાજા! પાંડવોને અથવા પુત્રોને હણાઈ ગયેલા સાંભળશો ત્યારે પાછળથી પણ તમને તાપ થશે માટે હમણાથીજ તેનો વિચાર કરો.

येनखट्वांसमारूढः परितप्येतकर्मणा ।
आदावेवनतत्कुर्या दध्रुवेजीवितेसति ॥२९॥

જ્યારે જીવવાનો નિશ્ચય નથી ત્યારે, જે કર્મથી ચિતામાં પડીને તાપ પામવો પડે છે તે કર્મ પ્રથમથીજ કરવું ન જોઈએ.

नकश्चिन्नापनयते पुमानन्यत्रभार्गवात् ।
शेषसंप्रतिपत्तिस्तु बुद्धिमत्स्वेवतिष्ठति ॥३०॥

નીતિશાસ્ત્રના કર્તા શુક્રાચાર્યને મેલીને બીજો કોઈ અનીતિ નથી કરતો એમ ન સમજવું અર્થાત્ સહુએ અનીતિ કરે છે, પણ જે થઈ ગયું તેતો થઈ ગયું પરંતુ ચાલતા કાળને યોગ્ય જે અર્થ હોય તેનો વિચાર કરવાનું બુદ્ધિવાનૂઉપર રહે છે. અર્થાત્ બુદ્ધિવાને ચાલતા કાળને ઉચિત અર્થનો વિચાર કરવો જોઈએ.

दुर्योधनेनयद्येतत्पापंतेषुपुराकृतं ।
त्वयातत्कुलवृद्धेन प्रत्यानेयंनरेश्वर ॥३१॥

હે નરેશ્વર! દુર્યોધને પાંડવોઉપર જે પ્રથમ પાપરૂપ તિરસ્કાર કર્યો છે તે તિરસ્કારને બદલે તમે કુળમાં વૃધ્ધ છો માટે તમારે પુણ્યરૂપ સત્કાર કરવો જોઈએ.

तांस्त्वंपदेप्रतिष्ठाप्य लोकेविगतकल्मषः ।
भविष्यसिनरश्रेष्ट पूजनीयोमनीषिणां ॥३२॥

હે પુરૂષમાં શ્રેષ્ઠ! જો તમે તે પાંડવોને રાજ્યનો ભાગ આપી સ્થિર કરશો તો લોકમાથી તમારી અપકીર્તિ ટળી જાશે અને તમે બુદ્ધિવાનમાં પૂજવા યોગ્ય થશો.

सुव्याहृतानिधीराणां फलतःपरिचिंत्ययः ।
अध्यवस्यतिकार्येषु चिरंयशसितिष्ठति ॥३३॥

ધીરપુરૂષોનાં સારાં વચનોને તેના ફળ સુધી વિચારીને જે કામને વિષે નિશ્ચય કરે છે, અર્થાત્ ઉત્તમ ફળને આપનાર કર્મનો આરંભ કરે છે તે ઘણા કાળસુધી યશને વિષે રહે છે (કીર્ત્તિ ભોગવે છે.)

असम्यगुपयुक्तंहि ज्ञानंसुकुशलैरपि ।
उपलभ्यंचाविदितं विदितंचाननुष्ठितं ॥३४॥

કુશળ પુરૂષોએ ઉપદેશ કરેલું જ્ઞાન પણ વૃથા થાય છે કેમકે તેમાં જે જાણવાનું રહેલું હોય છે તે જાણવામાં આવતું નથી. અને કદી

જાણવામાં આવે છે તો તે પ્રમાણે કરવામાં આવતું નથી. અર્થાત્ તમને હું જે કહું છું તે નિષ્ફળ છે. કેમકે મારૂં કહેલું સમજો છો તોપણ તે પ્રમાણે કરતા નથી.

पापोदयफलंविद्वान् योनारभतिवर्द्धते ।

यस्तुपूर्वकृतंपाप मविमृश्यानुवर्त्तते ॥३५॥

अगाधपंकेदुर्मेधा विषमेविनिपात्यते ।

પાપના હેતુરૂપ જેનું ફળ છે એવાં કર્મને જે વિદ્વાન્ આરંભતો નથી તે વિદ્વાન્ ઉદયને પામે છે, પરંતુ જે પુરૂષ પ્રથમ પાપ કર્મ કર્યું હોય તેમ છતાં પણ તેમાં વિચાર કર્યાવિના ફરીને પણ તેવાં પાપને અનુસરે છે, અર્થાત્ નિરંતર પાપ કરે છે, તે નઠારી બુદ્ધિનો પુરૂષ સહન ન થઈ શકે એવાં અને કોઈ દિવસ પાર ન આવે એવાં નરકમાં પડે છે.

मंत्रभेदस्यषट्प्राज्ञो द्वाराणीमानिलक्षयेत् ॥३६॥

अर्थसंततिकामश्च रक्षेदेतानिनित्यशः ।

मदंस्वप्नमविज्ञान माकारंचात्मसंभवं ॥३७॥

दुष्टामात्येषुविश्रंभं दूताच्चाकुशलादपि ।

द्वाराण्येतानियोज्ञात्वा संवृणोतिसदानृप ॥३८॥

त्रिवर्गाचरणेयुक्तः सशत्रूनधितिष्ठति ॥

મદિરાપાનથી થયેલો મદ, અથવા ચિત્તનું વિકળપણું, સ્વપ્ન એટલે ઊંઘ, બીજાના છાના ચાર ફરતા હોય તેનું અજાણપણું પોતાનાં આંખ મુખઆદિ અંગના વિકાર, નઠારા કારભારિયોવિષે વિશ્વાસ રાખવો તે, અને હુશિયારીવગરના અથવા દુષ્ટ દૂતો, એ છ વિચાર કુટવાનાં બારણાં ડાહ્યા માણસે જાણી લેવાં જોઈએ અને અર્થની વૃદ્ધિ કરવાની ઈચ્છાવાળા માણસે એ છએ દ્વારનું રક્ષણ કરવું જોઈએ. હે ધૃતરાષ્ટ્ર, જે એ મંત્રભેદનાં (વિચાર કુટવાનાં) છ બારણાં જાણી લઈ તે બારણાંને ઢાંકી લે છે (બંધ કરે છે) તે ધર્મ અર્થ અને કામ સંપાદન કરવામાં ડાહ્યો છે અને તે શત્રુ સામે ઉભો રહે છે.

(અપૂર્ણ.)

# चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૮૮ થી)

આપેજ અમને અનેક સમયે એવો ઉપદેશ આપેલ છે કે, 'પ્રિય પુત્રિયો ! જ્યારે જ્યારે અપ્રતિક્રિય એટલે આપણાથી ન મટાડી શકાય તેવી આપત્તિયો આવી પડે, ત્યારે ત્યારે ધૈર્યરૂપ ધનનો ખજાનો હૃદયમાં ભરી રાખવો. આપણાં પ્રારબ્ધની પ્રબલતાથી જે જે આપત્તિયોનો અનુભવ કરવો ઈશ્વરી આજ્ઞાથી આપણાં લલાટમાં લખાયેલો છે, તે તે આપત્તિયો આપણે લાખો લોકોની સહાયતા મેળવિયે, કરોડો પ્રતિક્રિયા કરિયે અને પરાર્ધ પ્રયત્નો કરિયે તો પણ તે પાછી ફરતી નથી. વિપત્તિનું હૃદય, નિર્દય અને કઠોર છે, તેથી તે આપણે કરૂણાજનક વિલાપ કરિયે, આંસુડાંઓના વરસાદ વર્ષાવિયે અને માથાં કુટિયે છાતિ કુટિયે અને પછાટિયો ખાઇયે તો પણ હૃદયમાં દયા લાવી દૂર જતીજ નથી. આપત્તિયો અનેક પ્રકારની હોય છે. ગમે તે પ્રકારની આપત્તિ આવે, પણ તેની સામે થવાનેજ કમ્મર કસવી, એ કુલીન માણસનું કામ છે. નિષ્કપટ મનથી વચનથી ને કર્મથી પરમેશ્વરનો આશ્રય લઈ સત્સંગ અને શાસ્ત્રસંગની પ્રબલતાથી આપત્તિને ગણવી નહીં. ઈશ્વર જે કાંઈ કરે છે તે લોકોના જાણવામાં તો સારૂં આવે કે નઠારૂં આવે, પણ તેનો પરિણામ લોકોના હિતમાંજ હોય છે, એ વાત નિઃસંશય છે; માટે આપણા ઉપર આપત્તિ પડે તો પણ તે ઈશ્વરે તેમાંથી આપણું હિતજ વિચાર્યું હશે, એમ માની આપત્તિથી આકુલ વ્યાકુલ ન થાવું.' ઈત્યાદિ.

જેમ નિરંતર ઉપદેશ આપેલ છે ને આપો છો, તેમ આ વખતે આપે ધ્યાનમા લેવું જોઇયે, કારણ કે જ્યારે આપ આવી રીતે ધીરજ મેલી દેશો, ત્યારે અમારી સર્વની શી ગતિ થાશે ? ઘણુંકરી આપ જેવા મનુષ્યરત્નોનું જીવવું પોતામાટે નથી હોતું, પણ પારકાં માટે હોય છે. તેજ પ્રમાણે માત્ર બાલાધ્યયનશાળાનાં બાલકો માટે આપે ધૈર્ય ધારણ કરી સદ્ગુરૂ શ્રી શ્રુતશીલની પત્રિકાપ્રમાણે વર્તવું જોઇયે. એટલુંજ નહીં પણ મૂર્છિત થઈ પડેલાં આ ચાર વૃદ્ધ માવતરોનું જીવિત

પણ હવે તમારા હાથમાં છે. જો કે પવિત્ર શત્રુશલ્ય અને સુશીલ શ્રુતશીલના વિયોગરૂપ અગ્નિજ્વાલા પાસે આપને જીવવું એ મરણ કરતાં વધારે દુઃખદ છે, તો પણ તેનાં તીર્થરૂપોની સેવા માટે અવશ્ય તે દુઃખો સહનકરીને પણ જીવવું જોઇયે. વળી મુનિરાજે પણ પુનઃ સમાગમની આશા આપેલ છે, માટે આપ સર્વનું મુખ્ય કર્તવ્ય સદ્ગુરૂશ્રીજ લખી ગયેલા છે, તે વિષેજ લક્ષ રાખી ધૈર્ય ધારણ કરશો એવી અમારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે.

એમ કહી કન્યાઓ સર્વે બેશી ગઈ, ને તેના ઉત્તરમાં લાંબો નિઃશ્વાસ નાંખીને ગદ્ગદ કંઠે ચંદ્રપ્રભાએ કહ્યું કેઃ—

પ્રિય પુત્રો અને પ્રિય પુત્રિયો! તમારૂં સર્વનું કહેવું યથાર્થ છે. આપત્તિને સમયે આકુલ થનાર માણસને ધૈર્ય આપવું એ પ્રત્યેક માણસનું કામ છે, તેથી કાંઈ તમે અવિવેક કર્યો છે એમ હું માનતી નથી. તમારા કહેવા પ્રમાણે માત્ર આ ચાર તીર્થરૂપોની કેવી દશા થાશે, એવી ચિંતાજ આ સમયે મરણથી અધિક દુઃખરૂપ જીવિતને જાળવવામાં કારણરૂપ થઈ પડી છે. ઈશ્વર તમારાં સર્વનાં વચન સત્ય કરે અને તે મહાભાગોને તરત સંજ્ઞા પ્રાપ્ત થાય, જેથી અમારૂં જીવવું લજ્જાકર ન થઈ પડે.

એટલું કહી તેણે પોતાનાં ચાર માવતરોને શીતલ ઉપચારોથી મુર્છા ઉતારી. ત્યારપછી સર્વજનની સમક્ષ નવીન દેવકન્યાને પ્રથમની દેવકન્યાયે તથા ચંદ્રપ્રભાયે પુછ્યું કે, 'દેવિ! આપ કોણ છો, ક્યાંથી આવ્યાં છો, આ પત્રિકા આપપાસે ક્યાંથી આવી, આપ આ સમય રાત્રિમાં આ સ્થળમાં ક્યાંથી આવી પોહોચ્યાં, તે સર્વ સાંભળવાને અમારૂં મન આતુર છે.' તેઓના પુછવાથી નવીન દેવકન્યા બોલી કે, 'મારાં સદ્ગુણી બેનો! હું આજે સાયંકાલ સમયે એક એવાં સ્થળમાં હતી કે, જેના સર્વ પ્રદેશો સ્ફાટિકમણિમય હતા, જેમાં એક સુંદર તળાવ સ્ફાટિકમણિનાં પગથિયાંથી બાંધેલું હતું, જેના જલજંતુ અને સ્થળજંતુ સ્ફાટિકમણિનાજ હતા, જેને કાંઠે સુંદર સ્ફાટિકમણિનું શિવાલય હતું તેમાં હું ઉભી હતી, તેની અગાઉ હું કોણ હતી કેની પુત્રી હતી અને તે

સ્થલમાં ક્યાંથી આવી, તેવિષે કાંઈ જાણતી નથી. તે શિવાલયમાં એક શિલાલેખ હતો, જેમાં લખ્યું હતું કે આ સ્થલમાં જે અહોરાત્ર રેહેશે, તે સ્ફાટિકમણિમય થઈ જાશે. તેથી મેં તરત ત્યાંથી ચાલવા માંડયું તે પર્વતની ગુફામાં ચાલતાં ચાલતાં મધ્યરાત્રિને સમયે હું ઈંદ્રનીલમણિમય પ્રદેશમાં આવી પોહોંચી. જેવું સ્ફાટિકના પ્રદેશમાં જોયું હતું, તેવુંજ સર્વે ઈંદ્રનીલમણિના પ્રદેશમાં મેં જોયું. અધિક માત્ર ત્યાં શિવાલયના ઊંમરાઉપર આ પત્રિકા અને શિલાલેખની નજીક બે ભદ્રમુખ કોય ભવ્યપુરૂષોની ઈંદ્રનીલમણિની મૂર્ત્તિ મારા જોવામાં આવી; જેને નીરખીને જોતાંજ એક રાજકુમારની અને બીજી દ્વિજપુત્રની મૂર્ત્તિ છે એવું મને મનમાં નકી થયું. એટલુંજ નહીં પણ પત્રિકાના લેખના અભિપ્રાયથી દ્વિજપુત્ર ગઈ સાંજેજ આ સ્થલના પ્રભાવથી નિઃસંજ્ઞ થયેલ છે, માટે આ પત્રિકા જેમ બને તેમ તરત દેવકન્યા ચંદ્રપ્રભા અને પ્રિયંવદાને પોહોંચાડું, એમ વિચારી હું સામા પર્વત તરફ જતી હતી, એટલામાં તમારૂં કરૂણાજનક રૂદન સાંભળી હું આંહી આવી છું. આથી વધારે કાંઈ વૃતાંત મારા જાણવામાં નથી. ઈશ્વરની ઈચ્છાથી હું તમ પાસેજ આવવા ઈચ્છતી હતી ને આવી પણ ત્યાંજ. વળી એટલું પણ હું આપને જણાવું છું કે, આ પત્રિકાને વાંચીનેજ તે લખનાર તરફથી મને પણ જે પ્રિયંવદાને વિશેષણ મળ્યું છે, તેજ મળે એમ ઈચ્છું છું.' આ પ્રમાણે દેવકન્યાનું બોલવું સાંભળીને પ્રથમની દેવકન્યાએ, ચંદ્રપ્રભાએ અને પ્રિયંવદાએ ઘણીજ પ્રીતિથી તેનો સત્કાર કર્યો અને પોતાની સાથે તેને પણ રાખ્યાં. ક્રમે ક્રમે શાસ્ત્રસંગની પ્રબલતાથી, આર્યવૃદ્ધજનોની સેવાથી અને પોતાની અલૌકિક વિચારશક્તિથી ચંદ્રપ્રભાએ પોતાના પ્રાણનાથના વિયોગદુઃખથી મોહ પામતાં મનને હવે શાંત કર્યું અને બીજાંઓને પણ ધીરજ આપવા માંડી. તે આશ્રમનાં રેહેવાસી સર્વ હવે શાંત થયાં અને સૌ સૌનાં કર્તવ્ય ઉપર ધ્યાન દેવાલાગાં. ચંદ્રપ્રભા, દેવકન્યા અને પ્રિયંવદા સારી રીતે જાણતાં હતાં કે આ જે જે હૃદયભેદક વૃતાંતો બનેલાં છે, બને છે અને બનશે તેમાં આપણું કાંઈજ બળ ચાલવાનું

નથી. જો કોઈ પણ બળ છે એમ ગણિયે તો માત્ર વિદ્યાદાનનુંજ બળ છે. ઈશ્વરેચ્છાથી માસે કે છ માસે, અથવા વર્ષે કે પાંચ વર્ષે, અથવા દશ વર્ષે કે વીશ વર્ષે, કોઈ દિવસ પણ સારૂં થશે તો વિદ્યાદાનથીજ સારૂં થાશે, બીજું કોઈજ સારૂં થવાનું સાધન નથી. આ નિશ્ચયથી ચંદ્રપ્રભા, દેવકન્યા, અને પ્રિયંવદાએ ધીરજ ધરી ફરીથી બાલકીઓને ભણાવવાનું કામ ચલાવા માંડ્યું, અને બાલકોને ભણાવવાનું કામ વિદ્યાનિધિ વિગેરે પ્રથમ વર્ગના બાળકોને સોપ્યું; તથા તેની દેખરેખ પોતે રાખવા માંડી. જે નવીન દેવકન્યા આવી તેણે પ્રિયંવદા પાસેજ રેહેવા માંડ્યું. જેમ પ્રથમ આવેલી દેવકન્યા, ચંદ્રપ્રભા તરફ પ્રીતિ રાખે છે અને પરિણામે તેની તુલ્ય થવા ઇચ્છા રાખે છે, તેમજ આ બીજી દેવકન્યા પણ પ્રિયંવદા તરફ પ્રેમ રાખે છે અને પરિણામે તેની તુલ્ય થવા ઇચ્છા રાખે છે. આવી રીતે કેટલાક દિવસો નિર્ગમન થયા પછી એક દિવસ સર્વ વિદ્યામાં કુશલ થયેલી સર્વ કન્યાઓને દેખી ચંદ્રપ્રભાના મનમાં ઘણોજ સંતોષ થયો અને સ્નેહસહિત તેણે નીચે પ્રમાણે ભાષણનો આરંભ કર્યો.

વિચિત્ર ચરિત્રથી પવિત્ર અંતઃકરણવાળી મારી પ્રિય પુત્રિયો! તમે સર્વ શાસ્ત્ર ભણી ગયેલાં છો, તમે શું કરવાનું છે અને શું કરવાનું નથી, શું ગ્રહણ કરવાનું છે અને શું ગ્રહણ કરવાનું નથી, તથા શું હિત છે અને શું અહિત છે, તે સર્વે જાણી ચુકાં છો; તમને અનેક કાવ્યો, અને કોશો, અનેક કથાઓ અને અનેક કથાનકો હસ્તામલક જેવાં થઇ આવ્યાં છે અને સર્વ કલાઓમાં તમે અપ્રતિમ પ્રવીણતા મેળવેલી છે; તથાપિ, તમને હવે કોઈ પણ શીખવવું પડે તેવું નથી. તોપણ તમારી નવીન દેવતિમ ભક્તિજ મને કાંઇક બોલવા પ્રેરણા કરે છે, માટે તમારૂં એક એઅને હિત ઇચ્છનાર આ માણસ હવે જે બોલશે તેવિષે તમે સારી જેમણે ધ્યાન આપશો એવી આશા છે.

પ્રિય પુત્રિયો! પ્રાણાંત આપત્તિ આવી પડે તોપણ કદી અસત્ય બોલશો નહિ; કારણ કે અસત્ય બોલવાની ટેવ એ એક આર્યપણાનું અકાલ મૃત્યુ છે, અસત્ય બોલવાની ટેવ એ એક આર્યપણાનો અ-

સાધ્ય ક્ષય રોગ છે, અસત્ય બોલવાની ટેવ એ એક વિવેકની ઉચ્ચાટનવિદ્યા છે, અસત્ય બોલવાની ટેવ એ એક ભલમાણસાઇની અભિચારક્રિયા છે, અસત્ય બોલવાની ટેવ એ એક નીચપણાને રમવાનું સ્થલ છે, અસત્ય બોલવાની ટેવ એ એક અવિશ્વાસનું ઉત્પત્તિસ્થલ છે, અસત્ય બોલવાની ટેવ એ એક કુપાત્રપણાનું પાત્રછે, અસત્ય બોલવાની ટેવ એ એક અસાધુતા મેળવવાનું સાધન છે, અસત્ય બોલવાની ટેવ એ એક સર્વ અવિનયોનું બીજ છે, ટુંકામાં અસત્ય બોલવાની ટેવ એ એક સર્વ પ્રકારના અનર્થોનું, સર્વ પ્રકારનાં પાપોનું-અને સર્વ પ્રકારનાં દુઃખોનું મૂલ છે, એ પ્રમાણે વેદ, પુરાણ અને ઇતિહાસોમાં લખેલું છે, તે ક્યાં તમારૂં અજાણ્યું છે? કદી પણ દુઃસંગ કરશો નહિ; કારણ કે મોટા મોટા વિદ્વાનોને, મોટા મોટા વિનયવંતોને અને મોટા મોટા વિવેકિયોને પણ ક્ષણમાત્રમાં દુઃસંગ સર્વ પ્રકારની અપકીર્ત્તિનું પાત્ર કરી મેલે છે. સરલતાને સ્વપ્નમાં પણ છોડશો નહિ; કારણ કે સરલતા એ એક અદૂરગમન પવિત્ર તીર્થ છે. આખાં પૃથ્વીમંડળમાં પણ એવું કોય તીર્થ નથી, કે જે ક્ષણમાત્ર પણ સરલતાની બરાબરી ધરાવી શકે. સરલતાવિષે ભગવાન્ વ્યાસજી પણ—

सर्वतीर्थेषुवास्नानं सर्वभूतेषुचार्जवं ।
उभयंतत्समंज्ञेयमार्जवंवाविशिष्यते ॥

(સર્વ તીર્થમાં સ્નાન કરવું કે પ્રાણિમાત્ર તરફ સરલતા રાખવી એ એય બરોબર છે. અથવા સરલતા સર્વ તીર્થો કરતાં અધિક થાય છે.) આ પ્રમાણે લખીને સરલતાવિષે પોતાનું કેટલું ઉચું મત દર્શાવે છે, તે તમારૂં અજાણ્યું નથી. પુત્રિયો! તમે ક્રોધ ઉપરજ ક્રોધ કરતાં રેહેજો, મદને મર્દન કરવામાંજ મદવાળાં રેહેજો અને મત્સરની ઉપરજ મત્સર કરજો; પણ મનુષ્યોઉપર ક્રોધ કે મત્સર કરશો માં. તમારે વિદ્યા ભ્યાસથી નિવૃત્ત થઇ સાસરે જવાનો સમય આવશે ત્યારે તમે પરમેશ્વરબુદ્ધિથી પોતાના પ્રાણનાથની સેવા કરજો; કારણ કે સ્ત્રિયોના પરમેશ્વર પ્રાણનાથજ છે, એમ તમને ભણવામાં આવી

ગયેલ છે. પોતાની સાસુની અને સસરાની તીર્થબુદ્ધિથી સેવા કરવી; કારણ કે તેની સેવા કરવાથી, તેનું વંદન કરવાથી, અને તેની આજ્ઞાઓ પાળવાથી તેઓ ચિંતામણિરૂપ થાયછે. તમારા સાંભળવામાં કેટલી કેટલી એવી સ્ત્રિયો નથી આવી, તમારા જોવામાં કેટલી કેટલી એવી સ્ત્રિયો નથી આવી અને અદ્યાપિ પણ તમારા જોવામાં અને સાંભળવામાં એવી સ્ત્રિયો કેટલી કેટલી નથી આવતી કે જેઓ સાસુ ને સસરાની સેવા કરવાથીજ સર્વ પ્રકારનાં કલ્યાણની પરંપરાનું પાત્ર થયેલી હોય. નિરંતર મોટી નણદોને સાસુની સમાન માન આપતાં રેહેજો, નાની નણદોને પોતાની નાની બેનો તુલ્ય જાણતાં રેહેજો, જેઠને પિતારૂપ ગણજો, જેઠાણીને માતારૂપ ગણજો, દેરને પુત્રરૂપ ગણજો અને દેરાણીને પુત્રીરૂપ ગણજો; એટલુંજ નહીં પણ પોતાના પ્રાણનાથની સાથે પાણિગ્રહણ થયા પછી જે જે કોય સાસરાનાં કુટુંબનું મનુષ્ય હોય તે તરફ સરલતાથી વર્તવું, સ્નેહથી વર્તવું અને સૌજન્યથી વર્તવું; એટલુંજ નહીં પરંતુ મનવચનકર્મથી નિષ્કપટપણે તે સર્વની યથાયોગ્ય સેવા કરવી. કારણ કે તેઓની પ્રસન્નતા એ પ્રાણનાથની પ્રીતિરૂપ કલ્પલતામાં અમૃતની વૃષ્ટિરૂપ થાય છે, અને અપ્રસન્નતા એ વિકરાલ દાવાનલની જ્વાલારૂપ થાય છે. એ બેય પ્રકારનો અનુભવ ઘણી ઘણી કુલીન સ્ત્રિયોએ લીધેલો છે અને લે છે. મારી વહાલી દીકરીઓ! એક ક્ષણ પણ અસતી સ્ત્રિયોનો સંગ કરશો નહિ; કારણ કે અસતી સ્ત્રિયોનો સંગ એ સર્વે નીચ આચરણોની ચતુરાઈ શીખવવામાં શિક્ષકરૂપ થઈ પડે છે. જેઓ સુશીલ સ્ત્રિયોમાં શિરોમણી ગણાતી, જેઓ સરલ સ્વભાવવાળી સ્ત્રિયોમાં સીમારૂપ ગણાતી, જેઓ સ્વપ્નમાં પણ પાપ આચરણને મરણથી અધિક દુઃખરૂપ ગણતી હતી, જેઓ કુલીન સ્ત્રિયોમાં મુખ્ય ગણાતી હતી, જેઓ ગુણવતી સ્ત્રિયોમાં ગૌરવ મેળવતી હતી અને જેઓમાં દોષનો લેશપણ કોઇયે જોયો ન હતો, સાંભળ્યો ન હતો અને ચિંતવ્યો પણ ન હતો, તેવી તેવી પણ અનેક સ્ત્રિયો માત્ર અસતી સ્ત્રિયોના અર્દ્ધ ક્ષણ જેટલા સંગથી, પાંસુલાઓમાં પુરઃસર

ગણાઈ છે, અસતી સ્ત્રિયોમાં અપ્રતિમલ્લ ગણાઈ છે, અસતી સ્ત્રિયોમાં અદ્વિતીય ગણાઈ છે અને વૃષલી સ્ત્રિયોમાં ચક્રવર્તી ગણાઈ છે, તે દરેક પુરાણોમાં અને ઇતિહાસોમાં પ્રસિદ્ધ રીતે જણાય છે. કુલીન સ્ત્રિયોને તો પોતાનો પ્રાણનાથ એજ પરમદૈવત છે, સાસુ-સસરો એજ તીર્થ છે, જેઠ-જેઠાણી એજ માતાપિતા છે, નણદો એજ બેહેનો છે, દેર એજ સોદરભાઈયો છે, દેરાણીઓ એજ દીકરિયો છે, સતી સ્ત્રિયો એજ પ્રિય સખિયો છે, સૌશીલ્ય એજ જીવન છે, પાતિવ્રત્ય એજ પ્રાણ છે, સદ્ગુણો એજ આભૂષણો છે, અને પોતાના પ્રાણનાથની સેવા એજ સર્વસ્વ છે. જેનો જન્મ સિંધુરાજના ઉત્તમ વંશમાં થયો હતો, જેણે સઘળી કળાઓમાં કૌશલ્ય મેળવ્યું હતું, જેનું લાવણ્ય દેવાંગનાઓને પણ વર્ણવવા લાયક હતું, જેનું ચાતુર્ય ચમત્કારિક હતું, જેની ધીરજ અસાધારણ હતી અને જેનું ઔદાર્ય અનુપમ હતું, આવી અંબાનામની રાજકન્યા ઉભયલોકથી ભ્રષ્ટ થઈ તે માત્ર પોતાના પ્રાણનાથવિષે વિરૂદ્ધ રાખેલી પોતાની અંતઃકરણની વૃત્તિરૂપ વિષવલ્લીનુંજ ફળ છે. અપતિવ્રતા સ્ત્રિયોવિષે કેટલું પાપ રહ્યું છે તે વાત તો એક જુદી રહી, પણ અપતિવ્રતા સ્ત્રિયોના પક્ષકારો વિષે પણ કેટલી પાપની પ્રબળતા રહી છે તે જોવાનું છે. જુવો કે જેણે અનેક વિશ્વજિત નામના યજ્ઞો કરેલા છે, જેણે અનેક રાજાઓનો સંહાર કરેલ છે, જેણે આખી પૃથ્વીની આપત્તિ ઉખેડી કાઢી છે, જેણે શસ્ત્ર અસ્ત્ર અને શાસ્ત્રોના ઉપદેશો કરેલા છે, જેણે દુષ્ટ ક્ષત્રિયોને શિક્ષા કરેલી છે, જેણે પોતાનાં બાણની વૃષ્ટિથી ક્રૌંચાચલ પર્વતનાં શિખરો તોડી નાંખ્યા છે, જેણે પ્રચંડ ભુજદંડમાં ધારણ કરેલ ફરશીની ધારીથી કાપેલા ત્રૈલોકવિજયી રાજાઓનાં મસ્તકોની માળાઓ અર્પણ કરી કાલભૈરવને પ્રસન્ન કરેલ છે, જેને કાર્તિકસ્વામીને જીતવાથી પરમદમાણ પરમેશ્વર સદાશિવે પોતાની ઉત્તમોત્તમ ફરશી ઇનામમાં આપેલ છે, અને જે શિવજીના વિદ્યાર્થિયોમાં અગ્રેસર ગણાયા છે, તે પરમેશ્વર પરશુરામ પણ પોતાના વિદ્યાર્થી ભીષ્મ પાસેથી પરાભવ પામ્યા તેનું ખરૂ કારણ એજ છે કે, અપતિવ્રતા અં-

બાનો તેણે પક્ષ કર્યો. વિચારો કે અશેષ વીરવિજયી પરશુરામ પણ પાંસુલાના પક્ષપાતથીં પરાભવનું પાત્ર થયા, તો પછી સાધારણ મનુષ્યો તો પરાભવ પામે તેમાં નવાઈ શી? આવી રીતે અપતિવ્રતાના પક્ષકારોનો પણ વિજય દુર્લભ છે ત્યારે પછી અપતિવ્રતાએ પોતાના વિજયની તો આશાજ શાની રાખવી? (અપૂર્ણ.)

## जागीने जोवाविषे

### होरी.

उंघे केम अरे ओ अभागी, जाय काल वह्यो जो ने जागी;—
उंघे केम अरे ओ अभागी.
आवे ज्यारे अणचेतव्युं मृत्यु, भाइ जवाय न भागी;
पुत्र कलत्र न कामनां कोई, देशे मुवे सहु दागी,
अति आपणां अनुरागी;— उंघे केम अरे ओ अभागी.
काम क्रोध मद मोह लोभ ने, मत्सर मेलने त्यागी;
पापना सर्व प्रपंच विसारी, नाख भरम भेद भांगी;
निकर वाणियो जाण वागी,— उंघे केम अरे ओ अभागी.
मेल ममत्व अने मान मोटुं, रे' रामरटणमां लागी;
आ भवसागर दुःखे भरेलो, त्यारे शकायज तागी,
सहजमां थवाय सुभागी;— उंघे केम अरे ओ अभागी.
आ काया केवळ काचनी कोठी, ठोकर लेश जो लागी;
फटक दई फूटतां वार छे नहि, नथि मळवी फरी मागी,
भावे भजी लेने सुहागी;— उंघे केम अरे ओ अभागी.

### पुस्तकोनी पहोंच.

उत्तररामचरित्रनुं भाषांतर રચનાર રા. રા. द्विवेदी મણિલાલ નભુભાઈ બી. એ. તરફથી, તથા જુદાં જુદાં પુસ્તકોને આધારે ગોઠવેલું वेदशास्त्रादिविद्यासार શેઠ મથુરાંદાસ લવજી તરફથી અમને મળેલ છે, તે માનસહિત માન્ય રાખેલ છે. વિચાર આપવા માટે સ્થળ સંકોચે ભવિષ્યઉપર આધાર રાખેલ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડા. મોરારજી મૂળજી ... | ... | ૧૯૩૯ ના... | ૧ | ૮ | ૦ |
| શેઠ વનરાવનદાસ પુરૂષોત્તમ ... | ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| શા. જેકીશનદાસ કાનદાસ... | ... | ,, ... | ૧ | ૮ | ૦ |

# वेदान्तप्रकाश.



એ નામનું રોયલ ફૉર્મ પાંચનું માસિક ચોપાનિયું આવતા ચૈત્ર માસથી બહાર પાડવામાં આવનાર છે. તેમાં વેદાન્તના સંસ્કૃત ગ્રંથોનું એક પછી એક ગુજરાતી ભાષાન્તર એક સારા વિદ્વાન્‌ની કલમથી લખાશે, અને તેની ગોઠવણ એવી રીતે રાખવામાં આવશે કે પ્રત્યેક પુસ્તક પુરૂં થયાથી તે જુદું જુદું બંધાઈ શકાશે. પ્રથમ યોગવાશિષ્ઠ નામનો પ્રખ્યાત અને ઉત્તમ ગ્રંથ શરૂ થશે. તેનું લવાજમ દર વર્ષના અગાઉથી રૂ. ૩) ત્રણ તથા ટપાલ ખર્ચ આના છ રાખેલું છે, તે પહેલો અંક બહાર પડેથી લેવામાં આવશે. માટે જે સદ્ગૃહસ્થોને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેમણે નીચે સહી કરનારને પોતાનું નામ, ઠામ અને નકલ, કોટમધ્યે આરમિનિયન ગલીમાં ઓરિયન્ટલ છાપખાનામાં લખી મોકલવા કૃપા કરવી. મુંબઈ, સંવત્ ૧૯૩૯ ના માઘ શુદ ૩ શનેઉ.

મહાદેવ યાજ્ઞેશ્વર ત્રિવેદી,
વેદાન્તપ્રકાશનો તંત્રી.

## नवी सुचना.

જે નવીન નાનાં ચોપાનિયાંવાળાઓને અમે બદલમાં અમારૂં આ ચોપાનિયું ન આપતા હોઇએ તેઓએ પોતાનું પત્ર બક્ષીસ આપવાની ખુશી ન હોય તો કૃપા કરી બંધ કરવું. પણ કદી આપવાની ખુશીજ હશે તો મોટા ઉપકાર સાથે તે માથે ચડાવી લેશું.

---

મનિઓરડર મોકલનારાઓ જે પોતાનાં રેહેવાનાં ગામથી બીજે કોઇ ગામ જઇ મનિઓરડર કરે, તેમણે અમને તે અમુક ગામના રેહેવાશી છે એમ જાણ થાય તેમ કરવા તસ્દી લેવી.

અને કોઇ લાઇબ્રેરી આદિના સેક્રટરી હોય તેમણે પોતાનો હોદો પણ દર્શાવવો જેથી કંઇ સમજણ ફેર થાય નહીં.

---

### संस्कृत जाणनारा माटे सूचना.

सावित्रीचरित्र नाटक (संस्कृत) मोरबीरवाजीराजपाठशाळाना शास्त्री शंकरलाल माहेश्वर शीघ्र कविनुं रचेलुं छपाय छे, ते घणुं करीने एक मासमां तैयार थशे. ए पुस्तक संस्कृत शिखनारां, ने तेनुं माधुर्य जाणनारां, स्त्रीपुरुषोने रसिक लागे तेवुं अने उत्तम नीतिधर्म दर्शावनारु होवाथी ग्रहणीय ने स्पृहणिय छे. विशेष खुलासो तैयार थये थशे. लेवानी इच्छा होय तेमणे आर्यधर्मप्रकाशना तंत्रीने लखवुं.

---

आत्मज्ञानवर्धक—ચોપાનિયું આ સાલના મે માસથી નડિયાદમાં પ્રસિદ્ધ થશે, માટે એપ્રેલની દશમી તારીખ સુધીમાં ગ્રાહક થનાર લખી જણાવવું. કિંમત વર્ષ ૧ ના રૂ ૧-૪-૦ ટપાલખર્ચ ત્રણ આના, અગાઉથી લેવામાં આવશે. બસો ગ્રાહક થયા પછી પ્રકટ થશે. કાગળ લખનારે સીહુંજ પ્રગણે મેહેમદાવાદ જીલ્લે ખેડા એ પ્રમાણે ઠેકાણું કરવું.

(સહી) શા. છગનલાલ લલ્લુભાઈ.

# आर्य धर्मप्रकाश.

ARYA-DHARMA-PRAKASH

पुस्तक १ (?) चैत्र, संवत् १९३९. अंक ६ ठो.

### पुष्पिताग्रा.

अपिभवजलधावहोऽद्रिमग्ना दलदविलासपदानुकापनौका ।
इयमिह मननात्रिदोषपात्रं त्वरतां धर्मकलाश्रयेणपारं ॥१॥



છપાવી પ્રગટ કરનાર,
વેદધર્મસભાની કાર્યવાહકમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૩ ઇસ્વી

मूल्य वर्ष १ नो रु. १॥ आगाउथीज.
टपालखर्च आना ३ जूदु.

## અનુક્રમણિકા.



---

### શાર્દૂલવિક્રીડિત.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રથા સુવિચાર સત્યમય ને સદ્ધર્મને આપજો.

---

નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| શેઠ ખટાઉ મકનજીના ... ... | સં. ૧૯૩૯ ના... | ૧ | ૮ | ૦ |
| જોશી માલજી નારાયણના... ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ઠાકરશી નારણજીના ... ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ભગવાનદાસ તુળસીદાસના ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| શેઠ દુર્લભદાસ મોતિરામના... ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| શેઠ પ્રાણજીવન દુર્લભદાસના ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |
| મે. સા. બાપુભાઈ દયાશંકરના ... ... | ,, ... | ૧ | ૧૦ | ૦ |
| મે. છ. દલાલના (ત્ત્વાપુ આવે વ્યવસ્થા થશે.) | ,, ... | ૧ | ૧૧ | ૦ |
| રા. રૂપતરામ હરગોવિંદદાસ દાતારના ... | ,, ... | ૧ | ૧૧ | ૦ |
| શેઠ પેસ્તનજી કરામજી કોમાના... ... ... | ,, ... | ૧ | ૮ | ૦ |

પુસ્તક ૧૧ મું. चैत्र, संवत् १९३९. અંક ૬ ઠો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

माकुरुधनजनयौवनगर्वं हरतिनिमेषात्कालःसर्वं ।
मायामयमिदमखिलंहित्वा ब्रह्मपदंप्रविशाशुविदित्वा* ॥१॥

ધનનો, માણસોનો, કે યૌવનનો ગર્વ ન કર, કેમકે એ સર્વને કાળ હરે છે, અર્થાત્ નાશ કરે છે. માયામય આ જગત્‌ને ત્યાગ કરીને બ્રહ્મપદને જાણીને તેમાં તત્કાળ પ્રવેશ કર.

પ્રયત્ને કે વગર પ્રયત્ને ધન મળ્યું હોય, તો પણ તેથી ગર્વ કરવો નહીં. અનેક માણસના જથાવાળા હોઇએ તો પણ તેથી અભિમાન આણવું નહીં. ગમે તેવું સારૂં યૌવન પ્રાપ્ત થયું હોય, તો પણ તેથી અહંકાર આણવો નહીં. ધન અતિ અનર્થનું રૂપ છે એ આપણે આગળ વાંચીને અનુભવ્યું છે. એ અનર્થકારક ધનનો મદ કરનારાઓનો ગર્વ ગળી ગયો છે, માણસોનું અભિમાન કરનારાઓનું અભિમાન ભાગી ગયું છે, અને યૌવનનો અહંકાર રાખનારાઓનો અહંકાર ઉડી ગયો છે, એ વાત કોઇની અજાણી નથી. મૂળ ગર્વ એજ સર્વ નાશનો હેતુ છે, ત્યાં બીજું શું કહેવું? જેઓ ધનથી જનથી કે યૌવનથી ગર્વવાળા નથી થયા તેઓને પણ કાળે એવા તો ઉડાવી દીધા છે, કે જેનું નામ કે નિશાન પણ આજે મળતું નથી; તો ગર્વવાળા નરપશુઓની તો વાતજ શું કરવી? જેઓને ખોખારતાં હજારો

---

* તેવા ભાવમાં હરિગીત છંદ.

કરતો નહીં ધન જન અને યૌવન થકી તું ગર્વને,
પલવારમાં વિકરાળ કાળ હરણ કરે છે સર્વને;
આ સર્વ માયામય જગત, અળગું કરીને એમને,
કર તું પ્રવેશ બ્રહ્મપદમાં તરત જાણી તેમને.

માણસો ખમાં ખમાં કરતાં, જેઓ હીરામોતીના હારોને તો ઇનામમાં આપી દેતા, જેઓ અસંખ્ય સોનામોરો ખરચીને રચેલા બાગ-બગીચામાં મલકાતા મોજ-શોખ માણતા, જેઓ રાત કેહે તો રાત ને દિવસ કહે તો દિવસ કેહેવાતાં, જેઓ હજારો માણસના સમાજમાં મુખ્ય થઈ બેસતા, જેઓની કીર્તિ દેશોદેશમાં ગવાતી ને જેઓના પદકમળમાં લક્ષ્મી સદાય લોટયા કરતાં તેવા ધનના ધણીઓને પણ કરાળ કાળ કોળિયો કરી ગયો છે. જેઓ અનેક જનોના મધ્યમાં બીરાજી નિર્ભય રેહેતા, જેઓના સંબંધિયો આખાં જગતને જીતી વળે તેવા હતા, જેઓનાં માણસો આખી પૃથ્વીમાં મખ્યાત થયેલા હતાં અને જેઓ પોતાને સહાય કરનારા સગાસ્નેહિયોની સત્તાઉપર ઝૂઝતા તેઓને પણ ક્રૂર કાળ ગળી ગયો છે. જેઓ જુવાનીના જોરમાં મહાપરાક્રમ કરી પોતાની કીર્તિને અમર કરી ગયા છે, જેઓએ પોતાનાં યૌવનથી કામદેવને પણ લજ્જા ઉપજાવી છે અને જેઓ રતીને પણ મૂર્છા આપનાર યુવાવસ્થાના પાત્ર થયા છે, તેઓને પણ નામનિશાન વિનાના કરી નાંખ્યા છે. ધનપતિ કુબેરના જેટલું કયાંઇ પણ ધન કહેવાયું નથી, તો તે પણ આજે આપણી દૃષ્ટિ આગળ નથી. પુણ્યશ્લોક પરાક્રમી નળરાજા જેવાની પણ સમૃદ્ધિ આપણી નજરે આવતી નથી. અર્વાચીનકાળમાં મોટા મોટા વૈભવ ભોગવનારાઓ હતા, તેમની સમૃદ્ધિને બદલે મોટા મેહેલોમાં કાગડા કબુતર ઉડતાં જોઈએ છિયે. અર્જુનજેવા પરાક્રમી પાંડવને શ્રીકૃષ્ણભગવાન્ જેવા મહાપ્રતાપી પરમેશ્વરની સહાયતા હતી, તે આપણે નજરે દેખતા નથી. એમ બીજા ઘણા પુરૂષો પોતાના સહાયકારક જનોના પરાક્રમથી પંકાઈ ગયા છે, પણ તેનાં તે મનુષ્યો આપણે દૃષ્ટિયે દેખતા નથી. અર્વાચીનકાળમાં પણ શું માણસનો સંબંધ કામ લાગે છે ? કાળ એવો તો અનિયમિતપણે નાશ કરનારો છે કે, આપણું મમત્વ આપણા મનમાંજ સમાઈ જાય છે. જેને વિષે આપણે સર્વ સુખનો આધાર રાખ્યો હોય, જેને વિષે સર્વ વાતે આપણે પ્રીતિ દર્શાવતા હોઈએ ને જેની ઉપર આપણે પૂર્ણ ભાવ રાખતા

હોઇએ, અને જે આપણી ઉપર 'સર્વવાતે હિત કરવાને તત્પર હોય,' તેવું માણસ એક ક્ષણવારમાં પરલોકનો પરોણો થઈ જતાં આપણે જોઈએ છિયે. અહિં કાળનું નાશ કરવાપણું આપણે વિચારિયે તો પ્રસિદ્ધ જણાઇ રહે છે. જેઓએ પોતાના યૌવનના બળનેલીધે મદોન્મત્ત હાથિયોને પણ પૃથ્વીઉપર પછાડી નાંખ્યા છે, તેવાઓનું યૌવન આપણી નજર આગળ અકલિત કાળગતિયે રેહેવા દીધું નથી. જુવોને હમણાં પણ યૌવનથી રાતામાતા થયેલા, અનેક આશાનો તરંગમાં ગળકાં ખાતા, યૌવનના મદથી લાલચોળ ડોળાવાળા અને પોતાનાં સંબંધીને સંતોષ ઉપજાવતા યુવાનો કાળના યોગથી એક મટકું ન મારીએ તેટલી વારમાં પ્રેતપણાને પામી જતા જોઇએ છિયે. વિચારો કે ધનનું, જનનું કે યૌવનનું અભિમાન કશું કામ લાગે તેમ છે? મારૂં તારૂં કરીને જેટલો મોહ પામિયે તેટલું દુઃખ થાય તે શિવાય કશો તેમાં સાર નથી. નિરંતર એવો અચળ નિયમજ છે કે જે વસ્તુ વૃદ્ધિ પામતી જતી જણાતી હોય, તેની સાથે તેનો નાશ પણ થતો જતો હોય. ભોગીને અને ભોગ્યને ભોગીપણાંનો અને ભોગ્યપણાંનો અધિકાર જો પ્રાપ્ત થાય છે તો તેની સાથે તેને તેના અનધિકારપણાની પણ ક્રમેકરીને અવશ્ય પ્રાપ્તિ છે. જે વસ્તુ ઉત્પન્ન થઈ તે ક્રમે કરીને વધવા માંડે છે, પણ સમજવાનું એ છે કે બહાર જોતાં તે વધતી જણાય છે, પણ પરિણામે તેનો હ્રાસ થતો જાય છે. કાળની સૂક્ષ્મ ગતિ કોઇકજ વખત આપણને એ યુક્તિ જાણવા દે છે. આપણે એમ જાણિયે કે આ આપણે અતિ મેહેનત કરી મેળવેલું ધન હવે વધ્યા કરશે કે અવિચળ રેહેશે, પણ તે વાત આપણા ધાર્યા પ્રમાણે ઉતરતી નથી. કદી ઉતરે તો તેનો ક્રમેકરીને થવાનો નાશ તો ઇશ્વરથી પણ અટકાવી શકાતો નથી. ઇશ્વરેચ્છાથી આપણને મનુષ્યસંપત્તિ મળી હોય તેને આપણે વૃદ્ધિ પામતી દેખિયે છિયે, પણ તેનું અવળું પરિણામ અંતરમાં વિચારતાજ નથી. દેખવામાં મનુષ્યસંપત્તિની વૃદ્ધિ લાગતી હોય પણ તેનાં સત્પણાનો નાશ કોઇથી અટકાવી શકાતો નથી. માતા-પિતા, ભાઈ-ભોજાઈ, કાકા-કાકી,

મામા-મામી, ઈત્યાદિ આપણાથી મોટાં અને બીજાં આપણાં નાના સંબંધિને આપણે આપણાં સહાયકારક જોઈ અતિ આનંદ પામિયે છિયે. એનો પરિણામે કાળ નાશ કરે છે તેનું જાણ થયાવગર જ્યારે આપણે કોઈનો પણ કાળે ભક્ષ કરેલો જોઈએ છિયે, ત્યારે આપણે કેટલું કાળનું ક્રૂરપણું અને સંબંધનું દુઃખ જાણિયે છિયે. નિર્દય કાળ આપણા કરેલા વિલાપથી, કે આપણને થતાં દુઃખથી ડરતો નથી. આમ કાળ સર્વને નાશ કરનારો છે. યુવાવસ્થા પામીને આપણે એમ જાણિયે કે હું હવે મોટો થયો અને જોરાવર થયો, પણ વિચારિયે તો આપણી જે અવસ્થા આવી તેનો ખરેખર નાશ થયો છે. કોઈ પણ પદાર્થનો નિરંતર નાશજ છે. યુવાવસ્થા અતિ અનર્થનું મૂળ થાય છે તેનું કારણ એ છે કે તેનું અસ્થિરપણું જાણવામાં આવતું નથી. જેમણે કાળની ગતિનો નિયમ જાણ્યો છે અને જે સંસારના પદાર્થોનો નિત્ય નાશ જાણે છે તેઓનું યૌવન અનર્થકારક નહિ પણ ઉલટું કલ્યાણકારક થઈ શકે છે. જેઓએ એવી રીતે પોતાનું યૌવન નિર્દોષ રાખી કલ્યાણકારક કામ કરનારૂં કર્યું તેનુંજ યૌવન સફળ છે; અને બીજાનું તે મળ્યું હોય તોપણ નિષ્ફળ અને દુઃખના ડુંગર આપનારૂં છે. કાળ જેનો નિરંતર નાશ કર્યા કરે છે, એવાં ધનનો, જનનો અને યૌવનનો ગર્વ કરવો નહીં. જેનો એક ક્ષણ પણ ભરોસો નહીં, તેના તરફનું અભિમાન શા કામનું? અહિં સરલપણાંથી સમજવાનું એછે કે, ધન જન અને યૌવન એ સઘળાં ક્ષણમાં નાશ થઈ જનારાં છે, માટે મળેલાં ધનનો સદુપયોગ કરી ધર્મ અને પરોપકારાર્થે વાપરી તે ધન મળવાનું સફળપણું કરવું. મેળવેલું કે મળેલું ધન નાશ થતું જાયછે છતાં નાશ થતું દેખાતું નથી અને તેનાથી અનેક સંસારના વિષયમાં સુખ લેવાય છે, તોપણ તેથી તેનું કશું સફળપણું નહિ થવાથી પૂરણીમાં ભરેલા કાંકરા બરોબર છે. માટે જો ધનવાન્ થયા હોઈએ અને સારો સમય હોય, તો તેનો સદુપયોગ કરવો એજ તેની પ્રાપ્તિનું સફળપણું છે. સારા સજ્જનોના સમુદાયવાળા કે કુટુંબવાળા હોઈયે તો તેથી અભિમાન આણવું નહિ, પણ

તેને બદલે ઈશ્વરનો ઉપકાર માની જેમ બને તેમ પરોપકાર કરવામાં પ્રવૃત્ત થવું અને પરની પીડા ટાળવામાં પ્રીતિવાન્ થવું. આપણે મહાસમર્થ અને મનુષ્યના જથાવાળા થયા છતાં આપણાથી તેનો સદુપયોગ ન થયો અને કોઈનું સારૂં કરી ન શક્યા કે કોઈના દુઃખમાં ભાગ ન લઈ શક્યા તો એ આપણું સમર્થપણું નિષ્ફળજ છે. પશુપક્ષિયો કરતાં પણ આપણે ઉતરતા કેહેવાઈએ, જો આપણે આપણાં બળિયાં મનુષ્યોની સહાયતાથી કાંઈ સારૂં ન કરી શકિયે તો. આપણાં ધનથી કે આપણાં જનથી કોઈને પીડા થાય તો આપણે અસાધુમાં ગણાઈ તેને યોગ્ય યાતનાને ભોગવિયે છિયે. કદિ આપણે સારા સંબંધિ-બાંધવોના જથાવાળા થયા અને અનેક સુખ તેથી ભોગવતા થયા પણ આપણાં તે સગાં-સંબંધિયો જો આપણને કલ્યાણને માર્ગે નહિ ચડાવતાં અકલ્યાણના માર્ગમાં દોરે તો તે મનુષ્યો છે તોપણ નથી અને તે સઘળાની પ્રાપ્તિ નિષ્ફળ છે. ભાગવત પંચમસ્કંધના ૧૮ મા અધ્યાયમાં કહ્યું છે કે—

गुरुर्नसस्यात्स्वजनोनसस्यात् पितानसस्याज्जननीनसास्यात् ।
दैवंनतत्स्यान्नपतिश्चसस्या न्नमोचयेद्यःसमुपेतमृत्युम् ॥

(મૃત્યુ પ્રાપ્ત થયેલાને જે છોડવે નહિ તે ગુરૂ હોય તોપણ ગુરૂ નહિ, સ્વજન હોય તોપણ સ્વજન નહિ, પિતા હોય તોપણ પિતા નહિ, માતા હોય તોપણ માતા નહિ, પતિ હોય તોપણ પતિ નહિ અને દૈવ હોય તોપણ તે દૈવ નહિ.) અર્થાત્ એ સઘળાં સન્માર્ગમાં જોડે અને કલ્યાણના માર્ગ બતાવે તોજ તે ખરાં સંબંધી સમજવાં.

આપણને આપણનાં સંબંધી જો સન્માર્ગમાં જોડે નહિ અથવા એની સહાયતાથી આપણે અભિમાન શિવાય કશું સારૂં કરી શકિયે નહિ તો તે આપણાંજ નથી. એવાં માણસો કરતાં તો શત્રુઓ પણ સારા કેહેવાય છે કે, જેની સામે સામે પગલે મરવાથી વીરપુરુષોને ઉત્તમ પદ મળે છે. આપણે સાર એ સમજવોકે મળેલો જનસમૂહ નાશવંત તો છેજ માટે તેની સહાયતામાં પોતે ઉત્તમ કામ કરી લેવાં અને કરાવી લેવાં અને વ્યવહારમાં પણ સહુ કોઈને સંતોષ થાય

તેવી સરલતાથી વર્તવું. એમનો આપણને કે આપણનો એમને જ્યાં સુધી કાળે વિયોગ કરાવ્યો નથી, ત્યાં સુધી જે કરવું હશે તે થઈ શકશે. ઈશ્વરેચ્છાથી યૌવન પ્રાપ્ત થયું તો જ્યાં સુધી તેની હયાતિ છે ત્યાં સુધીમાં જે બને તે સત્કર્મ કરી લેવાં. લોકો કહે છે કે માત્ર પૈસા મેળવવાસાટેજ આ યુવાવસ્થા છે, પણ તે મોટી ભૂલ કેહેવાય. જે કાંઈ સારૂં કામ કરવું હોય તેને માટે યુવાવસ્થા યોગ્ય છે. યુવાવસ્થા પછી વૃદ્ધાવસ્થા આવશે એને માટે આપણને કશી ખાતરી નથી. વળી કદી તેમ દૈવયોગથી બને પણ તે અવસ્થામાં ઇન્દ્રિયોનાં શિથિલપણાથી કંઈ થઈ શકતું નથી. કોઈ કહે કે અનર્થકારક યુવાવસ્થા વશ્ય કેમ રહે ને કેમ સત્કર્મ કરવા દે? પણ એ બોલવું થોડા વિચારનું છે. પ્રથમ જેમણે તેનો પ્રતિક્ષણે થતો નાશ જાણ્યો તેને એમ થાયજ નહિ. વળી સરસાઈ તો તેજ કેહેવાય કે જ્યારે સત્કર્મ ન કરવા દે તેવી અવસ્થામાં પણ સત્કર્મ કરવાં. યુવાવસ્થાનું અભિમાન કશું નહિ કરતાં જે કાંઈ કરવાનું હોય તેને માટે વાટ જોવી નહિ. જેવો યોગ આજે આવ્યો હોય તેવો ફરીને કાલે આવતોજ નથી, તેમજ જેવી સ્થિતિ આજ હોય તેવી કાલે રેહેતીજ નથી. જન્મથી માંડીને જેટલું આયુષ્ય ભોગવવાનું હોય તેમાં જેટલા ક્ષણ ઉત્તમ કાર્ય કરવામાં જાય તેટલાજ સફળ થાય છે. ભાગવત દ્વિતિયસ્કંધના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે—

आयुर्हरतिवैपुंसा मुद्यन्नस्तंचयन्नसौ ।
तस्यर्त्तेयत्क्षणोनीत उत्तमश्लोकवार्तया ॥

(જે ક્ષણ ઈશ્વરજ્ઞાન સંબંધી વાતોમાં ગાળવામાં આવે છે, તે ક્ષણ વિના માણસોનું જે આયુષ્ય છે, તે ઉગતા અને આથમતા સૂર્ય નાશ કરેછે.)

આ પ્રમાણે આપણે પણ એમ સમજવું જે પ્રતિક્ષણે આયુષ્યનો નાશ થતો જાય છે, માટે સમર્થ અવસ્થામાં જેટલા ક્ષણ કલ્યાણનાં સાધનમાં અને પરોપકારમાં નીકળે તેટલાજ ક્ષણ સફળ છે. બાકી જીવવું અને વિષયસુખ ભોગવવાં તેતો ઝાડવાંઓને અને પશુપક્ષિ

અરિને પણ છે. આપણે ઉત્તમ મનુષ્યાવતાર પામીને વૃક્ષની કે પશુપક્ષીની દશામા રહિયે, ત્યારે આપણું આ મનૃષ્યત્વ વૃથા થાય એમાં કંઈ આશ્ચર્ય નથી. આપણે અનેક મેહેનત કરીને મેળવેલું ધન જીવ કરતાં પણ જાળવી રાખિયે છિયે અને તેને વૃથા વાપરી નથી નાખતા, ત્યારે આ અનેક પુણ્યરૂપ પ્રયત્નેથી મળેલો હજારો હિરાથી પણ હદે નહિ તેવી કિંમતનો મનુષ્યદેહ અને તેમાં વળી સર્વે ઇન્દ્રિયોની શક્તિને સબળ રાખનારી યુવાવસ્થા આપણે જો વૃથા જવા દઈએ તો એ આપણી કેટલી ભૂલ અને કેટલું અજ્ઞાન? ગઈ વસ્તુ અને ગયેલો સમય કોઈ દિવસ પાછાં આવેલ નથી ને આવે પણ નહિજ. માટે ખોટું અભિમાન મેલી નવી અવસ્થામાં ઉત્તમ કામ કરવાનું અભિમાન રાખી તે પ્રમાણે વર્તી સત્પુરૂષોની પંક્તિમાં આવવું.

આ સર્વ જગત્ માયામય છે. જે કાંઈ આપણે સાંભળિયે છિયે અને જે કાંઈ દ્રષ્ટિએ દેખિયે છિયે, તે નામ રૂપાત્મક સર્વ જગત્ છે. પિંડ અને બ્રહ્માંડનો જગત્‌માં સમાવેશ થાય છે. એ જગત્ માયાથી રચાયું છે ને તેથી માયાનું કાર્ય છે. આ કાર્ય-કારણરૂપ માયામય જગત્‌માં ઈશ્વર વ્યાપી રહેલ છે, માટે દ્રશ્ય અને અસત્ જગત્‌નો ત્યાગ કરવો. અર્થાત્ ઈશ્વરનું સ્વરૂપ જે જગત્‌માં વ્યાપી રહેલું છે તો પણ ભિન્ન છે, તે ઈશ્વરસ્વરૂપ ઓળખવામાટે માયાએ રચેલાં અસત્ય જગત્‌ને ઓળખી તેનો ત્યાગ કરવો. ત્યાગ કરવો એટલે કાંઈ એક પદાર્થને જેમ ધા કરીને નાખી દઈએ છિયે, તેમ કાંઈ તેનો ત્યાગ થતો નથી, પણ માત્ર અનાદિ સત્યસ્વરૂપ ઈશ્વરનું સત્યપણું અને તે ઈશ્વરની અવિદ્યા માયાથી થયેલાં નાશાત્મક જગત્‌નું અસત્યપણું યથાર્થ સમજવું; કેમકે એટલા વિવેકવિના બ્રહ્મપદને જાણવાને પાત્ર થવામાં મોટી ન્યૂનતા રહે છે.

આટલું થયા પછી બ્રહ્મપદને જાણીને તેમાં પ્રવેશ કરવો. કોઈપણ એક દેશી લૌતિક પદાર્થમાં તેનાથી નાનો બીજો એક દેશી લૌતિક પદાર્થ જેમ પ્રવેશ કરે છે, તેવિ રીતે બ્રહ્મપદમાં પ્રવેશ સંભવતો નથી કેમકે એક દેશી નથી. ઈશ્વરનાં નિર્વિકાર શુદ્ધ સ્વરૂપને બ્રહ્મના

નામથી બોલાય છે. જેને કોઈ પોતાનું નથી, જેને કોઈ પારકું નથી, જે સર્વનો સાક્ષી છે, જેની સત્તાથી વાયુ વાય છે, જેની સત્તાથી સૂર્ય તપે છે, જેની સત્તાથી વરસાદ વરસે છે, જેની સત્તાથી ચંદ્રાદિ તારામંડળ પ્રકાશે છે, જેની સત્તાથી સર્વે ઋતુઓ પોતાના નિયમપ્રમાણે વર્ત્યા કરે છે, અને જેની સત્તાથી સર્વ મર્યાદાઓ સચવાઈ રહી છે, તે નિર્વિકાર જગન્નિયંતાનું બ્રહ્મ એવું નામ કેહેવાય છે. એનો કોઈ દિવસ અંત નથી, એ કાંઈ ક્રિયા કરતું નથી, એ સર્વને આદિ છે, એને કોઈ આદિ નથી, એનો કોઈ પાર પામતું નથી, એને અગ્નિ તપાવી શકતો નથી, એને વાયુ સુકવી શકતો નથી, એને પાણી સોડવી શકતું નથી, એને કશી આકૃતિ નથી, એને કશું રૂપ નથી, એને કશો રંગ નથી, એને આંખ દેખતી નથી, એને મન પોહોંચી શકતું નથી, એને વાણી પોહોંચી શકતી નથી, એને પ્રાણ પોહોંચી શકતા નથી અને તેને કાળ પણ આધીન થઈ રહે છે, એવું એ બ્રહ્મછે. એને ઓળખવા માટે વેદ ઉપનિષદ્ પુરાણ સદાય કાળ જાગ્રત છે. શ્રીભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—

नयद्भासयतेसूर्यो नशशांकोनपावकः ।
यद्गत्वाननिवर्त्तंते तद्धामपरमंमम ॥

(જેને સૂર્ય પ્રકાશ આપતો નથી, જેને ચંદ્રમા પ્રકાશ આપતો નથી અને જેને અગ્નિ પ્રકાશ આપતો નથી, તથા જેને પામીને પાછું પડવું નથી પડતું, તે મારૂં પરમ ધામ છે) અર્થાત્ સૂર્ય ચંદ્ર અને અગ્નિ જેની સત્તાથી પ્રકાશે છે એવું સ્વપ્રકાશ છે, અને જેને પામ્યા પછી એટલે ઓળખ્યા પછી જન્મ મરણ રેહેતાં નથી, તેજ મારૂં એટલે પરમેશ્વરનું ઉત્તમ પદ છે.

આનાં વિવેચન માટે અહીં જો ઉતારો કરિયે તો તેનો અંત ન આવે એટલું લખવાનું થાય. તત્વ માત્ર વિચારિયે તો સર્વનું એકજ આવી રહે છે. જેની જેટલી શક્તિ અને અનુભવ તે પ્રમાણે બ્રહ્મનાં વિવેચનમાં પ્રવર્ત્ત થયા હશે, પરંતુ વેદઉપનિષદ્ આદિ એજ તેનું ખરૂં જ્ઞાન કરાવનાર છે. સર્વવ્યાપકપણાને લીધે હજારો હાથ, હજારો

અંગ, હજારો આંખ્યો હજારો માથાં, હજારો મોઢાં, અને હજારો કાન-
વાળુ કહેવાય છે. સર્વને ઉત્પન્ન કરનાર ને નિયમમાં રાખનાર, જેનું
રૂપ ચિંતવ્યામાં ન આવે એવું, માયાથી પર, અને મહાતેજસ્વી
સ્વયંપ્રકાશ છે, તે બ્રહ્મ, નાનામાં નાનું ને મોટામાં મોટું છે.

'यतोवाचोनिवर्तंते अप्राप्यमनसासह.'

(જેને પહોચ્યાવિના વાણી મનસહિત પાછી વળેછે.)

ઈત્યાદિ ઉપનિષદ્‌ના વાક્યો પણ તેની મહત્તા જણાવી આપે છે.
એ પદને ઓળખવું એ કાંઈ સેહેજ વાત નથી. અનેક પ્રકારનાં ઉત્ત-
મોત્તમ સાધનોથીજ તેને ઓળખવાના અધિકારી થવાય છે. મેહાન્
પુરૂષો, વિષયમાર્ગમાં દોરાયાં જતાં મનને ઈશ્વરની ભક્તિથી અને
વૈરાગ્યથી વશ કરે છે, યમ અને નિયમઆદિ યોગના માર્ગથી ચિત્તને
એકાગ્ર કરે છે, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે, ઈશ્વરની કથાઓ સાંભ-
ળે છે, સુખ-દુઃખમાં સરખું મન રાખે છે, કીડાથી માંડીને બ્રહ્માં
પર્યંત સર્વ પ્રાણિયો ઉપર સમદષ્ટિ રાખે છે, સદૈવ વૈરાગ રાખે છે,
પોતાનો ધર્મ દૃઢ પાળે છે, ઈશ્વરેચ્છાથી જે મળે છે તેમાંજ સંતોષ
રાખે છે, કોઈનો દુષ્ટ સંગ કરતા નથી, વિવેક-વિચાર કર્યા કરે છે,
ક્ષમા દયા ધીરજ તિતિક્ષા અને શાંતિ આદિ ઉતમ ગુણોને પાળે છે,
કોઈને પીડા પમાડતા નથી, સર્વને પોતાની સમાન દેખે છે, પરની
પીડાથી હૃદયમાં પીગળી જાય છે અને આ પંચભૂતના દેહમાં
અને તેને પાછળ લાગેલાં સ્ત્રી-પુત્રાદિકમાં કે ધન-ધામમાં મમતા
રાખતા નથી, ત્યારેજ તે બ્રહ્મપદને ઓળખવાના પાત્ર થાય છે. માટે
આપણે પણ અનેક સાધનયુક્ત થઈ નિર્મલ અંતઃકરણે એ સ્વરૂપને
ઓળખવું કે; જેને ઓળખ્યા પછી કશી બીક રહેતી નથી. હવે તે
ઓળખીને પ્રવેશ કરવો એટલે એજ કે એ બ્રહ્મની સાથે નિજસ્વરૂ-
પની એકતા કરવી. પૂર્વનાં પુણ્યની પ્રબળતાથી, સત્વગુણી મનોવૃત્તિથી,
અને નિર્મળ બુદ્ધિથી સત્પુરૂષદ્વારા બ્રહ્મપદમાં એકતા થતાં વિલંબ
લાગતો નથી. જે સમયે બ્રહ્મપદને ઓળખ્યું ને ઓળખીને તેમાં
પ્રવેશ કર્યો તે સમયે સર્વ સંશય ટળી જાય છે અને અનેક તત્વથી

થયેલો દેહ મિથ્યા સમજાય છે, જ્યાંસુધી તેમ નથી થતું, જ્યાંસુધી શરીરનો ધર્મ પોતામાં મનાય છે, જ્યાંસુધી દેહ સ્ત્રી પુત્ર ધન આદિમાં મમત્વ રહે છે, જ્યાંસુધી વિષયોવિષે અંતઃકરણ ફર્યા કરે છે, જ્યાંસુધી દયા દાન ધ્યાન ઈશ્વરારાધન ભકિત શ્રદ્ધા અને સમતા આદિ કરાતાં નથી, જ્યાંસુધી રાગ-દ્વેષ તજાતા નથી, જ્યાંસુધી સુખ-દુઃખ ટળતાં નથી, જ્યાંસુધી કુળધર્મ તથા જ્ઞાતિધર્મ પળાતો નથી, જ્યાંસુધી વિવેક અને વૈરાગ્ય અંતઃકરમાં આવતા નથી, જ્યાંસુધી મન અને ઇંદ્રિયો વશ થઈ શકતાં નથી, જ્યાંસુધી અસત્ય તજાયું નથી, જ્યાંસુધી પરદારા પરદ્રવ્ય અને પરદ્રોહથી પરાઙ્મુખ થવાયું નથી, જ્યાંસુધી આશા-તૃષ્ણાના અંકુર ઉગ્યા કરે છે, જ્યાંસુધી અસંતોષ ચારેકોરે અથડાવ્યા કરે છે, જ્યાંસુધી કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સરને માર્યા નથી, જ્યાંસુધી પૂર્વપુણ્યનો ઉદય થયો નથી, જ્યાંસુધી સાચો સત્સંગ થયો નથી, જ્યાંસુધી સાચાં શાસ્ત્રોનું શ્રવણ થયું નથી, જ્યાંસુધી આસ્તા અંતરમાં આવી નથી, જ્યાસુધી સંસારમાંથી પાર ઉતરવા ઉત્કંઠા થઈ નથી, જ્યાંસુધી દુઃસંગતિ ગઈ નથી અને જ્યાંસુધી હૃદયચક્ષુની આડું આવી ગયેલું અજ્ઞાનરૂપ પડળ ટળ્યું નથી, ત્યાંસુધી બ્રહ્મપદને ઓળખાતું નથી અને તેની અને આત્મસ્વરૂપની એકતા પણ થઈ શકતી નથી. માટે સદ્વિચાર ને સદ્વિવેકથી તે પદને ઓળખી તેને પામવાનાં પ્રયત્નમાં તત્પર થવું જોઇએ. જો આપણે આપણી મેળે ઉદ્યમ કરશું તો તેમાં સહાય આપનારાં સત્શાસ્ત્ર અને સત્પુરૂષો પણ પૃથ્વીમાં અનેક છે, તે આપણને ઉત્તમ માર્ગે ચડાવી આપ્યા વિના રહેશે નહિ. માટે તે ઉત્તમ માર્ગે ચાલી આ અમુલ્ય મનુષ્યજન્મ સફળ કરવો, કેમકે ફરીફરીને આવો વારો આવવો ઘણો કઠણ છે.

દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ ઉતર્યાવિના કાચાં અંતઃકરણે વગડામાં જઈ રાખ ચોળી જટાબાંધી બેસવાથી કે અનેક કામ્યકર્મો કરવાથી બ્રહ્મપદ ઓળખાતું નથી, કે તેની સાથે આત્મસ્વરૂપની એકતા થતી નથી. જો નિર્મળ અંતઃકરણ અને સત્શાસ્ત્રનો

संग होय, तो स्वाश्रमधर्म पाळतां अने व्यवहारमां रेहेतां अनेक साधनोथ्ये ते पदनी प्राप्ति थाय छे. ए पदनी प्राप्ति थया पछी जे कोई व्यवहार थाय छे ते उत्तमोत्तम अने बाधरहित थाय छे अने तेम छता कोई पण जातनुं बंधन थतुं नथी ए उत्तम बोधनो चमत्कार छे. प्रतापी पृथुराजाए बोध थया पछी राजयासन भोगव्युं हतुं, ब्रह्मनिष्ठ जनक राजाए बोध थया पछी राज्यासन भोगव्युं हतुं. मर्यादा पुरुष रामचंद्रजीए ज्ञान थया पछी पृथ्वीनुं पालन कर्युं हतुं. कृष्णसखा अर्जुने ज्ञान थया पछी सैन्यनो संहार करी राज्य संपादन कर्युं हतुं. आम उत्तम बोधथी व्यवहारपण श्रेष्ठ थाय छे, ने तेथी बंधन पण थतुं नथी. आमां पण दोषदृष्टि कोई करे तो ते मूर्खतानुं काम छे. केमके एवा ज्ञानियोमां दोषदृष्टि करवी एज मूळ अज्ञाननुं कारण छे. सारांश आपणे एवो लेवानो छे के ब्रह्मपदना बोधथी ने तेनी आत्मस्वरूपसाथे एकताथी जन्ममरणनो फेरो टळे छे, ने व्यवहार तथा परमार्थ सुधरे छे. जेके संसारथी बीक पामी जता रेहेनारा घरबार अने सगां-कुटुंबीने तजी वनमां चाली नीकळे छे, तेना विचारप्रमाणे संसारनो त्याग कर्यो समजे तो पण संसार तो ज्यां जाय त्यां त्याग थतो नथी. मनथी त्याग थाय तोज तेनो त्याग समजवो. तोपण घरबारमां रही संसारनो अनुभव करता बोध लेवो अने कल्याणनुं साधन करवुं ए कांई थोडुं आश्चर्यकारक के कठण काम नथी. खरो संसारनो त्याग तो ज्यारे ज्ञान थईने जन्ममरण मटे त्यारेज समजवो; केमके जन्ममरण कीधा करवां पडे एज संसार छे. ते शिवाय बीजो कोई संसार अनुभवमां आवतो नथी.

---

## विदुरनीति.

(संधाण पाने ११२ थी.)

नवेश्रुतमविज्ञाय वृद्धाननुपसेव्यवा ॥ ३९ ॥
धर्मार्थौविदितुंशक्यौ बृहस्पतिसमैरपि ।

શાસ્ત્રને જાણ્યાવિના અને વૃદ્ધોની સેવા કર્યાવિના બ્રહસ્પતિ જેવા પુરૂષોએ પણ ધર્મ અને અર્થ જાણી શકાતા નથી. (ત્યારે બીજા તે ક્યાંથી જાણી શકે?)

नष्टंसमुद्रेपतितं नष्टंवाक्यमशृण्वति ॥ ४० ॥
अनात्मनिश्रुतंनष्टं नष्टंहुतमनग्निकं ।

કંઈ પણ સમુદ્રમાં પડ્યું હોય તે નાશ પામે છે, નહિ સાંભળેલું વાક્ય નાશ પામે છે, અજ્ઞાનીની આગળ શાસ્ત્ર નાશ પામે છે અને રાખમાં હોમેલું હોમવાનું દ્રવ્ય નાશ પામે છે.

मत्यापरीक्ष्यमेधावी बुत्थ्यासंपाद्यचासकृत् ॥ ४१ ॥
श्रुत्वादृष्ट्वाथविज्ञाय प्राज्ञैर्मैत्रींसमाचरेत् ।

બુદ્ધિવાન્ પુરૂષે યુક્તિ અને વિચારથી પરીક્ષા કરીને અને બુદ્ધિથી તેને મેળવીને અર્થાત્ તેમ કરવાની યોગ્યતાનો નિશ્ચય કરીને તે વિષે બીજા મારફતે સાંભળીને, આ કૃતિથી જોઈને, અને વધારે જાણીને બુદ્ધિવાનની સાથે મિત્રાઈ કરવી.

अकीर्तिंविनयोहंति हंत्यनर्थंपराक्रमः ॥ ४२ ॥
हंतिनित्यंक्षमाक्रोध माचारोहंत्यलक्षणं ।

વિનય અપકીર્તિનો નાશ કરેછે, પરાક્રમ અનર્થનો નાશ કરેછે, ક્ષમા નિરંતર ક્રોધને નાશ કરે છે અને આચાર નઠારાં લક્ષણનો નાશ કરેછે.

परिच्छेदनक्षेत्रेण वेश्मनापरिचर्यया ॥ ४३ ॥
परीक्षेतकुलराजन् भोजनाच्छादनेनच ।

હે રાજા! નાનાપ્રકારના ભોગ્ય પદાર્થોથી, જ્યાં જન્મ થયો હોય તે જગ્યાથી, ઘરથી, પરિચર્યા એટલે આચારથી, ભોજન એટલે ખાવા-પીવાથી, અને પોશાકથી કુળની પરીક્ષા કરવી જોઈએ. (એ ઉપરથી કુળ ઓળખી શકાય છે.)

उपस्थितस्यकामस्य प्रतिवादोनविद्यते ॥ ४४ ॥
अपिनिर्मुक्तदेहस्य कामरक्तस्यकिंपुनः ।

પરમ જ્ઞાની હોય તેવાને પણ પ્રાપ્ત થયેલું કામ કરવામાં કાંઈ બાધ નથી, ત્યારે જે કામ કરવામાં આસક્ત હોય તેને તો બાધ શાનોજ હોય.

प्राज्ञोपसेविनंवैद्यं धार्मिकंप्रियदर्शनं ॥ ४५ ॥
मित्रवंतसुवाक्यंच सुहृदंपरिपालयेत् ।

ડાહ્યા માણસોને જે સેવતો હોય, જે વિદ્વાન્ હોય, જે ધર્મવાન્ હોય, જે દેખીતો સારો હોય અર્થાત્ દેખાવડો હોય, જે મિત્રવાળો હોય, ને જે સારૂં બોલતો હોય એવા સુહૃદ (સગા) ને પાળવો જોઈએ.

॥ दुष्कुलीनःकुलीनोवा मर्यादांयोमलघयेत् ॥ ४६ ॥
धर्मापेक्षीमृदुर्ह्रीमान् सकुलीनशताद्वरः ।

ભલે કુળવાન્ હોય કે કુળવાન્ ન હોય પરંતુ જે મર્યાદાને પાળતો હોય, જે ધર્મને ઇચ્છતો હોય, જે કોમળ પ્રકૃતિનો હોય અને જે લાજવાળો હોય તે સો કુળવાન્ પુરૂષ કરતાં પણ સારો સમજવો.

ययोश्चित्तेनवाचित्तं निभृतंनिभृतेनवा ॥४७॥
समेतिप्रज्ञयाप्रज्ञा तयोर्मैत्रीनजीर्यते ।

જે બે માણસને પરસ્પર ચિત્તની સાથે ચિત્ત મળી જાય છે, ગૂઢ આચાર સાથે ગૂઢ આચાર મળી જાય છે, ને બુદ્ધિની સાથે બુદ્ધિ મળી જાય છે તેઓની મિત્રાઈ કોઈ દિવસ જુની થતી નથી અથવા શિથિલ થતી નથી.

दुर्बुद्धिमकृतप्रज्ञं छन्नंकूपंतृणैरिव ॥४८॥
विवर्जयीतमेधावी तस्मिन्मैत्रीप्रणश्यति ।

જેમ ઘાસથી ઢંકાઈ ગયેલો કુવો ત્યાગ કરવામા આવે છે, તેમ નઠારી બુદ્ધિના મૂર્ખ માણસનો બુદ્ધિવાને ત્યાગ કરવો, કેમકે એવા માણસ સાથે કરેલી મિત્રાઈનો નાશ થાય છે.

॥ अवलिप्तेषुमूर्खेषु रौद्रसाहसिकेषुच ॥४९॥
तथैवापेतधर्मेषु नमैत्रीमाचरेद्बुधः ।

જેઓ પાપથી ભરેલા હોય, મૂર્ખ હોય, ક્રોધી હોય, સાહસિક એટલે વિચારવિના આડુંઅવળુ કરી નાખતા હોય અને તેમજ ધર્મથી ખશી ગયા હોય, એટલે ધર્મને પાળતા ન હોય એવા પુરૂષોની સાથે ડાહ્યા માણસે મિત્રાઈ કરવી નહિ.

कृतज्ञंधार्मिकंसत्यमक्षुद्रंदृढभक्तिकं ॥५०॥
जितेंद्रियंस्थितंस्थित्यां मित्रमत्यागिचेष्यते ।

જે કરેલા ઉપકારને જાણે તેવો હોય, જે પોતાના ધર્મને પાળતો હોય, જે સાચું બોલતો હોય, જે ઉદાર હોય, જે દૃઢ ભક્તિવાળો હોય, જેણે ઇન્દ્રિયો જીતેલ હોય, જે પોતાની યોગ્ય સ્થિતિમાં રહેલો હોય અને જે મિત્રાઈ કરીને છોડી દે તેવો ન હોય, તેવા પુરુષની સાથે મિત્રાઈ કરવી જોઈએ.

इंद्रियाणामनुत्सर्गो मृत्युनापिविशिष्यते ॥९१॥
अत्यर्थंपुनरुत्सर्गः सादयेद्दैवतानपि ।

ઇન્દ્રિયોને અત્યંત છુટાં મેલવાં અર્થાત્ વિષયોને વિષે અત્યંત પ્રવૃત્તિ કરવી તે દેવતા જેવાને પણ પીડા કરે છે અને ઇન્દ્રિયોને નિયમમાં રાખવાં અર્થાત્ વિષયોથકી નિવૃત્ત થવું એ મૃત્યુ કરતાં પણ વધી જાય છે. અર્થાત્ મોત કરતાં પણ વધારે કઠણ કામ છે.

मार्दवंसर्वभूताना मनसूयाक्षमाधृतिः ॥९३॥
आयुष्याणिबुधाप्राहु मित्राणांचाविमानना ।

સર્વ ભૂતપ્રાણિયોઉપર કોમળ રહેવું, ઈર્ષ્યા ન કરવી, ક્ષમા રાખવી ધીરજ રાખવી, અને મિત્રનું અપમાન ન કરવું, એટલાં વાનાં આયુષ્યને આપનારાં છે. (આયુષ્ય વધારવાને ઈચ્છનારે એ ગુણ ગ્રહણ કરવા જોઈએ.)

अपनीतसुनीतेन योर्थंप्रत्यानिनीषते ॥९४॥
मतिमास्थायसुदृढां तदकापुरुषव्रतम् ।

અન્યાયથી નાશ કરેલા અર્થને નિશ્ચળ ચિત્તથી જે પાછો મેળવવાને ઈચ્છા કરવી એ સારા માણસની રીત છે.

आयत्यांप्रतिकारज्ञ स्तदात्वेदृढनिश्चयः ॥९५॥
अतीतेकार्यशेषज्ञो नरोर्थैर्नप्रहीयते ।

આવતા સમયમાં આવવવાનાં દુઃખને મટાડવાનો ઉપાય જે જાણેછે, તેવાં દુઃખના વખતમાં જે દૃઢ નિશ્ચય રાખે છે અને દુઃખનો સમય વીત્યા પછીનાં કર્તવ્યને જે જાણે છે તે અર્થથી છુટો પડતો નથી.

कर्मणामनसावाचा यदभिक्ष्णंनिषेवते ॥९६॥
तदेवापहरत्येनं तस्मात्कल्याणमाचरेत् ।

मन वाणी अने क्रियाथी जेनुं निरंतर सेवन करवामां आवतुं होय तेज पदार्थ सेवन करनारने हरी लेछे अर्थात् ते तेना मनने खेंची लेछे तेथी तेने ने तेनेज ते देखे छे. माटे जेथी कल्याण थाय एवी रीते वर्त्तवुं जोइए.

मंगलालंभनंयोगः श्रुतमुत्थानमार्जवं ॥९७॥
भूतिमेतानिकुर्वंति सतांचाभिक्ष्णदर्शनं ।

मंगळ पदार्थ (दही, दुर्वा, गायआदि) नो स्पर्श करवो ते, योग एटले सहाय करनारी संपत्ति, शास्त्रनुं श्रवण, उद्यम, दया, अने सत्पुरुषोना निरंतर दर्शनो ए सघळा समृद्धिने करे छे.

अनिर्वेदश्रियोमूलं लाभस्यचशुभस्यच ॥९८॥
महान्भवत्यनिर्विण्णः सुखंचात्यंतमश्नुते ।

---

## संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS)

### प्रकरण १.

(आधणुं पाने १०८ था)

'क्रीसस'ना राज्यना समयमा 'लीडिया' प्रान्त भवी रीतिए पूर्णताने पाम्यो हतो. तेना राज्यनो वैभव, द्रव्यकोष तथा देशमाहेना कळाकौशल्यादिथी थता पदार्थोनो असंख्य अने अद्भुत संग्रह, ए सर्व कोइने आश्चर्य उत्पन्न करावनारा हता. आथी 'क्रीसस'ना राज्यसुखनी कीर्ति चारे कोर प्रसरी रही हती. जे कोई तेना राज्यमा आवता ते तेनी समृद्धि जोई तेना सुखीपणानी स्तुति गायाविना रहेता नही. एक समये युनान देशमाहेना ते समयना प्रख्यात सात शाणा पुरुषोमाहेनो एक 'सोलन' नामनो पुरुष 'क्रीसस'ना दरबारमां आवी चढयो तेने 'क्रीससे' पोतानी सर्व राज्यसमृद्धि देखाडी अने पछी पुछ्युं के—'पृथ्वीमा कोइ खरो सुखी मनुष्य हशे?' तेना प्रत्युत्तरमा, आ विद्वान् तथा लक्ष्मीना

ચંચળ સ્વભાવના પરીક્ષક પુરૂષે કહ્યું કે:—'જ્યાંસુધી મનુષ્યનું મૃત્યુ થયું નથી ત્યાંસુધીમાં હું કોઈના સુખીપણાવિષે અભિપ્રાય આપતો નથી.' આ વાત સાંભળી સ્વપ્રશંસાપ્રિય અને અભિમાની 'ક્રીસસ' પોતાને સુખી કહેવડાવવાની ઇચ્છામાં નિષ્ફળ થયો. તેને 'સોલન'નું ઉપરનું સત્યસાર કહેલું રૂચ્યું નહીં, અને તેને હસી કાઢ્યો. આ પ્રસંગ પછી કેટલેક દિવસે ઈરાનના 'સાઈરસ' નામના રાજાએ 'લીડિયા' ઉપર ચઢાઈ કરી તે પ્રાન્ત તેણે જીતી લીધો. આ સમયે ઈરાની રાજ્યનો ધારો યુદ્ધમાં પકડાએલા રાજકીય બંદીવાનોને માટે એવો હતો કે તેઓને જીવતા સળગાવી દેવા. આ ધારા પ્રામણે 'ક્રીસસ'ને સળગાવી મુકવાનો ઠરાવ થયો. ચિતાઉપર ચઢતાં ચઢતાં 'ક્રીસસ'ને સોલનનાં વાક્યનું સ્મરણ થઈ આવ્યું અને પોતાના મિથ્યા હંકાર તથા લક્ષ્મીના જુઠા ભરોસા રાખવાપણાની મૂર્ખાઈ સમજાઈ આવી. તેને 'સોલન'નું નામ સ્મરણ એટલું તો ભક્તિભાવથી થઈ આવ્યું કે પોતાનું અભિમાન ગળી ગયું તથા સત્યસાર સમજાઈ આવતાં, તેના મુખમાંથી આકસ્મિક 'સોલન'! 'સોલન'! 'સોલન'! એવા શબ્દો મુખમાંથી ત્રણવાર બહાર નીકળી ગયા. આ સાંભળી 'સાઈરસ'ને વિસ્મય થયો. તેણે 'ક્રીસસ'ને ચિતાઉપરથી તરત હેઠો ઉતરાવી, પોતાપાસે બોલાવી ઉપર પ્રમાણેના તેના આતુર ઉદ્ગારનું કારણ પુછ્યું. ક્રીસસે આવિરોની પ્રથમ થએલી હકિકત અને તેનો તથા 'સોલન'ના વચ્ચે ચાલેલો સંવાદ અથથી તે ઇતિ સુધી કહી દેખાડયો; અને છેવટે કહ્યું કે, 'મને મારૂં અભિમાન નડતું હતું, અને સમૃદ્ધિનું સુખ ચપળછે એ સમજવામાં આવતું ન હતું. પણ આ સમયે તેનો મને જાત્યનુભવ થવાથી, સોલનનાં સારસિદ્ધ વાક્ય સમજવામાં આવ્યાં; અને તેટલાજ કારણથી તેના નામનું સ્મરણ ઊંચે સ્વરે થઈ ગયું. આ વાતથી 'સાઈરસ' ને પણ ઘણી અસર થઈ. તેણે 'ક્રીસસ' ને કેટલીક શિક્ષા ક્ષમા કરી પોતા પાસે રાખ્યો; અને તેના રાજ્યમાહેના એક પ્રાન્તનો તેને અધિકાર સોંપ્યો. વાહ! ધન્ય છે સુબોધરત્નના પ્રભાવને.

મરણની અણીપર આવેલ 'ક્રીસસ' એજ સ્તુત્યરત્નના પ્રતાપથી ખસી ગયો.

આ બધાં ઉપરથી આપણે પણ સાર ગ્રહણ કરવાનો છે કે, જો અન્ત્ય ક્ષણે પણ સત્સંગસાર જણાયો, તો તેમાંથી અમુલ્ય લાભ મળવાનોજ; અને તેજ અનાયાસે મળ્યા છતાં તેનો અનાદર કર્યો તો તેમાંથી દુઃસહ હાનિ થવાની. માટે સારાસાર ખેચી સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ એજ કલ્યાણનો નિશ્ચળ માર્ગ છે; અને તેટલાજ માટે આપણે આર્યલોકોને ઘટે છે કે, આપણે આપણા મન્વાદિ ધર્મશાસ્ત્રની નીતિસૂચક અને કલ્યાણકારક આજ્ઞાઓનો જેવી રીતિએ વર્તમાન કાળે અજ્ઞાનતાથી અનાદર કરી, અમર્યાદ થઈ આપણું અહિત કરીએ છિયે, તેમ નહીં કરતાં દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી પાછા ઠેકાણે આવી મૂળની શુભ સ્થિતિએ પહોચવા, તે શુભ આજ્ઞાઓ યથાર્થ દૃઢ આગ્રહથી માથે ધરી તે પ્રમાણે વર્તવું તથા બીજાઓનાં અજ્ઞાન તથા દુષ્ટ બોધથી આપણા મૂળ શુદ્ધ ધર્મ અને વેદોપનિષદ્‌ની હિત શિક્ષાનો તિરસ્કાર કરી દેખાદેખીથી સ્વધર્મભ્રષ્ટ થઈ સ્થિતિ વિનાના ગણાયા છિયે તે કલંકમાંથી નિસરી, આપણાં અમુલ્ય શાસ્ત્રોમાં શો સાર રહેલો છે તે શોધી તેની સ્તુતિ કરી દૃઢ રીતિએ ફરીને અંતઃકરણમાં કોતરી રાખવો, અને આર્યધર્મ ડુબતો જાય છે તેને ફરીને પ્રાણપ્રતિષ્ઠાથી સજીવન કરવો. કેમકે ધર્મ-થીજ સર્વ વાત છે. આપણો ધર્મ ગયો તેની સાથે આપણી સમૃદ્ધિ અને સુખ સર્વસ્વ ગયાં છે. માટે તેને પાછો લાવવો અને આપણે સુરક્ષિત થવું. કારણ કે 'धर्मो रक्षति रक्षितः' એ સત્ય વાક્ય છે. ધર્મ થકી જેનું રક્ષણ થએલ છે તેજ ખરો સુરક્ષિત છે. આ બધું જાણવાનું સાધન માત્ર સત્પુરુષ અને સચ્છાસ્ત્રનો સંગજ છે. પરંતુ તે પ્રાપ્ત થવા પ્રથમ જરા પરિશ્રમની અગત્ય છે; અને તે પરિશ્રમ યથાર્થ રીતિએ લેવાયો તો તે નિષ્ફળ જવાનો નથી. કેમકેઃ—

'उद्योगादानिवृत्तस्य सुसहायस्यधीमतः ।
छायेवानुगतातस्य निसर्गश्रीरनपायिनी' ॥

જે નિત્ય ઉદ્યોગ કરે છે અને જેને સારી (ઉત્તમ પુરૂષની સંગતિની) સહાયતા છે, અને જે જાતે બુદ્ધિમાન્ છે એવા પ્રકારના પુરૂષને કોઈ દિવસ ન ખૂટે એવી લક્ષ્મી છાયાની પેઠે અનુસરે છે.

## રોગોત્પત્તિનિદાન અને તેથી રાખવી જોઈતી સંભાળ.

कालार्थकर्मणांयोगा हीनमिथ्यातिमात्रकाः ।
सम्यग्योगश्चविज्ञेयो रोगारोग्यैककारणं ॥

કાળ, અર્થ અને કર્મના, હીન, મિથ્યા અને અતિમાત્ર યોગો રોગનું કારણ છે અને સરખો યોગ એ આરોગ્યનું કારણ છે.

શિયાળો, ઉનાળો અને ચોમાસું એ કાળ કહેવાય છે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ ભૂતના પાંચ વિષયો અર્થ કહેવાય છે; અને કાયા, વાણી અને મનની ચેષ્ટા તે ક્રિયા કહેવાય છે.

શિયાળો હોય તેમ છતાં ટાઢ થોડી પડે, ઉનાળો હોય તેમ છતાં તાપ થોડો પડે અને ચોમાસું હોય તેમ છતાં વરસાદ ઓછો પડે, તે તેનો હીનયોગ કહેવાય. શિયાળો હોય તેમ છતાં તેમાં તાપ પડે કે વરસાદ પડે, ઉનાળો હોય તેમ છતાં તેમાં ટાઢ પડે કે વરસાદ પડે અને ચોમાસું હોય તેમાં તાપ પડે કે ટાઢ પડે તે તેનો મિથ્યાયોગ કહેવાય. શિયાળામાં જેટલી જ્યાં ટાઢ પડવી જોઈએ તેથી વધારે પડે, ઉનાળામાં જેટલો જ્યાં જોઈએ તે કરતાં વધારે તાપ પડે અને ચોમાસામાં જેટલો જ્યાં વરસાદ જોઈએ તે કરતાં વધારે પડે તે તેનો અતિમાત્રયોગ કહેવાય.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ વિષયો ભોગવવાની વસ્તુ છે. કર્ણ ઈંદ્રિયને જેટલો અને જેવો શબ્દ સાંભળવો જોઈએ તેટલો ને તેવો નહિ સંભળાય, સ્પર્શ ઈંદ્રિયને સ્પર્શ જેટલો અને જેવો થવો જોઈએ તેટલો અને તેવો નહીં થાય, ચક્ષુ ઈંદ્રિયને રૂપ જેટલું અને જેવું દેખાવું જોઈએ તેટલું અને તેવું નહીં દેખાય, જીહ્વા ઈંદ્રિયને રસ જેટલો અને જેવો ચાખવો જોઈએ તેટલો અને તેવો નહીં

ચખાય અને ઘ્રાણ ઇંદ્રિયને જેટલો અને જેવો ગંધ લેવો જોઇએ તેટલો અને તેવો નહી લેવાય, તે, તે તે ઇંદ્રિયોની સાથે તે તે વિષયોનો હીનયોગ, થયો કેહેવાય, સંભળાવો ન જોઇએ તેવો કર્ણ ઇંદ્રિયને અપ્રિય શબ્દ સંભળાય, સ્પર્શ થવો ન જોઇએ તેવા અપ્રિય પદાર્થનો ત્વચા ઇંદ્રિયને સ્પર્શ થાય, દેખાવું ન જોઇએ એવું અપ્રિયરૂપ ચક્ષુ ઇંદ્રિયને દેખાય, ચાખવો ન જોઇએ તેવો અપ્રિય રસ જીહ્વા ઇંદ્રિયને ચાખવો પડે, અને સુંઘવો ન જોઇએ તેવો અપ્રિય ગંધ ઘ્રાણ ઇંદ્રિયને સુંઘાય, તો તે તે વિષયોનો તે તે ઇંદ્રિયોસાથે મિથ્યાયોગ કેહેવાય. પ્રિય ને હિત શબ્દ પણ અતિ સંભળાય, પ્રિય ને હિત સ્પર્શ પણ અતિ થાય, પ્રિય ને હિત રૂપ પણ અતિ જોવાય, પ્રિય ને હિત રસ પણ અતિ ચખાય, અને પ્રિય ને હિત ગંધ પણ અતિ સુંઘાય, તો, તે તે વિષયોનો તે તે ઇંદ્રિયોસાથે અતિમાત્રયોગ કેહેવાય. શરીરના કામમા, થવી જોઇએ તેથી, થોડી પ્રવૃત્તિ થાય, વાણીના કામમા થવી જોઇએ તેથી થોડી પ્રવૃત્તિ થાય અને મનના કામમા થવી જોઇએ તેથી થોડી પ્રવૃત્તિ થાય, તો, તે તે કર્મનો હીનયોગ કેહેવાય. શરીરનું કોઇ પણ કામ ચાલતુ હોય તેનો વેગ એકદમ અટકાવી દેવો, અથવા, કરવી જોઇએ તેથી કાઇ ઉલટી ક્રિયા થાય, વાણીથી જે પ્રમાણે બોલવુ જોઇએ તેથી કંઇ ઉલટું બોલાય અથવા ખાતા ખાતા કે પીતા પીતા બોલાય અને મનમા રાગ-દ્વેષ આદિક થાય, એ શરીર વાણી અને મનનો મિથ્યાયોગ કેહેવાય. શરીરની શક્તિ ઉપરાંત શરીરની ક્રિયા કર્યા કરવી, વાણીની શક્તિ ઉપરાંત વધારે બોલ્યા કે હસ્યા કરવું, અને મનની શક્તિ ઉપરાંત વિચાર કે મનન કરવું ઇત્યાદિ શરીર વાણી અને મનનો અતિમાત્ર યોગ કેહેવાય.

આ પ્રમાણે જેટલા હીન મિથ્યા અને અતિમાત્ર યોગો છે તે બધા ઉપરનામા સમાઇ જાય છે. આમને આમ રજોગુણ, તમોગુણ, અને સત્વગુણના પણ તેવા યોગો કલ્પી શકાય છે. કામ, ક્રોધ, મોહ, લોભ, મદ ને મત્સરના પણ તેવા યોગ કલ્પી શકાય છે, અને

તેનો પ્રસંગ પ્રમાણે અભિપ્રાય લેવાય છે. દરેક ગુણમાં કે દોષમાં હીન મિથ્યા અને અતિમાત્ર યોગ થાય છે, અને થાય છે ત્યારે તેવાં તેવાં ફળ તે દેખાડે છે. સઘળા કાળ અર્થ અને કર્મના હીન મિથ્યા અને અતિમાત્રયોગથી સર્વ પ્રાણીને રોગ ઉત્પન્ન થાય છે. પણ જો સઘળાનો યોગ સરખો હોય તો રોગ થતો નથી. આવી સંભાળ રાખવી એ ઘણું સૂક્ષ્મબુદ્ધિનું કામ છે. દરેક કામમાં, દરેક વિચારમાં અને ક્ષણે ક્ષણે હીન મિથ્યા અને અતિમાત્ર પ્રાપ્ત થાય છે તે સમજવા જોઈએ. કોઈ પણ હીન મિથ્યા કે અતિ માત્ર યોગ પોતાની શક્તિના પ્રમાણમાં કોઈ પણ રોગને ઉત્પન્ન કરે છે. રોગ અનેક જાતિના છે પણ આધિ વ્યાધિ, અને ઉપાધિ એ મુખ્ય ત્રણ મોટા ભેદ છે. એ ત્રણમાં પછી જુદા જુદા ઘણા રોગો છે. જો સમાન યોગ સર્વનો હોય તો રોગ થવાનું કશું કારણ નથી. કાળના હીન મિથ્યા અને અતિમાત્ર યોગ શિવાય બાકીના જે છે તે આપણને સ્વાધીન છે, કેમકે કાળ આપણને સ્વાધીન નથી પણ શરીરની અને મનની ક્રિયા આપણને સ્વાધીન છે; માટે આપણે હીન મિથ્યા કે અતિમાત્ર યોગ થવાજ દેવો નહિ. કેટલાક મનુષ્યના સ્વાભાવિક સદ્ગુણો હોયછે તેનો હીન અને મિથ્યા યોગજ હાનિકારક છે, બાકી અતિમાત્ર કે સમાન યોગ તેનો હાનિકારક થતો નથી. તેમજ જે દોષો છે તેનો મિથ્યા અતિમાત્ર કે સમાન યોગ સારો કહેવાય નહીં; તેનો તો હીનયોગજ સારૂં ફળ આપે છે. આમ દરેક વિષયમાં સૂક્ષ્મ દષ્ટિથી જોવાનું છે.

આધિ એટલે મનમાંનો રોગ, વ્યાધિ એટલે શરીરનો રોગ અને ઉપાધિ એટલે બહારથી આપત્તિ આવી પડે તે, કોઈ પણ જાતના હીનયોગથી, મિથ્યાયોગથી કે અતિમાત્ર યોગથીજ ઉત્પન્ન થાય છે. અહીં ઉપરના શ્લોકમાં કાલનો અર્થનો અને કર્મનો, હીનયોગ મિથ્યાયોગ અને અતિમાત્રયોગ જે દર્શાવેલ છે તે આધિ અને વ્યાધિને માટે મુખ્ય જણાય છે, પણ ઉપાધિમાટે લેખિયે તો લેખાય.

*રોગ થવો એટલે વાત પિત્ત અને કફ એ ત્રણ દોષ જે ગર્ભ બંધાય છે ત્યારથીજ શરીરમાં પ્રવેશ કરી રહ્યા છે તે દોષ વિષમ થઈ જાય છે. જેવું પોતાનું સ્વરૂપ કે સ્થિતિ હોય તેથી વધારે-ઘટાડે કે તીક્ષ્ણ-મંદ થઈ જવું તે વિષમપણું કહેવાય. એ વિષમપણું પામેલાં વાત, પિત્ત ને કફ એ ત્રણ દોષ શરીરમાં અનેક વ્યાધિ ઉત્પન્ન કરે છે. એક દોષ કોપવાથી જે વ્યાધિ થાય છે તે સેહેજ મટી શકે છે, પણ બે કે ત્રણ દોષથી થનારો વ્યાધિ મટવો કઠણ પડે છે, અને તેમ થવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષનાં સાધનરૂપ ઉત્તમ મનુષ્યશરીરનો નાશ કરે છે. માટે વાત પિત્ત કે કફ વિષમપણું પામે નહીં તેમ કરવું અને તેમ કરવામાં એક એજ સાધન છે કે કોઈ પણ જાતનો અર્થમાં ને કર્મમાં, હીનયોગ મિથ્યાયોગ કે અતિમાત્રયોગ થવા દેવો નહિ.

કોઈ કેહેશે કે શું બીજા કોઈ પ્રકારે રોગ ઉત્પન્ન નથી થતા, તો તેનો ઉત્તર એવો છે કે બીજા પ્રકારે પણ રોગ થાય છે એવો લેખ છે.

अत्यंबुपानाद्विषमाशनाच्च दिवाशयाज्जागरणाच्च रात्रौ ।

संरोधनान्मुत्रपुरीषयोश्चषड्भिः प्रकारैः प्रभवंति रोगाः ॥

(બહુ) પાણી પીવાથી, જેવું જોઈએ તેવું અન્ન નહિ ખાવાથી, દિવસે સૂવાથી, રાત્રિએ જાગવાથી મળમૂત્રનો રોધ કરવાથી, એમ છ પ્રકારથી રોગ ઉપજે છે.

આ છ પ્રકાર રોગના કહ્યા તે પણ કોઈ પણ જાતિના હીન મિથ્યા અને અતિમાત્ર યોગ છે એમ નિશ્ચય થાય છે. અતિ પાણી પીવું એ શરીરની તરસ નિવૃત્ત કરવાની ક્રિયાનો અતિયોગ થયો કહિયે તો ચાલે. વિષમાશન એ ભૂખ મટાડવાની શરીરની ક્રિયાનો મિથ્યા યોગ થયો કહિયે તો ચાલે. દિવસે સૂવું એ જાગૃત અવસ્થાની શરીરની ક્રિયાનો મિથ્યાયોગ કહિયે તો ચાલે. રાત્રિએ જાગવું એ

* રોગ આગંતુક અને નિજ એમ બે પ્રકારના પણ કેહેવાય. વાત પિત્ત ને કફથી થનારા નિજ રોગ કેહેવાય ને બહારનાં કારણોથી થનારા આગંતુક કેહેવાય.

શરીર ઇંદ્રિય અને મનને સુખ આપનારી શરીરની ક્રિયા ઊંધીનો મિથ્યાયોગ કહિયે તો ચાલે: મળમૂત્રનો રોધ કરવો એ શરીરને નીરોગી રાખનાર મળત્યાગની ક્રિયાનો મિથ્યાયોગ કહિયે તો ચાલે, આમ હીનયોગ મિથ્યાયોગ કે અતિમાત્ર યોગ સર્વત્ર થાય છે તેથીજ રોગ ઉત્પન્ન થાય છે. કોઈ પણ જાતનો રોગ થયો તો પછી કોઈ પણ જાતનું સુખ હોયજ નહીં.

શરીરની સઘળી ક્રિયાઓને નાશ કરનારા, માંસને સૂકવી નાખનારા, લોહીને સૂકવી નાખનારા, ઇંદ્રિયોની સર્વે શક્તિયોને હરી લેનારા, અંગે અંગમાં પીડા ઉત્પન્ન કરનારા, ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સંપાદન કરવામાં પરિપૂર્ણ વિઘ્ન કરનારા, સ્ત્રી-પુત્ર પરિવાર અને સ્નેહિયો ઉપર અપ્રીતિ કરાવનારા અને રાક્ષસ કરતાં પણ મોટા નિર્દય રોગરૂપ શત્રુઓ જ્યારે માણસોના પ્રાણ હરી લેવાને તૈયાર થાય છે ત્યારે પછી તે માણસો બીચારાં પોતાનું રક્ષણ ક્યાંથી કરી શકે ? ન કરી શકે તે વાત સ્પષ્ટ કરિયે. પણ તેજ રોગને શમાવવાનાં સાધનો જો સજ્જ રાખ્યાં હોય તો તે રોગો પાસે પણ

કરવી. અમને તો નિશ્ચય છે કે અર્થ એટલે શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધનો, તથા કર્મનો એટલે કાયાં વાણી ને મનની ચેષ્ટાનો, જે હીનયોગ મિથ્યાયોગ કે અતિમાત્રયોગ થવા દેતા નથી, તેને કાળનો હીનયોગ મિથ્યાયોગ કે અતિમાત્રયોગ કંઈ પણ ભેરાવર નુકશાન કરી શકતો નથી. જેઓ અર્થમાં કે કર્મનો હીન મિથ્યા ને અતિમાત્રયોગ થવા દેતા નથી તે સાધારણ નહીં પણ મહાન્ યોગિયો જેવા સમજવા. એવાઓનાં શરીર સદૈવ નિરોગી રહે છે; વિચાર શક્તિ ઉંચ્ય રહે છે, અને બુદ્ધિ સૂક્ષ્મ રહે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંપાદન કરવાનાં સાધનો એવા પુરૂષોને હાથમાંજ છે. હાલમાં અર્થનો અને કર્મનો હીન મિથ્યા અને અતિમાત્રયોગ હાથમાં છે તો પણ તેને ન થવા દે તેવા પુરૂષો મળવા કઠણ છે. આજ તો જ્યાં ત્યાં કોઈ કાળના હીનયોગથી, મિથ્યાયોગથી કે અતિમાત્રયોગથી પીડાતા; અર્થના હીનયોગથી, મિથ્યાયોગથી કે અતિમાત્રયોગથી પીડાતા; તથા કર્મના હીનયોગથી, મિથ્યાયોગથી કે અતિમાત્રયોગથી ક્લેશ પામતા દ્રષ્ટિયે પડે છે. માટે એવાઓને અમારી ભલામણ છે કે કોઈ પણ અર્થનો હીનયોગ મિથ્યાયોગ કે અતિમાત્રયોગ જે સદાય રોગ ઉત્પન્ન કરે છે તે થવા દેવો નહીં; અને શરીરને નિરોગી રાખી તથા મનને મજબૂત રાખી ઉત્તમોત્તમ કાર્યમાં પ્રવૃત્તિ કરવી કે જેથી ઉપરના યોગોથી રોગી થઈને મરવર શરીર ધારણ કરી મહા કષ્ટ ભોગવવું પડે નહીં.

---

## स्वार्थी कोण नथी?

शार्दूलविक्रीडित.

જાતે જંગલમાં વસે, જનનમથી કાંતો કરી નોકરી,
દોડે દેશવિદેશ લાભ મળવા કોટી ઉપાયો કરી;
ઊંધું મોસિવણું કરી ધન લઈ પાછો વળે પ્રેમથી,
આ સંસાર અસારમાં અરરરે કો કોણ સ્વાર્થી નથી?

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



---

### શાર્દૂલવિક્રીડિત.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### વેદધર્મસભાને બક્ષીસ.

રા. રા. વૈદ્ય પ્રભુરામ જીવનરામ તરફથી તેના ચિરંજીવી શુકદે વિ. પ્રભુરામનાં વહુ સૌભાગ્યવતી જયાકુંવરના સીમંતોત્સવની ખુશાલીમાં રૂ. ૫ વેદ ધર્મસભાને બક્ષીસ દાખલ મળ્યા છે તે માનસાથે કબુલ કરીએછીએ.

વિ. પ્ર. વૈદ્ય.

---

### સૂચના.

સભાના તંત્રી એક માસની રજા ઉપર ગયા છે જેથી ...ણીની ... આ વખતે મુકી નથી તેથી આવતા માસમાં મુકવામાં ... આવશે. કેટ... પુસ્તકો પણ મળ્યાં છે તેની પણ પો... કેફ આવતા અંકમાં આપવામાં આ...

વિ. પ્ર. વૈદ્ય.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું. વૈશાખ, સંવત્ ૧૯૩૯. અંક ૭ મો.


॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

नलिनीदलगतजलवत्तरलं तद्वज्जीवनमतिशयचपलं
क्षणमपिसज्जनसंगतिरेका भवतिभवार्णवतरणेनौका* ॥६॥

કમળનાં પાનમાં પડેલું પાણીનું ટીપું જેવું મનોહર છે અને જેવું તે ચપલ એટલે ક્ષણવારમાં નાશ થઈ જનારૂં છે, તેની પેઠે જીવન પણ મનોહર છે અને ઘણુંજ ચંચળગતિનું અર્થાત્ ક્ષણમાં નાશ થઈ જનારૂં છે; માટે ક્ષણવાર પણ જો સત્પુરૂષોની સંગતિ થઈ હોય, તો તે સંગતિ સંસારરૂપ સમુદ્રને તરી જવામાં વહાણરૂપ થાય છે.

મીઠાં પાણીના તળાવોમાં કાંઠાની નજીકમાં કમળો ઉત્પન્ન થાય છે. એ કમળનાં પાનમાં વખતે તળાવનું કે આકળનું પાણી પડે છે. તેનો લેશભાગ તે પાનમાં રહિ જવાથી જેવો કોઈ મોતીનો દાણો હોય તેવી તેની આકૃતિ અને સ્વચ્છ શુદ્ધ સ્ફાટિકમણિ હોય, તેવો તેનો રંગ દેખાય છે અને તેથીજ તે મનમાં અતિ પ્રિય લાગે છે. સાચાં મોતી જેવું તેમ સ્ફાટિકમણિ જેવું તે પાણીનું ટીપું દેખવા માત્ર છે, પણ પરિણામે ક્ષણવારમાં તેને પાનઉપરથી ખરી પડતાં વાર લાગતી નથી. સુંદર દેખાતાં ફટકીયાં (ભીણીયાં) મોતીને તો કંઈપણ ફૂટતાં વાર લાગે, પણ પાણીનાં મોતીને તો કંઈ પણ વાર લાગતી નથી.

---

* તેના ભાવનો હરિગીત છંદ.

જેવું મનોહર છે પડેલું જલ કમલનાં પાનમાં,
તેવું મનોહર અતિ ચપળ જીવન સમજવું સાનમાં;
ક્ષણવાર પણ જો સજ્જનોનો સંગ લેશ કરાય છે,
તે એક ભવસાગર ઉતરવા વાહણરૂપે થાય છે.

માહિતિ મળી શકતી નથી. પાણીના ટીપાંને નાશ થવાનો સંભવ છે તે જાણીયે છિયે, પરંતુ તેના કરતાં પણ જેનો ઓછો ભરોસા રાખવો જોઇએ એવાં જીવનના સંબંધમાં કશું આપણે જાણતા નથી. જ્યારે જ્યારે આપણે જેને સોણામાં માથું દુખવાનો પણ સંબંધ ન હોય તેવાં માણસને આંખ વીંચીને ઉઘાડિયે તેથી પણ થોડા વખતમાં જીવનથી વિખુટા પડેલા જોઇએ છિયે, ત્યારે ક્ષણવાર આપણને વૈરાગ્ય ઉત્પન્ન થઈ તેના ચંચળપણાં (ક્ષણમાં નાશ થઈ જવાપણું) નો અનુભવ થાય છે. પણ આ વાત આપણે પાછી વ્યવહારમાં પડી જઈએ છિયે ત્યારે ભૂલી જઈએ છિયે અને બળદ જેમ ગાડીનું ધોસરૂં ઉપાડી તેને ખેડ્યા કરે છે, તેમ આપણે વ્યવહારનું ધોસરૂં ઉપાડી તેને શક્તિ પ્રમાણે ખેડિયે છિયે. આપણું જીવન તુટી જશે તો આપણે શું કરશું, શું કર્યું છે અને શું કરવાનું છે, એ વિચાર બીલકુલ સૂજતો નથી. ઈશ્વરે વિચારવા અંતઃકરણ આપ્યું છે તેમ છતાં સારાસારનો વિચાર ન થાય ને જીવન વ્યર્થ ચાલ્યું જાય તો પછી અનેક દુઃખ ભોગવવાને યોગ્ય થઈએ એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. સિંહના મોઢામાં હરણ પડ્યું હોય, બીલાડીના મોઢામાં ઉંદર પડેલો હોય અને ગરૂડની ચાંચમાં સર્પ આવેલો હોય ને તેનું જીવન જેમ સંદેહ ભરેલુંછે, તેમ માણસ આદિ સર્વે પ્રાણિયો કાળના મોઢામાં પડેલા હોવાથી તેનું જીવન સંદેહ ભરેલું છે. આયુષ્યનો નાશ એજ જીવનનો નાશ કેહેવાય. જીવનની હયાતી માટે જોકે કશો પણ ભરોસો નથી, તોપણ તે જો વધારે સમય સુધી ભોગવાઇને તેમાં કોઈ કલ્યાણ કરનારાં કામ શરીરથી, વાણીથી કે મનથી કરી શકાય, તો તે અતિ વખાણવા યોગ્ય અને હજારો હીરાની કીંમતને પણ હઠાવે તેવું કીમતી છે. એ જીવનના જોરથીજ આ અપવિત્ર દેહ પવિત્ર કેહેવાય છે. ગયેલું જીવન પછીથી કરોડો સત્કર્મ કરવામાં આવે કે સોનામોરોના ભરેલા ભંડારો ખરચવામાં આવે તો પણ પાછું મળતુંજ નથી. એ જીવનના ગુણમાં પણ પાર નથી તેમ તેના અવગુણમાં પણ પાર નથી. પણ એ ચંચળ જીવન ભોગવવાને આપણે પાત્ર થયા હોઈએ તો તે એવી રીતે ભોગવવું કે જેથી

એ જીવન સફળ કેહેવાય અને કોઈ પણ કાળે અનેક સંસાર સંબંધી દુઃખના પાત્ર ન થવાય. ક્ષણવાર પણ સજ્જન જનોની સંગતિ જો એવાં જીવનના વખતમાં થાય, તો તે ક્ષણ પણ એવો ઉત્તમ થાય છે કે આ સંસારરૂપ સાગર તરવામાં તે વહાણરૂપ બને છે. કીડાથી માંડીને મનુષ્ય પર્યંત અનેક અવતારો છે. એ અવતારો કર્મના યોગે લેવા પડે છે. પ્રારબ્ધયોગથી મનુષ્યજન્મ મળે છે, એ જન્મ જો જાણ્યાવિના જતો રહ્યો તો પાછા ચોરાશી લક્ષ અવતારનાં અસહ્ય દુઃખો ભોગવવાં પડે છે. આટલા માટે જીવિતને સફળ કરવા સત્પુરૂષની સંગતિ કરવી કહી છે. ઉપરથી આછાં સ્વચ્છ વસ્ત્ર પેહેરતા હોય, પ્રતિક્ષણે મુછ મરોડતા હોય, સુવર્ણાદિકનાં અનેક આભૂષણો ઘાલતા હોય, ચાખડિયો ઉપર ચડીને ચાલતા હોય, પ્રારબ્ધયોગથી લક્ષ્મીથી થનારાં સુખનો આનંદ લેતા હોય, કદી ઉદારતા દેખાડવા દાન પણ દેતા હોય, મીઠા મીઠા પ્રસાદ લેતા હોય, માણસોનાં મનને ગમે તેવી વિવિધ વાતો કેહેતા હોય, નિર્જન જગ્યામાં કે પવિત્ર સ્થળમાં રેહેતા હોય, મનુષ્યમાં મોટું માન મેળવતા હોય, ચસ્માં ચડાવતા હોય, મનગમતા મોવાળા રાખતા હોય, વિચિત્ર પ્રકારના વેશ પેરતા હોય, છડી અને છત્રી સાથે રાખતા હોય, ઉચ્ચાં આસન ઉપર બેસીને રાગડા તાણતા હોય, ભાષણ ભણી જતા હોય, મોટા નાતવરા કરતા હોય, ફૂલેકાં ચડાવતા હોય, ભેળા મળી ચહા પીતા હોય કે રાખ ચોળી જંગલમાં જઈ બેસતા હોય એવા પુરૂષો સત્પુરૂષની ગણનામાં હોય એમ વિશ્વાસ રાખી શકાતો નથી. સત્પુરૂષની ઉપરથી આછાઈ જોવાની નથી, પણ તેનાં અંતઃકરણની નિર્મળતા ને સદ્ગુણ જોવાના છે. સત્પુરૂષોના પવિત્ર ગુણો તેનાં ઉપરનાં બેડોળપણાને કે સહજમલિનપણાને અત્યંત શોભા આપે છે. સત્પુરૂષો પરને થતી પીડા પોતે સહન કરી શકતા નથી, બીજાનાં દુઃખ દેખી દિલમાં બહુ દુખાય છે, કોઈપર તે કરડી નજર કરતા નથી, દયા દ્રષ્ટિથી સર્વ ઉપર જુવે છે, શક્તિ પ્રમાણે સર્વના સારામાંજ પોતાનાં તન, મન અને ધન વાપરે છે,[1]

---

[1] परोपकारायसतांविभूतयः સત્પુરૂષની વિભૂતિ પરોપકાર માટે છે.

સર્વને સારે માર્ગે ચ્હાવે છે, ઇશ્વરમાં એક લક્ષ રાખે છે, સત્કર્મ નિરંતર કર્યા કરે છે, કામને કોરે કરે છે, ક્રોધને ધકેલી મેલે છે, લોભને ભગાડી મેલે છે, મદને દૂર કરે છે, મત્સરનું મોહું જોતા નથી, આશાને એકકોરે રાખે છે, તૃષ્ણાને તરછોડી મેલે છે, સંતોષથી સંપ રાખે છે, વૈરાગ્યથી વેહેવાર રાખે છે, વિવેકને વેગળો કરતા નથી, ક્ષમાને માન આપે છે, દયાને દિલમાં રાખે છે, શાંતિનો શણગાર ધરે છે, તિતિક્ષામાં તત્પર રહે છે, પુણ્ય ને પરોપકારમાં અપૂર્વ પ્રીતિ રાખે છે, નીતિમાર્ગમાં ચાલ્યા જાય છે, મનને સ્વાધીન રાખે છે, ઇંદ્રિયોને આધીન થતા નથી, સંસારનાં માની લીધેલાં ક્ષણિક સુખમાં સુખ લેખતા નથી, વિષયોને વિષ સરખા જાણે છે, વ્યવહાર અને પરમાર્થમાં બંધન ન કરે એવા બોધ લે છે ને આપે છે, સર્વ પ્રાણીને પોતા સમાન લેખે છે, શરીરનું ક્ષણભંગુરપણું જાણે છે, કાળની ઉતાવળી ગતિને ઓળખે છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થને અનુક્રમે સિદ્ધ કરે છે, ઇશ્વરનાં સ્વરૂપને ઓળખી લે છે, સંપત્તિ મળે તો તેથી હરખાતા નથી, વિપત્તિ પડે તો તેથી પીડાતા નથી, ઉદાસી રહે તો પણ જગતનાં કલ્યાણનાં સાધનો ઉપર ઉદાસી રેહેતા નથી અને ટુકામાં કહિયે તો સર્વ સદ્ગુણોના ધામરૂપ, સર્વ પુણ્યના પાત્રરૂપ અને સર્વ જગતને સન્માર્ગે ચ્હાવનાર ને સુખ આપનાર સત્પુરૂપ છે. આવા પુરૂષો ઘેર ઘેર બારણે મળવા કે પ્રસિદ્ધિમાં આવવા કઠણ છે. જો સત્પુરૂષોની સંખ્યા અસંખ્ય થતિ હોય, તો આજે દુનિયાંમાં આટલો દુરાચાર, આટલી દુષ્ટતા, આટલું ક્રૂરપણું અને આવું કપટપણું પ્રસરી જવાનો સંભવ રખાયજ નહિ. ભૂમંડળનાં ભૂષણરૂપ સત્પુરૂષો ઘણાજ થોડા છે, એ અભિપ્રાયથી એક અનુભવી કહે છે કે;—

येजातेव्यसनेनिराकुलधियःसंपत्सुनाऽप्युन्नताः ।
प्राप्तेनैवपराङ्मुखाःप्रणयिनिप्राणप्रयोगैरपि ॥
न्हीमंतःस्वगुणप्रकाशनविधावन्यस्तुतौपंडिता ।
स्तेभूमंडलमंडनैकतिलकाःसंतःकियंतोजनाः ॥

કોઈ-મહાસંકટ આવી પડે તો જેની બુદ્ધિ આકુળવ્યાકુળ થતી નથી, સંપત્તિ આવી પડે તો જે મદોન્મત્ત થઈ જતા નથી, કોઈ સ્નેહી આવે તો પ્રાણ આપવા સુધીનાં કામમાં પણ જે પાછો પગ દેતા નથી, પોતાના ગુણ પ્રકાશ કરવામાં જે લાજ પામે છે અને પારકા ગુણ ગાવામાં જે મહાપંડિત બને છે, તે ભૂમંડળના મુખ્ય ઘરેણારૂપ સત્પુરૂષો કેટલાક છે! અર્થાત્ તેવા પુરૂષો ઘણા નથી.

આ મહાપ્રપંચથી ભરેલાં જગત્‌માં મહાન્ પુરૂષો થોડા છે, એ વાત નિઃસંદેહ છે તથાપિ એ થોડા પુરૂષો પણ મનુષ્યોને ઘણો લાભ કરે છે. કોઈ અનુભવી સત્સંગી સત્પુરૂષને વખાણે છે કે,—

येदीनेषुदयालवःस्पृशतियानल्पोपिनश्रीमदो ।
व्यग्रायेचपरोपकारकरणेहृष्यंतियेयाचिताः ॥
स्वस्थाःसंतिचयौवनोन्मदमहाव्याधिप्रकोपेपिये ।
तैस्तंभैवरिवसुस्थिरैःक्लिभरक्रांताधराधार्यते ॥

જે દીન પ્રાણીઉપર દયાળુ છે, જેને જરાપણ લક્ષ્મીનો મદ સ્પર્શ કરતો નથી, જે બીજાનો ઉપકાર કરવા માટે અતિ ચંચળ છે, જેની પાસે યાચના કરી હોય તો રાજી થાય છે અને જે જુવાનીરૂપ છકેલો મોટો વ્યાધિ કોપ્યા છતાં પણ સ્વસ્થ રહે છે, તે અચળ સ્થંભ જેવા સત્પુરૂષોથીજ મોટા ભારથી પીડાએલી પૃથ્વી ધારણ કરાય છે. અર્થાત્ આવા પુરૂષોના આધારેજ આ પૃથ્વી રહી છે.

સત્પુરૂષોને આધારે પૃથ્વી રહે છે એમાં નવું ગંભીરતા ભરેલું છે, કેમકે દુનિયામાં દુરાચાર, દુરાગ્રહ અને દુઃસ્વભાવ પૃથ્વીને ઉથલપાથલ કરી નાખે તેટલાં ભરેલાં છે, પણ સત્પુરૂષોના બોધની અને સત્સંગનાં પ્રમાણમાં થોડી અસર પણ પૃથ્વીને ઉથલપાથલ થતી અટકાવે છે. અર્થાત્ સત્પુરૂષોના પ્રતાપેજ લોકો કેટલાક સદ્ગુણી અને સૌજન્ય ભરેલા ક્યાંઈ ક્યાંઈ જોવામાં આવે છે.

જેઓ ઘણા ભાગ્યશાળી હોય અને જેઓએ પૂર્વે કંઈ સુકૃત કરેલું હોય તેવાઓનેજ સત્પુરૂષનો સત્સંગ થાય છે. જેઓ દુર્ભાગ્ય હોય ને પૂર્વે કંઈ સુકૃત ન કર્યું હોય તેમને પેહેલાંથી સત્પુરૂષોનો

સંગ થવોજ બહુ કઠણ છે, એ વાત અનુભવસિદ્ધ છે. આવા પુરૂષો પ્રણ પોતાનાં ભલાંને માટે અનેક ઉપાયો નિષ્પક્ષપાતપણે કરે છે, પણ તેઓ પોતાના આ ઉત્તમ કૃત્યમાં જોઇએ તેવા પાર પડી શકતા નથી એ ઘણી દિલગીરીની વાત છે. સત્પુરૂષોની પંક્તિમાં અમે છિયે એવું ધારીને કેટલાક લક્ષ્મીના મદથી મદેલા, કેટલાક જુવાનીના મદથી મદેલા અને કેટલાક માણસોના મદથી મદેલા બુદ્ધિનાં બારદાન પુરૂષો અભિમાનનો અગણિત ભાર માથે ઉપાડી આમતેમ આથડે છે. એવા લોકો ભલે પોતાના મનમાં માની બેસે, પરંતુ સત્પુરૂષના જેવું થવું એ દેવતાઓથી પણ બનતું નથી તો મનુષ્ય તે કોણમાત્ર છે? તરવારની ધારઉપર કે અગ્નિની જ્વાળામાં સુવું એ કઠણ છાતીવાળાને કદિ સેહેલું છે, પણ સત્પુરૂષના જેવા આચરણથી વર્ત્તવું એ કોઇ દિવસ પણ સેહેલું નથી. સત્પુરૂષનાં સદાચરણની ગંભીરતા જોઇ આશ્ચર્ય પામેલા શ્રીભર્તૃહરિ વર્ણવે છે કેઃ—

'प्रियान्याय्यावृत्तिर्मलिनमसुभंगेप्यसुकरं ।
त्वसंतोनाभ्यर्थ्याःसुहृदपिनयाच्यःकृशधनः ॥
विपद्युच्चैस्थेयंपदमनुविधेयंचमहतां ।
सतांकेनोद्दिष्टंविषममसिधाराव्रतमिदं' ॥

ન્યાયની રીતે વર્ત્તવું એ પ્રિય લાગવું, પ્રાણ જતા હોય તો પણ નઠારૂં કામ કરવું એ પાપરૂપ જાણવું, અસત્પુરૂષો પાસે અને નિર્ધન એવા સગા કે સંબંધી પાસે યાચના ન કરવી, વિપત્તિનેવિષે ઊંચા પ્રકારથી રહેવું અને મોટા મોટા પુરૂષો જે માર્ગે ચાલ્યા હોય, તે માર્ગને અનુસરીને ચાલવું, એવી રીતે આ અતિકઠણ તરવારની ધાર જેવું તીખું વ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યું હશે.°

આપણે વિચારિયે તો જાણિ શકીયે કે ખરેખરજ જે આચરણો અહીં લખ્યાં છે, તે તરવારની ધાર જેવાં કઠણ છે, કેમકે આજે ખરેખરી ન્યાયની રીતિયે વર્ત્તવાનું પ્રિય માનનારા, પ્રાણ જતા હોય તો

° અર્થાત્ પુરૂષો સ્વભાવથીજ એવા સદાચરણવાળા થાય છે, એટલે એમને બીજો કોણ ઉપદેશ કરનાર સંભવે? કોઇ પણ સંભવે નહીં.

પણ નઠારૂં કામ કરવામાં પાપબુદ્ધિ બાંધનારા અને વિપત્તિમાં ઉંચી સ્થિતિમાં રહેનારા તથા મોટા પુરૂષો જે સારે માર્ગે ચાલ્યા હોય, તે સારે માર્ગે ચાલનારા આ પૃથ્વીપર કેટલાક છે? હશે તો માત્ર આંગળિએ ગણીયે તેટલાજ. જો સત્પુરૂષનાં આચરણ સેહેલાં હોય, તો આટલી થોડી સંખ્યા સંભવેજ નહીં. સ્વાભાવિક નીચી ગતિવાળું પાણી ઢોળેથી નેવેજ આવવું જોઇએ, એ પાણીને મોભે ચડાવવામાં પાર પડવું જેમ મુશકેલ છે, તેમ સ્વાભાવિક રીતે નીચે માર્ગે ચાલનારા જગતના સઘળા લોકોને સત્પુરૂષનાં વ્રતરૂપ ઊંચે માર્ગે ચડાવવામાં પાર પડવું એથી મુશકેલ બીજું કાંઇ નથી.

સત્પુરૂષના વ્રતવિષે એટલું બોલીને નથી અટક્યા. બીજા શ્લોકમાં પણ ભર્તૃહરિ કહે છે કેઃ—

प्रदानंप्रच्छन्नंगृहमुपगतेसंभ्रमविधिः ।
प्रियंकृत्वामौनंसदसिकथनंनाप्युपकृतेः ॥
अनुत्सेकोलक्ष्म्यांनिरभिभवसाराःपरकथाः ।
सतांकेनोद्दिष्टंविषममसिधाराव्रतमिदं ॥

છાની રીતે દાન[1] આપવું, કોઇ ઘેર આવે તો તેને, જેમ કોઇ ન આવે એવું માણસ ઘેર આવ્યું હોય તેવાં આશ્ચર્યસહિત સત્કાર કરવો, કોઇનું સારૂં કર્યું હોય તો પણ તે કહી દેખાડવું નહિ, કોઇ ઉપર ઉપકાર કર્યો હોય તો તે સભાના મધ્યમાં કહી દેવો નહિ, લક્ષ્મી હોય તે છતાં મદોન્મત્ત ન થઇ જવું, બીજાને કોઇ રીતે હાનિ ન થાય તે રીતે બીજાની વાત કરવી ઇત્યાદિ. આ અતિકઠણ તરવારની ધાર જેવું તીક્ષ્ણ વ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યું હશે?

આ ઉપરથી અને આવાં બીજા ઘણાં પ્રમાણિક પ્રમાણો ઉપરથી આપણે નકી જાણીને અનુભવી શકીયે છિયે કે સત્પુરૂષના જેવા સદાચરણી થવું એ બહુ દુર્લભ વાત છે; કેમકે એ તો જગત્માં પ્રત્યક્ષ અનુભવમાં આવ્યું છે કે પોતાને કાંઇ પણ દાન આપવું

૧ દાન અનેક પ્રકારનાં છે ને તે સઘળાં પુરૂષોથી અપાય છે.

હોય તો દસ પાંચ માણસો ભેળા કરીને આપે એવા અને પોતાનાં વખાણ કરાવે એવા, ઘેર કોઈ માણસ આવ્યું હોય તેનું સન્માન કરે એવા, કાંઈ કોઈનું પ્રિય કરાઈ ગયું હોય તો જેનું પ્રિય કર્યું હોય તેને ને બીજા સામાજને મોઢે કહી દેખાડે તેવા, બીજા નિરપરાધિને પરાભવ થાય તેવી તેની ચડ રાખીને નિરંતર વાતો કરનારા, ધનના જોરથી, જનનાં જોરથી, તનનાં જોરથી અને યૌવનનાં જોરથી મદોન્મત્ત થઈ જનારા, આપણે કેટલા કેટલા નથી દીઠા ને નથી સાંભળ્યા ! મહા ભયંકર અને વાત સાંભળતાં પગની ધૂળ નીકળી જાય એવાં યુદ્ધને વિષે મહા બળિયા પુરૂષો તરવારની ધારથી જરા પણ ભય રાખ્યાવિના પોતાનું મૃત્યુ અંગીકાર કરી સામે પગલે લડે છે. એવા અનેક જાતિમાં ઘણા નીકળે છે, પરંતુ સત્પુરૂષોના સદાચારના જેવા સદાચાર શીખવા આચરણરૂપ તરવારની ધાર ઉપર સુવાનું કબુલ કરી ઉત્તમ પદ પામવાની ઈચ્છા રાખનારા સર્વે સ્થળેથી ભાગ્યેજ મળી આવશે. કેવી વિશ્વની ઘટમાળ છે !!

પોતાનાં પવિત્ર આચરણથી ભરપૂર એવા સત્પુરૂષો માટે વિદ્વાનો વખાણ લખી ગયા છે. આ ટુકા લેખથી પણ સત્પુરૂષવિષે જાણ્યું એટલે હવે નીચેના લેખ ઉપરથી તે મહાત્માઓની સંગતિનું ફળ કેવું છે તે જાણવાને પ્રસિદ્ધ પુરૂષ ભર્તૃહરિ શું કહેછે તે હવે વાંચીએ.

'जाड्यंधियोहरतिसिंचतिवाचिसत्यं ।
मानोन्नतिंदिशतिपापमपाकरोति ।
चेतःप्रसादयतिदिक्षुतनोतिकीर्तिम् ।
सत्संगतिःकथयकिंनकरोतिपुंसां ॥

(કહો કે સત્પુરૂષની સંગતિ શું શું નથી કરતી ? અર્થાત્ સઘળું કરે છે.—બુદ્ધિનું જડપણું હરી લે છે, વાણીમાં સત્યતાને સિંચે છે, માન ને મોટાઈ આપે છે, પાપ સર્વ દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને સઘળી દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે.)

બુદ્ધિનું જડપણું જાય એટલે સત્યાસત્ય અને હેય ઉપાદેયનો વિવેક થઈ અસત્યનો ત્યાગ થાય છે ને સત્ય વસ્તુ ગ્રહણ

થાય એટલે સઘળા સદાચાર ને સદ્ગુણનું પાત્ર થવાય છે. એ શું સત્સંગતિનો થોડો લાભ કેહેવાય ? આ પછી અનુક્રમે સત્યપણું, માન, મોટાઈ, પ્રસન્નતા અને કીર્તિ એની મેળે ચાલ્યાં આવે છે. પૂર્વનાં કાંઈ પુણ્ય વિના સત્પુરૂષોના જેવાં આચરણ થતાં નથી એમ અમે આગળ લખ્યું છે, તેવાજ અભિપ્રાયથી એક અનુભવી વિદ્વાન્ સત્સંગતિવિષે કહે છે કે.—

'गंगेवाऽपविनाशिनीजनमन:संतोषसच्चंद्रिका ।
तीक्ष्णांशोरपिसत्प्रभेवजगदज्ञानांधकारापहा ॥
छायेवाखिलतापनाशकरीस्वर्धेनुवत्कामदा ।
पुण्यैरेवहिलभ्यतेसुकृतिभि:सत्संगतिर्दुर्लभा ॥

ગંગાની પેઠે પાપનો નાશ કરનારી, માણસોનાં મનને શાન્ત કરવામાં સારી ચંદ્રિ જેવી, સૂર્યના કીરણોની પેઠે જગત્નાં અંધારાંને (અજ્ઞાનને) મટાડનારી, છાયાની પેઠે સર્વ તાપનો[1] ટાળનારી અને કામદુધા ગાયનીપેઠે જે કામના[2] થાય તે પુરી આપે એવી દુર્લભ સત્સંગતિ છે તે જે સારાં કર્મ કરનારા હોય તેનેજ પુણ્યવડે મળે છે. અર્થાત્ તેવિના બીજાઓને મળતી નથી.

વિચાર કરીયે તો કેટલા બધા ગુણો સત્સંગતિમાં રહ્યા છે તે જણાઈ રહુ છે. એથી પણ વિશેષ ગુણ એમના નીચેના અમુલ્ય શ્લોક રત્નથી જણાશે.

'कल्पद्रुम:कल्पितमेवसूते । साकामधुक्कामितमेवदोग्धि ॥
चिंतामणिश्चिंतितमेवदत्ते । सतांहिसंग:सकलंप्रसूते' ॥

(કલ્પવૃક્ષ જે કલ્પના કરિયે તેજ આપે છે, કામદુધા ગાય જે કામના કરિયે તેજ આપે છે, અને ચિંતામણિ જે ચિંતવન કરિયે તે આપે છે; પણ સત્પુરૂષનો સંગ તો એ સઘળું આપે છે.)

---

૧ આધિના, ઉપાધિના અને વ્યાધિના સઘળા તાપ. ૨ સત્સંગથી સારીજ કામના થાય અને તે કામનાને સત્સંગતિ પૂરે.

જે દુ:ખથી પીડાયેલા હોય, જે મદીગયેલા હોય, જે નાસ્તિક હોય, જે આળસુ હોય, જે શાંત એટલે લક્ષ્મી મેળવવાની ઇચ્છા ન કરતા હોય, અને જે ઉત્સાહ વગરના હોય તેઓને વિષે લક્ષ્મી રેહેતી નથી. અર્થાત્ એવા પુરૂષો પાસે લક્ષ્મી રેહેતી નથી.

आर्जवेननरंयुक्त मार्जवात्सव्यपत्रपं ।

अशक्तंमन्यमानस्तु धर्षयंतिकुबुद्धयः ॥६३॥

જે પુરૂષ સરલપણાંથી યુક્ત હોય અને સરલપણાંથી શરમવાળો હોય તે પુરૂષને શક્તિહીન માનીને દુષ્ટ બુદ્ધિવાળાઓ પરાભવ કરે છે.

अत्यार्यमतिदातारं मतिशूरमतिव्रतं ।

प्रज्ञाभिमानिनंचैव श्रीर्भयान्नोपसर्पति ॥६४॥

જે અતિ સરલ હોય, જે અતિ દાતાર હોય, જે અતિ શૂરવીર હોય, જે અતિ વ્રત કરનાર હોય અને જેને બુદ્ધિનું અભિમાન હોય, એવા પુરૂષો પાસે લક્ષ્મી બીકથી જતી નથી,

नचातिगुणवत्स्वेषा नात्यंतंनिर्गुणेषुच ।

नैषागुणान्कामयते नैर्गुण्यान्नानुरज्यते ॥६५॥

उन्मत्तागौरिवांधाश्रीः क्वचिदेवावतिष्ठते ।

તેમજ અતિ ગુણવાન્ હોય તેની પાસે પણ જતી નથી અને અતિ ગુણ વિનાનો હોય તેની પાસે પણ જતી નથી, એ લક્ષ્મી ગુણોને ઇચ્છતી નથી અને નિર્ગુણપણાથી રાજી થતી નથી. ઉન્મત્ત ગાયની પેઠે આંધળી થઇને કોઇકજ ઠેકાણે રહે છે.

अग्निहोत्रफलावेदाः शीलवृत्तफलंश्रुतं ॥६६॥

रतिपुत्रफलानारी दत्तभुक्तफलंधनं ।

વેદનું ફળ એજકે અગ્નિહોત્ર આદિ ક્રિયા થાય, શાસ્ત્ર સાંભળવાનું ફળ એ કે સ્વભાવ અને આચરણ સારાં થાય, સ્ત્રીનું ફળ એ કે પ્રીતિ અને પુત્ર થાય અને ધનનું ફળ એ કે દેવાય અને ભોગવાય. (અ-ર્થાત્ એમ્ ન થાય તો સઘળાં નિષ્ફળ છે.)

अधर्मोपार्जितैरर्थैर्यः करोत्यौर्ध्वदेहिकं ॥६७॥
नसतस्यफलंप्रेत्य भुंक्तेर्थस्यदुरागमात् ।

અધર્મથી મેળવેલા અર્થથી જે પુરૂષ પરલોકમાં સુખ આપનારાં યજ્ઞાદિક કર્મ કરે છે તે પુરૂષ તે કર્મનું મુવા પછી ફળ ભોગવતો નથી. કેમકે જે અર્થથી તે કર્મ કરેલું હોય છે તે અર્થ અન્યાયથી મેળવેલ હોય છે.

कांतारेवनदुर्गेषु कृच्छ्रास्वापत्सुसंभ्रमे ॥६८॥
उद्यतेषुचशस्त्रेषु नास्तिसत्ववतांभयं ।

વનમાં, અરણ્યમાં, કિલ્લામાં, અતિકઠણ આપત્તિમાં, સંભ્રમવાળાં કાર્યમાં અને તરવાર ઉઠતી હોય તે સ્થળે, જે બળવાન્ હોય છે તેને બીક નથી.

उत्थानंसंयमोदाक्ष्य मप्रमादोधृतिःस्मृतिः ॥६९॥
समीक्ष्यचसमारंभो विद्धिमूलंभवस्यतु ।

ઉધમ કરવો, ઇંદ્રિયો નિયમમાં રાખવી, ચતુરાઈ, સાવધાનપણું, ધીરજ અને સ્મૃતિ રાખવી અને વિચારીને કામનો આરંભ કરવો એ સઘળાં ઉદયનાં મૂળ છે.

तपोबलंतापसानां ब्रह्मब्रह्मविदांबलं ॥७०॥
हिंसाबलमसाधूनां क्षमागुणवतांबलं ।

તપસ્વીયોનું બળ તપ છે, બ્રહ્મને જાણનારાઓનું બળ બ્રહ્મ છે, નીચ અથવા નઠારા પુરૂષોનું બળ હિંસા છે, અને ગુણવાન્ માણસોનું બળ ક્ષમા છે.

अष्टौतान्यव्रतघ्नानि आपोमूलंफलंपयः ॥७१॥
हविर्ब्राह्मणकाम्याच गुरोर्वचनमौषधं ।
नतत्परस्यसंदध्यात् प्रतिकूलंयदात्मनः ॥७२॥
संग्रहेणैषधर्मःस्यात् कामादन्यःप्रवर्तते ।

પાણી, ફળ, મૂળ, દુધ, હોમવાનો પદાર્થ, (હવિર્) બ્રાહ્મણની આજ્ઞા, ગુરુનું વચન અને ઔષધ એ આઠવાનાં વ્રતનો ભંગ કરતાં નથી.

તેમાંથી કદી કોઈ પોતાને અનુકૂળ ન હોય તો તે બીજાનાં ન કરવાં. અર્થાત્ બીજાને આપી ન દેવાં. તેનો સંગ્રહ કરવો એ એક ધર્મ છે અને તેનાથી ઈચ્છાવડે સારાં કાર્ય કરવાથી બીજો ધર્મ થાય છે. (માટે એનો ત્યાગ ન કરવો.)

अक्रोधेनजयत्क्रोधं मसाधुंसाधुनाजयेत् ॥७३॥
जयेत्कदर्यंदानेन जयेत्सत्येनचानृतं ।

ક્રોધને ક્ષમાથી જીતવો, નઠારાને સારાથી જીતવો, નીચ અથવા લોભીને દાનવડે જીતવો અને સત્યથી અસત્યને જીતવું.

स्त्रीधूर्तकेऽलसे भीरौचंडेपुरुषमानिनि॥७४॥
चौरेकृतघ्नेविश्वासो नकार्योनचनास्तिके ।

સ્ત્રીયોનેવિષે, ધૂતારાનેવિષે, આળસુવિષે, બીકણુનેવિષે, તીક્ષ્ણને વિષે, અભિમાનીનેવિષે, ચોરનેવિષે, કરેલા ઉપકારને નહિ જાણનારને વિષે, અને નાસ્તિકનેવિષે વિશ્વાસ કરવો નહિં.

अभिवादनशीलस्य नित्यंवृद्धोपसेविनः ॥७५॥
चत्वारिसंप्रवर्धंते कीर्तिरायुर्यशोबलं ।

જે પુરૂષ માન આપતો હોય અથવા નમતો હોય, અને જે નિરંતર વૃદ્ધોને સેવતો હોય તે પુરૂષનાં કીર્ત્તિ, આયુષ્ય, યશ અને બળ વધે છે.

अतिक्लेशेनयेर्थाःस्यु धर्मस्यातिक्रमेणवा ॥७६॥
अरेर्वाप्रणिपातेन मास्मतेषुमनःकृथाः ।

અતિ ક્લેશથી, અથવા ધર્મનું ઉલ્લંઘન કરવાથી અથવા શત્રુઓને નમવાથી જે અર્થ સંપાદન થાય તેવા અર્થમાં મન કરવું નહિ.

अविद्यःपुरुषःशोच्यः शोच्यंमैथुनमप्रजं ॥७७॥
निराहाराःप्रजाःशोच्याः शोच्यंराष्ट्रमराजकं ।

વિદ્યાવિનાનો પુરૂષ શોક કરવાયોગ્ય છે, પ્રજા થયાવિનાનું મૈથુન શોક કરવાયોગ્ય છે, આહારવિનાની પ્રજા શોક કરવાયોગ્ય છે. અને રાજાવગરનું રાજ્ય શોક કરવા યોગ્ય છે. (અપૂ

# યુવાવસ્થા.

कौमारंपंचमाब्दीतंपौगंडंदशमावधि ।
कैशोरमापंचदशाद्यौवनंतुततःपरं ॥

જન્મથી માંડી પાંચ વરસસુધી કુમાર અવસ્થા ગણાય છે અને ત્યાર પછી પાંચ વરસથી દશ વરસસુધીની અવસ્થા પૌગંડ કેહેવાય છે, દશથી પંદર વરસસુધીની અવસ્થાને કેશોર અવસ્થા કહે છે અને પંદર વરસ પછીની યુવાવસ્થા ગણવામાં આવે છે.

કૌમાર અવસ્થામાં મનુષ્ય સાવ અજ્ઞાની હોય છે અને તેની ઈંદ્રિયશક્તિ, ક્રિયાશક્તિ શારીરિકશક્તિ તથા માનસિકશક્તિ એ આદિમાં કંઈ ખુલાવટ નહિં હોવાથી, તેની ખપી માવજત તેનાં માતા પિતા અથવા તેવોજ કોઈ હિતેચ્છુ માણસ કરે છે, અને એ અવસ્થામાં મનુષ્યનો તમામ આધાર તે સંભાળ રાખનારના હાથમાંજ રહેલો હોય છે. કૌમાર અવસ્થા વહી ગયા પછી પૌગંડ અવસ્થાનો પ્રારંભ થાય છે. આ વખતમાં મનુષ્યની તમામ શક્તિઓ ખુલાવવા માટે વિદ્યાભ્યાસમાં તથા વ્યાવહારિક પદાર્થ વિજ્ઞાનમાં મનુષ્યની યોજના કરવામાં આવે છે અને ઈશ્વરના તરફથી નીમાઈ ગયેલી શક્તિઓના અંકુરો પણ ધીમે ધીમે તેના અંતઃકરણમાં ઉગવા માંડે છે. પાંચથી માંડી દશ વરસસુધીની પૌગંડ અવસ્થા ગયા પછી પાંચ વરસસુધી એટલે પંદર વરસનું વય થાય ત્યાંસુધી કિશોર અવસ્થા રહે છે આ અવસ્થા યુવાવસ્થાનું પૂર્વરૂપ ગણાય છે. યુવાવસ્થામાં જે કંઈ અવયવોનો બુદ્ધિનો કે કંઈ બીજો ફેરફાર થવાનો હોય તે ઘણુંકરી આ અવસ્થામાં અપ્રકટરીતે અને ગંભીરપણાથી રહેલો માલમ પડે છે. યુવાવસ્થાનાં પૂર્વરૂપ આ કેશોર અવસ્થા ગયાપછી એટલે પંદર વરસ પછી મનુષ્યોમાં પ્રાદુર્ભાવ થાય છે. આ અવસ્થાનો પ્રારંભ થતાંજ મનુષ્યના અવયવોમાં કંઈ વિલક્ષણ ફેરફાર થાય છે, તેના વિચારો પણ બદલાઈ જાય છે, અવસ્થાથી ઉત્પન્ન થતો એક જાતનો મદ આ અવસ્થામાં મનુષ્યમાં આવી રહે છે. આ યુવાવસ્થાએ

મદોન્મત નહિં કરી દીધેલો મનુષ્ય આ ભૂમંડલમાં ભાગ્યેજ હશે. ઘણુંકરી જ્યાં જ્યાં સૂક્ષ્મ દ્દષ્ટિથી નજર કરીયેં છઈયેં ત્યાં ત્યાં આ અવસ્થાએ આંધળા કરી દીધેલા લોકો વધારે નજરે પડે છે. આ અવસ્થામાં અનેક વિકારો ઉત્પન્ન થાય છે અને તે માણસના અજ્ઞાનવૃત અંતઃકરણને આડે રસ્તે ઘસડી જાય છે. યુવાવસ્થામાં મનુષ્યની આંખો કામથી ભરપૂર હોય છે, તેથી સર્વ દ્વીપનું આધિપત્ય ભોગવનારો કામદેવ તો આ અવસ્થામાં ખરેખર પોતાનું બાહુબળ બતાવે છે અને પોતાનાં તીક્ષ્ણ બાણથી મનુષ્યના મદથી ઉન્મત બની ગયેલાં અંતઃકરણને ઘાયલ કરી નાખે છે. અવસ્થાની સાથેજ વૃદ્ધિ પામેલો ક્રોધ પણ પ્રતિદીન આ અવસ્થામાં વધારે અમલ ચલાવતો જોવામાં આવે છે. લક્ષ્મીમાં લલચાવનારો લોભ પણ આ અવસ્થામાં તૃષ્ણામાં વધારે લપટાવે છે. બુદ્ધિને ભમાવનારો મોહ પણ આ અવસ્થામાં પોતાને યોગ્ય અવસર મળવાથી પોતાનું કાર્ય કરવા ચુકતો નથી. મદ તો આ અવસ્થાની સાથેજ જન્મેલો હોય તેમ માલમ પડે છે અને મત્સર આદિ બીજા દુર્ગુણો પણ આ યુવાવસ્થામાં પોતાની ક્રિયા કરવા વધારે અવકાશ મેળવે છે. ટુકામાં એટલુંજ કે યુવાવસ્થા અનેક અનર્થોનું મૂળ અને અનેક દુર્ગુણોનું ઉત્પત્તિસ્થાન છે એમ કહીયેં તો તેમાં કંઈ પણ ખોટું ગણાય નહીં. ગમે તેવો જ્ઞાનવાન્ હોય, ગમે તેવો બુદ્ધિવાન્ હોય, ગમે તેવો વિદ્વાન્ હોય, ગમે તેવો ગંભીર હોય, ગમે તેવો સદ્ગુણી હોય, ગમે તેવો કૃત્યાકૃત્ય, હેયાહેય અને સારાસાર વિચારના વિવેચન કરવામાં કુશળ હોય, પણ આ અવસ્થા તેઓના મનમાં વિકાર ઉત્પન્ન કરવા કદી પણ ચુકતી નથી. એ વિષે અપ્રતિમ યશવાળા મહાકવિ બાણભટ્ટે કાદંબરીમાં પૃથ્વીપ્રતિ તારાપીડ તથા પ્રધાન શુકનાસના સંવાદરૂપે નીચે મુજબ વર્ણન આપેલું છે.

આ લોકમાં જેનું નિર્વિકાર યૌવન ગયું હોય તેવો કોણ છે. જ્યારે યૌવન પ્રાપ્ત થવા માંડે ત્યારે બાળકપણાની સાથે ગુરૂજન પ્રત્યેનો સ્નેહ ગળવા માંડે છે. નવી અવસ્થાની સાથે નવી પ્રીતિ બંધાય છે.

છાતી વધે છે તેની સાથે નાના પ્રકારની ઇચ્છા વધે છે. બલના વધારાની સાથે મદનો વધારો થતો જાય છે. હાથ જાડા થાય છે તેની સાથે બુદ્ધિ પણ જાડી થતી જાય છે. શરીરનો મધ્યભાગ જેમ પાતળો થતો જાય તેમ શ્રવણ કરેલું પાતળું (ઓછું) થતું જાય છે. શ્મશ્રુ વધવા માંડે તે સાથે અવિનય પણ વધવા માંડે છે. દાઢી ઉગે છે તેની સાથેજ મલિનપણાના કારણરૂપ મોહ ઉત્પન્ન થાયછે. એ રીતે આકારની સાથેજ હૃદયમાં વિકારો પેદા થાય છે. તેમજ આંખ નિરંતર ધોળી છે તો પણ સરાગ[1] થાય છે અને દીર્ઘ એટલે મોટી થાય છે તો પણ લાંબી નજર કરતી નથી, કાન ફુટી નથી ગયા તો પણ તેમાં ગુરૂપદેશ પ્રવેશ કરતો નથી. હૃદય સ્ત્રીઓનેવિષે પ્રીતિવાળુ છતાં તેમાં વિદ્યા અંતરને નથી પામતી, એટલે તેમાં પ્રવેશ કરી શકતી નથી. ચંચળ પ્રકૃતિમાં સ્થીરતા રહી શકતી નથી. ચંચળતાને લીધે વ્યસનો ત્યાગ કરવા યોગ્ય છતાં તેમાં આસક્તિ બંધાય છે અને વિકારોની તથા તેના કારણોની સરસતા ભાસે છે, કે જે બધું જળમય કરતી[2] વરસે છે તથા તે વિકારને અને તેના કારણોને વધારનાર થાય છે. વળી રાત્રી આવવા માટે દિવસ, રાત્રિ અંધારાને માટે, અંધારૂં નઠારૂં જોવાને માટે, નઠારૂં જોવું અવિવેક માટે અને અવિવેક નઠારા માર્ગ પકડવાને માટે થાય છે. નઠારા માર્ગમાં પ્રવૃત્ત થયેલ, અને મોહથી આંધળું બની ગયેલું ચિત્ત ભમ્યા કરે છે અને સન્માર્ગથી ભ્રષ્ટ થાય છે. ચિત્તભ્રષ્ટ થયું કે તરત તેમાં લાગેલી લાજ પણ લથડી પડેછે. લાજ વગરનાં હૃદયમાં પેસી પોતાનું સ્થાન કરી કોઈથી પણ વારી નહિં શકાય એવો અને સર્વ અવિનયનો હેતુરૂપ કામદેવ વિલાસ કરે છે. કામદેવે વિલાસ કર્યો એટલે જે છિદ્રોવડે બળ નીચું થઈ ચાલ્યું જાય છે તે હજારો છીદ્રો શું કામ ન થાય? બળ ગયું એટલે કોને આધારે શીલ રહે! શીલ ગયું એટલે વિનયનું

---

૧ પ્રીતિવાળી અને રાતી. ૨ જળ મય તથા રસમય જે પદાર્થ. બધુ જળમય કરી મુકે તે કોઈ દિવસે વૃદ્ધિ કરનાર હોયજ નહીં. જેમ મહાપ્રલય ઈત્યાદિ, એમ છતાં સરસતા, વિકારો તથા તેનાં કારણોને ઉખેડી નાખવાને બદલે વધારે એ વિરોધ. આહિ રસમય એવો અર્થ કરતાં તેનો પરિહાર થઈ શકે છે.

શું ઠેકાણું! આધાર વગરનું ધૈર્ય શું કરે, બુદ્ધિ કયાં પગ માંડે, અને સંમાધાન કયાં વિશ્વાસ બાંધે! કોણે વિશ્વાસ રાખીને બળથી મનને નિશ્ચળ કર્યું? અવળી ચાલનારી ઈંદ્રિયો કોણે નિયમમાં રાખી, વિશ્વમાં નિંદાયેલા નઠારાં આચરણો કોણે અટકાવી રાખ્યાં અથવા કોણ દષ્ટિવાળાયે તમોગુણને વધારવાના કારણરૂપ દષ્ટિને નાશ કરનારો દોષ ત્યાગ કર્યો? જેથી અન્વયવ્યતિરેકવડે નિશ્ચય કરી મલિનપણાનો ત્યાગ કરી શકાય એવું દીર્ઘદર્શિપણું પ્રથમ વયમાં તેટલો (લાંબો) વખત જવાનો સંભવ નહીં હોવાથી કયાંથી હોય? અને એ દીર્ઘદર્શિપણાવગર યોગ્યાયોગ્ય અને સારાસાર કેમ જોઈ શકાય. પરિણામે કોઈ પુણ્યવાળા માણસનીજ ચરિત્રોવાળાની સાથે સ્વચ્છતા પામે છે. તે મોહમય વિષમ વિષયરૂપ વિષના ઉત્પન્ન થવામાં મોટા સર્પ સરખાં, મદના વિકારરૂપ, ગંધગજના દુષ્ટ વિલાસને માટે રાજ્યરૂપ, તથા રતિને નિદ્રાના અને વિલાસના ઘરરૂપ, નવા પ્રેમરૂપ, પલ્લવોના અંકુરોની જુદી જુદી જાતની લીલારૂપ, અનેક દુરાચરણના ચક્રવર્તીરૂપ યૌવનાવસ્થાના પ્રારંભમાં અત્યંત વિષમ એવા વિષય માર્ગમાં પડેલો (ચાલનારો) પુરૂષ લથડી જાય છે.

એ પ્રમાણે અનેક કવિજનો આ યુવાવસ્થાનો અચિંત્ય મહિમા વર્ણવી ગયા છે અને આજે પ્રત્યક્ષ તેમજ અનુભવમાં પણ આવે છે. યુવાવસ્થાના મદથી મત્ત બની ગયેલાં મનુષ્યો અકૃત્યને કૃત્ય માની બેસે છે, અસારને સારરૂપ સમજે છે, હેયને અહેય ગણે છે, અહેયને હેય માને છે, ઉપાદેયને અનુપાદેય માની તેનો ત્યાગ કરે છે, અનુપાદેયને ઉપાદેય સમજી તેનું ગ્રહણ કરે છે, અને યોગ્યને અયોગ્ય અને અયોગ્યને યોગ્ય ગણતાં વાર લગાડતા નથી. તેની અવસ્થાના મદથી આંધળી બની ગયેલી આંખો ચોતરફ સઘળું એક સરખુંજ દેખે છે અને પોતાને જે પ્રિય લાગે તેનેજ સારરૂપ સમજે છે. પછી તેવારે હિતરૂપ હોય અથવા અહિતરૂપ હોય, સુખદ હોય કે દુઃખદ હોય પણ તે વિષેનો કંઈ વિચાર યુવાવસ્થાથી છકી ગયેલાં મનુષ્યોના મનમાં આવતો નથી.

(અપૂર્ણ.)

# આશા.

મનુષ્યોમાં એવો કોયપણ જોવામાં નથી આવતો કે જે, આશાના પાશમાં ખેચાયલો ન હોય, અને જેની મનોભૂમિઉપર આશાના અખંડ કિરણોનું તેજ ન ઝળકી ઉઠ્યું હોય. રંકથી માંડી રાજાસુધી અને ભિક્ષુકથી માંડી લક્ષાધિપતિ સુધી સર્વ પ્રાણિઓ આ આશાના રૂપમાં મોહી ગયેલા આપણી નજરે પડે છે. જ્યારે મનુષ્ય કાંઈ મહા વિપત્તિમાં આવિ પડેલો હોય અને જ્યારે આ અપાર સંસારસાગરના ઉછળતા મોજામાં તેની દુઃખના દાબથી દબાએલી ચિત્તવૃત્તિ અથડાય અને તેને કંઈપણ આલંબન નહી મળવાથી છેવટ તે ચિંતાના ભય ભરેલા પંજામાં આવી પડે, તેવા વખતમાં આ આશા એક તેને આલંબનરૂપ થઈ પડે છે. યદ્યપિ आशाहिपरमंदुःखं (આશા એ મહા દુઃખરૂપ છે) એ વિગેરે શાસ્રવચનોથી આશા એ એક દુઃખનું કારણ ગણાય છે. અને સૂક્ષ્મ નજરથી વિચાર કરતાં પણ તેમજ અનુભવમાં આવે છે. પણ કોય વખતે તે મનુષ્યના સુખનું સાધન પણ થાય છે. કોઈ તરૂણ વયની સ્ત્રી દૈવયોગથી અત્યંત ખેદ ઉપજાવનારાં વૈધવ્યદુઃખનો અનુભવ કરતી હોય પણ પોતાની પાસે રહેલા માત્ર એક કોમળ વયના બાળકને જોઈ તે અજ્ઞાની સ્ત્રી પોતાના દુઃસહદુઃખને પણ ભુલી જાય છે અને એ બાળકનું સ્વાભાવિક મધુર લાગે તેવું બોલવું અને રમવું જોઈ તેને અશ્રુપાતના વખતમાં પણ ક્ષણે ક્ષણે હાસ્ય ઉત્પન્ન થાય છે, આમ થવાનું કારણ શું? કેવળ આશાજ. તે આશા પેલા બાળકનું આગળ પર થવાનું પુરૂષપણું કેમ જાણે માતાના નયન આગળ દેખાડી આપતું હોય તેમ જુદી જુદી જાતના મનોરથોમાં તે માતાના મનને ખેંચી જઈ સુખનો અનુભવ કરાવે છે, કે જેથી આશાવડે કલ્પેલા માનસિક સુખમાં મોહ પામેલી તે સ્ત્રી, પોતાના પ્રિયપતિના વિયોગથી થયેલા દારૂણ દુઃખનો ભાર સહન કર્યે જાય છે. એવી રીતે દુઃખમાં ડુબતા મનુષ્યોને તો માત્ર આ આશા એજ જીવિત ધારણ કરવાનું મોટું કારણ છે. માત્ર એ એક

આશાવિના પુત્ર સ્ત્રીઆદિ અતિ પ્રિય પદાર્થોનો નાશ થવાથી અત્યંત પીડા પામતા પુરૂષો અને જીવિતના આધારભૂત પતિ પુત્રઆદિના વિષમ વિયોગથી વિહ્વળ થયેલી દુઃખિત સ્ત્રીઓ ખચિત આત્મહત્યા કરી દુઃખના દુઃસહભારને સહન નહીં કરી શકનારો પોતાનાં જીવિતનો ત્યાગ કરેજ.

આશાનો ભંગ થવાથી કેટલાએક પુરૂષો પોતાના શરીરની કંઈપણ દરકાર નહીં રાખતાં કોઈ સમયે ઘાતકી પ્રાણિઓવાળાં ઘાટાં અને ભયંકર વનોમાં નીકળી જવા અને કોઈ સમયે ન ચડી શકાય તેવા મહાન્ પર્વતોના શિખરોઉપરથી ભૃગુપાત કરવા અને કોઈ સમયે પ્રત્યક્ષ નાશ દેખાડનારા રણસંગ્રામમાં ઉતરવા કમર કસે છે અને માત્ર આશાના ઝાંખાં કિરણો પણ જેના હૃદયમાં પડ્યાં હોય તે ગમે તો મહા સંકટમાં આવી પડેલો હોય, ગમે તો દારૂણ દુઃખના પ્રહારથી તેનાં હૃદયો વિંધાઈ ગયાં હોય, ગમે તો મનની, તનની કે ધનની આધિ, વ્યાધિ અને ઉપાધિઓના ઉભરાઓથી આકુળવ્યાકુળ થઈ ગયા હોય, ગમે તો દુર્ભાગ્ય અથવા દરિદ્રતાએ દીન કરી દીધા હોય, ગમે તો દુઃખરૂપ જીવિતવાળા થઈ ગયા હોય અને ગમે તો મૃત્યુના મુખમાંજ તે આવી રહેલા હોય તોપણ પોતાનું જીવિત જાળવવાની તેને સ્વાભાવિક રીતે ઈચ્છા રહે છે. આવું આશાનું માહાત્મ્ય છે.

આશા એ શબ્દમાં માત્ર બે અક્ષર રહેલા છે પણ વિચાર કરતાં જગત્કર્તાયે તેમાં મહાન્ અને ગંભીર અર્થનો સમાવેશ કરેલો છે! જગત્માં જોઈશું તો એવી કોઈપણ ચેતનવસ્તુ જોવામાં નહીં આવે કે જેમાં આ બે અક્ષરનો શબ્દ (આશા) ન રહેલ હોય. આશા ચોતરફ પસરાયેલી છે. આ આખું જગત્ આશાના પાશથી બંધાયેલું છે. આશા મનુષ્યમાત્રના મનને વખતે દુઃખમાં અને વખતે સુખમાં ખેંચી જાય છે. અને કોઈ સમયે મોટા મોટા મનોરથો કરાવે છે અને પછી તેમાંથી એકદમ દૈવયોગથી ભ્રષ્ટ થતાં મનુષ્યના મનમાં અસહ્ય દુઃખ ઉત્પન્ન કરે છે. તેની પ્રવૃત્તિ સર્વતો મુખી છે તેનો પાર મોટા મોટા વિદ્વજ્જનો અને મોટા મોટા મહાત્માઓ પણ પામી શ-

કતા નથી. ત્યારે પામર પ્રાણિઓની તો શી વાત? આ વિષે આપણા શાસ્ત્રકારો કહે છે કે.—

निःस्वोवष्टिशतंशतदिशशतंलक्षंसहस्राऽधिपो
लक्षेशःक्षितिपालतांक्षितिपतिश्चक्रेशतांवाञ्छति ॥
चक्रेशः पुनरिंद्रतां सुरपतिर्ब्राह्मपदंवाञ्छति ।
ब्रह्माशैवपदंशिवोहरिपदंआशावधिंकोगतः ॥१॥

અર્થ.—જે માણસ સાવ નિર્ધન હોય છે તે સો રૂપૈઆની ઇચ્છા રાખે છે, જેની પાસે સો રૂપૈઆ હોય તે એક હજાર રૂપૈઆનો આસામી થવાની આશા રાખે છે, જે હજાર રૂપૈઆવાળો હોય તે લાખ રૂપૈઆનું ધન મેળવવાની આશા બાંધે છે, અને જેના ખજાનામાં લાખ રૂપૈઆની પુંજી હોય તે રાજા (જેવા) થવાની આશા રાખે છે. જે રાજા હોય તે ચક્રવર્તી (જેવા) થવાની આશા રાખે છે, અને જે ચક્રવર્તી હોય તેને ઈંદ્રપદ મેળવવાની આશા હોય છે. ઈંદ્રપદ પામેલા પુરૂષને બ્રહ્માનું પદ મેળવવાની આશા જાગૃત રાખે છે, બ્રહ્મપદ પામેલાને શંકરનું પદ મેળવવામાં આશા બંધાય છે, અને શંકરપદને પામેલા પુરૂષને વિષ્ણુનું પદ પ્રાપ્ત કરવાની આશા થાય છે. (આ પ્રમાણે આશા અપાર છે.) માટે આશાની અવધિને કોણ પામેલ છે? કોઈ નહીં. સારાંશ કે આશાનો છેડો આવતો નથી.

આ આશાવિષે ભગવાન્ શંકરાચાર્ય પણ લખે છે કે,—

अंगंगलितंपलितंमुंडं दशनविहीनंजातंतुंडं ।
वृद्धोयातिगृहित्वादंडं तदपिनमुंचत्याशापिंडं ॥२॥

અર્થ.—અંગ શિથિલ થઈ ગયું હોય, માથે ધોળાં આવી ગયાં હોય, મોઢામાંથી દાંત પડી ગયા હોય અને વૃદ્ધત્વને લીધે હાથમાં લાકડી લઈ ચાલવું પડતું હોય તોપણ (વૃદ્ધાવસ્થામાં પણ) મનુષ્ય આશારૂપ પિંડને છોડી શકતું નથી.

આ વાકય આશાની અમરતા બતાવે છે. બાલ્યાવસ્થાના પ્રારંભથી યુવાવસ્થા સુધી કદિ જેમ બીજાં અવયવો અને કામક્રોધઆદિ પોતાનું બાહુબળ પ્રતિદીન વધારે વધારે જણાવે છે અને મનુષ્યની સાથેજ તેની પણ કેમ જાણે યુવાવસ્થા આવતી જતી હોય તેમ લાગે છે, તેમજ યુવાવસ્થા સુધી આશાને માટે કહીયે તો ચાલી શકે, પણ વૃદ્ધાવસ્થામાં જ્યારે તમામ અવયવોની શિથિલતા અને કામક્રોધઆદિનો પણ પુરૂષની યુવાવસ્થાની સાથેજ ઉપશમ થતો જોવામાં આવે છે, ત્યારે પણ આ આશા પોતાનો અમલ અસ્ખલિતપણે (બેધડક રીતે) ચલાવ્યે જાય છે, તે ઉપરથી એમ સમજાય છે કે આશા અમર છે.

કદાચિત કોય સાવયવ (અંગ આકારસહિત) પદાર્થ હોય તો તેના નાશને માટે શસ્ત્રની અથવા અસ્ત્રની એટલે તરવારની, બંદુકની, બાંણની, બરછીની અથવા તેવી કોઈ જાતની છેદવાની કે ભેદવાની ક્રિયા થઈ શકે. અને ક્ષાર અગ્નિઆદિ વૈદ્યશાસ્ત્રમાં જણાવેલા ઉપચારોથી તે ગાળી શકાય અથવા બાળી શકાય, પણ આ આશા તો નિરવયવ (અંગ આકારવગરની) છે કે જેથી તેમાં શસ્ત્રઆદિની કાંઈપણ કારી ચાલી શકતી નથી અને ક્ષાર આદિથી તે ગાળી કે બાળી શકાતી નથી. માત્ર બહુ વિચાર કરતાં તેના નિવારણને માટે એકજ પદાર્થ (સંતોષ) ઈશ્વરના તરફથી નિર્મિત હોય તેમ ભાસે છે કે જેની ક્રિયા સર્વને સુખજ ઉપજાવે છે અને જેને આશ્રયે આવેલા મનુષ્યના અંતઃકરણના સ્પર્શથી કેમ જાણે ભય પામતો હોય તેમ દુઃખ પદાર્થ તેનાથી દૂર અને દૂર ભાગતો ફરે છે, અને જે છેવટ મહાન્ સદ્ગુણોને દાખલ કરી, મનુષ્યને પ્રશંસા પાત્ર કરે છે.

અનેક જ્ઞાની પુરૂષો આશાને દુઃખરૂપ સમજી તેમાં નહીં લપટવા બદ્ધપરિકર બને છે, પરંતુ તેનું મૂળ એવું ઊંડું પેસી ગયું હોય છે કે તે નિર્મૂલ તો થતીજ નથી. માત્ર તેમાં જે કાંઈ ફેરફાર થવાનો હોય તે થાય છે, એટલે વૃથાશા શિથિલ થઈ ઉત્તમ આશા ધાર્યાંકરી બંધાય છે.

(અપૂર્ણ.)

## वेचवाना पुस्तको.

| | કીમત. | ટપાલ ખર્ચ. |
|---|---|---|
| પ્રબોધચંદ્રોદયનાટક ... ... ... | ૦ ૧૦ ૦ | ૦ ૧ ૦ |
| પેહેલી ચોપડી ... ... ... ... | ૦ ૧ ૦ | ૦ ૦ ૬ |
| પંચીકરણ શ્રીરામગુરૂકૃત સટીક ... ... | ૧ ૦ ૦ | ૦ ૨ ૦ |
| વિપત્તિવિષે નિબંધ ... ... ... | ૦ ૬ ૦ | ૦ ૦ ૬ |

---

## संस्कृत जाणनारा माटे सूचना.

सावित्रीचरित्र नाटक (संस्कृत) मोरबीखाजीराजपाठशाळाना शास्त्री शंकरलाल माहेश्वर शीघ्र कविनु रचेलु छपाय छे, ते घणुं करीने एक मासमा तैयार थशे. ए पुस्तक संस्कृत शिखनारा, ने तेनु माधुर्य जाणनारा, स्त्रीपुरुषोने रसिक लागे तेवुं अने उत्तम नीतिधर्म दर्शावनारुं होवाथी ग्रहणीय ने स्पृहणीय छे. विशेष खुलासो तैयार थये थशे. लेवानी इच्छा होय तेमणे आर्यधर्मप्रकाशना तंत्रीने लखवुं.

---

## સૂચના.

ભાગવત્ ભાષાંતરનુ વર્ષ પુરૂ થવા આવ્યું છે તેથી ઘણા ગ્રાહકોના તો પૈસા આવી ગયા છે પણ કેટલાક ગૃહસ્થોના બાકી છે તેમણે જલદી મોકલાવી દેવા કૃપા કરવી; તેમજ આર્યધર્મપ્રકાશના અને ગુજરાત માસિક પત્રના પણ તરત મોકલવા કૃપા કરવી

# સૂચના.

શ્રીમદ્ભાગવતભાષાંતર—નામનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિને મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે. તેમાં શ્રીમદ્ ભાગવતનો યથાર્થ અર્થ વિસ્તારથી લખવામાં આવે છે. વર્ષ પેહેલું ૧૯૩૮ના આશાડ માસથી શરૂ થયું છે તે ૧૯૩૯ના જેઠ માસે પૂર્ણ થશે ઘણું કરીને આસરે ત્રણ વર્ષ આ ચોપાનિયું ચાલશે. કિંમત અગાઉથી રૂ. ૩ બ્હારગામવાળાને ટપાલખર્ચ આના ૬ વધારે પડે છે. ડેમી પાંચ ફારમનું સારા ટાઇપમાં નીકળે છે.

આર્યધર્મપ્રકાશ—નામનું ત્રણ ફારમનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિનાની પેહેલી તિથિયે મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે તેમાં ધર્મસંબંધી, વ્યવહારસંબંધી અને ઉપદેશાત્મક વિષયો આવે છે. મૂલ્ય વર્ષ ૧ નો અગાઉથી રૂ. ૧॥. બહારગામવાળાએ ત્રણ આના વધારે મોકલવા. વર્ષ કાર્ત્તિકથી શરૂ થઇ આશ્વિનમાસે પૂરૂં થાય છે.

ગુજરાતમાસિકપત્ર નામનું ત્રણ ફારમનું ચોપાનિયું કોઇ સૌરાષ્ટ્રીયો તરફથી દર હિંદુ મહિનાની પંદરમી તિથીએ પ્રકટ થાયછે. તેનું વર્ષ કાર્ત્તિકથી શરૂ થઈ આશ્વિને પૂરૂ થાય છે. કિંમત રૂ. ૩ છે. તેમાં કેળવણી, વ્યાપાર, વ્યવહાર, ન્યાય, ઇતિહાસ, દેશસુધારો, દેશસ્થિતિ આદિ વિષયો આવે છે.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખ્યું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફોરંગીના દેવળપાસે ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ, તંત્રી.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

पुस्तक ११ मुं.  जेष्ठ, संवत् १९३९.  अंक ८ मो.

पुष्पिताग्रा.

अयिभवजलधौचतद्विमग्ना दलदपिलापपवानुकापनौका ।
इयमिहममतांविहायतत्त्वं त्वरतधर्मकलाश्रयेणपारं ॥१॥



છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામા છાપ્યું.

સને ૧૮૮૩ ઈસ્વી

मूल्य वर्ष १ नो रु. १॥ अगाउथीज.
टपालखर्च आना ३ जूदुं.

---

**શાર્દૂલવિક્રીડિત.**

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમા સુવિચાર સત્સમુચ ને સદ્ધર્મને આપજો.

---

## રૂ ૫૦ નું ઇનામ.

### જાહેરખબર.

નીચે જણાવેલા વિષયઉપર સ્વચ્છ અને સરલ ગુજરાતી ભાષામાં કોઇ ગુજરાતી વિદ્વાન્ નિબંધ લખી મોકલશે તો તે પસાર થયેથી રૂ ૫૦ નું ઇનામ રા. નગીનદાસ તુલશીદાસ બી.એ., એલ.એલ.બી. ના તરફથી મુંબઈની બુદ્ધિવર્ધક સભા વિદ્વાન્ ગૃહસ્થો પાસે નિબંધ તપાસાવીને આપશે - નિબંધનું કદ સ્વદેશવત્સલનાં ૪૦ છાપેલાં પાનાં ભરાય એટલું છે. ઇએ અને નિબંધ આવતા નવેંબર માસની આખર તારીખ સુધીમાં નીચે સહી કરનારને મળવા જોઇએ. નીબંધ ઉપર રચનારે પોતાનું નામ ન લખતાં એકાદ કહેવત લખવી અને તેનીતેજ કહેવત એક બીડેલાં પરબીડીઆંઉપર લખી તે પરબીડીઆંમાં પોતાનું નામ લખીને નિબંધ તથા પરબીડીયું મોકલવાં.

**વિષય.**

ચીન, વિલાયત વગેરે દેશોમાં મુસાફરીના લાભ ખરા ગણે લખી લેવાવાનું કારણ જે જ્ઞાતિબંધન તેની કોઈ રીતે અડચણ ઉપાય લેવા?

**લિ૦ મણિલાલ નભુભાઈ** ત્રિવેદી.

તા. ૯ મે ૧૮૮૩, મુંબઈ. બુ. સ. નો

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું. જ્યેષ્ઠ, સવત્ ૧૯૩૯. અંક ૮ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

कामंक्रोधलोभंमोहं त्यक्त्वात्मानंपश्यतकोहं ।
आत्मज्ञानविहीनामूढाः पच्यंतेतेनरकनिगूढाः* ॥७॥

કામને, ક્રોધને, લોભને અને મોહને ત્યાગ કરી હું કોણ છું એમ આત્માને જો. જેને આત્મજ્ઞાન નથી તે મૂઢલોકો નરકમા પડ્યા સડ્યા કરે છે.

સર્વે સત્કર્મોથી ખેસવી નાખનારા અને પોતાના રૂપને ભૂલાવી નાખનારા કામ ક્રોધ લોભ મોહ મદ ને મત્સર એ છ મોટામાં મોટા શત્રુઓ છે. મદ ને મત્સર એ પ્રથમના ચારની આગળ કશી ગણતીના નથી અને તે તેની અંતર્ગત ગણાઈ શકે છે માટે અહીં ચારનાંજ નામ આપ્યા છે. આ ચારમા મુખ્ય કામ છે. એ એકલો કામજ આખા જગત્‌ને ઊંધું વાળી દે એવો નઠારો છે તો ચાર સાથે મળે ત્યારે તો શી વાત કરવી રહી? જેટલા અનર્થો છે તેનું મૂળ એક કામ છે. કામથી કામનાવાળું થયેલું મન નાનાપ્રકારના વિષયના ભોગ ભોગવવામાં લલચાય છે. વિષયભોગ ભોગવવામા લલચાયેલું મન પછી વિવેકની સામું લેશ પણ જોતું નથી. કામ હોય તે સાથે તેની અર્ધાંગના રતિ પણ સાથેજ હોય. કામ અને રતિનુ જોડુ કદીપણ જુદું પડતું નથી. એ જોડાને આધીન થયેલા જીવની કોઈ દિવસ સારી ગતિ સભવતી નથી. વિષયરૂપ વિષથી કડવા થઈ ગયેલા અંતઃકરણમા યમનિયમાદિકનું સ્મરણ પણ થવું કઠણ પડે છે તો પછી સન્માર્ગની

---

* તેવા ભાવમા હરિગીત.

તજિ મોહ મેલી લોભ મેલી ક્રોધ મેલી કામને,
નિજરૂપને હું કોણ છું એવે વિચારે પામને,
નિજરૂપને નહિ ઓળખે તે લોક મૂર્ખ ગણાય છે,
ને મૂઢ લોકો નરકમાહિ પડ્યા પડ્યા રીબાય છે

વાત તો ક્યાંથીજ સુજે? જેણે મોટા મોટા પ્રખ્યાત પુરૂષોને ઊંડા ખાડામાં ઉતારી સંસારના ચક્રમાં ચાલતા કર્યા છે, એવો દુષ્ટ કામ બીચારા કલિયુગના પ્રાણીને શું ન કરે? જેઓનાં નામ લઇને આપણે આજ પવિત્ર કેહેવાઇએ છિયે તેવા પ્રતાપી પુરૂષોનાં વૃત્તાંતને પણ ક્રૂર કામે મેલાં કર્યાં છે. આ સંસારમાં જે જે જન્મ લઇને દુઃખ સહન કરવાં પડે છે તે અને હજુ પણ નહીં સમજાય તો કરવાં પડશે એ માત્ર કામના ક્રૂર કટાક્ષથીજ. કામ એવો તો લાલચુ છે કે જો આપણે તેને લેશમાત્ર અંતરમાં આશ્રય આપીયે તો તે પોતાનું પરાણે પગ જમાવી દઇ આપણને ઉલટા પોતાની વશ કરી મેલે છે. વિદ્વત્તા અને વિવેક કામનો લેશ ભાસ થતાંજ ઉઠી જાય છે. એનાં પુષ્પનાં કેહેવાતાં બાણ એવાંતો તીખાં છે કે તેનો આશ્રય લેનારા દેવ, દાનવ અને માનવને પોતાને વશ કરી મરજી મુજબ ચલાવી અનેક કુકર્મના ગાંઠડા બંધાવે છે. લોઢાનું એક બાણ શત્રુએ માર્યું હોય તો માત્ર થોડી વેદના થઇને થોડે દિવસે રૂઝાઇ જાય અથવા બહુ વાગ્યું હોય તો મૃત્યુ થાય, પણ આ કામનાં બાણ તો ગુપ્ત રહીનેજ મનુષ્યને ચાકડે ચડાવે છે. ચાકડે ચડેલું મનુષ્ય ગમે તેટલું દુઃખ વેઠતું હોય અને ગમે તેવી હાનિ પામતું હોય તોપણ તે વાતનું તેને ભાન નહિ રેહેતાં જે કાંઇ થાયછે તે ઉત્તમોત્તમ કામ થાય છે એમજ સમજેછે. આમ કરતાં કરતાં અહીંનાં કેટલાંક મહાસંકટો વેઠીને મનુષ્યશરીર પડ્યા પછી અનેક પ્રકારની પશુપક્ષીઆદિ યોનિમાં અવતરી અનેક દુઃખ ભોગવવાં પડે છે કે જેનો અંત ક્યારે આવે તે કહી શકાતુંજ નથી. આવા ઉત્તમ પદનો નાશ કરનારા કામને આધીન થયેલું મન અનેક કામના કરે છે ને તે કામના પૂરી પાડવા માટે પ્રયત્ન કરે છે. જો કોઇપણ કામનાને કાંઇ વિઘ્ન નડે તો તરતજ કામનો ભાઇબંધ ક્રોધ આવી માણસને કાંધે ચડી બેસે છે. કામનાં પડળ ચડેલું મનુષ્ય સારો માર્ગ દેખતું નથી, તેમ ક્રોધનો અંધાપો આવે પછી શી મણા રહે! કરાળ ક્રોધે મહાબળિયા અને પ્રતાપી પુરૂષોને વશ કરીને અતિક્રૂરતાના પાત્ર બનાવી દીધા છે. મોટા મોટા પુરૂષો ક્રોધના આવેશમાં અંધ થઇ પરાભવ પામેલા સાંભ

જ્યાં છે ને દેખિયે પણ છિયે. કામ હોય ત્યાં ક્રોધ હોયજ એ વાત નિઃસંદેહ છે. સંસારનો ત્યાગ કરી જંગલમાં જઈ વસનારા મોટા યોગિયોએ કામનો ત્યાગ કર્યો કેહેવાય છે તે વાત સત્ય છે પણ તેવાઓને પણ ક્રોધનો આવેશ વખતે રહી જાયછે કે જે આવેશથી તેઓ ધારેલી ઉત્તમ સિદ્ધિને ઘણી મેહેનતે પણ પોચતા નથી. એ માની શકાય છે કે સંસારનો ત્યાગ કર્યા પછી ને જંગલમાં જઈ વશ્યા પછી પણ જે કાંઈ ક્રોધનો અંશ રહે છે, તે કોઈ પણ જાતની અંતઃકરણમાં ઇચ્છા કે કામના હોય તેમાં કાંઈ હાનિ પોચવાથીજ રહે છે, કંઈપણ જો ઇચ્છા ગમે તેવી ઉત્તમ હોય તોપણ જો તે અંતઃકરણમાં આવે નહીં તો પછી ક્રોધ થવાનો સંભવજ નથી. જ્યાંસુધી મનમાં મમતા બંધાતી હોય ત્યાંસુધી પણ મનમાંથી ક્રોધ જતોજ નથી, અને તેથી પર્ણકુટી બાંધી વસનારાઓને પણ ક્રોધ સંસારીની સરખા કરી મેલી પોતાના પાશમાં પકડી સંસારસમુદ્રમાં ગળકાં ખવરાવે છે. ક્રોધ જ્યાં જાય છે ત્યાં તેની સ્ત્રી હિંસા પણ તેની સાથેજ રહે છે. કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ જાતની હિંસા કેહેવાય છે. શરીરથી થાય તે કાયિક, વાણીથી કરાય કે કરાવાય તે વાચિક અને મનથી કરાય તે માનસિક હિંસા કેહેવાય. એવો કોઈપણ દેવ દાનવ કે માનવ નહિ હોય કે ક્રોધને આધીન થયા પછી ઉપરની ત્રણમાંની એકે હિંસાને આધીન તે થયો ન હોય. હિંસાને આધીન થયેલાં માણીની પછી સારે માર્ગે ચડવાની આશાજ શાની રાખવી? કામી અને ક્રોધી માણસના એનાએ કાન સારી બોલની વાત સાંભળવામાં બેહેરા બને છે, કામી અને ક્રોધી માણસની એનીએ આંખ સારૂં દેખવામાં આંધળી થાય છે, કામી અને ક્રોધી માણસનાં એનાં એ બીજાં ઇંદ્રિયો સારી ક્રિયા કરવામાં લુલાં ને પાંગળાં થાય છે અને કામી અને ક્રોધી માણસનું એનુંએ હૃદયચક્ષુ વિનય-વિવેક-વિચારમાં ફુટી જાય છે. આ ઉપરથી આપણે સમજી શકશું કે જ્યાંસુધી કામ કે ક્રોધ આપણી પાસે આવ્યા નથી* ત્યાંસુધીજ આપણે સદ્-

* કામ ક્રોધ ક્યાંઈ બીજેથી નથી આવતા, એતો શરીરની સાથેજ છે. તે વિકાર પામે એટલે આવ્યા સમજવા. જેમ રોગમાત્ર શરીરમાં છે પણ જ્યાંસુધી વિકાર પામીને પ્રસિદ્ધ થાય નહિ ને શમી રહે ત્યાંસુધી રોગ ન કહેવાય તેમ.

ચાર કરી તેને વશ કરી શકશું. કામ ને ક્રોધનું પડ જામ્યું એટલે લોભ પણ તેની સાથે આવીને મળી જાયછે. લોભ આવીને વશ્યો કે પોતાની સ્ત્રી તૃષ્ણાને તૈયાર કરે છે. જે જે કામનાઓ અંતરમાં થાય તેને તૃષ્ણા પોષણ આપતિ જાય છે. મોટા મોટા મનોરથ કરાવનારો લોભ નીચને ત્યાં નોકરી કરાવે છે, ન બોલવાનું બોલાવે છે, ન કરવાનું કરાવે છે, ન સાંભળવાનું સંભળાવે છે, અને કુળજાતિનું અભિમાન ભૂલાવે છે. એની સાથે તેની સ્ત્રી તૃષ્ણા ભળી એટલે તો આશાના તરંગમાં માણસ એવું તણાય છે કે જીવતાંસુધી તેને હાશ કરીને બેસવાનો સમય આવતોજ નથી. આવી સ્થિતિમાં કલ્યાણ તે શું કેહેવાય અને સારો માર્ગ તે શું કેહેવાય એમ સમજાવું એ સ્વપ્નમાં પણ સંભવતું નથી. ચોરી આદિના મોટા અપરાધો લોભની લાલચથીજ થાય છે. ગમે તેવાં સારાં લક્ષણને લોભ ભૂલાવી દે છે. આ પ્રમાણે કામ ક્રોધ અને લોભનું પ્રબળ થયું કે પછી મોહ પણ પાછળ રેહેતો નથી. આખું જગત્ જન્મમરણને આધીન થઈ અનેક દુઃખ સહન કરે છે તે મોહથીજ. મોહ થયો એટલે ખરાંખોટાનું ભાન રેહેતું નથી. હું શું કરૂં છું અને આ સારૂં છે કે નઠારૂં તે વાત સુજતીજ નથી. જેટલા પદાર્થ, જેટલા વિચાર અને જેટલી ક્રિયાઓ અકલ્યાણ કરનારાં હોય છે તેજ કલ્યાણ કરનારાં જણાય છે. જેવો કામનો અને જેવો ક્રોધનો અંધાપો છતી આંખે આંધળા કરી નાંખી સંસારના આંધળા કુવાનાં અનેક દુઃખો સહન કરાવવાના કારણરૂપ થાય છે તેવોજ મોહનો અંધાપો પણ થાય છે. કામ, ક્રોધ ને લોભ વિકાર પામે કે મોહ પછી દબાઇને રેહેતોજ નથી. એકબીજા એ દોષો એવા સંકળાએલા છે કે એકનું કાંઈ પ્રબળ થયું તો બીજાને ભેળો લેતોજ આવે. જો કે અનુક્રમે એક એકનું કારણ છે એમ બહુવાર અનુભવાય છે તોપણ એ નિયમથી ઉલટું પણ કવચિત્ જોવામાં આવે છે ખરૂં. ઉપરના એકેકા દોષ જન્મ મરણના ફેરાનાં અનેક દુઃખને અપાવવામાં પૂર્ણ છે તો ચારેય ભેળા થાય પછી શી ઓછ રહે? આ ચારેયને તજીદેવા એ મનુષ્ય પ્રાણીનુંજ કામ છે. જો ઈશ્વરેચ્છાથી

પશુ કે પક્ષીનો પરાધીન દેહ મળ્યો હોત તો આપણે શું કરી શકત? પણ સારૂં થયું કે મનુષ્યનું શરીર મળ્યું છે અને તેની સાથે વિવેકબુદ્ધિ મળી છે. જ્યાંસુધી વિવેકબુદ્ધિનું કામાદિક ઉપરના ચાર ચોરે હરણ નથી કર્યું તે પહેલાં એ ઉગતા ચોરને એવા દબાવી દેવા કે ફરીને જીવતાંસુધી માથું ઉચું કરેજ નહીં. આ કામમાં જો ભૂલ ખાધી તો અમુલ્ય મનુષ્યજન્મ નિષ્ફળ ગયો એમ સમજવું, કેમકે પછી તો આપણમાં ને પશુમાં કશો ફેર રહ્યો નહીં. વ્યવહારમાં નાના સરખા શત્રુને પણ વશ કરિયે છિયે ત્યારે આ તો સદાયના મોટા શત્રુઓને કેમ વશ ન કરવા જોઇએ? એ વશ થયા હોય તો વ્યવહારમાં પણ સહુ મિત્ર થઈનેજ રહે છે. કામને, ક્રોધને, લોભને, અને મોહને તજી દેવા જોઇએ. (વિકાર પામવા ન દેવા જોઈએ.) કદી તેમ નજ થઈ શકે એમ કોઈ ધારે તો તેને માટે પણ સુખરૂપ ઉપાયો કંઈ થોડા નથી. કામ કામના કરાવતો હોય તો વિષયભોગાદિકની નહિ કરતાં તેથી વિરક્ત રહી નિરંતર સંસારનાં દુઃખમાંથી છૂટવાની ને ઉત્તમ પદ મેળવવાની કરવી. ક્રોધ રીસ કરાવતો હોય તો સંસારના અનેક દુઃખદ પ્રપંચ ઉપર અને તેનાં અનર્થકારક કારણ ઉપર કરવી. લોભ તૃષ્ણા રખાવતો હોય તો સત્સમાગમની, સારાસમયની, સત્કર્મ કરવાની, સંસારનાં દુઃખથી છુટવાની અને ઉત્તમ પદ મેળવવાની રાખવી. મોહ વિહ્વળ કરી નાખતો હોય તો ઈશ્વરનું સ્વરૂપ અને પોતાનું સ્વરૂપ ઓળખી શ્રદ્ધા અને અભ્યાસથી એવું વૈરાગ્યસહિત જ્ઞાન મેળવવું કે શરીરની બેભાન અવસ્થા થઈ જાય. જો એ ચાર દોષો તજાતા ન હોય તો તેને આ પ્રમાણે સામીરીતે જોડવા. ત્રણ દોષ ખરેખર જોડાઈ શકે છે પણ ચોથો મનમાંનતી રીતે જોડાતો નથી પણ જોડાયા જેવોજ સમજવો.

આટલુ કરીને પછી હું કોણ છું એમ વિચારી પોતાના આત્માને ઓળખવો.* કામાદિક જ્યાંસુધી વશ થયા ન હોય ત્યાંસુધી આત્માને

* વ્યવહારમાં પણ પોતે પોતાનું સ્વરૂપ જાણવું જોઇએ. હું કોણ માબાપનો પુત્ર છું, મારી પ્રતિષ્ટા કેવી છે, હું કોનો આશ્રિત છું, મારો શો ધર્મ છે, મારે કેમ વર્તવું જોઇએ, ઇત્યાદિ વિચાર કરી પોતાનાં સાગં કુળજાતિ પ્રમાણે શોભે તેમ ચાલવું તથા બોલવું તે પોતાનું રૂપ જાણ્યાનું લક્ષણ છે.

ઓળખવાનાં બધાં સાધન અધુરાં સમજવાં. પોતે પોતાનું રૂપ ઓળખવું તે આત્માને ઓળખ્યો કેહેવાય. ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર, ત્રણ ગુણ અને પંચભૂતથી થયેલો દેહ હું નથી પણ એ મારાં છે એમ જાણવું. દેહ ઇંદ્રિયાદિક જે કાંઇ દૃશ્ય છે તે સઘળાં જડ છે. એને ચલાવનાર જે શુદ્ધ ચૈતન્યરૂપ તે મારૂં રૂપ છે. લાંબો ટુંકો, પાતળો, જાડો, કાળો કે ગોરો એ પણ દેહ છે. હું તો નિર્વિકાર અસંગ, અક્રિય અને અખંડ છું. આ દેહઇંદ્રિયાદિકને બાદ કરતાં જે કાંઇ અવશેષ ચૈતન્ય રહે છે તે હું છું. આ પ્રમાણે પોતાનું શુદ્ધ સ્વરૂપ ઓળખી લેવું.* જ્યાંસુધી કામક્રોધાદિકથી ને રાગાદિકથી મન ભર્યું હોય ત્યાંસુધી પોતાનાં સ્વરૂપને ઓળખવાની વાત પણ સાંભરતી નથી, પણ જ્યારે મન એ દોષને ત્યાગી નિર્મળ થયું ત્યારે પછી પોતાનું શુદ્ધ સ્વરૂપ જેમ અરીસામાં મોઢું સાફ દેખાય તેમ જણાઇ રહે છે. જેઓ પોતાનાં રૂપનું ખરૂં જ્ઞાન નથી પામ્યા તે, હું કર્ત્તા, હું ભોક્તા, હું સુખી, હું દુઃખી, એમ માની રાતદિવસ હર્ષશોકમાં બુડ્યા રહી વારંવાર જન્મમરણ ધારણ કરે છે. જેને પોતાનાં રૂપનું ખરૂં જ્ઞાન નથી તેને મમતા પણ એવી ગળે વળગે છે કે તેના ભારથી દબાએલું માણસ સંસારના આંધળા કુવામાંથી બહાર નીકળવાનો વિચાર પણ કરી શકતું નથી. ઇશ્વરનું અને પોતાનું સ્વરૂપ નહિ ઓળખનારા પુરૂષો મૂઢ એટલે અકલવિનાના કેહેવાય છે, અર્થાત્ ઢોર જેવા કહિયે તો કાંઇ ભારે પડતું નથી, કેમકે ઢોરને પણ અકલ હોતી નથી. એ મૂઢ પુરૂષો પછી, આપઘાત કરનારાઓ જેમ આ લોક ને પરલોકનાં મહા દુઃખ ભોગવે છે તેમ આ લોકનાં ને પરલોકનાં નરકાદિકનાં દુઃખો ભોગવે છે. જેટલો દોષ મોતવિના બીજાં સાધનોથી શરીર પાડનારને લાગે છે તેટલો અથવા તેથી વિશેષ દોષ પોતાનું સ્વરૂપ

*સ્વરૂપ ઓળખવું એ વાત કાંઇ સેહેલી નથી. શમદમાદિક સાધનોથી અંતઃકરણ નિર્મળ થાય અને ત્યાર પછી સત્ શાસ્ત્રનું શ્રવણ થાય ને તેને સમજાવનાર બરોબર તેવો યોગ્ય મહાત્મા મળે ત્યારે ઓળખાય છે. પછી કોઇને થોડા સમયમાં ઓળખાય છે ને કોઇને વધારે સમયે ઓળખાય છે. પોપટની પેઠે, મેં મારૂં સ્વરૂપ ઓળખ્યું છે એમ બોલવું એ કાંઇ ખરૂં જ્ઞાન કેહેવાય નહી. ખરૂં રૂપ ઓળખનારની સ્થિતિ અલૌકિકજ હોય છે.

નહિ જાણનારને લાગતો જોઈએ; કેમકે સ્વરૂપને ન ઓળખવું એપણ એક જાતનો આપઘાત થયો અને તેથી તે કર્મપ્રમાણે તેને યથાયોગ્ય નરકમાં સડ્યા કરવાની શિક્ષા ન્યાયથી વિરૂદ્ધ કહી શકાય નહીં. નરક અનેક કેહેવાય છે. તોપણ તેમાનાં મુખ્ય તામિસ્ર, અંધતામિસ્ર, રૈરવ, મહારૈરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકર, અંધકૂપ, કૃમિભોજન, સંદંશ, સપ્તસૂર્મિ, વજ્રકંટક, શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ, અને અયપાન એ ૨૧ તથા ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધ, પર્યાવર્તન અને સૂચીમુખ, એ મળીને ૨૮ નરક નામરૂપ અને લક્ષણસહિત શુકદેવે વર્ણવી દેખાડ્યાં છે. * એનાં દુઃખોનો વિચાર કરતાં રૂવાડાં ઉભાં થઈ જાય એવાં તે ભયંકર લાગે છે. જો મનમાં આવાં નરકનાં અસહ્ય દુઃખો જોવાની ઈચ્છા ન હોય તો કામ ક્રોધાદિકને દબાવી દઈ પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખીને ન્યાય અને સદાચારને માર્ગે ચાલ્યા કરવું જેથી ઉત્તમોત્તમ કલ્યાણની પ્રાપ્તિ થાય. જો આ વાત વિસરી ગયા તો જરૂર રૂવાડે રૂવાડે લાખો વીંછીની વેદનાજેવાં દુઃખ આપનારાં નરકના ભોગી આપણે થઈ ચુકવાના અને ઉત્તમ પદ પામવા માટે અનેક પુણ્યથી મેળવેલો મનુષ્યદેહ વૃથા જવાનો. આ અનેક દુઃખે અને અનેક પુણ્યે મળેલો અમૂલ્ય માનવદેહ વૃથા થાય એ જેવી હાનિ બીજી એકે પણ નથી. આજ જન્મ, આજ જાતિ, આજ અવસ્થા, આજ સમય અને આજ ઘડી પોતાનાં કલ્યાણ માટે વિચાર કરવાને છે એમ સમજવું જોઈએ. પછીની શી ખબર અને શો ભરોસો? આવા ઉત્તમ મનુષ્યદેહમાં એજ દેહથી કરવાનું કર્તવ્ય કે તે જો ન થયું તો પછી ક્યારે થશે? શું ઊંટના અવતારમાં અનેક તીનાં મેદાનમાં તીક્ષ્ણ તડકામાં માથે ભાર ઉપાડી ભુખ્યાંતરસ્યાં સાફરી કરતાં કે આંખે પાટા બાંધી ઘાણીએ ફરતાં કર્તવ્ય સુજશે? બળદના અવતારમાં ખરે મધ્યાન્હે હળ ખેંચતાં કે બેસુમાર ગામાં ભરેલો ભાર માથે લાકડીયો ચાબખા પડતાં ભુખ્યાંતરસ્યાં રાત

*ભાગવત પંચમ સ્કંધમાં છે. સ્થળના સંકોચે તે અહીં ઉતાર્યાં ની. વળી કોઈ બીજા પ્રસંગમાં તે ઉતારી સર્વને વિદિત કરશું.

નુષ્ય પરાભવના ફાંસામાં ફસાઈ જાય છે, અર્થાત્ સંતોષવગર મનુષ્ય દુઃખ ભોગવે છે માટે સંતોષ રાખવો એ વધારે સારૂં છે. સુખનો કેટલોએક આધાર સંતોષનાઉપર રહેલો છે. જો વિચાર કરિયે તો અસંતોષી હોવાને લીધે તેથીજ રાત્રિદિવસ જંપ નહીં વાળનારા લક્ષાધિપતિના કરતાં સાધારણ સ્થિતિ છતાં મનમાં સંતોષ માનનારા પુરૂષોના દિવસો વધારે સુખમાં જતા હશે. સાધારણ અથવા નઠારી સ્થિતિ ભોગવી, કંઈપણ કર્તવ્યકર્મ કર્યાવગર સંતોષ માની ઘરમાં પલંગપર પડ્યું રેહેવું એવું કાંઈ અમારૂં કેવું નથી, પણ દુઃખદર્શક વૃથાશાને દૂર કરી, પ્રયત્નથી બનતાંસુધી અને જ્યાંસુધી બુદ્ધિબળ ચાલે ત્યાંસુધી નઠારી સ્થિતિ ન ભોગવતાં જન્મની સફળતાનાં સાધનો મેળવી લઈ સંતોષ માનવો. કદાચિત્ દૈવયોગથી વિશેષ ન બની શકવાવિષે નિશ્ચય થતો હોય, તોપણ ઈશ્વરદત્ત જે સ્થિતિ હોય તેમાં સંતોષ માની, વિશેષ કર્તવ્યપર લક્ષ રાખવું. ઘણુંકરી આ રીતિ સર્વ સાધારણ અને સામાન્યરીતે સુખ ઉપજાવનારી છે, એમ ભાસે છે.

વળી, સંતોષરહિત થઈ ગયેલાં મનુષ્યનાં અંતઃકરણમાં વૃથાશાને આવવાની ફરજ પડે છે, અને તે વૃથાશા આવી એટલે પછી, દુઃખતો એની મેળે તેની સાથેજ અંદર દાખલ થઈ અદૃશ્યરીતે સંતાઈ રહે છે. અને તે અનુકૂળ વખતે દેખાવ આપી, પોતાની ક્રિયા નિઃશંકપણે ચલાવે છે, અને તે આપણે (પ્રાણિમાત્રે) ભોગવવું પડે છે. સંતોષ હોય તો વૃથાશાને આવવાની ફરજ નહીં પડતાં તેમ બનતું નથી.

વળી, આ સંસાર અનેક પ્રપંચોથી ભરપૂર છે તેમાં વારંવાર અનેક ઉપાધિયો આવી નડે છે. કેટલીએક વ્યાધિયો શરીરઉપર અમલ ચલાવવા લાગે છે, કેટલીએક આધિયો (માનસિક દુઃખો) મનનું મથન કરી નાખે છે, અને બીજાં કેટલાંએક વિચારજન્ય જે જે દુઃખો જગત્માં જોવામાં આવે છે તે બધાં જો કે ઈશ્વરી નિયમ પ્રમાણે સંતોષવાન્ જનોનાં મનોને પણ ઘેરી લે છે, તો પણ અસંતોષી અને વૃથાશામાં વૃથા વખત ખોઈ પોતાનું જીવન કાઢનારા પુરૂષોના કરતાં તે સંતુષ્ટ મનુષ્યનાં મનઉપર ઓછી અસર કરતાં માલમ પડેછે.

સંતોષથી નિષ્પ્રતિમ સુખ મળે છે, દુઃસહ દુઃખના તીવ્ર ઘા પણ વખતે રૂઝાઈ જાય છે અને અનેક શ્રમથી પણ અલભ્ય આનંદનો લાભ વગરશ્રમે મળે છે. મનુષ્યના મગજમાં સંતોષ કંઈ જુદીજ જાતનું પોષણ આપે છે. જુદી જુદી જાતની વિદ્યાઓ મેળવવી, જુદી જુદી જાતના હુન્નરો શીખવા, જુદા જુદા પ્રકારના પરમાર્થો કરવા, જુદી જુદી તરેહનાં સુખો મેળવવાં, જુદી જુદી જાતની સમૃદ્ધિઓ સંપાદન કરવી, જુદા જુદા લોકોની રીતભાત જાણવી, જુદી જુદી જાતનું કલાકૌશલ્ય શિખવું, જુદી જુદી જાતની ભાષાઓ ભણવી, જુદાં જુદાં મનુષ્યોની પ્રીતિ સંપાદન કરવી, સુયશ સંપાદન કરવું અને ઘણા ઘણા શ્રમો વેઠી તથા દુઃખો સહન કરી ઈચ્છિત ફળ મેળવવું એ બધું માત્ર એક સંતોષને માટેજ છે. આ બધાનું ફળ જોશો તો છેવટ સંતોષ સંપાદન કરવો એજ માલમ પડશે. દુનિયામાં જો સંતોષ ન હોત તો અવશ્ય આખું જગત્ દુઃખમયજ નજરે પડત. જે મનુષ્યમાં જેટલે અંશે સંતોષ રહે. તેટલે અંશેજ તેના મનમાં સુખ ઉત્પન્ન થતું હોય એમ જણાય છે.

સઘળી રીતે દુઃખ દૂર કરવું એવી ઇચ્છા તો સર્વ મનુષ્યમાં સ્વાભાવિકપણે રહેલી હોય છે, કેમકે દુઃખ દૂર થયા શિવાય સુખ મળતુ નથી અને સુખ મળ્યાશિવાય જગત્‌માં જીવિત પણ અપ્રિય જેવુંજ લાગે છે, માટે સુખ મેળવવાની તો અવશ્યતાજ છે અને તે સુખનો સંતોષ એ કેટલેક દરજ્જે આશ્રયરૂપ છે, માટેજ સંતોષ સુખનું સાધન છે એમ કહી શકાય છે.

જો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરિયે તો આ સંસાર દુઃખરૂપ છે તે સ્વાર્થમય માલમ પડે છે. કોઈ કોઈને ખરા વખતમાં ઉપયોગી થતું નથી. અપ્રતિમપ્રીતિ પણ ક્વચિત્ ક્ષણિક જોવામાં આવે છે. તમામ મનુષ્યો લક્ષ્મીની લાલચમાં લપટાય છે. સ્ત્રી પુત્ર આદિ સર્વે ક્ષણિક પદાર્થો પરિણામે કલ્પિત અને નાશાત્મક છે. માત્ર સઘળું એક ઈશ્વરની અચિંત્ય માયાથી સત્યવત્ ભાસે છે. સુખ સ્વપ્નમાં પણ નથી. જેનું નામ તેનો નાશ ઈશ્વરી નિયમ પ્રમાણે રહેલોજ છે. શરીર

સ્ત્રીપુત્રઆદિ અને ધનધામ વિગેરે સમગ્ર પદાર્થો પંચમહાભૂતના બનેલા છે અને છેવટ તે સર્વનો તેમાંજ લય થવાનો છે. આ સર્વ પદાર્થો વિદ્યમાન દશામાં પણ દુઃખજનક છે ત્યારે તે પરિણામે દુઃખ ઉત્પન્ન કરે તેમાં શું આશ્ચર્ય! માત્ર માણસો પોતાના મનઃકલ્પિત વિચારોથી તેમાં સુખ દુઃખ વિગેરે માની લઇ પોતાનું અમુલ્ય આયુષ્ય, ઇશ્વરેચ્છાને આધીન થઇ કાઢી નાખે છે અને પછી છેવટ પંચમહાભૂતથી બનેલો તેનો દેહ પંચમહાભૂતમાં મળી જાય છે. એ પ્રમાણે આ અનાદિ સંસારનો પ્રવાહ ચાલ્યો જાય છે. મનુષ્યોનું ખરૂં કર્તવ્ય શું છે તે કોઇથી જણાતું નથી. સહુએ પોતપોતાનું મન જેમનું દોરી જાય, તે તરફ વગરવિચારે દોરાઇ જતા દેખવામાં આવે છે, અને પછી પોતાનાં મનનાં વળણપ્રમાણે તેમાં સુખદુઃખ માની લેછે, પણ પરિણામ સુધી વિચાર કરતાં સંસાર દુઃખરૂપ છે તેમાં સુખતો માત્ર કલ્પિત છે. જો તેમાં સુખની કલ્પના ન થાય તો આ અનાદિ સંસારનો પ્રવાહ અટકી જાય અને તેને મોટો ધક્કો લાગે, તેને માટે ઇશ્વરે એક એવી અદ્ભુત માયા રચી છે કે જેની મોહજાળમાં ફસાઇ ગયેલાં મનુષ્યોનાં મનોને તે માયા પોતાની અસાધારણ શક્તિથી દુઃખરૂપ પદાર્થને પણ (સંસારને પણ) સુખરૂપ મનાવી દેછે કે જેથી ઇશ્વરે કંઇ ગંભીર હેતુથી સૃજેલાં આ જગતનો પ્રવાહ અવિચ્છિન્નપણે ચાલ્યો જાય છે. વળી સંસારની અસારતાવિષે એક પ્રાચીન કવિ કહે છે કે.—

'अयमविचारितचारुतयासंसारोभातिरमणीयः ।
अत्रपुनःपरमार्थदृशानकिमपिसारमणीयः' ॥

વિચાર કર્યાવગર ઉપરથી જણાવામાં આવતી સુંદરતાથી તો આ સંસાર બહુજ રમણીય લાગે છે, પણ તેમાં પરમાર્થ દૃષ્ટિથી સૂક્ષ્મ રીતે નજર કરતાં કંઇ ઝીણો પણ સાર જણાતો નથી. આ વિગેરે ઘણા ઘણા શાસ્ત્રકારો અંતરથી સંસારની અસારતા બતાવી ગયા છે, પણ તે અકૃતોપયોગી ન જણાતાં આટલેથીજ બંધ કરિયે છિયે.

ઉપર પ્રમાણે એકતો આ સંસારજ સૂક્ષ્મ નજરથી વિચારતાં

દુઃખપ્રાય અને તેમાં વળી આશા એ વિશેષ દુઃખજનક જોવામાં આવે છે અને એટલાજ માટે તેનાથી કંટાળી ગયેલા મોટા મોટા મુનિજનો તેનો ત્યાગ કરી, વનવાસ તરફ ગયેલા આપણા સાંભળવામાં આવે છે. તે સર્વે મહાત્માઓનો લક્ષ લઈ તેના જેવા થવા સારૂ સંસારનો પરિત્યાગ કરી વિભૂતિ ચોળી બાવા બની જવું અને આશા છોડી દેવી એમ અમે કહેતા નથી, કેમકે તેમ કરવા જતાં અમર આશાનો નિર્મૂલ ન થાય પણ ઉલટું રખડી રઝળી આ અમુલ્ય આયુષ્ય વ્યર્થ નીકળી જાય.

પૂર્વે દેશના અને કાળના અનુસારથી તે પ્રાચીન લોકોના પરમાણું કાંઈ જુદીજ જાતના હતા; અને તેની સાહસિકતા, મહત્તા, ગંભીરતા અને શક્તિ એ આદિ ગુણો કોઈ જુદીજ જાતના હતા; તેમજ તેમનાઉપર ઈશ્વરી કૃપા પણ કાંઈ અસાધારણ હતી કે જેથી તેઓનાથી તેમ થઈ શકતું. જુઓ કે ભગવાન્ રામચંદ્રજીએ પોતાના અપ્રતિમ ગુણોથી રાજાએ સ્વપ્નમાં પણ નહીં ભોગવેલું વનવાસનું દુઃખ થોડા સારૂજ સહન કર્યું હતું અને થોડા કારણને માટેજ પોતાની પ્રાણપ્રિયા સ્ત્રી સીતાનો પરિત્યાગ કર્યો હતો. સત્યતામાં પંકાયેલા ભગવાન્ હરિશ્ચંદ્ર રાજા, રાજા છતાં પણ માત્ર સત્યને માટે અયોગ્ય ચાંડાળને ત્યાં વેચાણા હતા. આ કાંઈ થોડું સાહસ, થોડું ધૈર્ય, કે થોડું ગાંભીર્ય ગણાય નહીં. આજે મોટાં મોટા કારણો આવી નડે તોપણ તેવા કોમળ પ્રકૃતિના લોકોથી તેમ સ્વપ્નમાં પણ બની શકે? કદિ નહીં બને; કેમકે તે દેશકાળ જુદાં હતાં અને તેમનામાં સદ્ગુણોનો પરિપાક પણ કાંઈ જુદીજ જાતનો હતો તથા તેમનાપર ઈશ્વરી કંઈ અનુગ્રહજ હતો કે જેથી તેઓ આજે નામાંકિત ગણાય છે. સારાંશ એ કે આજે દેશકાળ આદિના ફેરફારને લીધે આગળના મહાત્માઓની ક્રિયા પ્રમાણે લોકોથી ક્રિયા બની શકે નહીં, પણ ઉલટું આર્વનહંસગતિકાકતણીભુલાય એમ થાય માટે સદ્વિચાર કરી પ્રત્યક્ષ અનુમાન આદિ શાસ્ત્રીય પ્રમાણથી જે માર્ગ આજના દેશકાળ આદિને અનુકુળ તથા સરલ સરસ કલ્યાણકારી અને સુખદ હોય તે ગૃહણ કરી વૃથા-

શાને સુખપ્રદ સંતોષથી દૂર કરવાથી કંઈ પણ સુખ મેળવી શકાય એમ અનુમાન થઈ શકે છે.

વળી દરેક જાતના દુર્ગુણો આ વૃથાશા સાથે સંબંધ રાખતા હોય છે એટલે એ આશાને લઈ અસત્ય, લોભ, નિંદા, અસૂયા, મદ, વ્યભિચાર, કૃતઘ્નતાઆદિ દુર્ગુણો વખતે આવી જતા જોવામાં આવે છે; પણ સંતોષથી તો તે ઉલટા ડરી જઈ સો કદમ દૂર ભટકતા ફરેછે, માટે સંતોષવાન્ મનુષ્યોમાં ઘણુંકરી તે હોતા નથી; કેમકે દરેક શ્રમથી જે મેળવવાનું (સંતોષરૂપ) છે તેતો તેને મળી ગયેલું હોય છે, જેથી અસત્યઆદિ દુર્ગુણોને તેમાં લપટાવાની કશી જરૂર રેહેતી નથી.

સંતોષની સાથે સદ્ગુણોનો સંબંધ વિશેષ રહેલો હોય છે. સંતોષથી મનુષ્યમાં સરલતા, સૌજન્ય, સૌશિલ્ય, વિનય, ગંભીરતા, ગુણજ્ઞતા, એ આદિ ગુણોના કાંઈક અંશ આવી રહેલા માલમ પડે છે. સંતોષથી મનુષ્યનું મન નિર્વિકાર તથા શાંત થાય છે અને અંતઃકરણમાં જીવન્મુક્તની પેઠે પરમ આનંદની પ્રાપ્તિ થાય છે.

સંતોષ નહીં હોવાથી આશાનો આર્યભાઈ લોભ મુકામ કરે છે કે જેનું ફળ દુઃખ શિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. અને પછી ધીમે ધીમે કામ ક્રોધ મોહ મદ મત્સર આદિ તેના ભાઈઓ અને અસત્યતા અસૂયા આદિ તેની ભગિનીઓ પોતાનો સમાવેશ કરવા ચાહે છે અને પોતાથી બનતી મેનતે પોતાનો થોડો ઘણો અંશ પણ દાખલકરી દેછે કે જેનો પરિણામ ઘણોજ વિષમ ઉતરે છે. કામ આદિમાં લુબ્ધ થયેલા રાવણનું રાજ્ય જતું રહ્યું, તેની તમામ સેના હતી નહતી થઈ ગઈ, તેનાં કુટુંબનું ખેદાનમેદાન વળી ગયું અને આખર તેને મૃત્યુનું અતિથિ થવું પડ્યું. આ કથા આદિ કવિ વાલ્મિકીએ વર્ણવેલી આપણે સાંભળીયે છિયે. તેમજ આ દોષેજ (કામેજ) નિર્વિકાર ભગવાન્ બ્રહ્માની પોતાની પુત્રિ સરસ્વતીમાં કુબુદ્ધિ ઉત્પન્ન કરાવી પોતાનું બાહુબળ લોકોને સૂચવ્યું છે. ક્રૂર ક્રોધે પણ ભગવાન્ શંકરને પોતાના આવેશને આધીન કરી તેમના પિતાજી બ્રહ્માનું મસ્તક છેદવામાં પ્રવૃત્તિવાળાં કર્યા હતા. દુષ્ટ દુર્યોધન અને દુઃશાસન આદિનું પણ આ ઉપ-

રનાજ કામક્રોધ આદિથી ઊંધુંવળી ગયેલું આપણાં શાસ્ત્રો જણાવી આપે છે. અને પ્રત્યક્ષ પણ આ દુર્ગુણોના આવેશમાં આવેલાં લોકો ઘણાંજ ક્રૂર સાહસિક અને અચિંત્ય કર્મો કરતાં કાંઈપણ આંચકો ન ખાતાં આપણે જોઈયે છિયે. આ દુર્ગુણો એકેકા પૃથક્ પૃથક્ હોય તો પણ ઉાટવાળી નાખવામાં પછાત રેતા નથી ત્યારે તે સઘળા મળ્યા હોય તો તેની તો શી વાત્ત!

સંતોષ હોય તો ઉપર જણાવેલા દુર્ગુણો નજ આવે એમતો કહી શકાતું નથી, કેમકે તે દુર્ગુણોનાં બીજો મનુષ્યમાત્રની મનોભૂમિઉપર પ્રથમથીજ પથરાયેલાં હોય છે. પણ એટલું તો ખરૂંકે સંતોષરૂપ સૂર્યના તીક્ષ્ણ કિરણો પડવાથી તે ઘણુંકરી વૃદ્ધિને નહીં પામતાં પોતાનું ખરેખરૂં દોષતાદર્શક મહાત્મ્ય દેખાડી શકતા નથી.

આ દુરંત ભવસાગરનો પાર પામવો એ ઘણીજ મુશ્કેલ વાત છે. તેમાં ઘણાં ઘણાં સાધનોની સંપત્તિ હોય, અને સર્વોપયોગી ઈશ્વરાનુગ્રહ હોય તોજ તે હેમક્ષેમે પાર ઉતરી શકાય છે. પણ સંસારસાગરમાં દુર્ગુણઆદિ ક્રૂર હિંસક પ્રાણિઓ તુરત આડે રસ્તે ઘસડી ન જાય તેને માટે સંતોષને પણ એક શસ્ત્રરૂપ ગણીએ તો તેમાં કાંઈપણ અયોગ્ય નથી.

આપણા પ્રાચીન પ્રશસ્ત પંડિતો જણાવે છે કે.—

संतोषाऽमृततृप्तानां यत्सुखंशांतिरेवच ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्चधावता ॥ १ ॥

અર્થ.—સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થયેલા પુરૂષોને જે સુખ અને જે શાંતિ મળે છે તે ધનની લાલચમાં લપટાએલા અને પૈસાની આશાથી આમ તેમ એટલે ચોતરફ હડીઓ કાઢનારા પુરૂષોને ક્યાંથી મળે? અર્થાત્ ન મળે.

જગત્કર્ત્તાએ જે પ્રમાણે દરેક મનુષ્યને માટે પ્રારબ્ધનું નિર્માણ કરેલું હોય તે પ્રમાણેજ થતું આવે છે. મનુષ્યમાત્ર પોતાનું કરેલું માની બેસે છે પણ તેની કંઈ સત્તા નથી અને તેથી વૃથા અસંતોષથી દુઃખ માનવામાં કશું ફળ અમારા જોવામાં આવતું નથી. ઉપર જણાવ્યા

પ્રમાણે આપણા શાસ્ત્રકારો પણ આશાનો ધિઃકાર કરી, સંતોષને વખાણી ગયા છે અને વિચાર કરતાં આપણા મગજમાં પણ તે વાત ઉતરયાવિના રહેશે નહીં. તેથી બધી રીતે સંતોષની સર્વોત્તમતા સિદ્ધ થાય છે. કદી કોઈ સુજ્ઞજનના મનમાં એમ કુતર્ક આવશે કે સંતોષ રાખવાથી માણસ વધી શકતો નથી પણ ઉલટો તે નીચી પાયરીયે જતો જાય છે, તો એ શંકા ભૂલભરેલી છે. સંતોષ કાંઈ ઊંચી પાયરીએ ન જવા દેવામાં કારણરૂપ નથી. પણ તેમાં કારણરૂપ તો બીજા આલસ્ય, અશક્તતા મૂઢબુદ્ધિતા, મંદોદ્યોગ, મંદાભ્યાસ, અને મંદભાગ્યતા આદિ છે. સંતોષ માત્ર અયોગ્ય રસ્તે મનુષ્યોની પ્રવૃતિ નહીં થવા દેવામાં અને વૃથાશાથી વખતે બની આવતાં ક્રૂર કર્મો નહીં કરવા દેવામાં કારણરૂપ થાય છે. એને માટે તેને મહાકવિઓ સદ્ગુણની પંક્તિમાં ગણી ગયા છે. નહીંતો આલસ્ય અશક્તતાઆદિ દુર્ગુણોમાં તેને કેમ ન ગણત ? આ અનુમાનથી પણ સંતોષની બાબતમાં ઉપરના કુતર્કો આવી શકતા નથી. કોઈ અનુભવી વિદ્વાને કહ્યું છે કે 'आशादासीकृतायेनतस्यदासायतेजगत्' (જેણે આશાને દાસી કરેલી છે તે પુરૂષની આગળ જગત્ દાસ જેવું થઈ રહે છે.) સારાંશ એકે નિરાશી અથવા સંતોષી સર્વથી શ્રેષ્ઠ ને સર્વથી સુખી છે.

છેવટ અમારી દીનબંધુ જગદીશ્વર પાસે એજ પ્રાર્થના છે કે આ આર્યાવર્તની આર્યતાથી ભ્રષ્ટ થયેલી પ્રજા પાછી સદ્વિચાર, સુશીલતા, સુજનતા, સુબુદ્ધિ, ધૈર્ય, ગાંભીર્ય, શૌર્ય, વિનય, સાહસ, કલાકૌશલ્ય, ઈંગિતજ્ઞતા, વિદ્વત્તા, સમયજ્ઞતા, બલવત્તા, દ્રઢમતિજ્ઞતા, સદ્વિદ્યા અને સદુદ્યોગ આદિ સદ્ગુણોથી સુશોભિત થઈ, વૃથાશાના વૃથા પાશમાં નહીં લપટાવામાં સંતોષની સહાયતા લઈ, ઉત્તમ આશાપર કાંઈક લક્ષ રાખી, સુપંથને પ્રાપ્ત થાઓ અને આ આર્યાવર્ત દેશનું હિત કરવામાં જરા આગ્રહથી પોતાની કમર કસી, આ દુનિયામાં પોતાનું ખરૂં કર્તવ્ય કરી, ઈશ્વરે કાંઈ ગંભીર હેતુથી આપેલાં અમુલ્ય આયુષ્યને સફળ કરો. (તથાસ્તુ.)

## विदुरनीति.

(અાંધણ પાને ૧૬૦ થી.)

अध्वाजरादेहवतां पर्वतानांजलजरा ॥७८॥
असंभोगोजरास्त्रीणां वाक्शल्यंमनसोजरा ।

દેહધારિયોને માર્ગ (માર્ગમાં ચાલવું) એ જરારૂપ છે અર્થાત્ દેહને દુર્બળ કરનાર છે, પર્વતોને પાણી (પાણીના પ્રવાહ) એ જરારૂપ છે એટલે ખસાવી નાંખનાર છે, સંભોગ ન કરવો એ સ્ત્રિયોને જરારૂપ એટલે ક્ષીણ કરનાર છે અને વાણીરૂપ શલ્ય મનને જરારૂપ છે અર્થાત્ મનને માઠું પાડનાર છે.

अनाम्नायमलावेदा ब्राह्मणस्याव्रतंमलं ॥७९॥
मलंपृथिव्यावाल्हीकाः पुरुषस्यानृतंमलं ।
कौतूहलमलासाध्वी विप्रवासमलाःस्त्रियः ॥८०॥
सुवर्णस्यमलंरूप्यं रूप्यस्यापिमलंत्रपु ।
ज्ञेयंत्रपुमलंसीसं सीसस्यापिमलंमलं ॥८१॥

અભ્યાસ ન કરવો એ વેદને ભુલાવી દેનાર છે, વ્રત ન પાળવું એ બ્રાહ્મણને ભ્રષ્ટ કરનાર છે, જે ઠેકાણે પાંચ નદી ને છઠ્ઠો નદ વહેતો હોય તેવા દેશો એ પૃથ્વીને બગાડનાર છે, અસત્ય એ પુરૂષને દુષ્ટ કરનાર છે, કૌતુક થવું એ સાધ્વી સ્ત્રીને મલિન કરનાર છે, મુસાફરી કરવી એ સ્ત્રિયોને નઠારી કરનાર છે, સોનાને શશી[1] કરનાર રૂપું છે, રૂપાને શશી કરનાર ખરીપારી છે, ખરીપારીને શશી કરનાર સીસું છે, અને શીસાંને પણ શશી કરનાર મેલ છે.

नस्वप्नेनजयेन्निद्रां नकामेनजयेत्स्त्रियः ।
नेंधनेनजयेदग्निं नपानेनसुरांजयेत् ॥८२॥

સુવાથી ઊંઘને ન જીતવી, કામથી સ્ત્રિયોને ન જીતવી, લાકડાંથી અગ્નિને ન જીતવો અને પીવાથી મદિરાને ન જીતવી. (એમ થ-

૧ શશી એટલે મેલું, અશુદ્ધ અથવા ખરેખર શુદ્ધ નહીં તે.

વાથી તો જેને જીતવાનાં છે તે ઉલટાં આપણને જીતે છે, અર્થાત્ વધે છે. માટે તેમ કરવા ઇચ્છવું નહિ.)

यस्यदानजितंमित्रं शत्रवोयुधिनिर्जिताः ।
अन्नपानजितादाराः सफलंतस्यजीवितं ॥८३॥

જેણે દાન આપીને મિત્રને જીતેલ છે, જેણે રણસંગ્રામમાં શત્રુઓને જીતેલ છે, અને જેણે અન્નપાન આદિથી સ્ત્રિયોને જીતેલ છે (વશ કરેલ છે) તે પુરૂષનું જીવવું સફળ છે.

सहस्रिणोपिजीवंति जीवंतिशतिनस्तथा ।
धृतराष्ट्रविमुंचेच्छां नकथंचिन्नजीव्यते ॥८४॥

હજારો માણસોવાળા પણ જીવે છે અને સો માણસવાળા પણ જીવે છે. નઠારી રીતે જીવવું એમાં તે શું છે? (એ જીવ્યું કાંઈ જીવ્યું નં કેહેવાય) માટે હે ભાઈ! એમ નઠારી રીતે જીવવાની આશા છોડી દ્યો.

यत्पृथिव्यांव्रीहियवं हिरण्यंपशवःस्त्रियः ।
नालमेकस्यतत्सर्व मितिपश्यन्नमुह्यति ॥८५॥

પૃથ્વીઉપર જે સાળ, યવ, સોનું પશુ અને સ્ત્રિયો છે, તે સર્વ એકને માટે નથી (પરંતુ બધાને માટે છે) એમ જે જાણે છે તે કોઇ દિવસ મુઝાતો નથી.

राजन्भूयोब्रवीमित्वां पुत्रेषुसममाचार ।
समतायदितेराजन् स्वेषुपांडुसुतेषुवा ॥८६॥

હે રાજા! આ ફરીને પણ હું તમને કહું છું કે જો તમારે પાંડવો અને કૌરવોઉપર સરખી નજર હોય તો તમે તમારા પુત્રો અને પાંડવોવિષે સરખી રીતે વરતો.

इतिश्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये
एकोनचत्वारिंशोध्यायः ॥३९॥

# ગુજરાતીની દશા.

ઉનાળામાં તાપ ઘણો પડે છે અને સૂર્ય ઉત્તરાયણના હોવાથી દિવસો પણ મોટા થાય છે, તેથી સ્વાભાવિકરીતે શરીરની ક્રિયા નહિ કરનારાં માણસોને નિદ્રા આવે છે. હું એક દિવસ મારાં આસનઉપર બેઠો બેઠો ભાષાવિષે વિચાર કરતો હતો ત્યાં મારી આંખ વીચાઈ ગઈ. ક્ષણ એક નહિ થયો હોય ત્યાં તો એક સુંદર સમુદ્રથી વીંટાયેલું શેહેર મારા જોવામાં આવ્યું. આ સમયે આશરે એકાદ ઘડી દિવસ બાકી રહ્યો હોય એવું જણાતું હતું. સારા સારા ગૃહસ્થો કોઈ દરિયા કિનારે અને કોઈ પોતપોતાના બાગબગીચામાં હવા ખાતા હતા અને કેટલાક બગીબ્રૂનમાં બેસી દોડમદોડ મચાવી રહ્યા હતા. કેટલાક સુધરેલાઓએ પાટલુન ધાલેલાં હતાં, કેટલાકે કોટમોં કોટ ધાલેલા હતા, કેટલાકે ચશમાં ચડાવેલાં હતાં, કેટલાકે ગલપટા ગળે વળગાડયા હતા, કેટલાકે વિચિત્ર જાતિની ટોપિયો પેરી હતી, કેટલાકે લાકડિયો હાથમાં રાખી હતી, કેટલાકે બૂટ મોજા ચડાવ્યા હતા, કેટલાકે વિવિધપ્રકારની પાગડિયો પેહેરી હતી, કેટલાકે અંગરખાં ધારણ કર્યાં હતાં, કેટલાકે ધોતિયાં પેહેરેલાં હતા, કેટલાકે ખભે પછેડિયો નાંખી હતી, કેટલાકે ચાંચિયા જોડા પેહેરેલા હતા, કેટલાક ઈંગ્રેજીમાં બોલતા હતા, કેટલાક ગુજરાતી પણ બોલતા હતા, કેટલાક સાદાઈ રાખનારા હતા, કેટલાક ભભકો મારનારા હતા, કેટલાકે લવંડર છાંટેલાં હતા, કેટલાક દેશના દુઃખની વાતો કરતા હતા, કેટલાક પુનર્વિવાહનું પ્રકરણ કાઢી સામસામા લડતા હતા, કેટલાક કપટી અને નિર્દય દેખાતા હતા, કેટલાક દયાળુ દીસતા હતા, કેટલાક કામિનીઓના કર પકડી હવા લેવરાવતા હતા, કેટલાક કોમળ શરીરનાં બાળકોને રમાડતા હતા ને તેની રમતથી રાજી થતા હતા, કેટલાક ગોરા તો કેટલાક કાળા રંગના હતા, કેટલાક જુનું જુઠું ને નવું સાચું એમ બીજાને સમજાવતા હતા, કેટલાક ધર્મને ધકો લગાડતા હતા, કેટલાક, મુરબ્બીયોને અપમાન કરવાનો અભ્યાસ કરતા હતા, કેટલાક સભા ભરવાની તો કેટલાક પુસ્તક બહાર પાડી

પ્રસિદ્ધ થઈ જવાની વાતો વિચારતા હતા, અને કેટલાક આથી જુદી તરેહના પણ હતા તેમાના ક્વચિત જોવામાં આવતા હતા. આ દેખાવ દેખતાં દેખતાં થોડીવારમાં એક મોટો બાગ દીઠો. તેમાં વૃક્ષો અનુક્રમથી વાવેલાં હતાં અને ફુલઝાડ અનુક્રમે સરખી રીતે ગોઠવી દીધાં હતાં. વચ્ચે એક બંગલો હતો તેની આગળ મોટો ફુવારો બાંધેલો તેમાંથી પાણી ઊંચું ચડી નીચે પડતું હતું. મેહેલનીઅંદર વિવિધપ્રકારના અરિસા, ઝુમર, હાંડી, એ આદિ બીલોરી સામાન ચોતરફ ટાંગી દીધેલો હતો. મધ્યભાગમાં પીતળના આંકડિયાવાળી સુંદર હીંડોળાખાટ ઝુલતી હતી તે ઉપર એક સૌભાગ્યવતી સદ્ગુણવતી સ્ત્રી પોતાના ડાબી બાજુના કરકમળમાં પોતાનું મસ્તક મેલીને જમણે હાથેથી પોતાનું સઘળું શરીર વસ્ત્રથી ઢાંકી માત્ર એક મુખની આકૃતિ શિવાય બીજો કોઈ ભાગ દૃષ્ટિમાં કે અનુમાનમાં ન આવે તેવી રીતે સુતી સુતી ઉદાસીમાં કંઈ વિચાર કરતી જણાઈ. હું ક્યાં હતો તેનું સ્મરણ નથી પરંતુ જાણે હું તેનીપાસે તેજ આવાસના એક ભાગમાં કોઈ ન જાણે તેમ ઉભો ઉભો સૃષ્ટિનું સૌંદર્ય જોતો હતો. થોડીવાર થઈ કે તેના મુખમાંથી નીકળેલા નીચે પ્રમાણે ઉદાસીના બોલ મારે કાને પડ્યા.—

હા દૈવ ! કેવી કાળની ગતિ ! સંસારમાં જેનો ઉદય અને જેનો અસ્ત ન થયો હોય એવું ઈશ્વરવિના બીજું કોઈપણ પવિત્ર પ્રાણી નથી, ત્યારે હું સંસારના નિયમથી અવળી સ્થિતિમાં ક્યાંથી આવું ? હા માતા ! તમે મને જન્મ આપીને પાળીપોષી મોટી કરી પણ મારાં મંદ ભાગ્યને લીધે હું તો દુર્દશા ભોગવું છું. આપ શું જાણશો કે મારી પુત્રીની શી દશા છે ? અરે હું મારી પીડા ગાઉં છું પણ આપની પણ મારા જેવીજ દશા થઈ હશે એમ મને લાગે છે. જગતમાં સઘળા પદાર્થો ઉત્પન્ન થઈને નિયમસર નાશ પામે છે તેવી રીતે હું નાશ નહિ પામું પણ પ્રતિદિવસે વધતી જતી મારી શરીરસંપત્તિથી હું જ્યાંસુધી પ્રલય નહિ થાય ત્યાંસુધી જીવતી રહીશ એવો મને આશીર્વાદ છે, તથાપિ હવે તો મને લાગે છે કે રખેને મારૂં મરણ પાસે આવ્યું હોય ! કદી સાવ મરણ ન થાય તો પણ

મરણથી અધિક દુઃખનો જીવીને અનુભવ કરવો એ જીવવું પણ ન જીવ્યા સરખું છે. હે માયાળુ માતા! આ તમારી દીન દીકરી ઉદાસીના દુસ્તર દરિયામાં બૂડે છે તેને આવી આપ ઉગારો. આપ અનાદિ કાળનાં છો તેથી આપને ઘણો અનુભવ મળ્યો હશે તેથી મારે હવે શું કરવું તે તમે બતાવી શકશો. મોટા મોટા દેવતાઓ પણ તમારો આશ્રય કરી રહ્યા છે એટલે તમે મારી સહાયતા કરવાને શક્તિવાળાં છો. માતાપિતાને મેલીને છોકરૂં કોનીપાસે પોતાનું દુઃખ રૂવે? હે દૈવ! જ્યારે જન્મ આપીને માતાથી વીખૂટી પાડી આવી દશાજ ભોગવાવવી હતી ત્યારે પ્રથમથી જન્મ પેહેલાંજ મારો નાશ કરી નાંખવો હતો કે જેથી આપને પણ દેખવાનું કે દાઝવાનું રહેત નહિં.

આ તેના બોલની સાથે તેની કમળસરખી આંખમાંથી મોતીના દાણા જેવાં આંસુણાં પડ્યાં તે જોઈ મને પણ અંતરમાં આવેશ આવી ગયો. હું હજી વિચારમાંજ હતો ત્યાં એક કોઈ વૃદ્ધ દેખાતી સ્ત્રી પોતાના પ્રૌઢ વેશમાં આવીને ઉભી રહી. બેય જણાં આ ઠેકાણે ભેળાં થઈ હર્ષનાં આંસુ આણી સારી પેઠે મળ્યાં. તેઓના આ સમયના મળવાથી મને તે પરસ્પર મા-દીકરી થાય છે એમ જણાયું. દીકરીએ પોતાનાં વૃદ્ધ અને ઘણે દિવસે પધારેલાં માતાને સારાં આસન ઉપર બેસારી વંદન કર્યું અને માતા દીકરીને ઘણો કાળ જીવવાનો આશિર્વાદ આપી નીચે પ્રમાણે બોલી.—

પ્રિયપુત્રિ! આજ આમ કેમ તારૂં મુખકમળ ઉદાસ જણાય છે? મેં તને પુષ્ટિ મળે તે માટે ગુજરાતને સોંપી હતી, તેમ છતાં તું દુર્બળ થતી જતી કેમ જણાય છે? તારો કોણે અપરાધ કર્યો છે અને તારે શું દુઃખ છે? તુંને આ આરામમાં વર્તમાનકાળમાં વિશ્રાંતિ મળી છે એમ જાણી તારી સંભાળ લેવા અને તને જોઈતી સહાયતા આપવા માટે હું તારીપાસે આવી છું. આવાં રમણીય સ્થળમાં પણ તું કેમ ઉદાસી જણાય છે? શું-કાંઈ મારી તરફની સંભાળ ઓછી થઈ હોય અને તેથી કાંઈ તને ઓછું લાગ્યું હોય તેમ તો નથી? હું તો મારૂં

છું કે તારા જેવી પવિત્ર પુત્રીને એમ થવું સ્વપ્નમાં પણ સંભવે તેવું નથી. બેન ! મને મારી ચિંતા કરતાં તારી ચિંતા વધારે રહે છે, માટે જે તારે દુઃખ હોય તે સત્વર કહી દે એટલે તત્કાળ તેનો ઉપાય કરૂં. તું જ્યારે મારી આગળ તારૂં દુઃખ કહીશ નહિ ત્યારે બીજા કોણ આગળ કહીશ અને બીજું કોણ કષ્ટ કાપશે? માટે બોલ બેન, જે કહેવાનું હોય તે કહી દે.

માતાનાં મોમાંથી પડેલાં પુષ્પસરખાં વેણ સાંભળીને ઘણીવાર આંખમાંથી પાણી પાડી છેવટ નિશ્વાસ નાંખી ગદ્ગદ કંઠે પુત્રિયે નીચે પ્રમાણે કહ્યું.

માયાળુ માતા ! જયારે તેવો અવસર આવે ત્યારે દીકરીએ માતાને મોઢે ન કહેવાય એવી એકે વાત આ જગત્‌માં હોવી સંભવતી નથી. પણ મને માત્ર એટલોજ ખેદ થાય છે કે મારે મારૂં દુઃખ નિવેદન કરી આપને શોકાતુર કરવાં પડે છે.

માતા ! આપનાથી વીખૂટી પડ્યા પછી હું ઘણું ઘણું ભાટકી પરંતુ કોઈ સ્થળે મને ઘટતો આદરભાવ થયો નહિ. મને સારી રીતે જાણ થવાથી ગુજરાતના દેશોમાં મારા કેટલાક અંશો મેલીને આ મુંબઈ ટાપૂમાં આવી વશી, પણહીનભાગ્યે અહીં પણ મને મનમાં સુખ ભોગવવાની અને પુષ્ટિ મળવાની આશા હતી તે ભાંગી પડી છે. હું જાણું છું કે આ શેહેર જેવું આખા હિંદુસ્થાનમાં રમણીય શેહેર બીજું નહિં હોય, પણ તે શા કામનું? ગુણહીન ગુજરાતિયોએ જો મારી કદર જાણી મને શણગારી હોત તો હું આજે તેને છે તેના કરતાં વધારે શોભિતા દેખાડત. પોતાનાં માણસનો પોતે તિરસ્કાર કરિયે તો પછી બીજો કોણ એવો પરમાર્થી હોય કે તે માન આપે? સઘળાં જગત્‌ની રીતછે કે બીજાનું બુરૂં થતું હોય તો ટોળેવળી જોવા મળે પણ દયા ન આણે ! માતા ! મારાં દુઃખની શું વાત કહું? આજકાલ કેળવણીનો આશ્રય લઈ ખોટો ડોળ ઘાલનારાઓ મને એવી તો વર્ણસંકર કરી નાખી છે કે તમે પણ મારૂં રૂપ ઓળખી ન શકો. કેટલાકે મને જુદી જુદી ઢબમાં વાપરવા માંડી છે. સારાં બંધનથી બાંધે તો હું ઉલટી શોભા આપું છું

પણ મને તો એવાં નઠારાં બંધનથી બાંધે છે કે કોઈ વિદ્વાન્ દેખે તો તેની આંખમાં આંસુ આવી જાય. સરખી રીતિયે મને બાંધતા હોય તો તો હજીએ તેનો પાડ, પરંતુ મુને તો કોઈ કોઈ વાર ઊંધે માથે લટકાવી બાંધે છે. બંધન પણ એવું કઠોર હોય છે કે મારા અંગે અંગના કટકા થઈ જાય છે કે જે પાછા સંધાવા પણ કઠણ છે. હું ગુજરાતી છું, ઇંગ્રેજી છું કે ફારસી છું એમ મને હવે પછીની મજા ઓળખશે નહિ તેથી આપનું નામ પણ મારી પાછળ ડુબી જશે. ચીનાલોકોમાં જેમ સ્ત્રિયોના પગને નાના રાખવાનાં ચોગઠાં હોય છે તેમાં પગ બાંધી વધવા દેતા નથી પણ પોતાની મરજી મુજબ તેનું કદ કરે છે, તેમ સઘળા લોકો મારી એવી દશા કરે છે. મને ચોકસ બંધનમાં બાંધીને એવી તો ટીપી નાંખે છે કે મારૂં સુંદરપણ સહજ-વારમાં બદલાઈ જઈ હું કદરૂપી થઈ જાઉં છું. મારૂં કદરૂપ લોકોને જાણે કેમ સુશોભિત લાગતું હોય તેમ મને તેવી દશામાં જોઈ રાજી થાય છે અને ફરીને તેવાંજ પ્રયત્નમાં મંડ્યા રહે છે. કોઈ વખતે મારૂં માથું ને પગ ભેળા કરી દેછે, કોઈ વખતે મારૂં પેટ ને પગ ભેળા કરી દેછે, કોઈ વખતે માથું ને પેટ ભેળાં કરી દછે, એમ કરીને કોઈ વખતે મને એક ચોકસ પેટીમાં કે પાશમાં આમ તેમ ખશી પણ ન શકાય તેમ નાંખી દેછે. કેવા લોકો નિર્દય છે? જે લોકોને પરકીયાઉપર પ્રતિદિવસ પ્રીતિ વધતી જાય છે તેતો હું જેવી સ્વકીયાને સામું પણ ન જોતાં પરમાંજ લંપટ થઈ રહે છે. હું ધારૂં છું કે એવા પરમાં પ્રીતિ-રાખનારા પોતાની અપવિત્રતાનાં ફળ ચાખ્યાવગર નહિ રહે. કેટલાક મને પુષ્ટ કરવાને પ્રયત્ન કરે છે પણ તે ઉલટું થાય છે. જે નિદાન ન જાણે તે વૈદ ચિકિત્સા શું કરે? ઝાડને પુષ્ટકરવાને તેનાં મૂળમાં પાણી પાવું જોઈએ તેને બદલે ડાળઉપર પાણી રેડે તો તેથી ધારેલી ધારણા કેમ પાર પડે? લોકો સમજુપણાનો ડોળ ઘાલે છે, ચાવીચાવીને મારો ઉચ્ચાર કરે છે, કલમના આમ તેમ ઘોદા મારી છેકભુશ કરી મને શોભાડવા માટે કાગળો ભરે છે; પણ તે બધું અગ્નિ ઠારવાને તેમાં ઘી નાંખવા જેવું બને છે. મારા હિમાયતિયો

કોઈ છે નહિ, અને જે છે તે પોતાનું વાંચે પારાંકું લેખનારા ને પરકીયાની દૃષ્ટિથી વિકારવાળાં હૃદયના છે એટલે તે હિમાયતી શાના કેહેવાય? મને પુષ્ટિ આપવા માટે બીજાને બોધ કરે છે, મારામાં આસક્ત રેહેવા સહુને ભળામણ કરે છે, ને પોતે પરકીયામાં આસક્ત રહે છે. જેઓ વિદ્વાન્ ગણાય છે તે તો મારી સામુંજ જોતા નથી, જુવે છે તો મને જાણે કેમ મારીઉપર ઉપકારના ગંજ કરી દેતા હોય તેમ મને વટલાવીને કંઈ જેવાં તેવાં કામમાં ઉપયોગ લેછે અને કેટલાક તો મારૂં નામ લેવું તો રહ્યું પણ મારી સામું પણ જોવાને ઈચ્છતા નથી. આવો જ્યાં તિરસ્કાર હોય ત્યાં મારૂં શું સારૂં થાય? અફીણીઆઓને અફીણવિના ન ચાલે તેમ મારાવગર ગુજરાતિયોને ચાલે તેમ તો નથીજ. એ ભલે મારૂં અપમાન કરે પણ આપની કૃપાથી હજી પણ મારૂં પ્રબળ એટલું બધું વધી ગયું છે કે તેમાં અને બીજી જાતિના ગુજરાતમાં ને તેની આસપાસ રેહેનારા લોકોમાં હું પસરી ગઈ છું. મને આશ્ચર્ય એજ છે કે જ્યારે મારાવગર ચાલે તેમ નથી ત્યારે મને સારી રીતે રાખતાં તેને શું થતું હશે? પણ હું જાણું છું કે આજના લોકોને સારૂં નરતું જાણવાની વિવેકબુદ્ધિ રહિ નથી. તેમનાં હૃદયઉપર અને આંખઉપર જગત્માં થતા પ્રપંચ અને પાપથી છારી વળી ગઈ હોય તેમ લાગે છે. એ છારીને ઉતારનાર મહાવૈદ્ય કોઈ આજ કાલ મળી શકવો મુશકેલ છે. કોઈ કોઈ વખત મારાં વસ્ત્ર ઉતારી ઘરેણાં કાઢી લઈ શરમવગરના લોકો જાણે કેમ મેં કાંઈ તેનો અપરાધ કર્યો હોય તેમ મને ટીખાવે છે. આ સમયે મારૂં રૂપ જોઈને હું શરમાઉ છું, પણ મારો અંગીકાર કરી પછીથી આમ અપમાન કરનારો શરમાતો નથી. ગમે તો લોકો મારીઉપર પ્રીતિ રાખે કે ન રાખે તેની મને ગરજ નથી. ભલે કાલાંતરે મારૂં મૃત્યુ થવાનું હોય તે આજે થાય તેનો મને કાંઈ ભય નથી. હું એટલું તો જાણું છું કે જેની ઉત્પત્તિ થાય તેનો મોડોવેલો નાશ થવોજ જોઇએ.

(અપૂર્ણ.)

# નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | | રૂ | આ | પા |
|---|---|---|---|---|---|
| શેઠ ભોગીલાલ મુળચંદના ... | ૧૯૩૯ ના | ... | ૧ | ૮ | ૦ |
| રા જેઠાલાલ છગનલાલના ... | " | ... | ૧ | ૧૧ | ૦ |
| રા હરજીવન ભાઉના ... ... | " | ... | ૦ | ૧૧ | ૩ |
| રેવરંડ ધનજીભાઈ નવરોજજીના | " | ... | ૧ | ૮ | ૦ |
| વડોદરા સ્ટેટ લાઇબ્રેરીના ... | ૧૯૩૮ ના | ... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ કલ્યાણદાસ કિપારામના બે કોપીના | ૧૯૩૯ ના | ... | ૩ | ૦ | ૦ |
| ડા. મથુરાદાસ નથુભાઈના. ... | ૧૯૩૮-૩૯ ના | | ૨ | ૬ | ૦ |
| દાહોદ મુનસફ રિડિંગરૂમના ... | ૧૯૩૯ ના | ... | ૧ | ૧૪ | ૦ |
| રા. નારણજી નંદલાલ નાયબ ફોજદારના | ૧૯૩૮ તથા ૩૯ પેટે | | ૨ | ૦ | ૦ |
| આટકોટ નેટિવ લાઇબ્રેરીના ... | ૧૯૩૯ ના | ... | ૧ | ૧૧ | ૦ |
| ડા. જગજીવન રતનશીના ... | " | ... | ૧ | ૧૧ | ૦ |
| શ્રી વાંકાનેર દરબારના ... ... | " | ... | ૧ | ૧૧ | ૦ |
| ડા. નારણજી રતનશીના... ... | ૯૩૬ થી ૩૯ સુધીના | | ૬ | ૦ | ૦ |
| શેઠ સુંદરજી પ્રેમજીના ... ... | ૯૩૯ ના | ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ગોકળદાસ લીલાધરના ... | " | .. | ૧ | ૮ | ૦ |
| શેઠ કરશનદાસ ધામજીના .. ... | ૯૩૮-૩૯ ના. | | ૩ | ૦ | ૦ |
| ડા વસનજી પ્રાગજીના ... ... | ૯૩૯ ના | ... | ૧ | ૮ | ૦ |
| ખારાઘોડા રિડિંગરૂમના... ... | " | ... | ૧ | ૧૧ | ૦ |
| શેઠ નરોતમદાસ વણારશીના ... | " | ... | ૧ | ૮ | ૦ |
| શેઠ ધર્મશી પુરૂષોત્તમના... ... | " | ... | ૧ | ૮ | ૦ |
| ા. નગીનદાસ સાંકરલાલના ... | " | ... | ૧ | ૧૧ | ૦ |
| ઠાકોરદાસ આત્મારામ વકીલના | " | ... | ૧ | ૮ | |
| ઠ જેઠાભાઈ જેરામના ... ... | " | ... | ૧ | ૮ | |
| રા. ભોગીલાલભાઈ મહાનંદના .. | " | ... | ૧ | | |
| ટ શ્રી જગજીવન ગોવિંદજીના ... | " | ... | ૧ | ૮ | |
| ભટ નરોતમરામ રણછોડજીના. | [illegible] | | | | |
| ઠ રતનશી ખટાઉના ... ... | | | | | |
| ઠ દામોદર હીરજીના ... ... | | | | | |
| કલ્યાણજી નારણજી હેડકલાર્કના | | | | | |

'कदावाराणस्याममरतटिनीरोधसिवसन्
वसानःकौपीनंशिरसिनिदधानोंजलिपुटं ।
अयेगौरीनाथत्रिपुरहरशंभोत्रिनयन
प्रसीदेत्याक्रोशन्निमिषमिवनेष्यामिदिवसान्' ॥

(ગંગાજીને કિનારે રેહેતો, કોપીનને ધારણ કરતો, બે હાથેથી પગે લાગતો અને હે ગૌરીનાથ હે ત્રિપુરહર હે શંભો હે ત્રિનયન! પ્રસન્ન થાઓ, એમ બોલતો હું દિવસોને ક્ષણનીપેઠે ક્યારે નિર્ગમન કરીશ ?)

જેઓએ સાચુંજુઠું જાણ્યું છે અને જેઓને સંસારનાં દુઃખથી ત્રાસ છૂટે છે તથા જેઓને કશી મમતા નહિ રેહેતાં પોતાનાં કલ્યાણની ઈચ્છા છે તેઓને એ પ્રમાણે ઘરબાર અને સુખભોગ જે ક્ષણિક છે તેમાંથી વૃત્તિ ઉઠીને પુણ્યરૂપ અરણ્યમાં અને તીર્થાટણમાં જાય એ વાત સંભવિત અને શોભિતી છે. જેઓએ પ્રેમથી પૃથ્વીનાં પાલન કરેલાં અને જેને ભોગ સર્વ પ્રાપ્ત હતા એવા મહારાજાઓ પણ પુણ્યરૂપ વનને માન્ય કરી મમતા છોડી ચાલી નીકળ્યા છે તે પણ સત્ય સાર સમજીને અને ફરીને દુઃખરૂપ જન્મમરણ ન ધરવાને માટેજ અને તે પણ જો અંતરમાંથી ખરો અંકુર હતો તોજ. સંસારમાં સઘળું દુઃખરૂપ દેખાય અને સત્યાસત્યનું ભાન થાય એટલે વૈરાગ્ય સ્ફુરે છે. સઘળા આનંદ કરતાં વૈરાગ્યનો આનંદ અધિક છે અને બીજાં બધાંમાં ભય રહેલો છે પરંતુ એમાં કશો ભય નથી માટે તે નિર્ભય છે. ભર્તૃહરિએ વૈરાગ્યના નિર્ભયપણાવિષે કહ્યું છે કે.—

'भोगेरोगभयंकुलेच्युतिभयंवित्तेनृपालाद्भयं
मौनेदैन्यभयंबलेरिपुभयंरूपेजरायाभयं ।
शास्त्रेवादभयंगुणेखलभयंकायेकृतांताद्भयं
सर्वंवस्तुभयान्वितंभुविनृणांवैराग्यमेवाभयं' ॥

(ભોગનેવિષે રોગનો ભય છે, કુળનેવિષે હલકું થઈ જવાનો ભય છે, દ્રવ્યનેવિષે રાજાનો ભય છે, મુંગાપણાનેવિષે દીનપણું આવવાનો ભય છે, બળનેવિષે શત્રુનો ભય છે, રૂપનેવિષે જરાનો ભય છે, શાસ્ત્ર

ભણવાવિષે વાદવિવાદ કરવાનો ભય છે, ગુણનેવિષે ખળ પુરૂષનો ભય છે, અને શરીરનેવિષે કાળ થકી ભય છે. એમ સર્વે વસ્તુ પૃથ્વી ઉપર માણસોને ભયવાળી છે, પરંતુ વૈરાગ્ય એજ એક અભય એટલે ભય વગરનું છે.)

ભોગે ભોગવવાથી હીન મિથ્યા કે અતિમાત્ર-યોગને લીધે રોગ થાય છે તેથી તેમાં રોગનો ભય પ્રત્યક્ષ જણાય છે; વ્યવહારનાં અનેક કાર્યમાં કંઈ જ્ઞાતિબંધનથી ઉલટું કાર્ય થયું તો તેથી અથવા બીજાં કોઈ તેવાં હલકાં કાર્યથી, ઉંચું કુળ કેહેવાતું હોય તો નીચું કેહેવાય છે તેથી તેમાં હલકું થઈ જવાનો ભય પ્રત્યક્ષ દેખાય છે; મંયત્ને મેળવેલું દ્રવ્ય કોઇ રાજ્યના ગુનાહમાં આવી જવાથી રાજા દંડીને લઈ જાય છે ને તેથી તેમાં રાજાથકી ભય થવાપણું પ્રત્યક્ષ દેખાય છે;* મૂગું રેહેવાથી કોઈ કાંઈ આપે નહિ અને પોતાની યોગ્યતા કોઈ જાણે નહીં તેથી નિર્ધનપણું થવાનો સંભવ છે, તેથી તેમાં દીનપણું પ્રાપ્ત થવાનો ભય પ્રત્યક્ષ જણાય છે; દ્રવ્યનું શરીરનું કે માણસોનું બળ હોય તો, કોઈ વખતે લડવું પડે ને તેમાં પરાજિત થવું પડે તેથી તેમાં શત્રુનો ભય પ્રત્યક્ષ જણાય છે, ગમે તેવું રૂપ હોય પણ ઘરડપણે તે બદલાયાવગર રેહેતું નથી તેથી તેમાં જરાનો ભય પ્રત્યક્ષ જણાય છે; શાસ્ત્રોનાં અધ્યયનથી કોઈ વખતે સમોવડિયો મળે ને શાસ્ત્રાર્થ કરવા બેસે તો તેમાં હેરાવી દે તેથી તેમાં વાદવિવાદ કરવાનો ભય પ્રત્યક્ષ દેખાય છે, અનેક પ્રકારના સદ્ગુણો હોય પણ તે જેનામાં તેવા સદ્ગુણ ન હોય તેવા ખળ પુરૂષો ગુણને દોષરૂપે દેખે છે ને ગુણીને સુખે રેહેવા દેતા નથી તેથી તેમાં ખળનો ભય પ્રત્યક્ષ છે; અને આ પંચભૂતના પુતળારૂપ શરીરને મૃત્યુસમય આવ્યો કે ક્ષણવાર પણ રેહેતું નથી, એક મટકું ન મરાય તેટલા વખતમાં તેનો નાશ થઈ જાય છે તેથી તેમાં કાળનો ભય પ્રત્યક્ષ છે. આમ સંસારમાં જેટલી વસ્તુ જોઈશું તે સર્વેની ઉપર કાંઈ કાંઈ પણ ભય રહેલો હરોજ. જે

*ચોર ચોરી પસ જાય ને અગ્નિથી પણ ભય એવા બે ભય પણ દ્રવ્યને વળગેલા છે.

ભયવાળી વસ્તુ હોય તે માણસને નિર્ભય કેમ કરી શકે? જ્યારે વૈરાગ્યનો ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે પછી ભોગાદિક અને તેનેવિષે સંભવે એવા ભયઆદિ કશું સ્ફુરતું નથી. જ્યાંસુધી વૈરાગ્ય ન થયું હોય ત્યાં સુધીજ ભય છે. વૈરાગ્ય થયા પછી સદા નિર્ભય દશામાં વૃત્તિ રહે છે. આવું સદૈવ નિર્ભય રાખનારૂં વૈરાગ્ય જેઓ ખરા ભાગ્યશાળી, ખરા વિવેકી અને ખરા મુમુક્ષુઓ હોય છે તેને પ્રાપ્ત થાય છે. એવા મનનાને ગમે તો કોલસો હોય કે ગમે તો સોનાનો કટકો હોય, ગમે તો વિષ હોય કે ગમે તો અમૃત હોય, ગમે તો શત્રુ હોય કે ગમે તો મિત્ર હોય, અને ગમે તો ભારે વૈભવોથી ભરેલાં ઘરબાર હોય કે ગમેતોજેમાં ટાઢતડકા પડ્યા કરે તેવું જંગલ હોય, તે બધું તેને એક સરખું દેખાય છે. આમ છતાં પણ તેઓ અપતિવ્રતા સ્ત્રીના જેવાં ચંચળ મનનો વિશ્વાસ નહિ રાખવાના હેતુથી સદૈવ વૈરાગ્યને વધારનારાં વનમાં કે પુણ્યરૂપ તીર્થોમાં પોતાની પવિત્ર વૃત્તિને દોડાવ્યા કરે છે. ભર્તૃહરિ કહે છે કે—

गंगातीरेहिमगिरिशिलाबद्धपद्मासनस्य
ब्रह्मध्यानाभ्यसनविधिनायोगनिद्रांगतस्य ।
किंतैर्भाव्यंममसुदिवसैर्यत्रतेनिर्विशंकाः
संप्राप्स्यंतेजठरहरिणाःशृंगकंडूविनोदं ॥

(ગંગા નદીને કીનારે હિમગિરીની શિલા ઉપર જેણે પદ્માસન બાંધેલું છે, અને બ્રહ્મનાં ધ્યાનના અભ્યાસની વિધિવડે યોગ નિદ્રાને પામેલો એવો હું, તેને, શું એવા દિવસો આવશે કે જે દિવસોમાં વૃદ્ધ હરણો શંકા વગરનાં થઈને પોતાનાં શીગડાંની ખરજ મટાડવાનો વિનોદ પામે, અર્થાત્ મારી એવી અવિચળ સમાધિવાળી સ્થિતિ ક્યારે થાય કે જેમ ઝાડના થડમાં કે પથ્થરપર પોતાનાં શીગડાં હરણિયાંઓ ઘસીને પોતાની ખરજ મટાડે છે તેમ મારાં શરીરઉપર ઘસીને મટાડે.

આ પ્રમાણે ઉત્તમ લક્ષ વૈરાગી પુરૂષોનું રહે છે.

સંસારનાં બંધનથી છૂટવાનાં દ્વારરૂપ આ મનુષ્યનો દેહ કોઈ પૂર્વેનાં પુણ્યથી પ્રાપ્ત થાય છે. પ્રાપ્ત થયા પછી પૂર્વેના સંસ્કાર સારા હોવાને

લીધે સારાં શાસ્ત્રોનો ને સારા પુરૂષોનો સંગ થાય છે. એ સંગમમાં જન્મમરણમાં અને વ્યવહારમાં તથા બીજા પશ્વાદિકના અવતારમાં કેવાં કેવાં દુઃખ છે તેનું શ્રવણ થઈ અનુભવ થઈ તેની સત્યતા ઉપર દઢ વિશ્વાસ બેસે છે. એ વિશ્વાસ બેઠા પછી તેવાં દુઃખ ફરીને ન ખમવાં પડે એવી ઈચ્છા થવાથી મન તેવા તેવા ઉપાયો શોધે છે. જગત્‌માં જેટલા નામરૂપવાળા પદાર્થો છે તેટલા બધા આધિ વ્યાધિ અને ઉપાધિ કરનારા છે એટલુંજ નહિ પણ તેમાં આસક્તિ થવાથી અતિ દુઃખ થાય છે એમ નિશ્ચય થવાથી આખા સંસારમાં દુઃખબુદ્ધિ થાય છે. દુઃખબુદ્ધિ થવાથી સંસારના વ્યવહારો અને સઘળાં સુખો અગ્નિની જ્વાળા જેવાં ત્રાસ ઉપજાવનારાં જણાય છે અને તેથી તે જરા પણ રૂચતાં નથી. આવી રીતે મન સંસાર તરફ બેસતું નથી તેની સાથે પોતાના વર્ણનો ને આશ્રમનો ધર્મ પાળવામાં આવતો હોય, તથા પુણ્ય પામવાના હેતુથી કૃચ્છચાંદ્રાયણ આદિ વૃત કરમાં આવતાં હોય તેથી અને ઈશ્વર પ્રસન્ન થાય એવા પ્રાણીમાત્રઉપર દયા રાખવા આદિ ગુણોથી નિર્મળ રહેલું અંતઃકરણ વૈરાગ્ય ઉપર વળે છે. વૈરાગ્યમાં પ્રવેશ થયેલું મન સંસારના વિષયભોગ સામું કદી જોતું નથી. એ ક્રમે કે બીજા કોઈ પણ ક્રમે અથવા તો કોઈ પણ કારણે પોતાનો વર્ણાશ્રમ ધર્મ પાળવો તથા ચાંદ્રાયણ આદિ તપ કરવાં તથા ઈશ્વર પ્રસન્ન થાય તેવા દયા આદિ ગુણ રાખવા, એ સર્વેએ સહિત થયેલો વૈરાગ્ય ઉત્તમ ગતિ અપાવનારો થાય છે.—વૈરાગ્યવિષે ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે.—

ब्रह्मादिस्थावरांतेषु वैराग्यंविषयेष्वनु ।
यथैवकाकविष्टायां वैराग्यंतद्धिनिर्मलं ॥

(બ્રહ્મા આદિથી તે છેક સ્થાવર પર્યંત જેટલા વિષયો છે તેનેવિષે કાગડાની વિષ્ટાનીપેઠે ગ્રહણ કરવાની ઇચ્છા રહે નહીં તેનું નામ નિર્મળ વૈરાગ્ય કેહેવાય.)

બ્રહ્માંડથી માંડીને એક ખડનાં ઠુંઠાં સુધીના જે જે વિષયો હોય તેની ઉપર, જેમ શ્વાનની કે ગર્દભની વિષ્ઠાઉપર અથવા ઉલટી

કરી નાખેલાં અન્નઉપર વૃત્તિ જાય નહીં તેમ વૃત્તિ જાય નહીં, એવી નિર્મળ વૈરાગ્યમાં સ્થિતિ રહે છે. એવી રીતે સ્થિતિ થવી એ બહુ કઠણ છે. સાચાંખોટાંના વિવેક વગર એ વૈરાગ્ય થઈ શકતું નથી. પ્રત્યેક પદાર્થવિષે વિચાર કરી સત્યને અને અસત્યને જાણવું એ વિવેક કેહેવાય. જ્યાંસુધી સત્ય કે અસત્ય જાણ્યું ન હોય ત્યાંસુધી સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ થઈ શકતો નથી અને વૈરાગ્યનું અધિકારી થવાતું નથી અને સૈદવ દુઃખનોજ અનુભવ કરવો પડે છે. સાચાંખોટાંની સમજણથી જ્યારે મોક્ષના દ્વારરૂપ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે ત્યારે પછી અંતઃકરણ નિયમમાં રહે છે, અનેક પ્રકારના વિષયોપર દોડવાને બદલે આત્મકલ્યાણના વિચારમાં વળગે છે, તથા પાંચ કર્મેન્દ્રિ અને જ્ઞાનેંદ્રિયો પણ નિયમમાં રહીને વિષયોપર દોડતી નથી. આવી રીતે અંતઃકરણ અને ઇંદ્રિયો વશ થવાથી શમ તથા દમ સચવાઇને શબ્દાદિક વિષયોથકી એનીમેળે નિવૃતિ થાય છે. શબ્દાદિક વિષયો અસત્ય, બંધનને આપનાર અને દુઃખરૂપ છે એમ ઓળખાઇને તેથી નિવૃત્તિ થઈ હોય તેનું નામ ઉપરતિ કેહેવાય. શમ, દમ અને ઉપરતિ પછી તિતિક્ષા થાય છે. જે કાંઇ દુઃખ આવે તે અથવા કોઈ દુઃખ દે તે સાહન કરી લેવું તે તિતિક્ષા કેહેવાય. જેને તિતિક્ષા થઈ હોય તેનાથી બીજાને કદી દુઃખ થતું નથી. વૈરાગ્યથી જેમ શમ, દમ, ઉપરતિ અને તિતિક્ષા સંપાદન થાય છે, તેમજ તે થયા પછી અથવા તો સર્વની સાથે શ્રુત્યાદિક વાક્યોને વિષે સત્પુરુષોના સદ્બોધને વિષે અને પરમાત્માનેવિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને ઇશ્વરનું અને પોતાનું સ્વરૂપ ઓળખવાની ઇચ્છા થાય છે. એવીરીતે વૈરાગ્ય થવાથી અને શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને આત્મા પરમાત્માનું સ્વરૂપ જાણવાની ઇચ્છારૂપ સાધનોથી સંસારમાંથી છૂટવાની વૃત્તિ થાય છે. એવી વૃત્તિમાંથી અનેક વૈરાગ્યાદિ સાધનોનો પ્રવાહ ચાલુ રેહેતાં શાસ્ત્ર તથા સત્પુરુષદ્વારા બોધ થઈ પરમપદ પમાય છે.

વૈરાગ્યથી ને બીજાં સાધનોથી પોતાના સદ્વિચારમાં ગુંથાઈ રહેલા પુરૂષો પ્રસન્ન થઇને ફર્યા કરે છે. સંસારમાં કોઇ તરફથી થતાં દુઃખ

સુખ કે માનાપમાનને તે લેશ પણ ગણતા નથી. આવી રીતે વૈરાગ્ય સર્વને આનંદ આપનાર છે. જગત્‌માં દરેક પદાર્થો એવા છે કે તે જેના સ્વાધીનમાં હોય તેનેજ સુખ ઉપજાવે છે, પણ વૈરાગ્ય તો એક છતાં જે જે ગ્રહણ કરે છે તેને તેને ભિન્ન ભિન્ન થઈ ને અત્યંત સુખ આપે છે. વૈરાગ્યનું સુખ નિરવધિ છે કેમકે તેથી સઘળો ભય ટળી જાય છે. તે શિવાય જેટલાં ખોટાં સ્વપ્ન જેવાં સંસારનાં સુખ છે તે ભય ભરેલાં હોવાથી દુઃખરૂપ છે અને તે જ્યાંસુધી વૈરાગ્ય ન થયું હોય ત્યાંસુધીજ મધલાળનીપેઠે મીઠાં જણાય છે પણ વૈરાગ્યથી જ્ઞાન થતાં પછી સઘળાં સુખપ્રત્યે દુઃખબુદ્ધિ થઈ જાય છે. આવું સુખરૂપ વૈરાગ્ય કે જે સર્વને સુખ આપે છે તેને ગ્રહણ કરવું જોઈએ. સંસારને તજી ચાલી નીકળનારની વાત જુદી છે પરંતુ જેઓને ગ્રહસ્થાશ્રમમાં રહી સંસારનો વ્યવહાર ચલાવવો હોય અથવા પ્રારબ્ધયોગથી ચલાવ્યા વગર ચાલતું ન હોય તેને પણ વૈરાગ્યાદિ સાધનોથી જેટલી સેહેલાઈ થાય છે તેવી બીજા કશાથી થતી નથી. એક વિનય વિવેક ને વિરાગવાળો પુરૂષ વ્યવહાર ચલાવતો હોય તે, એક વિનય વિવેક કે વિરાગ વગરના પુરૂષના કરતાં હજાર ગણે દરજ્જે સારો ને પીડા નહીં થાય તેવો ચાલે છે. આમ સર્વે પ્રકારે વૈરાગ્ય સ્તુતિપાત્ર અને ગ્રહણ કરવા યોગ્ય છે માટે તે ઉપર લક્ષ ખેંચાવુંજ જોઈએ; કેમકે સંસારના દુઃખરૂપ તાપ દૂર કરવામાં તે સુખના સાગરરૂપ છે.

## ચંદ્રપ્રભા ચરિત્ર.

(અનુસંધાન પાને ૧૨૦ થી.)

અપતિવ્રતાઓનો અભ્યુદય કદી થાતો નથી, અપતિવ્રતાનો વિજય કદી થાતો નથી, અપતિવ્રતાનું કલ્યાણ કદી થાતું નથી, અપતિવ્રતાઓની કીર્તિ કદી થાતી નથી, અપતિવ્રતાઓની પ્રતિષ્ઠા કદી થાતી નથી, અપતિવ્રતાઓને લક્ષ્મી કદી મળતી નથી, અપતિવ્રતાઓની લાજ કદી વધતી નથી. ટુંકામાં અપતિવ્રતાઓને આ લોકમાં કે પરલોકમાં કોઈપણ પ્રકારનું કાંઈ પણ સુખ પ્રાપ્ત થતુંજ નથી. નથી અપતિ-

વ્રતાઓને માતાથી માન મળતું, નથી અપતિવ્રતાઓને પિતાથી માન મળતું, નથી અપતિવ્રતાઓને ભાઇઓથી માન મળતું, નથી અપતિવ્રતાઓને ભોજાઇઓથી માન મળતું, નથી અપતિવ્રતાઓને મામાઓથી માન મળતું, નથી અપતિવ્રતાઓને મામીઓથી માન મળતું, નથી અપતિવ્રતાઓને માશીઓથી માન મળતું; નથી અપતિવ્રતાઓને ફૈઓથી માન મળતું; ઘણું શું પણ કોયપણ સ્નેહી કે કોયપણ સંબંધી, કોયપણ સગાં કે કોયપણ વાહાલાં, કોયપણ જ્ઞાતિ કે કોયપણ જાતિ, અપતિવ્રતાઓને માન આપતીજ નથી. એટલુંજ નહીં પણ તેઓ સર્વ વખતોવખત સ્નેહિસંબંધી અને સગાંવાહાલાં છતાં તિરસ્કારની નજરથી અપતિવ્રતાઓને જુએ છે, તિરસ્કારથી નિંદે છે, અને તિરસ્કાર સાથે શાપ આપે છે. જે ગુરૂજનો પોતાનાં સંતાનનું લાંબું આયુષ્ય ઇચ્છે છે તેજ ગુરૂજનો અપતિવ્રતાઓનું લાંબું જીવવું ઇચ્છતાં નથી, જે ગુરૂજનો પોતાનાં સંતાનોને દેખી આનંદ પામે છે તેજ ગુરૂજનો અપતિવ્રતાઓને દેખી ખેદ પામે છે અને જે ગુરૂજનો પોતાનાં સંતાનોને આશિષ આપે છે તેજ ગુરૂજનો અપતિવ્રતાઓને શાપ આપે છે; એ શું ઓછી ખેદકારક વાત છે, એ શું ઓછું અપમાન છે અને એ શું ઓછું ધિક્કારનું સ્થાનક છે! વિચારો કે અપતિવ્રતાપણામાં કેટલા દોષ રહ્યા છે, કેટલાં પાપ રહ્યાં છે, અને કેટલા તાપ રહ્યા છે? જો રાહુની અને ચંદ્રની તુલના થઈ શકે, જો અંધકારની અને પ્રકાશની તુલના થઈ શકે, જો સ્વર્ગની અને નરકની તુલના થઈ શકે, અને જો વિષની અને અમૃતની તુલના થઈ શકે, તો અપતિવ્રતાની અને પતિવ્રતાની તુલના થઈ શકે. પતિવ્રતાઓ અને અપતિવ્રતાઓ એકજ જ્ઞાતિમાં એકજ જાતિમાં અને એકજ કુળમાં ઉત્પન્ન થયેલી હોય છે પણ માત્ર પવિત્ર પાતિવ્રત્યરૂપ ચિંતામણિના પ્રભાવથી પતિવ્રતાઓ દેવતાઓને પણ વંદવા લાયક થઇ પડે છે અને અપવિત્ર અપાતિવ્રત્યરૂપ ગલત્કુટ હોવાથી અપતિવ્રતાઓ પામરનરને પણ નિંદવા લાયક થઈ પડે છે. જ્યારે ઉપર પ્રમાણે શ્રુતિયો સ્મૃતિઓ ઈતિહાસો અને પુરાણો વારંવાર પોકાર કરી આપણને

અંચત કરે છે ત્યારે એવી કોણ સ્ત્રી મૂર્ખ હશે કે જે પતિવ્રતાપણા-રૂપ ચિંતામણિને મેલી દેઈ અપતિવ્રતાપણારૂપ ગલત્કુષ્ટને વોરી લેશે? પતિવ્રતાપણું પ્રાપ્ત થવું કે અપતિવ્રતાપણું પ્રાપ્ત થવું તેનો આધાર સંગ ઉપર છે. જો શાસ્ત્રસંગ અને સત્સંગનું સેવન બાળપણથીજ થતું હોય તો પતિવ્રતાપણું પ્રાપ્ત થાય છે અને જો બાળપણથીજ દુર્વાર્તાનું શ્રવણ અને દુઃસંગનું સેવન થાય છે તો અપતિવ્રતાપણું પ્રાપ્ત થાય છે. માટે શાસ્ત્રસંગ અને સત્સંગનું સેવન બાલ-પણાથીજ કરવું જોઈયે, નિરંતર સતી સ્ત્રિયોના સમાજમાં બેસવું જોઈયે, નિરંતર સતીસમાજની સેવા કરવી જોઈયે, નિરંતર સતી-સમાજની સંગત રાખવી જોઈયે, નિરંતર સતી સ્ત્રિયોના મહિમા સાંભળવા જોઈયે, નિરંતર સતીઓના ગુણ ગાવા જોઈયે અને નિરંતર અસતી સ્ત્રિયોના સંગથી અસતી સ્ત્રિયોની વાતોથી અને અસતી સ્ત્રિયોના ઉપદેશોથી દૂરજ રહેવું જોઈયે. કુલીન સ્ત્રિયોને ખરૂં ભણા-વાનું, ખરૂં જાણવાનું, ખરૂં શીખવાનું, અને ખરૂં યાદ રાખવાનું, એજ છે કે, પતિવ્રતાઓની સંગતિ રાખી તથા અપતિવ્રતાઓથી દૂર રહી પોતે પતિવ્રતાપણારૂપ ચિંતામણિ પોતાને સ્વાધીન કરી લેવો. પ્રાણાંત આપત્તિઓ આવી પડે તોપણ તે અમૂલ્ય ચિંતામણિને છોડવો નહીં. પતિવ્રતાપણું પાળતાં જો કદી કોઈ હાનિ થાય તો તે લાભરૂપ ગણવી, પતિવ્રતાપણું પાળતાં જો કદી પરાજય થાય તો તે જયરૂપ ગણવો અને પતિવ્રતાપણું પાળતાં જો કદી દુઃખો આવી પડે તો તે સુખરૂપ ગણવાં. તેમજ જો કદી પતિવ્રતાપણું છોડતાં લાભ જણાતો હોય તો તે હાનિરૂપજ ગણવો, જો કદી પતિવ્રતાપણું છોડતાં પોતાનો જય થાતો હોય તો તે પરાજયરૂપજ જાણવો અને જો કદી પતિવ્રતાપણું છોડતાં સુખો મળતાં હોય તો તે દુઃખરૂપજ ગણવાં. પતિવ્રતાપણું છોડતાં લાભ જય કે સુખ પ્રાપ્ત થવાનો સંભ-વજ નથી, પણ જો કદી મોહથી અજ્ઞાનથી કે અવિચારથી તેવું ભાસતું હોય તો તે લાભ પરિણામે હાનિરૂપજ હોય, તે જય પરિણામે પરાજયરૂપજ હોય અને તે સુખો પરિણામે દુઃખરૂપજ હોય એમાં

કાંઈજ શંકા નથી. નથી પતિવ્રતાપણું જ્ઞાતિસાથે સંબંધ રાખતું, નથી પતિવ્રતાપણું જાતિસાથે સંબંધ રાખતું, નથી પતિવ્રતાપણું કુળસાથે સંબંધ રાખતું, નથી પતિવ્રતાપણું ગોત્રસાથે સંબંધ રાખતું, કે નથી પતિવ્રતાપણું અવસ્થાસાથે સંબંધ રાખતું; પણ જ્ઞાતિ, જાતિ, કુળ, ગોત્ર, અને અવસ્થા, પતિવ્રતાપણાંસાથે સંબંધ રાખે છે. અર્થાત્ અમુક જ્ઞાતિની, અમુક જાતિની, અમુક કુળની, અમુક ગોત્રની, કે અમુક અવસ્થાની સ્ત્રિયો પતિવ્રતાઓજ થાય એમ નિયમ નથી; પણ જે જ્ઞાતિની સ્ત્રિયો વધારે પતિવ્રતાઓ હોય તેજ જ્ઞાતિ ઉત્તમ ગણાય છે, જે જાતિની સ્ત્રિયો વધારે પતિવ્રતાઓ હોય તેજ જાતિ ઉત્તમ ગણાય છે, જે કુળની સ્ત્રિયો વધારે પતિવ્રતાઓ હોય તેજ કુળ ઉત્તમ ગણાય છે, જે ગોત્રની સ્ત્રિયો વધારે પતિવ્રતાઓ હોય તેજ ઉત્તમ ગોત્ર ગણાય છે, અને જે અવસ્થાની સ્ત્રિયો વધારે પતિવ્રતાઓ હોય તેજ ઉત્તમ અવસ્થા ગણાય છે; કારણ કે ઉત્તમોત્તમ જ્ઞાતિ, ઉત્તમોત્તમ જાતિ, ઉત્તમોત્તમ કુળ, અને ઉત્તમોત્તમ ગોત્રની સ્ત્રિયો જો અપતિવ્રતાઓ થાય ત્યારે તો તે જ્ઞાતિ જાતિ કુળ અને ગોત્રનું ઉત્તમપણું શું કામનું ? કાંઈજ નહીં. એટલુંજ નહીં પણ તેઓનું ઉત્તમપણું રેહેતુંજ નથી. તેમજ કર્મયોગથી, દશાયોગથી, કે દૈવયોગથી, કોય નીચ જ્ઞાતિમાં, નીચ જાતિમાં, નીચ કુળમાં, કે નીચ ગોત્રમાં જન્મેલી સ્ત્રિયો ઉત્તમોત્તમ પતિવ્રતાઓ થાય છે તો તે પોતાની નીચ જ્ઞાતિ, જાતિ, કુળ, અને ગોત્રને ઊંચે દરજ્જે પોંચાડે છે. વિચારો કે આખી જ્ઞાતિ, આખી જાતિ, આખું કુળ, અને આખાં ગોત્રનું ઉત્તમપણું ગણવું કે નીચપણું ગણવું તેનો આધાર માત્ર પુત્રિયો ઉપર છે. જ્યારે આ પ્રમાણે છે ત્યારે પવિત્ર પુત્રિયોએ તેવી તેવી પોતાની વર્તણુક રાખવી જોઈએ, તેવા તેવા પોતામાં સદ્ગુણો સંપાદન કરવા જોઈએ, તેવા તેવા ઉત્તમ વિચારો રાખવા જોઈયે, તેવા તેવા ઉત્તમ આચારો રાખવા જોઈયે, તેવા તેવા ઉત્તમ વ્યવહારો રાખવા જોઈયે અને તેવું તેવું ઉત્તમ શીલસંરક્ષણ કરવું જોઈયે કે જેથી પોતાની જ્ઞાતિ, જાતિ, કુલ, અને ગોત્ર, સર્વોત્તમ ગણનામાં ગણાયાવિના રેહેજ નહીં. કુ-

લીન સ્ત્રિયોનું જન્મ અને જીવિત એટલાથીજ સફલ છે કે પોતે પવિત્ર પતિવ્રતાનું પદ મેળવી પોતાની જ્ઞાતિ, જાતિ, કુલ અને ગોત્રને ઉત્તમ કેહેવરાવવું. ધિક્કાર છે, તે પુત્રિયોના જન્મને અને જીવિતને કે જેઓ પોતાનાં ક્ષણિક તુચ્છ સુખને માટે પોતાની મૂર્ખતાથી, પોતાના મોહથી, પોતાનાં અજ્ઞાનથી, પોતાના અવિવેકથી, અને પોતાના અવિચારીપણાંથી પોતાની આખી જ્ઞાતિને, પોતાની આખી જાતિને પોતાનાં આખાં કુલને, અને પોતાનાં આખાં ગોત્રને કલંક લગાડી ઉત્તમ ગણનામાંથી કાઢી નીચ ગણનામાં ગણાવે છે. એક પણ કુપુત્રીના દુરાચારથી આખી જ્ઞાતિને નીચાજોણું થઈ પડે છે અને એક પણ પવિત્ર પુત્રી પતિવ્રતા હોવાથી આખી જ્ઞાતિને, આખી જાતિને આખાં કુલને અને આખાં ગોત્રને ઊંચાજોણું થાય છે, એ કેટલું સંતોષકારક છે ? માટે મારી પ્રિય પુત્રિયો ! હું તમને વારંવાર ભળામણ કરૂં છું કે તમે જેઓએ મારી પાસે આજસુધી અભ્યાસ કરી આટલી ઉમ્મર કાઢી છે તેઓએ અવશ્ય પોતાના ધર્મથી ચુકવું નહીં. જેમ બને તેમ સદ્ગુણો સંપાદન કરવા, જેમ બને તેમ પતિવ્રતાનું પદ મેળવવું અને જેમ બને તેમ અપતિવ્રતાઓથી તથા અપતિવ્રતાપણાંથી દૂર રેહેવું. પુત્રિયો ! સત્ય, અહિંસા, અસ્તેય, દયા, ઔદાર્ય, સૌહાર્દ, સૌજન્ય, સારલ્ય અને સૌશીલ્યને કદી પણ છોડશો નહીં. હું ફરીથી પણ તમને જણાવું છું કે સ્ત્રિયોને ધર્મ અર્થ કામ ને મોક્ષનું સાધન એક પતિવ્રતાપણુંજ છે, માટે મન વચન અને કર્મથી રાતદિવસ પોહોરેપોહોરે ઘડીયેઘડીયે ક્ષણેક્ષણે અને લવેલવે પોતાના પવિત્ર પાતિવ્રત્યરૂપ ચિંતામણિને આબાદ રાખવા વિચાર કર્યા કરજો, પોતાના પ્રાણપ્રિયમાં પરમેશ્વરબુદ્ધિ રાખજો, પોતાનાં સાસુસસરાવિષે તીર્થબુદ્ધિ રાખજો, અને મનવચનકર્મથી પોતાના પ્રાણપ્રિયનું પ્રિયહિત આચરજો. સ્ત્રિયોને દાન, ધ્યાન, તપ, જપ, તીર્થાટન વિગેરે સર્વ કલ્યાણનાં સાધનોની સમાપ્તિ પતિવ્રતાપણામાં સમાઈ છે, માટે પુત્રિયો ! સર્વ કલ્યાણનું સાધન પતિવ્રતાપણું, પતિવ્રતાપણું અને પતિવ્રતાપણુંજ છે. એવી રીતે,

ભાષણ સમાપ્તકરી ચંદ્રપ્રભા જેટલામાં પોતાના સિંહાસનઉપર બેસે છે અને પ્રવીણ કન્યાઓ સાશ્ચર્યાનંદથી તેને અનુમોદનનું ભાષણ કરવા તથા ચંદ્રપ્રભાનો ઉપકાર માનવાને થોડા અક્ષર બોલવા તૈયાર થાય છે, તેટલામાં ચંદ્રપ્રભાના સિંહાસનના પાયાસાથે સોનાની સાંકળે બાંધેલો બિલાડો, ચંદ્રપ્રભા સામું જોઈ મનુષ્યના જેવી વાણીથી નીચે પ્રમાણે શ્લોક બોલ્યો.

अयिचंद्रप्रभेचंद्रप्रभेष्यालुशुचिस्मिते ।
सौशील्यकीर्तिचंद्रस्ते जीयादाचंद्रतारकं ॥

(હે ચંદ્રમાની કાંતિ જેવા હાસ્યવાળી ચંદ્રપ્રભા! તમારા સૌશીલ્યથી થયેલી કીર્તિરૂપચંદ્ર, ચંદ્ર અને તારાઓ રહે ત્યાંસુધી જય પામો.)

આ પ્રમાણે બિલાડાનું બોલવું સાંભળી સર્વનાં અંતઃકરણ આશ્ચર્યમગ્ન થઈ ગયાં. અપૂર્ણ.

## विदुरनीति.

(સાંધણ પાને ૧૮૬ થી.)

॥ विदुरउवाच ॥

असूयैकपदंमृत्यु रतिवादःश्रियोवधः
अशुश्रुषात्वराश्लाघा विद्यायाःशत्रवस्त्रयः ॥४॥

પારકાગુણમાં દોષનો આરોપ કરવો એ સર્વ રીતે મોતનું સાધન છે; અત્યુક્તિ કરવી અથવા અપ્રિય બોલવું એ લક્ષ્મીને નાશ કરનારૂં છે; તથા ગુરૂની સેવા ન કરવી અથવા ગોખવું નહિ તે, ઉતાવળ કરવી તે અને પોતાનાં વખાણ કરવાં તે ત્રણ વિદ્યાના શત્રુ એટલે વિદ્યાનો નાશ કરનારાં છે.

आलस्यंमदमोहौच चापलंगोष्टिरेवच ।
स्तब्धताचाभिमानित्वं तथात्यागित्वमेवच ॥५॥
एतेवैसप्तदोषाःस्युः सदाविद्यार्थिनांमताः ।
सुखार्थिनःकुतोविद्या नास्तिविद्यार्थिनःसुखं ॥६॥
सुखार्थीवात्यजेद्विद्यां विद्यार्थीवात्यजेत्सुखं ।

આળસ, મદ તથા મોહ, ચપળપણું, વાતો કરવી તે, ઉદ્ધતપણું, અભિમાનીપણું, ત્યાગીપણું, એ વિદ્યાર્થિયોના સાત દોષ કહેલા છે. અર્થાત્ એ દોષ ત્યાગ કરવા યોગ્ય છે. જેને સુખ મેળવવાની ઈચ્છા હોય તેને વિદ્યા ક્યાંથી આવે ? અર્થાત્ ન આવે. તેમ વિદ્યાર્થીને સુખ હોતું નથી. માટે જે વિદ્યાર્થી હોય તેણે સુખનો ત્યાગ કરવો અને જે સુખાર્થી હોય તેણે વિદ્યાનો ત્યાગ કરવો. (સુખાર્થીપણું અને વિદ્યાર્થીપણું એકત્ર થવાથી બેય બગડ્યા જેવું થાય છે.)

नाग्निस्तृप्यतिकाष्टानां नापगानांमहोदधिः ।
नांतकःसर्वभूतानां नपुंसांवामलोचना ॥७॥

લાકડાંથી અગ્નિ તૃપ્ત થતો નથી, નદિયોથી સમુદ્ર તૃપ્ત થતો નથી, સર્વ પ્રાણિયોનાં શરીરથી કાળ તૃપ્ત થતો નથી અને પુરુષોથી સ્ત્રી તૃપ્ત થતી નથી.

आशाधृतिंहंतिसमृद्धिमंतकः क्रोधःश्रियंहंतियशःकदर्यता ।
अपालनंहंतिपशूंश्चराजन्नेकःक्रुद्धोब्राह्मणोहंतिराष्ट्रं ॥८॥

આશા ધીરજનો નાશ કરે છે, કાળ સમૃદ્ધિનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, લોભ યશનો નાશ કરે છે, પાલણપોષણ ન કરવું તે પશુઓનો નાશ કરે છે, અને હે રાજા ! એક ક્રોધ પામેલો બ્રાહ્મણ આખા રાજ્યનો નાશ કરે છે.

अजाश्वकांस्यंरजतंचनित्यं मध्वाकर्षःशकुनिः श्रोत्रियश्च ।
वृद्धोज्ञातिरवसन्नःकुलीन एतानितेसंतुगृहेसदैव ॥९॥

હે રાજા ! ગાયો, ઘોડા, કાંસું, રૂપું, મધ, ઝેરને ચુસી લેનાર ઓષધિ (મણિ) પક્ષી, શ્રોત્રિય, વૃદ્ધ, બંધુ, નિશ્ચયવાળો (એકરંગી) કુળવાન્ માણસ, એટલાં વાનાં નિરંતર તમારા ઘરમાં રહો. (એટલાં વાનાં રાખવાનું સૂચવ્યું તેમાં જ્ઞાતિ એટલે પાંડવોને રેહેવાનું દર્શાવ્યું.)

अजोक्षाचंदनंवीणा आदर्शोमधुसर्पिषी ।
विषमौदंबरंशंखः स्वर्णनाभोथरोचना ॥१०॥

गृहेस्थापयितव्यानि धन्यानिमनुरब्रवीत् ।
देवब्राह्मणपूजार्थं मतिथीनांचभारत ॥११॥

હે રાજા ! બકરી, બળદ, ચંદન, વીણા, અરિસો, મધ, ઘી, લોઢું ત્રાંબાનાં પાત્ર, દક્ષિણાવર્ત્ત શંખ, શાલિગ્રામ, ગોરોચન અથવા આંબળાં, એટલાં વાનાં અતિથી અને બ્રાહ્મણની પૂજાને માટે ઘરમાં રાખવા યોગ્ય અને મંગળ કરનારાં છે.

इदंचत्वांसर्वपरंब्रवीमि पुण्यंपदंतातमहाविशिष्टं ।
नजातुकामान्नभयान्नलोभा द्धर्मंजह्याज्जीवितस्यापिहेतोः॥१२॥

અને હે રાજા ! સર્વે પુણ્યના હેતુથકી પણ શ્રેષ્ઠ અને ઉત્સવના સરખું અર્થાત્ મંગળ કરનારૂં કલ્યાણકારક આ વાક્ય તમને હું કહું છું કે કામથી, ભયથી, લોભથી કે જીવવાના હેતુથી પણ કોઈ દિવસ ધર્મનો ત્યાગ કરવો નહિ.

नित्योधर्मःसुख दुःखेत्वनित्ये जीवोनित्योहेतुरस्यत्वनित्यः ।
त्यक्त्वाऽनित्यंप्रतितिष्ठस्वनित्ये संतुष्यत्वंतोषपरोहिलाभः॥१३॥

(કેમકે) સુખ અને દુઃખ અનિત્ય છે પણ ધર્મ છે તે નિત્ય છે તથા જીવ નિત્ય છે અને તેનો હેતુ (અવિદ્યા) અનિત્ય છે. માટે અનિત્ય એટલે નાશ થનારી એવી અવિદ્યા માયાને ત્યાગ કરીને નિત્યરૂપ એવો ધર્મ અને માયારહિત એવા આત્માનેવિષે સ્થિરચિત્ત રાખીને રહો અને સંતોષને પામો, કેમકે સંતોષ છે એજ પરમ લાભ છે.

महाबलान्पश्यमहानुभावान् प्रशास्यभूमिंधनधान्यपूर्णां ।
राज्यानिहित्वाविपुलांश्चभोगान् गतान्नरेंद्रान्वशमंतकस्य॥१४॥

હે રાજા ! મોટાં બળવાળા અને મોટા પ્રતાપવાળા, મહારાજાઓ ધન અને ધાન્યથી ભરેલી ભૂમિને ભોગવીને અને રાજ્યોને અને ભાતભાતના ભોગોને મેલીને કાળને વશ થઈ ગયા છે તેને જુઓ (વિચારો.)

मृतंपुत्रंदुःखपुष्टंमनुष्या उत्क्षिप्यराजन्स्वगृहान्निर्हरंति ।
तंमुक्तकेशाःकरुणंरुदंति चितामध्येकाष्ठमिवक्षिपंति ॥१५॥

(અપૂર્ણ)

## સંપસંબંધી વિષય.

૧ સંપ એ જોકે માત્ર બે અક્ષરનો શબ્દ છે તોપણ તેનું ગાંભિ- અનિર્વચનીય છે. સંપ એજ સર્વ ઉદયનું મૂળ છે. સેવાયેલાં પરૂપે વૃક્ષથી અતિ મીઠાં ઉદયરૂપ ફળ ઉત્પન્ન થાય છે. સંપને વનાર્થજ જેઓ પેહેલાં ગરીબ હાલતમાં હોવાથી કંઈ પણ ગણુતી- ન હોતા તેઓ પછવાડેથી પૃથ્વીપર પ્રખ્યાત થઈ પોતાનાં નામ મમર કરી ગયા છે અને જેઓ એથી ઉલટા મતનાં હતા એટલે કુ- પની ભક્તિ કરતા હતા તેઓ જોકે પૂર્વાવસ્થામાં મહારાજાધિરાજ ઈને આસપાસના મુલકમાં પોતાનું નામ નિરંતર અમર રેહેશે એવી રણા જેમ સ્વાભાવિક સર્વ રાજાઓને હોય છે તેમ તેઓને પણ તી પણ તે ધારણા તેઓની પાર ન પડતાં પછવાડેથી તેઓની મપર પાણી ફરી વળેલું આપણે જોઈએ છિયે અને જો કદાપિ ઈનું નામ યાદગીરીમાં રહી ગયું હોય છે તો તે તેનાં સારાં કૃત્ય ટે નથી પણ નઠારાં કૃત્ય માટે છે. એટલે એ નામ રહ્યું તે કરતાં ડ્યું હોય તો સારૂં એમ કોણ નહીં કહેશે? સૌ કોઇ કેહેશે.

૨ જે મહાન્ પુરૂષો સુસંપનાં સારાં બીજ પોતાના કુટુંબમાં, નાત- કે દેશમાં વાવે છે તે પછીથી ઉગી નીકળી કુટુંબને, નાતને અને દે- ને અતિશય લાભકારક થઈ પડે છે, એટલુંજ નહિ પરંતુ દિવસે વસે તે કુટુંબ, નાત, અને દેશ વિદ્યા, કળા, શૌર્ય, એ આદિમાં બીજા- ાથી આગળ વધી બધી તરેહથી સ્તુતિપાત્ર થઈ રહે છે. તે સમયે હેલા બીજ વાવનાર પુરૂષનું નામ તો ઘણા લાંબા સમયસુધી અમર હેતાં પૂજ્ય તરીકે પૂજાય છે અને પછવાડેના થનાર વિદ્વાનો તેઓ- જન્મચરિત્ર લખીને થતી પ્રજાને તેમ કરવા સુબોધ આપે છે. આ ાણે એટલું લખવું જરૂરનું છે કે એવા મહાન્ પુરૂષો કે જેઓ જગ- માં જન્મ લઈ આવાં ઉત્તમ કૃત્યવડે પોતાનાં નામ અમર કરે છે ઓને પણ ધન્ય છે અને તેઓનાં માતાપિતાને પણ ધન્ય છે કે ને ઘેર આવાં સપત્રરૂપ રત્ન જન્મ પામે છે.

૩ જેઓ કુસંપનાં ઝેરી બીજ કુટુંબમાં, નાતમાં, કે દેશમાં વાવે છે તે થોડા સમયમાં ઉગી નીકળી પછવાડેથી તે કુટુંબનો, નાતનો, અને દેશનો જલદીથી ઘાણ કાઢી નાખે છે. કદાપિ કુટુંબ, નાત, અને દેશની પ્રજા બંધી તરેહથી બળવાળી હોય છે તો થોડા સમય સુધી તે પોતાની સ્થિતિ માંડમાંડ જાળવી રાખે છે, પરંતુ પછીથી તો તે બાજી તેના હાથમાં ન રહેતાં જેમ કોઈ પચીશ વર્ષના ભરજુવાન મહા બળિયા પેહેલવાનને પણ ઉરક્ષત ક્ષય થવાથી છાતીમાંથી પડતાં લોહીથી તે દિવસ દિવસે નબળો પડી જઈ આખર અવસ્થાએ પહોંચે છે, તેમજ કુટુંબ, નાત, અને દેશની પણ એવીજ અવસ્થા અથવા તો જીવ્યાં તે મરવાથી બેજ એવી અવસ્થા થાય છે.

૪ રાજાપ્રજામાં, અમીરકારભારીમાં, શેઠચાકરમાં, મિત્રમિત્રમાં, ભાઈભાઈમાં, સ્ત્રીપુરૂષમાં, માવતર છોકરાંમાં, દેરાણીજેઠાણીમાં, ભાભીનણંદમાં, કાકાભત્રિજામાં, મામાભાણેજમાં, સાસુવહુમાં, સ્નેહીસ્નેહીમાં, સગાસગાંમાં, અને ટુંકામાં કહીએ તો કોઈ પણ બે માણસમાં જ્યારે કોઈ પણ કારણને લીધે અદેખાઈરૂપ ચકમક ઝરે છે કે તુરત તેજ સમયે કુસંપરૂપ દારૂ જોરથી વછુટે છે અને એ વછુટે છે કે પેહેલો સંપરૂપ કિલ્લો જો નબળા પાયાપર બાંધેલો હોય છે તો તેજ સમયે ભૂમિભેળો થઈ જાય છે, પણ જો કદાપિ તેનો પાયો વધારે મજબૂત હોય તો તે થોડા કાળ સુધી ટકી શકે છે પણ પછીથી તો પેહેલી સુરંગના એવા તો અસહ્ય ઝપાટા લાગે છે કે તેનો થોડા વર્ષમાં અંત આવે છે.

૫ આ ઉપરની વાત અનુભવસિદ્ધ સેહેજ લક્ષમાં આવી શકે તેવીછે એટલે એવિષે વધારે વિવેચન કરી વાંચનારનો અમુલ્ય વખત રોકવો એ નિરર્થક ગણાય એમ જાણી આ લખનારની એટલીજ અરજ છેકે આ નીચે લખેલા પ્રાચીનને અર્વાચિન કાળમાં બનેલા ઐતિહાસિક દાખલા ટાંકી આપની સેવામાં મેલતાં એટલું લખવું જરૂરનું છે કે તેમાંનો એક ઉત્તમ માર્ગ પકડી બીજા મલિન અને નઠારા માર્ગને ત્યાગ કરતાં બીજાઓને પણ તે માર્ગે ચાલવા બોધ કરવો એ આપસરખા

સજ્જનોનો મુખ્ય ધર્મ છે એટલે એવિષે અહીં કંઈ વધારે ભળામણ કરવાની જરૂર જણાતી નથી.

૬ પ્રાચીનકાળના ઇતિહાસનું અવલોકન કરતાં સાફ માલમ પડે છે કે જો દુર્યોધન જેવા બળવાન્ રાજાએ પાંડવોસાથે સંપ રાખી રાજ્ય ચલાવ્યું હોત તો તેનું રાજ્ય કેવી સારી રીતે ચાલત ? કાકાના દીકરા ભાઈઓ બહુ બળિયા હોવાથી તે આખી પૃથ્વીનો ચક્રવર્ત્તિ રાજા થવા ધારતે તોપણ થઈ શકત; કારણ કે જેની સહાયતામાં રહી અર્જુન ને ભીમ જેવા મહારથિ ભાઈઓ જ્યારે પોતાનાં સાચાં અંતઃકરણથી ખરી સહાયતા કરે ત્યારે ત્યાં ભલાભલા દુશ્મનના શા ભાર હતા ? કંઈજ ન હતા: પૃથ્વીઉપરના સર્વ રાજામહારાજાઓ એ મહારાજાધિરાજના ચરણારવિંદમાં મસ્તક નમાવતા હોત એવો પણ એક સમય આવત પણ દુર્યોધનનાં અદ્રષ્ટમાં એ પ્રમાણે ન હતું. તેતો એક દુર્બુદ્ધિનું ઉત્પત્તિસ્થાન હતું; ઇર્ષ્યાનું ઘર હતું, અને સુસંપરૂપ વૃક્ષને થડમૂળથી કાપી નાખનાર કુસંપરૂપ કુવાડો હતો, તેથી કરીને વિદુર, ભીષ્મપિતામહ, અને શ્રીકૃષ્ણ જેવા મહાત્માઓએ પાંડવ તરફથી સલાહ કરાવવા તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો અને છેવટ એમ પણ કહ્યું કે તું પાંડવને પાંચ ગામ આપીશ તો પણ તેઓ સંતોષ માનીને તારા સઘળા અપરાધ વિસારી દઈ તારીસાથે સુખશાંતિથી વર્તશે. પણ આ અણહક રાજ્ય પચાવનાર, અનીતિની દોરપર ચાલનાર અને વજ્રસરખાં કઠણ હૃદયના ખટપટી રાજાને એ વાત પસંદ ન આવતાં તેણે એમજ કહ્યું કે પાંચ પાંડવથી જે થાય તે ભલે કરી લે. આ જવાબનું આખર ફળ એજ આવ્યું કે એક મોટા મેદાનમાં (પરશુરામ ક્ષેત્રમાં) પાંડવકૌરવનું મહાભારત યુદ્ધ થયું અને તેમાં લાખો તો શું પણ કરોડો માણસ માર્યાં ગયાં, કૌરવકુળનો નાશ થયો અને પાંચ પાંડવોની પૂરે પૂરી જીત થઈ; જેથી કરી એ મેદાનનું નામ ત્યાર પછી કુરુક્ષેત્ર પડ્યું. હાલ તેનું પ્રસિદ્ધ નામ પાનીપતનું મેદાન છે.

૭ એગેમેમનોન અને એકિલિઝ એ બે જૂદાં જૂદાં સંસ્થાનોના રાજાઓવચ્ચે કુસંપ થવાથીજ ગ્રીક યોદ્ધાઓને ટ્રોજન લોકોને હાથે માર

ખમવો પડ્યો એટલુંજ નહિ પરંતુ હેલન નામની ખુબસુરત રાણી ને ટ્રોજન રાજા પ્રાયમનો પુત્ર પારીસ હરી ગયો હતો, તેનું વેર લેવા સારૂ જે તેઓ મોટામાં મોટું જોખમ ખેંચી આટલે દૂર સુધી આવ્યા હતા તે કામ તેઓનું પાર ન પડતાં અપજશસાથે તેઓને પોતાને દેશ પાછું ફરવું પડત; પણ તેવામાં પેલો નામીચો ગ્રીક સરદાર એકિલિઝે દેશ તથા મિત્રની ખાતર કુસંપને ત્યાગ કરી બની ગયેલી સર્વે વાત વિસારી એગેમેમ્નોનસાથે સંપ કરી લડાઈના મેદાનમાં આવી એવું તો જોર કર્યું કે ટ્રોજન લોક કે જેઓ ગ્રીક યોદ્ધાઓને હઠાવી તેઓનાં વહાણસુધી આવી પહોંચ્યા હતા, તેઓને હવે પાછા હઠવાની ફરજ પડી એટલે છેક તેઓને ટ્રોય નગર સુધી લઈ જઈ ત્યાં છેવટ તેમાંના હેક્ટર નામના ટ્રોજન સરદારને એકિલિઝે પોતાને હાથે માર્યો અને ટ્રોય નગરનો નાશ કર્યો.

૮ યુરોપખંડના પ્રાચીનકાળમાં પ્રસિદ્ધ થયેલાં ગ્રીસનાં રાજ્યો કે જેમાં સ્પાર્ટા ને આથેન્સ એ બે મુખ્ય હતાં અને તે શિવાય બીજાં નાનાં નાનાં રાજ્યો હતાં, તે સઘળાં સામાન્ય હિતથી સંપની સાંકળવડે સંધાએલાં હતાં. પહેલાપ્રથમ આથેન્સ દરીઆઈ લડાઈમાં અને વિદ્યા, કળા, રાજ્યનીતિઆદિમાં બીજાઓથી ચડીઆતું હતું; પણ પછીથી હળવે હળવે સ્પાર્ટાનું રાજ્ય પણ તેની બરોબરી કરવાને લાયક થયું. આથેન્સની પ્રજાના પ્રીતિપાત્ર પેરિક્લીસ પ્રેસિડેન્ટથી તથા સ્પાર્ટાનાં કાયદા રચનાર લૈકરગસ રાજાથી એ બે રાજ્યો બહુ દીપી નીકળ્યા પણ પછવાડેથી કેટલાક કારણને લઈને એ બે મોટાં રાજ્યોવચ્ચે બહુજ કુસંપ વધી ગયો; જેનું છેવટ એજ આવ્યું કે સ્પાર્ટન લોકોએ આથેન્સનું બળ તોડી તે રાજ્યને કમજોર કરી નાખ્યું. તેજ પ્રમાણે ઈરાની લોકોથી સ્પાર્ટન રાજ્ય પણ નબળું પડ્યું.

૯ ઉપર લખ્યા મુજબ ગ્રીસનાં સ્વતંત્ર રાજ્યોમાં કુસંપ થવાથીજ માસીડનનો રાજા ફિલીપ મોટાઈ મેળવી શક્યો. તેનો પુત્ર સિકંદર તમામ ગ્રીસનાં રાજ્યોનો મહારાજા થયો અને પછી તો એશિઆને આફ્રિકાનાં મોટાં રાજ્યો જીતી ચક્રવર્તિ રાજા થયો.

૧૦ આવા જોરાવર સિકંદર બાદશાહનું રાજ્ય પણ તેના મરણ પછી સુબાઓએ માંહોમાંહે કુસંપ કરી વેંચી લીધું, જેનું પરિણામ આગળ ઉપર એજ આવ્યું કે તેના ધણી રોમન લોક થયા.

૧૧ કાર્થેજ અને રોમવચ્ચે વિરોધ થયો કે જેથી કરીને કાર્થેજના સરદાર હાનીબાલે રોમનરાજ્યપર ચડાઈ કરી ઉપરાઉપરી જીત મેળવી તેને તારાજ કરી નાખવાની તૈયારીમાં હતા તેટલામાં સંપીલી રોમનરાજસભાએ એક બીજું નવું લશ્કર તૈયાર કરી આફ્રિકામાં કાર્થેજઉપર ચડાઈ કરવા મોકલ્યું, જેથીકરી લાચારીસાથે હાનીબાલને તેનો બચાવ કરવા જવું પડયું. ઝામાના મેદાનમાં એક મોટી લડાઈ થઈ તેમાં જગતપ્રખ્યાત શૂરવીર સરદાર હાનીબાલ હાર્યો અને રોમન સરદાર સીપિઓ આફ્રિકેન્સ જીત્યો ત્યારથી કાર્થેજની પડતીની શરૂઆત થઈ.

૧૨ ત્યાર પછી રોમનલોકોએ અનુક્રમે એકપછી એક એક રાજ્ય જીતવા માંડયાં કે જેથીકરીને કેટલીક મુદતે તેઓએ પૃથ્વીઉપરનાં ઘણાંખરાં રાજ્યોપર ઉપરીપણું સ્થાપ્યું. રોમન સરદાર સિઝર અને પોમ્પી એ બે વચ્ચે અણબનાવ થવાથી પેહેલાં પોમ્પીનું મૃત્યુ મિસરદેશમાં થયું તેનું મુડદું રોમમાં દાટી તેનાઉપર એક સ્થંભ ચણાવી 'હું અને પોમ્પી એ બેમાં કાંઈ પણ જુદાઈ નથી' એવું જોકે સિઝરે લોકોને દેખાડ્યું તથાપિ પોમ્પીના પક્ષનાં માણસો ત્યારથી તેનાં કટ્ટાં દુશ્મન થયાં. તે લોકોએ હરેક રીતે સિઝરને મારવાની યુક્તિ રચવા માંડી તેમાં તેનો પ્યારો મિત્ર બ્રુટસ અને બીજા પણ કેટલાક મિત્રો સામેલ હતા. આ કાવતરૂં છેવટ તેઓએ પાર પાડ્યું. એક દિવસ બધા જણ ભેળા થઈ રાજ્યસભામાં જઈ સિઝરને મારી નાંખ્યો એટલે જેની સાથે પોતે દુશ્મનાઈ કરી હતી તેજ પોમ્પીના પુતળાની પાસે તેનું મુરદું પડ્યું. તેનો દત્તપુત્ર ઓક્ટેવીઅસ સિઝર જેવા ડાહ્યા બાદશાહનાં વખતમાં એ રોમનરાજ્ય સર્વથી શ્રેષ્ઠ હતું અને તે પ્રમાણે મનાણું, પણ ત્યારપછીથી એ રાજ્યમાં કુસંપનો સડો પેઠો, એથીકરી આગળ ઉપર તેના બે ભાગ પડ્યા એટલુંજ નહિ પ-

રેતુ એક વખત એવો પણ આવ્યો હતો કે જેને આ જગતની રાજધાની કહીએ તો ચાલે એવું જે રોમ શેહેર તે સિપિયન અને ગોથ એ બે જાતના લોકોએ લુટ્યું. ત્યારપછી રોમનરાજ્યનો પડતીનો ખરેખરો આરંભ થયો. તેના તાબાનાં બધાં રાજ્યો કેટલીક મુદત એક પછી એક સ્વતંત્ર થઈ ગયાં અને તે એક ઈટાલીનું રાજ્ય એ નામથી ઓળખાવા લાગ્યું.

૧૩. એક સમયે યાહુદી લોકોનાં રાજ્યમાંનાં ઈસ્રાએલ તથા જુડાનું રાજ્ય એ બે સંબંધથી સંધાણાં હતાં, પરંતુ પાછળથી કુસંપ કરી જુદાં પડ્યાં કે જેનું ફળ તેઓને આગળઉપર એજ થયું કે બંને રાજ્યની પડતીનો આરંભ થયો.

૧૪ ઈંગ્લાંડના કોઈ રાજા અને કોઈ કોઈ રાણીના વખતમાં રૈયતઉપર અતિશય જુલમ ગુજરેલો જેથીકરી જુલમની સામા થવા તેઓએ એક સંપ કરી બાથ ભીડી. હાલની પાર્લામેન્ટ ચાલે છે તે રાજ્યરીતિ તેઓએ કલ્પી કાઢી રાજા રાણીને સદા મુકરર કરેલી હદમાં રાખ્યાં અને રાજા, પ્રજા અને અમીર એ ત્રણ વર્ગનું મિશ્ર રાજ સ્થાપ્યું, જે હજુ તેજ પ્રમાણે ચાલ્યા કરે છે. (અપૂર્ણ.)

## सघळुं कराय पण जीवन आपी न शकाय.

### हरिगीत.

છે કાળને આધીન સર્વે તે કશું નહિ જાણતા,
લક્ષ્મી તણા વૈભવવડે અત્યંત સુખને માણતા,
એ તો બિચારા શું કરે ચમચાવડે ચા પી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
તન મન અને વાણીવડે પીડે અહર્નિશ પ્રાણિને,
સંતોષ માને સર્વદા સંસારનાં સુખ માણિને;
આવું કરે તો સર્પની ફણ પગવતે ચાંપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે ?

પરમાર્થે કાજે પિંડ પોતાનો મુવે પલવારમાં;
એવા મહાશૂરા જનો દીઠા ઘણા સંસારમાં;
સાહસ કરે તો હેતથી હાથે હળાહળ પી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
આજે બનાવે આગગાડી ઇંજિનોથી ઓપતી,
અગણિત બનાવે આગબોટો બુદ્ધિશાળી જે અતિ;
કદિ અંતરિક્ષવિષે વિમાનો વેગથી ચલવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
બહુ વીજળીના તાર ટેલીફોનને બાંધી શકે,
છેટા રહેલા દેશના સંબંધને સાંધી શકે;
ઉદ્યોગ કરતાં કોય દિન વરસાદ અટકાવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જળઅગ્નિને આધીન રાખે વાયુને લે વશ કરી,
તેનાવડે યંત્રો ચલાવે સ્થિર ન બેસે ક્ષણ ઠરી;
પ્રેમે પૃથક્કરણો કરી બહુ શોધ દર્શાવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
પશુપક્ષિયો ફૂલફૂલ ને વૃક્ષો વળી સુંદર કરે,
જેની ક્રિયો ને રૂપ જોતાં આપણું અંતર ઠરે;
પશુપક્ષિયોને તો કરી કળ અક્કલથી ચલવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
સ્થળ હોય તો ત્યાં જળ કરે જળ હોય તો ત્યાં સ્થળ કરે,
હિકમત કરી બળિયા બને વનરાજ જેથી થરથરે,
નળિકાવિષે સર્વ ગ્રહો ગણના કરી લાવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ભારે ભયાનક જંગલોમાં ભટકતા ભૂખ્યા ફરે,
આહાર ઇચ્છા થાય તો તે ફૂલ કે ફળનો કરે;
તપ ઉગ્ર આરંભે કદી તો ધૂળ પણ ફાકી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?

ઘરબારને મેલી જઈ વૈરાગ્યથી વનમાં રહે,
તપ તપી તડકાટાઢનાં દુઃખો શરીરે સૌ સહે;
કદિ ખાઈ વનફળ ફૂલ પણ પંચાગ્નિને તાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ધનબળ અને જનબળ અને વળિ બુદ્ધિબળના યોગથી,
જીતી જનોને મેળવી જય કર્મના સંયોગથી;
કદિ ધર્મના પંથો અને સંસ્થાનને સ્થાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જળઅગ્નિના સંયોગથી યંત્રો બને બહુ કામનાં,
લોકોપયોગી કામથી રહી જાય રૂડી નામના;
ઔષધ અને રવિતેજથી પ્રતિબિંબને છાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ભાવે ભણે વિદ્યા ભલી લક્ષ્મી વળી લાવે ઘણી,
શૂરાતનેથી યત્ન કરતાં થાય ધરતીના ધણી;
કદિ દુઃખ સઘળાં દીનનાં કરૂણા કરી કાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
નક્ષત્ર ગ્રહ તારા બધાં આકાશમાં ઓપે સ્ફુર્તિ,
ત્યાં પણ કદી પોંચી શકે મતિમાનની મોટી મતિ;
વરસાદનાં બિંદુ પડે તે પણ કદી માપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જનજાત પશુપક્ષી સહિત પૃથ્વીવિષે જણાય છે,
વિસ્તાર તેનો જાણવામાં બુદ્ધિમંત ઘણાય છે;
જલનિધિવિષે જલ કેટલું તે પણ કદી માપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
છે કાળને વશ સર્વ દેવો દાનવો ને માનવો,
નહિ કોઈ તેમાં કાળનાં બંધનવિનાનો માનવો;
વિકરાળ કાળ કરાળને કદિ કોય ન હરાવી શકે,
નહિ કોઈ પણ સંસારમાં જીવન જરા આપી શકે.

| | | | | |
|---|---|---|---|---|
| રાવબહાદુર મણિભાઇ જસભાઇના ... | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| સુરત લાઇબ્રેરીના ... ...) | ...૧૯૩૮ની સાલપેટે | ૧ | ૧૧ | ૦ |
| મુકાદમ દેવજી રામજીના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| મેહે૦ દેસાઈ છગનલાલ સંતોષરામના ... | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| શેઠ છગન વણારશીના... ... ... | ૧૯૩૮ ને પેટે | ૧ | ૬ | ૦ |
| રા. શિવપ્રસાદ દુર્લભજી જોશીપરાના ... | ૧૯૩૮ ના | ૧ | ૧૪ | ૦ |
| રા. પરારિડિંગરૂમના સેક્રેટરીના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા નાનજી હીરજી મેહેતાજીના ... | ..૧૯૩૮-૩૯ ૪૦ ના | ૫ | ૪ | ૦ |
| રા સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર ઇન્સ્પેકટર સાહેબના ... ... | ... ૩૭ ૩૮ ૩૯ ના | ૪ | ૭ | ૦ |
| શેઠ વસનજી ભીમજીના . .. ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| રા. વકીલ બળવંતરાય દીનાનાથના. | " | ૧ | ૧૧ | ૦ |
| રા. શંભુપ્રસાદ ભગવંતરાયના ... ... | ૧૯૩૮ ૩૯ ના | ૩ | ૬ | ૦ |
| મે. મા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસના, | ૧૯૩૮-૩૯ પેટે | ૩ | ૬ | ૦ |
| રા ભટ્ટ શંકરલાલ જેઠાભાઇના ... | ૧૯૩૯ ના | ૧ | ૩ | ૦ |
| શેઠ વિઠ્ઠલદાસ પુરૂષોત્તમના .. ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| રા પ્રતાપરાય શિવલાલના ... | " | ૧ | ૧૧ | ૦ |
| રા કૃષ્ણારામ રામચંદ્રના ... ... | ૧૯૩૮-૩૯ ના | ૨ | ૧૩ | ૦ |
| રા વકીલ રતનજી માધવજીના... | ૧૯૪૦ ને પેટે | ૧ | ૮ | ૦ |
| રા. વાકર લાઇબ્રેરીના સેક્રેટરીના | ..૧૯૩૮-૩૯ ને પેટે | ૩ | ૬ | ૦ |
| દવે જીવરામ હરિશંકર માંડવી ... | ૧૯૩૮ ને પેટે | ૧ | ૧૦ | ૦ |
| | | ૬૨ | ૪ | ૦ |

# सूचना.

श्रीमद्भागवतभाषांतर—નામનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિને મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે. તેમાં શ્રીમદ્ ભાગવતનો યથાર્થ અર્થ વિસ્તારથી લખવામાં આવે છે. વર્ષ પેહેલું ૧૯૩૮ના આશાડ માસથી શરૂ થયું છે તે ૧૯૩૯ના જેઠ માસે પૂર્ણ થશે ઘણું કરીને આસરે ત્રણ વર્ષ આ ચોપાનિયું ચાલશે. કિંમત અગાઉથી રૂ. ૩ બહારગામવાળાને ટપાલખર્ચ આના ૬ વધારે પડે છે. ડેમી પાંચ ફારમનું સારા ટાઇપમાં નીકળે છે.

आर्यधर्मप्रकाश—નામનું ત્રણ ફારમનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિનાની પેહેલી તિથિયે મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે તેમાં ધર્મસંબંધી; વ્યવહારસંબંધી અને ઉપદેશાત્મક વિષયો આવે છે. મૂલ્ય વર્ષ ૧ નો અગાઉથી રૂ. ૧।।. બહારગામવાળાએ ત્રણ આના વધારે મોકલવા. વર્ષ કાર્તિકથી શરૂ થઇ આશ્વિનમાસે પૂરું થાય છે.

गुजरातमासिकपत्र નામનું ત્રણ ફારમનું ચોપાનિયું કોઇ સૌરાષ્ટ્રીયો તરફથી દર હિંદુ મહિનાની પંદરમી તિથીએ પ્રકટ થાયછે. તેનું વર્ષ કાર્તિકથી શરૂ થઈ આશ્વિને પૂરૂ થાય છે. કિંમત રૂ. ૩ છે. તેમા કેળવણી, વ્યાપાર, વ્યવહાર, ન્યાય, ઇતિહાસ, દેશસુધારો, દેશસ્થિતિ ઇત્યાદિ વિષયો આવે છે.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે ઘર નંબર ૧૭ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ, તંત્રી.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

पुस्तक ११ मुं. भाद्रपद, सवत् १९३९ अंक ११ मो.

पुष्पिताग्रा.

अपिभवजलधौमताद्भमथा दल्दविलावयवानूकायनौका ।
इयमिहममतांविहायतत्त्वं त्वरतरधर्मकलाश्रयेणपारं ॥१॥



છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યુ.

સને ૧૮૮૩ ઈસ્વી

मूल्य वर्ष १ नो रू. १॥ अगाउथीज.
टपालखर्च आना ३ जूदु.

---

## शार्दूलविक्रीडित.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદના ... | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| રા. રા. પૂર્ણાનંદ મહાનંદના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| અખંડ પ્રૌઢ પ્રતાપ બાઇ શ્રી ૭ મોઘીબા સાહેબ મોરબી પાંચ નકલના ... ... | ૧૯૩૯ ના | ૮ | ૭ | ૦ |
| રા. રા. કારભારી સાહેબ મહાદેવ દેવચંદના | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું ભાદ્રપદ, સંવત ૧૯૩૯. અંક ૧૧ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

शत्रौपुत्रेमित्रेबंधौ माकुरुयत्नंविग्रहसंधौ ।
भवसमचित्तं सर्वत्रत्वं वाञ्छस्यचिराद्यदिविष्णुत्वं* ॥१०॥

શત્રુઓનેવિષે ક્લેશ કરવામાં પ્રયત્ન ન કર અને પુત્ર મિત્ર તથા કુટુંબીનેવિષે સંધિ કરવામાં પ્રયત્ન ન કર. જો તરત વિષ્ણુપદ પામવાને ઇચ્છા કરતો હો તો સર્વ ઠેકાણે સરખા ચિત્તવાળો થા.

પોતાના ધન, માન, પ્રતિષ્ઠા અને પ્રાણને હરી લેનાર જે હોય તેને સંસારમાં શત્રુ કહે છે. એવા શત્રુને સાથે ક્લેશ કરવો અને તેનો પરાભવ કરવો એવી રીતિ જગતમાં પ્રસિદ્ધ છે જેઓ પોતાના કલ્યાણના સર્વે સાધનોનો નાશ કરાવનારા ખરા શત્રુઓ છે, તેને તો કોઈ ઓળખી પણ શકતું નથી. જેઓ ઓળખી શકે છે તેઓ તો તેમને શત્રુને બદલે મિત્રરૂપ દેખે છે એટલે તે તેમને દબવા કેમ લાગે? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ મહાબળવાન્ શત્રુઓ સર્વને માથે છે. એ શત્રુને કોઈ જીતવાને ઇચ્છતું નથી ને તે સેહેલાઈથી જીતી પણ શકાતા નથી લોકો સંસારના શત્રુઓને કદિ તાબે કરે તોપણ જ્યાંસુધી પોતાના શરીરના શત્રુ તાબે ન થયા

* તેવાજ ભાવમાં હરિગીત છંદ.
પુત્રો અને મિત્રો અને સંબંધિમાં તું સંપનું, (નક
ન કરીશ શત્રુવિષે પ્રયત્ન કદાપિ કોઇ કુસંપનું, માર્ગ-
ઇચ્છે કરી જો વિષ્ણુપદને પામવાને તરત તો, હોય તો
તું સર્વ ઠેકાણે રહે સરખા હૃદયથી વરતતો. જતાજ નથી,

હોય ત્યાંસુધી તે વૃથા છે. સંસારના શત્રુને વશ કરનારો માણસ કદી હું પરાભવથી છૂટો થયો એમ માને તોપણ જ્યાંસુધી શરીરના શત્રુ નથી જીતાયા ત્યાંસુધી અનેક પરાભવમાં પડવાનું નિરંતર છે એમ સમજવું. કામાદિકની સાથે ઇંદ્રિયો પણ શરીરમાંહેના પ્રબળ શત્રુઓ છે. ઉઘાડી તરવાર લઇને ઉભેલા લાખો શત્રુની ફોજને કદિ કોઈ જીતી શકે પરંતુ પોતાનાં શરીરમાંની ઇંદ્રિયોને જીતવા વખતે તેનું શૂરાતન ગળી જાય છે. વિચારવું જોઇએકે ત્યારે શરીરના શત્રુઓ કેવા બળિયા છે? મણિરત્નમાળાના કર્ત્તા કહે છે કે 'केशत्रवः संतिनिजेंद्रियाणि' (શત્રુ કોણ છે? પોતાની ઇંદ્રિયો છે તેજ શત્રુ છે.) આ વાત અનુભવથી સાવ સાચી જણાઈ રહે છે. જેણે કામાદિક છ વિકાર ને ઇંદ્રિયોને જીતી છે તેના શત્રુઓ એની મેળે જીતાઈ જાય છે. ઘરમાં અને બહાર એમ બેય જગ્યાપર જો આગ લાગે તો ચંચળ માણસો તરત પેહેલવેલી ઘરની આગ ઓલવીને પછી બહારની ઓલવવા પ્રયત્ન કરે છે. પણ આ વાતનો નિયમ તેઓ સર્વ ઠેકાણે એક સરખો નથી રાખતા. શરીરમાં રહેલા કામાદિક શત્રુઓ ઘરની આગ જેવા છે અને સંસારના વ્યવહારથી થયેલા મનુષ્ય શત્રુઓ બહારની આગ જેવા છે. માટે પેહેલાં શરીરના શત્રુઓને નરમ પાડી નાખવા જોઇએ. જેઓ શરીરના શત્રુઓને નરમ પાડનાર છે તેમને પછી બહારના શત્રુઓજ ઉત્પન્ન થતા નથી. કામાદિક વિકાર મનમાં થાય છે, ઇંદ્રિયો સર્વે મનને આધીન છે માટે મુખ્યતો મન છે એજ શત્રુ છે માટે તેનેજ વશ કરી લેવું જોઇએ. જેટલાં સાધનો હોય તેટલાં સાધને મનરૂપ શત્રુને વશ કરવાને કામે લગાડવાં જોઇએ. સારાંશ એ સમજવાનો છે કે કલ્યાણની ઇચ્છાવાળાએ દ્વેષથી કોઈનીસાથે કલેશ ન કરવો અને તે મન વશ થવાથી થતોજ નથી.

૩ પ્રો. સંસારમાં મિત્રો અનેક કારણથી થાય છે. કેટલાક સ્વાર્થથી
મારફતે અને કેટલાક પૂર્વના સંસ્કારથી કાંઈ સહજ પ્રસંગ થતા
રા. કારભારી સ. કાંઈ કારણસર કરેલા અને સ્વાર્થથી થયેલા મિત્રો ખરા
રા. ઝવેરીલાલ ઉ. નામાં ગણાવા યોગ્ય નથી. ખરા મિત્રો જે થાય છે,

તેતો સારે માર્ગે ચડાવે, દોષને ઢાંકી દે, ગુણને પ્રકાશ કરે અને દુઃખસુખમાં ભાગ લે. આ પ્રપંચરૂપ સંસારમાં એવા ખરા મિત્રો મળવા કઠણ છે. પરિણામે તેવા મિત્રોમાં પણ મિત્રપણાની સંભાવના કરવી એ દુઃખકારક છે, માટે તેની સાથે સ્નેહ રેહેવાનું પ્રયત્ન કરવું નહીં.

ધર્મનાં કામ કરવા માટે પાણી ગ્રહણ કરેલી પત્નીમાં પોતાથકી જે પુરૂષપ્રજા થાય છે તે પિતાને પું નામના નરકથી તારે છે માટે તેને પુત્ર કેહેવાય છે. જે આજ્ઞા માનનારા અને સેવા કરનારા આસ્તિક પુત્ર હોય તે તો સુખ આપનાર થાય છે, પરંતુ તેથી ઉલટા હોય તો મહાતાપ ઉત્પન્ન કરનારા થાય છે. સત્પુત્ર હોય તે પણ પરિણામે સંસારમાં બંધન કરાવે છે માટે તેની સાથે સ્નેહ રેહેવાનું પ્રયત્ન ન કરવું.

તેમજ પોતાના ગોત્રમાં થયેલા સંબંધિયો હોય તે બંધુ કેહેવાય છે, એઓની સાથે પણ સંધિનું પ્રયત્ન રાખવું તે બંધનકારક છે માટે તેમ ન કરવું.

મિત્ર, પુત્ર અને સંબંધી, સંસારમાં સુખ આપનારાં છે; પરંતુ વિચાર કરતાં તે પણ દુઃખ આપનારાં થઈ પડે છે. તો પણ તેમની સાથે લોકો સ્નેહ વધારતા જાય છે. સંસારમાં ખરા મિત્રો, ખરા પુત્રો અને ખરા સંબંધિયો જે કેહેવાય છે તેનાથી પણ પરિણામે ખરૂં મિત્રપણું, ખરૂં પુત્રપણું અને ખરૂં બંધુપણું જણાવનારા જે જે, ગુણો કે સદાચરણો શરીરમાં રહેલ છે તેનીઉપર અવશ્ય પ્રેમ રાખવો જોઈએ. પુત્ર, મિત્ર કે સંબંધીમાં બંધાયલો પ્રેમ શરીર છૂટતાં અવિવેકી માણસને અતિ બંધન આપનાર થઈ પડે અને ગુણોઉપર થયેલો પ્રેમ શરીર છૂટતાં કલ્યાણ કરનારો થાય છે. સદ્વિચાર એ સન્મિત્રનીપેઠે વ્યવહારસંબંધી અને પરમાર્થસંબંધી સારો માર્ગ દેખાડે છે. સત્ય એ સત્પુત્રનીપેઠે નરકમાં પડતાં અટકાવે છે. દયા આદિ અનેક ગુણો સારા સંબંધિયોનીપેઠે સંસારમાં સુખ ઉપજાવી પરમાર્થના માર્ગનાં સાધનરૂપ થાય છે. માટે જો પ્રીતિ રાખવી એમ ઇચ્છા હોય તો ક્યાં તેઉપર નથી રખાતી? પણ લોકો તે વાતને તો સમજતાજ નથી;

સારાં શીલને સંભારતાજ નથી, દયાને દેખતાજ નથી; વિવેકને વેગળો રાખે છે, પવિત્રપણાને પરહરે છે; શાંતિને તરછોડી નાખે છે; સત્યને સામું જોતા નથી, દમને દાટી મેલે છે; શમને નસાડી મેલે છે; શ્રદ્ધાને ધકેલી મેલે છે, અને વૈરાગને વેતો કરે છે. એમ સઘળાં સદાચરણો જે પુત્ર, મિત્ર અને બંધુ કરતાં વધારે સુખ આપનારાં પરિણામે થાય છે તેમને તો કોઈ સંભારતું પણ નથી; અને માત્ર મિત્ર, પુત્ર અને બંધુમાંજ પ્રીતિ રહેવાનું પ્રયત્ન કરે છે; પરંતુ તેની પ્રીતિ માટે પણ પ્રયત્ન કરવું એ પણ કેવળ થોડી સમજણનું કારણ છે.

શત્રુ સાથે કુસંપ થવાનું પ્રયત્ન ન કરવું અને મિત્રાદિકની સાથે સંપને થવાનું પ્રયત્ન ન કરવું તેમાં સાર એ નીકળે છે કે રાગદ્વેષ અંતઃકરણમાંથી કાઢી નાંખવા; કેમકે સંધિવિગ્રહ એ રાગદ્વેષથી થનારા છે. એ રાગદ્વેષ ઉત્તમપદ પામવાનાં સાધનોમાં વિઘ્ન કરનારા થઈ પડે છે, માટે તેને મેલીને અંતઃકરણ શુદ્ધ કરવું.

જેને તરત વિષ્ણુપદ પામવાની ઈચ્છા હોય તેણે આમ રાગદ્વેષ મેલીને સર્વ ઠેકાણે સમાન ચિત્ત રાખવું જોઈએ: પરમપદ પામવાનું જે સાધન છે તે સમચિત્તપણું કાંઈ સહજ નથી. ને સહજ હોય તો મહા દુર્લભ પરમપદને પમાડનાર કેમ થાય? સર્વત્ર શબ્દથી આખી ત્રિલોકીમાં નામરૂપ જે કાંઈ છે તે સર્વને વિષે સમાન દૃષ્ટિ રાખવાપણું સિદ્ધ થાય છે. રાગદ્વેષથી રહિત થયેલાં અંતઃકરણમાં પોતાનાં સ્વરૂપનો અનુભવ કરી પોતામય આખાં જગતમે જોવું એ સમાનદૃષ્ટિ કહેવાય. સમાનદૃષ્ટિ જેને થઈ હોય તે, તે ઉત્તમપદને પોચેલોજ છે એમ સમજવું. જેઓની મમતા ગઈ ન હોય, જેઓના કાળજાં કામે કોરી ખાધાં હોય, જેઓને ક્રોધે આંધળા કરી મેલ્યા હોય, જેઓને લોભે અધવચમાં લટકાવી રાખ્યા હોય, જેઓને મદે દબાવી દીધા હોય, જેઓને મોહે હરાવી દીધા હોય, જેઓને મત્સરે સંહારી નાંખ્યા હોય, જેઓ તૃષ્ણાના તરંગમાં તણાતા હોય, જેઓ આશાના પાશમાં સપડાઈ ગયા હોય, જેઓ હિંસામાં હુશિયાર થયા હોય, જેઓ ચોરીમાં ચતુર હોય, જેઓ અન્યથા કામમાં કુશળ હોય,

જેઓ રાગના ગારામાં ખુચી ગયા હોય, જેઓ દ્વેષનાં ડુંગરમાં દટાઈ ગયા હોય અને ટુંકામાં જેઓ સર્વે દુર્ગુણથી ભરેલા હોય; તેઓને સમચિતપણું કમાથી આવે. અને સમચિતપણું ન આવે તો પછી ઉતમપદની પ્રાપ્તિ પણ કેમ થઈ શકે? ભલેને વનમા વસી ફુળફુલે ખાતા હોય કે ટાઢતડકાનાં દુખો સહન કરતા હોય, પણ તેવા ત્યાગીઓ પણ સમદૃષ્ટિ થયાવિના અધવચેજ રહે છે. કોઈ વિષય કોઈ અધિકારી હોય તેને તરત અંત:કરણમાં ઉતરી જાય છે તે વાત નોખી છે, પરંતુ સાધારણ નિયમ એવો છે કે જે કાઈ શીખવું હોય તેને માટે પ્રથમથી અભ્યાસ જોઈએ. નઠારૂં અભ્યાસવિના આવડે છે અને સારૂં જે શીખવાનું છે તે અભ્યાસ કરતાં પણ માડ માડ આવડે છે; માટે સમચિત્ત થવા માટે પણ પ્રથમથીજ અભ્યાસ જોઈએ. એ અભ્યાસને અવિદ્યાથી થયેલો મોહ થવા દેતો નથી માયાની રચના કેવી છે તે કાંઈ કહી શકાતું નથી. મનુષ્ય જ્યાથી જન્મીને સમજણું થવા માડે છે ત્યારથી આ હુ અને આ મારૂં એવી મમતા બંધાવા લાગે છે. આ મારૂ શરીર, આ મારો સંબંધી, આ મારી સ્ત્રી, આ મારી પ્રજા, આ મારૂં ધન, આ મારી મિલકત, આ મારા નોકર, આ મારા પશુ, આ મારાં પક્ષી, આ મારૂં ઘર, આ મારી ધરતી, આ મારી સત્તા અને આ મારો હુકમ એવો દૃઢ નિશ્ચય અભ્યાસથી થઈ ગયેલો હોય છે એટલે તેવી મમતામા ચાલ્યા જતા દિવસો જાણવામાં આવતા નથી પણ પરિણામે તો કોઈ કોઈનું નથી. ધન, ધામ, ધરાઆદિ સઘળા પદાર્થો અભ્યાસથી મમત્વ બંધાયું હોય છે તેથી મારા છે એમ લાગે છે. તે તે પદાર્થોનો વિયોગ થાય કે નાશ થાય તોપણ તેમાંથી ખોટું મમત્વ મટી જતું નથી એજ માયાનો મહિમા. શ્રીભર્તૃહરિ કહે છે કે—

*आदित्यस्यगतागतैरहरहः संक्षीयतेजीवितं*
*व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालोनविज्ञायते।*
*दृष्ट्वाजन्मजराविपत्तिमरणंत्रासश्चनोत्पद्यते*
*पीत्वामोहमयींप्रमादमदिरामुन्मत्तभूतंजगत्॥*

(સૂર્યના ઉદયઅસ્તથી નિરંતર આયુષ્ય ઓછું થતું જાય છે, તે જાણવામાં આવતું નથી; ઘણાં કામરૂપી ભારથી ભારે લાગે તેવા જગતના વ્યાપારોથી કાળ ચાલ્યો જાય છે, તે જાણવામાં આવતું નથી અને જન્મ, જરા, વિપત્તિ અને મરણને નજરે દેખતાં છતાં પણ ત્રાસ ઉપજતો નથી, એનું કારણ એજ કે મોહથી ભરેલી પ્રમાદરૂપ મદિરાને પીવાથી જગત્ ઉન્મત્ત થઈ ગયું છે.)

એક આંખ મીચીને ઉઘાડિયે તેટલી વારમાં પણ જેટલી સૂર્યની ગતિ થાય છે તેટલું આયુષ્ય ઓછું થાય છે. એમને એમ જેટલા જેટલા દિવસો ઉલ્લંઘન થતા જાય છે તેટલા તેટલા આયુષ્યમાંથી ઓછા થતા જાય છે; પણ આપણે તો ઉલટું એમજ જાણિયે છિયે કે દિવસો જેમ જતા જાય તેમ આપણે આયુષ્યમાં વધતા જઈએ છિયે; નિરંતર અનેક પ્રકારનાં સંસારવ્યવહારનાં કામોમાં ક્યાં દિવસ ઉગે છે કે ક્યાં અસ્ત થાય છે કે કેટલો કાળ સાર્થક થયો તે કશું જાણતા નથી, પણ ઉલટું એમજ જાણિયે છિયે કે એવી રીતે સંસારવ્યવહારમાં માથું પણ ઉંચું ન થઈ શકે એમ કામ કરવાથી આપણો વખત આપણે જાણ્યો છે; પોતાના જન્મથી માંડીને જરા અવસ્થાસુધી અવસ્થાને, વિપત્તિને અને થવાના મરણને જોઈને આપણને ભય નથી થતો પણ ઉલટું ક્રમે ક્રમે અવસ્થા પામતાં પામતાં રાજી થતું જવાય છે અને વિપત્તિ કે મરણ આપણેમાથે છેજ નહિ એમ નિર્ભય થઈને ફરિયે છિયે, એ બધું મોહથી થાય છે. ખોટું હોય તેમ છતાં ખરું લાગે તેનું નામ મોહ કહેવાય. આ મોહ આખા જગતમાં વ્યાપી રહેલો હોય ત્યાં લોકો પોતાનું હિત કેમ વિચારી શકે? મોહ હોય ત્યાંસુધી મમતા મટે નહીં, મમતા હોય ત્યાંસુધી રાગદ્વેષ મટે નહીં, રાગદ્વેષ હોય ત્યાંસુધી સંધિવિગ્રહ મટે નહીં અને સમચિત્તપણું થાય નહીં. પૂર્વપૂણ્ય ને શાસ્ત્રના તથા સત્પુરુષના સંગથી મોહ નિવૃત્ત થાય છે, પરંતુ તેને માટે અભ્યાસ વહેલેથી પાડવો જોઈએ. જેમ મોટો રોગ હોય તેને માટે જ્યારે ઘણા દિવસ ઓસડ ખવાય ત્યારે તે રોગ જાય તેમ અનેક કાળના મોહને મટાડવા માટે ઘણા કાળસુધી

અભ્યાસ કરવો જોઈએ. એમ કરતો ધીરે ધીરે સમચિત્ત થઈ જવાય. અજ્ઞાનિયો જે પદાર્થોનેમાટે રાગદ્વેષ રાખે છે તેવા પદાર્થો કે વિષયો નિરંતર નાશવાનૂ છે તે ઉપરથી રાગદ્વેષ રાખવો તે વૃથા છે એમ તે તે પદાર્થો જણાવી આપે છે, તેમ છતાં પણ અજ્ઞાનથી આખ ઉઘડતી નથી. સ્ત્રી, પુત્ર, ઘરબાર, અને બીજા ભોગના પદાર્થો જે વખતે કાળના યોગથી નાશ થાય છે તે વખતે તેમા બંધાયેલા રાગ (પ્રીતિ)થી બહુ પીડા થાય છે. એ પીડા ન થવાનું ઓસડ એ છે કે તે તે પદાર્થો કે વિષયો જેઓ રાગદ્વેષ ઉત્પન્ન કરનારા છે તે પોતાને ન તજે તેપહેલાં પોતે મનથી તેને તજી દેવા; કેમકે આમેય તે જવાના તો છેજ. રાગદ્વેષ, સુખદુઃખ કે સંધિવિગ્રહ કરનારાં પદાર્થો કે વિષયો, અંતઃકરણથી તજાઈને તેનો વિયોગ થાય તે દુઃખદાયક થતો નથી, પરંતુ તેમાં આસક્તિ હોય ને તે તે પદાર્થો કે વિષયો પોતાની મેળે જતા રહે તો તે વિયોગ અતિ દુઃખદાયક થાય છે. ભર્તૃહરિ કહે છે કે.—

अवश्यंयातारश्चिरतरमुषित्वापिविषया
वियोगेकोभेदस्त्यजतिनजनोयत्स्वयममून् ।
व्रजंतःस्वातंत्र्यादतुलपरितापायमनसः
स्वयंत्यक्ताह्येतेशमसुखमनंतंविदधति ॥

તે પોતાની મેળે જતા રહે છે તો મનને અતિપરિતાપ કરાવે છે અને આપણે તેનો ત્યાગ કર્યો હોય તો અતિ સુખ આપે છે તેમ છતાં ઘણા કાળ સાથે રહીને અવશ્ય જતા રહેનારા વિષયો છે તેને માણસ પોતાનીમેળે ત્યાગ નથી કરતો તો તેના વિયોગમા શો ભેદ હશે?

સંસારમાં પોતાની પાસે અઢળક ધન હોય તેમાંથી થોડુંક ચોર ચોરી જાય કે કોઈને ત્યાં રાખ્યું હોય તે ઘાલી જાય તો મનમાં બહુ પરિતાપ થાય છે, પરંતુ પોતાને હાથે સઘળું ધન ખરચી નાખ્યું હોય કે આપી દીધું હોય તો કશો પરિતાપ થતો નથી. તેમ વિષયોનું પણ છે. પરંતુ મોહથી તેમ થઈ શકતું નથી માટે એ મોહને મટાડવા માટે સારા શાસ્ત્રનો ને સત્પુરૂષોનો સંગ રાખવો અને અભ્યાસ કરવો.

એ અભ્યાસથી ક્રમેકરી આ શત્રુ અને આ મિત્ર એવો ભેદ મેલી રાગદ્વેષ મટાડી દેવા. રાગદ્વેષ ગયા એટલે સમદ્દષ્ટિપણું પ્રાપ્ત થયું કેહેવાય. જેઓ સમદ્દષ્ટિને પામ્યા હોય છે, તેઓને સુખદુઃખ ઉરૂં મનમાં આવતું નથી, પ્રાણીમાત્રને તેઓ પોતાનીપેઠે જુએ છે, દેહના ધર્મને અનુસારે પરનાં દુઃખથી દુખાય છે ને પરનાં સુખથી રાજી થાય છે. એઓને સંસારના ભોગો પ્રાપ્ત હોય તો પણ બંધનકારક થતા નથી. મનને તેઓએ એવું તો કબજે રાખેલું હોય છે કે એકસરખું ઉત્તમ માર્ગઉપર ચાલ્યું જાય છે. સઘળા વ્યવહાર કરતાં છતાં પણ તેમનું લક્ષ ઉત્તમપદ પામવા તરફ હોય છે. ગોડબજાણિયા પગમાં શીંગડાં બાંધીને બે વાંસના મધ્યમાં બાંધેલા નાડાઉપર નાચે છે પણ તેનું લક્ષ ક્ષેમકુશળ એ દોરી એક છેડેથી બીજા છેડાસુધી વટી જવા ઉપર હોય છે. તેમ સમદ્દષ્ટિવાળાનું લક્ષ ઈશ્વરના પદને પોંચવા તરફ રહે છે. જેમને ફરી ફરીને જન્મ મરણનાં દુઃખો ખમવાની ઈચ્છા ન હોય, જેમને પશુપક્ષિયાદિકના દુઃખરૂપ અવતારોનો ફરીને અનુભવ લેવો ન હોય, જેમને મનુષ્ય જન્મનું સાફલ્ય કરવું હોય; જેમને સર્વદા સુખ સંપાદન કરવાની ઉચ્છા હોય અને જેમને ભવાટવીનાં દુઃખ દેખી ડર લાગતો હોય તેમણે સમજણ આવે ત્યાંથી કામક્રોધાદિકને જીતી ઈંદ્રિયોને આધીન રાખી મનને વશકરી એવો અભ્યાસ કરવો કે સમચિત્ત થઈ ઈશ્વરનાં પદવિષે લક્ષ બંધાઈ જાય. જાણવાને બુદ્ધિ ઈશ્વરે આપી છે તેનું એજ સાર્થક છે કેમકે ફરી ફરીને પાછો તેવો સંયોગ થવો કઠણ છે. જગતમાં અનેક સાધનો કદ્ધિ ઈશ્વરનાં પદને પામવાનાં હશે પરંતુ તે સાધનો કરતાં ક્રમે ક્રમે સમચિત્તદશા જે પ્રાપ્ત થાય છે તે સર્વોત્તમ સાધન છે, કે જેને માટે સિદ્ધ લોકો વનમાં વસી વનનાં ફળફૂલ ખાઈને પોતાનાં હિતમાટે સંસારનો ત્યાગકરી અભ્યાસ કરે છે. જો અંતઃકરણમાંથી ખરી ઈચ્છા હોય તો ગમે તે દશામાં ને ગમે તે વર્ણાશ્રમમાં આ ઉત્તમપદ પામવાનું સાધન કરી શકાય છે. સંસારનાં અનેક સુખ સંપાદન કરવામાં જે પોતાને અનુકૂળ રહે તેની સાથે સ્નેહ થાય છે અને જે તે સુખમાં વિઘ્ન કરનાર હોય છે તેની

ઉપર દ્વેષ થાય. આ નિયમ મનુષ્યમાં છે તેમજ નથી, પણ પશુ-પક્ષિયોમાં પણ પ્રસિદ્ધ છે. એક કુતરાને પણ પોતાની ઠબમાં અને પોતાનાં કુરકુરિયાં તથા પોતાની સ્ત્રીઉપર પ્યાર હોય છે અને બીજા જે પોતાનાં કુરકુરિયાંને મારનાર, સ્ત્રીને હરી જનારને અન્ન ખાઈ જનાર હોય છે તે સાથે કજીયો થાય છે. વિચારવું જોઈએ કે ત્યારે માણસમાં ને તેમાં શો ફેર? મનુષ્ય સારૂંનરવું સમજી રાગદ્વેષ તજી દે તો તેમાં ફેર ખરો, પરંતુ રાગદ્વેષ ન તજે તો પશુપક્ષિયો કરતાં પણ તે હલકાં કેહેવાય; કેમ કે ખરૂંખોટું સમજવું એ માણસનો ધર્મ છે. પશુપક્ષિયોને તેટલું સમજવાને ઈશ્વરે જ્ઞાનશક્તિ આપી નથી. એક કોઈ કુશળ નાટકાચાર્ય હોય તે પાત્રોને જે જે વેશ આપે તે તે તેમણે ખરેખર ભજવવો જોઈએ, તોજ તેનું પાત્રપણું યોગ્ય કેહેવાય અને તોજ તેને ઉત્તમ લાભ મળે. તેમજ આ જગત્‌રૂપ નાટકના નાટકાચાર્ય ઈશ્વર જીવોને જે જે અવતારરૂપ વેશ આપે તે તે અવતારરૂપ વેશ ખરેખર ભજવવો જોઈએ, તેવિના ઉત્તમ લાભ થતો નથી. સર્વ સદ્‌ગુણથી સંપન્ન થઈ સારૂંનરવું સમજી નરવું તજીને સારૂં ગ્રહણ કરી ઈશ્વર પ્રસન્ન થાય તેવે માર્ગે ચાલી જન્મમરણના ફેરાથી છુટીને ઈશ્વરનાં પદને પોચવા પ્રયત્ન કરવું, એ મનુષ્યાવતારનું કામ છે અને મારાંતારાંમાં મુઝાઈ રહી ખાઈ પીને ઉન્મત્તનીપેઠે ફરવું એ પશુ આદિનું કામ છે. મનુષ્ય થઈને પણ પશુની ક્રિયા કરે તો પશુ કરતાં પણ તેનો ઉતરતો અધિકાર ગણાય છે, માટે યોગ્ય તો તેજ કેહેવાય કે ઈશ્વરે પ્રસન્ન થઈ મનુષ્યાવતાર આપ્યો છે તો તેને ઘટે તે પ્રમાણે રાગદ્વેષ આદિ તજીને સમચિત્ત થઈને વિષ્ણુપદને પામવાને પ્રયત્ન કરવું. એ શિવાય બીજું કશું શુભ પ્રયત્ન આ સંસારમાં કે આ અવતારમાં છે નહીં.

---

# विदुरनीति.

(સાંધણ પાને ૨૩૨ થી.)

હે રાજા! અતિ દુઃખે પાળેલો પુત્ર જો મરણ પામે છે તો મનુષ્યો તેને તરત પોતાનાં ઘરમાંથી બ્હાર કાઢે છે અને તે મરી ગયેલાને છુટે કેશે દયા આવી જાય એવીરીતે રૂવે છે અને તેને જેમ લાકડીને નાખે તેમ ચિતામાં નાખે છે. (ખાળીદ્દ છે.)

अन्योधनंप्रेतगतस्यभुंक्ते वयांसिचाग्निश्चशरीरधातून् ।
द्वाभ्यामयंसहगच्छत्यमुत्र पुण्येनपापेनचवेष्ट्यमानः ॥१६॥

હે રાજા! મરી ગયેલા માણસનાં ધનને બીજો ભોગવે છે અને તેનાં શરીરને પક્ષિયો ઠોલી ખાય છે અથવા તો અગ્નિબાળીને રાખ કરી નાખે છે. પુણ્ય અને પાપથી વીટાયેલો તે પુણ્ય અને પાપ એ બેની સાથે પરલોકમાં જાય છે.. (ધન કે શરીર આદિ કંઈ બીજું સાથે જતું નથી.)

उत्सृज्यविनिवर्त्तंते ज्ञातयःसुहृदःसुताः ।
अपुष्पानफलान्वृक्षान् यथाततपतत्रिणः ॥१७॥

હે ભાઈ! જેમ ફળવિનાનાં અને ફૂલવિનાનાં વૃક્ષોને છોડી દઈને પક્ષિયો પોતપોતાને સ્થાનકે જતાં રહે છે, તેમ મરી ગયેલાં માણસનાં શરીરને છોડીદઈને પુત્રો, સ્નેહવાળાં સગાં અને બંધુઓ, એ સહુ પોતપોતાને સ્થાનકે જતા રહે છે. (પ્રાણ ગયા પછી કોઈ ઉભું રેવું નથી. સહુ કોઈ પ્રાણ છે ત્યાંસુધી સગું છે.)

अग्नौप्रास्तंतुपुरुषं कर्मान्वेतिस्वयंकृतं ।
तस्मात्तुपुरुषोयत्नाद्धर्मंसंचिनुयाच्छनैः ॥१८॥

એ વર્ણ્યો જેનું શરીર ... થયેલું છે એવો પુરુષ (જીવ) પોતાનાં કરેલ અનેક સે અનુસરે છે અર્થાત્ જેવાં કર્મ કર્યાં હોય તેવાં ફળ ભોગવે છે. થાય છે ભાઈ! માણસે ધીરે ધીરે પ્રયત્ન કરીને ધર્મને

વધારતાં જવો. અર્થાત્ કલ્યાણકારક કર્મ કરતાં રેહેવું.

अस्माल्लोकादूर्ध्वमिममुष्यचाधो महत्तमस्तिष्ठतिह्यंधकारं ।

तद्वैमहामोहनमिंद्रियाणां बुध्यस्वमात्वांप्रलभेतराजन् ॥१९॥

આ મનુષ્યલોકથી ઉપરના સ્વર્ગલોકમાં અને સ્વર્ગ અને મનુષ્યલોકની નીચેનાં પાતાળમાં મોટું અંધારૂં રહે છે. અર્થાત્ તમો ગુણી પુરૂષોને પામવા લાયક અંધતામિસ્ર નામનું નરક છે, એમ જાણવુ. એ અંધારૂં (નરક) ઇંદ્રિયોને અતિ મોહ કરનારૂ છે. માટે હે રાજા! એ તમને સ્પર્શ ન કરે એમ હું ઇચ્છું છું.

इदंवचःशक्ष्यसिचेद्यथावन्निशम्यसर्वंप्रतिपत्तुमेव ।

यशःपरंप्राप्स्यसिजीवलोके भयंनचामुत्रनचेहतेस्ति ॥२०॥

હે રાજા! આ જે હું વચન કહું છું તે બરોબર સાભળીને જો તમે સર્વ જાણવાને સમર્થ થશો તો આ લોકમા તમે યશને પામશો અને પછી તમારે અહીં કે પરલોકમાં કયાંઈ ભય નહિ રહે.

आत्मानदीभारतपुण्यतीर्था सत्योदयाधृतिकूलादयोर्मिः ।

तस्यांस्नातःपूयतेपुण्यकर्मा पुण्योह्यात्मानित्यमलोभएव ।२१।

હે રાજા! પુણ્ય એટલે ધર્મ એજ જેમા તીર્થ છે અને સત્ય, દયા, ધીરજ અને કુળ આદિ જેની લેહેરો છે, એવી આત્મારૂપ નદી છે. એ નદીમાં (મિત્યક્રરૂપમાં) જે પુણ્યરૂપ કર્મ કરનારો હોય છે તે નાહીને (મગ્ન થઈને) પવિત્ર થાય છે. નિરંતર લોભ વિનાનો અર્થાત્ વૈરાગવાળો આત્મા પુણ્યરૂપ છે. (વૈરાગ જેવું બીજું પુણ્ય નથી.)

कामक्रोधग्राहवतीं पंचेंद्रियजलांनदीं ।

नावंधृतिमयींकृत्वा जन्मदुर्गाणिसंतर ॥२२॥

હે રાજા! પાંચ ઇંદ્રિયરૂપ જેમા પાણી છે અને કામક્રોધરૂપ જેમા ગ્રુડ છે એવી આ સંસારરૂપ નદી છે તેમત્યે ધીરજરૂપ વહાણે કરીને વારંવાર જન્મ લેવા રૂપ દુઃખને તરી જાઓ. અર્થાત્ મોક્ષ માટે યત્ન કરો.

प्रज्ञावृद्धंधर्मवृद्धंस्वबंधुं विद्यावृद्धंवयसाचापिवृद्धं ।
कार्याकार्येपूजयित्वाप्रसाद्य यःसंपृच्छेन्नसमुह्येत्कदाचित्॥२३॥

જે પુરૂષ, પોતાથી બુદ્ધિમાં વધારે હોય ધર્મમાં વધારે હોય વિદ્યામાં વધારે હોય અને વયમાં પણ વધારે હોય એવા પોતાના બંધુને માન આપી પ્રસન્ન કરીને સારાનરતાં કામમાં સલાહ લે છે તે પુરૂષ કોઈ દિવસ મુઝાતો નથી.

धृत्याशिश्नोदरंरक्षेत् पाणिपादंचचक्षुषा ।
चक्षुःश्रोत्रेचमनसा मनोवाचंचकर्मणा ॥२४॥

ધીરજથી (કામને અને ક્ષુધાને જીતીને) શિશ્ન અને ઉદરને દોષ કરતાં અટકાવવાં, (સારી રીતે જોઈને વસ્તુ લેવી અને પવિત્ર સ્થળ જોઈને પગ મૂકવો એમ) આંખથી હાથપગને દોષ કરતાં અટકાવવા, (આંખ પરસ્ત્રી આદિઉપર ન જાય અને કાન નઠારૂં ન સાંભળે અને સારૂં જુવે સાંભળે એ મનનું કામ છે માટે) મનવડે આંખ અને કાનને દોષ કરતાં અટકાવવાં, તથા મન અને વાણીને કર્મથી એટલે નિયમમાં રાખીને દોષ કરતાં અટકાવવાં.

नित्योदकीनित्ययज्ञोपवीती नित्यस्वाध्यायीपतितान्नवर्जी ।
सत्यंब्रुवन्गुरवेकर्मकुर्वन्नब्राह्मणश्च्यवतेब्रह्मलोकात् ॥२५॥

જે નિરંતર સમય પ્રમાણે સ્નાન આચમન આદિક કરતો હોય, જે નિરંતર ઉપવિત (જનોઈ) પેહેરતો હોય, જે નિરંતર વેદાદિકનું અધ્યયન કરતો હોય, જે નિરંતર પતિત થયેલાનું અન્ન ત્યાગ કરતો હોય, જે ગુરૂની પાસે સાચું બોલતો હોય અને તે પ્રમાણે કર્મ કરતો હોય તે બ્રાહ્મણ બ્રહ્મલોકમાંથી પડતો નથી.[1]

अधीत्यवेदान्परिसंस्तीर्यचाग्नीनिष्ट्वायज्ञैःपालयित्वाप्रजाश्च ।
गोब्राह्मणार्थेशस्त्रपूतांतरात्मा हतःसंग्रामेक्षत्रियःस्वर्गमेति ।२६।

વેદ ભણીને, અગ્નિને પોતપોતાને સ્થાનકે મેલીને, ત્યાર પછી

---

૧ અહીં બ્રાહ્મણનો ધર્મ દેખાડયો.

યજ્ઞવડે ઈશ્વરનું યજન કરીને અને પ્રજાનું પાલન કરીને શસ્ત્રથી જે-નું મન પવિત્ર થયેલું છે એવો ક્ષત્રી ગાય અથવા બ્રાહ્મણ માટે કદી સંગ્રામમાં પડે તો તે સ્વર્ગમાં જાય છે.[૨]

वैश्योधीत्यब्राह्मणान्क्षत्रियांश्च धनैःकालेसंविभज्याश्रितांश्च ।
त्रेतापूतंधूममाघ्रायपुण्यं प्रेत्यस्वर्गेदिव्यसुखानिभुंक्ते ॥२७॥

પોતાને આશ્રયે રહેલા બ્રાહ્મણ અને ક્ષત્રિયને સમય આવે ત્યારે ધન વેંચી આપીને અને ત્રણ પ્રકારના અગ્નિના પવિત્ર ધૂમાડાને તથા વેદરૂપ શાસ્ત્રને જાણીને (જે વૈશ્ય મરણ પામે છે તે) વૈશ્ય મુવા પછી સ્વર્ગમાં અલૌકિક સુખ ભોગવે છે.[૩]

ब्रह्मक्षत्रंवैश्यवर्णंचशूद्रः क्रमेणैतान्न्यायतःपूजयानः ।
तुष्टेष्वेतेष्वव्यथोदग्धपापस्त्यक्त्वादेहंस्वर्गसुखानिभुंक्ते ॥२८॥

બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણેય વર્ણ પ્રસન્ન થવાથી વ્યથા (પીડા) જેની જતી રહી છે એવો અને પાપ જેનાં બળી ગયાં છે એવો શૂદ્ર દેહનો ત્યાગ કર્યા પછી સ્વર્ગનાં સુખને ભોગવે છે.[૪]

चातुर्वर्ण्यस्यैषधर्मस्तवोक्तो हेतुंचानुब्रुवतोमेनिबोध ।
क्षात्राद्धर्माद्धीयतेपांडुपुत्रस्तंत्वंराजन्राजधर्मेनियुंक्ष्व ॥२९॥

હે રાજા! આ ચારે વર્ણના ધર્મ મેં તમને કહ્યા. અને હવે તેનો મુખ્ય હેતુ છે તે મારા કેહવાથી જાણશો. તે એજ કે પાંડુના પુત્ર પૃથ્વીને પાળવા આદિ ક્ષત્રિયના ધર્મથી ખસે છે માટે તેને તમે રાજ્યધર્મમાં એટલે રાજ્યમાં જોડો. અર્થાત્ તેને રાજ્ય આપો એટલે તે પોતાનો ક્ષાત્રધર્મ પાળે.

धृतराष्ट्रउवाच ॥ एवमेतद्यथात्वंमामनुशाससिनित्यदा ।
ममापिचमतिःसौम्य भवत्येवंयथात्थमां ॥३०॥

---

૨ અહીં ક્ષત્રિયનો ધર્મ દેખાડયો. ૩ અહીં વૈશ્યનો ધર્મ દર્શાવ્યો.
૪ અહીં શૂદ્રનો ધર્મ દર્શાવ્યો.

ધૃતરાષ્ટ્ર કહે છે કે, હે સૌમ્ય વિદુર! તમે જેવી રીતે મને નિરંતર જે ઉપદેશ કરો છો તે તેમજ છે. મને પણ જેમ તમે કહો છો તેમ કરવાનું મન થાય છે.

सातुबुद्धिःकृताप्येवं पांडवान्प्रतिमेसदा ।
दुर्योधनंसमासाद्य पुनर्विपरिवर्त्तते ॥३१॥

પરંતુ એવી રીતે પાંડવોપ્રત્યે નિરંતર કરેલી મારી બુદ્ધિ દુર્યોધનને મળું છું કે તરત ફરી જાય છે.

नदिष्टमभ्यतिक्रांतुं शक्यंभूतेनकेनचित् ।
दिष्टमेवध्रुवंमन्ये पौरुषंतुनिरर्थकं ॥३२॥

માટે હું એમ ધારૂં છું કે કોઈપણ પ્રાણીથી પ્રારબ્ધ ઉલ્લંઘન કરી શકાતું નથી. પ્રારબ્ધજ ખરૂં છે અને પુરૂષાર્થ (ઉદ્યમ) કરવો તે વૃથા છે.

इतिश्रीमहाभारतेउद्योगपर्वणिप्रजागरपर्वणिविदुरवाक्येचत्वारिंशोऽध्यायः ॥४०॥ समाप्तमिदंप्रजागरपर्व ॥

---

## સંપસંબંધી વિષય.

(સાંધણ પાને ૨૩૮ થી.)

૧૫ ફ્રાન્સનો બાદશાહ નેપોલ્યન બોનાપાર્ટ એક ગરીબ કુળમાં જન્મી સ્વપરાક્રમથી વધી બાદશાહ થઈ મોટામોટા બાદશાહોને જીતી લઈ પોતાના તાબેદાર કર્યા એટલુંજ નહિં પરંતુ કેટલાકને તો ગાદી ઉપરથી ઉઠાડી મેલી તેની ગાદીપર પોતાના ભાઈ-બનેવી વિગેરેને બેસારી દીધા હતા. આ અરસામાં લડાઈ બહુ થવાથી પ્રજા ઘણી પીડાવા લાગી જેથી કરી ફ્રાન્સનીજ રૈયત નહીં પરંતુ આખા યુરોપખંડની રૈયત અને રાજાઓના મનમાં એવોજ વિચાર આવ્યો કે સુલેહભંગ કરનાર નેપોલ્યનને જેમ બને તેમ જલદી રાજ્યભ્રષ્ટ

કર્યો અને તે પ્રમાણે તેઓએ કર્યું પણ પછીથી તે સૈન્યના સ્નેહથી ફરીને પારીસમાં આવી ફ્રાન્સની ગાદીપર બેઠો. પણ સકળજનસમૂહના સંપ આગળ સૈન્યસમૂહના સરદાર નેપોલ્યનને શરણ થઈ સેંટ હેલીનાનો બેટ જોવો પડ્યો.

૧૬ સ્વદેશાભિમાની વિલયમ ટેલેજે પ્રજાના એકસંપથી સ્વિટ્ઝર્લાંડ દેશને આસ્ત્રિયાની ધુંસરી નીચેથી મુક્ત કર્યો.

૧૭ ઈટાલીપુત્ર ગારીબાલડીએ તેજ માફક પોતાના શૌર્યથી જનસમૂહને પોતાની તરફ ખેંચી લઈ તેઓમાં સ્વતંત્રતાના વિચાર જાગૃત કરી આસ્ત્રિઆના તાબામાંથી પોતાના પ્યારા દેશને છોડાવી સ્વતંત્ર કરી વિક્ટર ઈમાન્યુઅલ નામના રાજાને ગાદીપર બેસાડ્યો.

૧૮ યુરોપખંડમાં જૂદાજૂદા ધર્મ પાળનારા પાદરીઓ, રાજા, રાણી, અને સત્તાવાળા અમીરલોકના જુલમથી પ્રજામાં સલાહ, શાંતિ, અને સંપ ન રહેવાથી તેઓને પોતાનો વહાલો દેશ છોડી પરદેશ જવું પડ્યું. આ પ્રમાણે ઈંગ્લાંડ, ફ્રાન્સ, અને સ્પેનમાંથી લાખો માણસ પરદેશ જઈ રહ્યાં.

૧૯ રોમના ધર્મગુરુ પોપે કેટલાક રાજાસાથે, પાદરીઓ સાથે, અને બીજા માણસો સાથે ધર્મની દખામણી કરતાં વિરોધ આરંભ્યો કે જેઓનું ફળ આગળ ઉપર તેઓને એજ મળ્યું કે તેમની મોટાઈ જે આખા ખંડમાં સર્વત્ર વ્યાપી રહી હતી તે ધીમે ધીમે ઓછી થતાં હાલ સાવ નહીં સરખી થઈ ગઈછે.

૨૦ યુરોપી તુર્કસ્તાનના બાદશાહ અને તે દેશમાં વસતી ખ્રીસ્તિ પ્રજા વચ્ચે કુસંપ થવાથી બાદશાહે તેના પર ઘણોક જુલમ કરવા માંડ્યો. એ જુલમથી રૂશિઆ, આસ્ત્રિઆ આદિ દેશોના બાદશાહોએ રૈયતનો બચાવ અને ધર્મનું રક્ષણ, એ બાને લડાઈ કરીને રાજ્યનો કેટલોક ભાગ પોતાના કબજામાં કરી લીધો. એથી કરી તુર્કસ્તાનનું કેટલુંક રાજ્ય ઘટી ગયું અને હજુ પણ કેટલું ઘટી જશે એ કાંઈ કહી શકાતું નથી. કેમ કે ખ્રીસ્તિધર્મ પાળનારા અને મહમદીધર્મ પાળનારા વચ્ચે નિરંતર કુસંપ જારી રહ્યો જાય છે, તેમાં બાદશાહ મુસલમાન

હોવાથી મુસલમાન પ્રજાનો પક્ષ ખેંચી ખ્રીસ્તિ પ્રજા સાથે ઝગડો આરંભે છે. એથી કરી ખ્રીસ્તિ રાજાઓને તે રાજ્ય જીતવાનાં બાનાં મળે છે. અને એ પ્રમાણે જો નિરંતર તેવાં બાનાં તેઓને મળ્યા કરશે તો ઘણે સમયે એ મુસલમાની રાજ્ય કે જે યુરોપ ખંડમાં ખ્રીસ્તિ રાજ્યોને કંટકરૂપ થઈ પડેલ છે તેનો અંત આવશે.

૨૧ જર્મનિનાં જૂદાંજૂદાં એકસંપી સંસ્થાનોનો મહારાજા પ્રુશિઆનો વિલયમ બાદશાહ કે જે હાલ હયાત છે તેણેજ સન ૧૮૭૦ ની સાલમાં ફ્રાન્સપર મોટી જીત મેળવી તેનાં અવ્યવસ્થિત રાજ્યને પાયમાલ કરી નાંખ્યું. રાજા, રાણી ને કુંવરને નાસી જવું પડયું અને છેવટ પ્રજામતથી ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાણું. એ રાજ્યની ત્યાર પછી ઉત્તરોત્તર આબાદી થવા લાગી તે એટલે સુધી, કે તેના પ્રતિપક્ષી જે જર્મનલોક તે તેનાથી ડરવા લાગ્યા પણ એ સમયમાં પેહેલો ગેમબેટા કે જે આવું મોટું બળવાન પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર હતો, તે આ સાલની પેહેલી તારીખે એકાએક ગુજરી ગયો. એટલે હમણાં એઓની બીક તે મહાપુરૂષના મરણસાથે સમાપ્ત થઈ.

૨૨ ઝંઘીસખાન અને તેના વંશજોએ જે જે મોટા પ્રદેશ જીતી પોતાના તાબામાં કર્યા તે તે ફક્ત જંગલી મુસલમાન કોમનું ઐક્ય હોવાથી જ્યાંજ્યાં ગયા ત્યાંત્યાં હાર ખાધા શિવાય જીત કરીનેજ પાછા ફર્યા હતા.

૨૩ તૈમુર અને નાદીરશાહ જેવા જુલમી બાદશાહોએ પણ લશ્કર સંપથી મોટામોટા મુલક જીતી પોતાનાં ધારેલાં કામ પાર પાડયાં. આમાંના બીજા બાદશાહે ઈરાનમાં આવ્યાબાદ પોતાના કુટુંબ સાથે કુસંપ આરંભ્યો તે એટલે સુધી કે પોતાના દીકરાને પણ મારી નંખાવ્યો. આનું આગળ ઉપર એજ પરિણામ આવ્યું કે બીજાં માણસોએ નાદીરશાહને મારી નાખ્યો.

૨૪ મહમુદ ગીજનવીએ હિંદુસ્તાનપર બાર ચડાઈ કરી તે બારે ચડાઈમાં જીતપામ્યો, તેનું કારણ શોધવા જઈશું તો સાફ માલમ પડશે કે હિંદુસ્તાનનાં અવ્યવસ્થિત કુસંપી રાજ્યનાં સૈન્યો મુસલમાનનાં

જોરાવર એકસંપી સૈન્યો સામા શી રીતે ટકી શકે? નજ ટકી શકે.

૨૫ તેજ પ્રમાણે શહાબુદ્દીન ગોરીએ પણ હિંદુસ્તાનમા મુખ્ય રાજા દીલ્લિના પૃથુરાજસાથે લડાઈ કરી, તેમાં તેને જો કે એકાદ બે વખત હાર ખાઈ પાછું ફરવું પડ્યું, તોપણ તેથી નિરાશ નહિ થતા એ સાહસિક નરે પૃથુરાજને હરાવી તેનો અને તેના રાજ્યનો અંત આણ્યો અને પાછળથી કુસંપમા સુખ માનનાર જે કનોજ, ગુજરાત આદિ રાજ્યો હતાં, તેનો તેણે તથા તેના સરદારે મળી ધાણ કાઢી હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનું બી રોપ્યું.

૨૬ ખીલજીવંશના અલ્લાઉદ્દીને નીમક હરામ થઈ કાકાને તથા તેના કુટુંબને મારી પોતે ગાદીપર બેઠો, પણ પછીથી પોતાના દીકરાનો પણ અણવિશ્વાસ રાખી કાફુર ગુલામનો ભરોસો રાખવા લાગ્યો, તો તેજ કાફુર અલ્લાઉદ્દીનની પ્રમાણે નીમક હરામ થઈ તેને ઝેર દઈ પોતે હિંદુસ્તાનની ગાદીએ બેસી અલ્લાઉદ્દીનના દીકરાને મારી નાખવાની તજવીજ કરતો હતો, તેટલામાં પોતેજ મારાઓને હાથે માર્યો ગયો.

૨૭ મોગલવંશમા દીપકરૂપ અકબર બાદશાહે જે રાજ્યનીતિ પકડી તે બહુજ સારી અને વખાણવા લાયક હતી. તેણે હિંદુ તથા મુસલમાન એ બન્ને પ્રજા વચ્ચે સંપ રાખી રાજ્ય ચલાવ્યું. રજપૂત રાજાઓને લશ્કરી સરદારોમા અને અમીરવર્ગમાં ભેળી તેઓનું બહુજ માન વધાર્યું તેમજ મુસલમાન વિદ્વાનોને પણ તેઓની યોગ્યતા પ્રમાણે આશ્રય આપ્યો એથી કરી આગળ ઉપર થઈ ગએલા બાદશાહોને જેમ સમયે સમયે અફગાનીસ્થાનથી લશ્કર બોલાવવું પડતું હતું તેમ આને ન પડતાં હિંદુસ્તાનની પ્રજાથી તેનાં બધાં કાર્ય સરવા લાગ્યાં. એટલુજ નહી પરંતુ સંપને ચાહનાર અકબર બાદશાહને તે પ્રજા પોતાનો વાલો બાદશાહ ગણી તન મન ને ધનથી મદદ કરવા લાગી.

૨૮ ઔરંગજેબ પોતાના બાપને કેદ કરી ભાઈઓને મારી નાખી હિંદુસ્તાનની ગાદીપર બેઠો. તે જાતે ઘણો શાણો, ખટપટી,

લૂચ્ચો અને જુલમી બળવાન બાદશાહ હતો, એમાં તો કોઈ પણ શક નથી. તેણે હિંદુઉપર તેમજ તેના ધર્મઉપર અતિશય જુલમ કરવા માંડયો કે જેથી કરી ઠેકાણે ઠેકાણે લડાઈઓ ઉભી થઈ અને દક્ષિણ હિંદુસ્તાનમાં એક મરેઠી રાજ્ય સ્થપાણું. અને ટુંકામાં કહીએ તો જે બાદશાહેનો બખતમાં આખા હિંદુસ્તાનમાં મુસલમાની બાદશાહી જોરપર આવી તેનો પૂર્ણોદય થવાનો સંભવ હતો તો તેજ બાદશાહેની આખી ઉમ્મરમાં લડાઈ ચાલુ રહી એટલુંજ નહીં પરંતુ કુસંપથી બાદશાહીની પડતીનો આરંભ થયો.

૨૯. જે પ્રમાણે ઓરંગજેબે બીજાઓને દગો દીધો હતો તેજ પ્રમાણે પોતાના દીકરા પોતાને પણ દગો દેશે એમ ધારી તેનાપર પોતાના હાથથી થએલાં પાપના પશ્ચાત્તાપના જે કાગળ લખેલા છે તે ખરેખર વાંચનારને વાંચવા લાયક છે.

૩૦. ઓરંગજેબે પોતાના કુટુંબમાં જે કુસંપનો સડો ઘાલ્યો હતો તે એમને એમ જારી રહ્યો એથી કરીને તેમજ હિંદુસ્તાનમાં બીજાં પણ જૂદાં જૂદાં નાનાંમોટાં રાજ્યોવચ્ચે કુસંપ ચાલતો હતો તેનું છેવટ ૧૭૬૧ ની પાનીપતની લડાઈથી આવ્યું. એટલે મરેઠા અને મુસલમાન બન્ને નબળા પડી ગયા અને છેલ્લો બાજીરાવ અંગ્રેજને શરણ થયો. દીલ્હીના બાદશાહની પણ તેજ દશા થઈ અને નિજામ, હોલકર, સીંધિઆ, ગાયકવાડ આદિ બીજા મોટા રાજાઓ પણ છેવટ આ સંપીલા ને સુધરેલા પરદેશી લોકને શરણ થયા. સન ૧૮૫૮ થી આખા હિંદુસ્તાનમાં મહારાણી વિક્ટોરીઆની આણ ફરી.

## पुनरवलोकन.

૧ આ લડાઈમાં પેહેલાંપ્રથમ તો કુસંપરૂપ કૌરવોએ સુસંપરૂપ પાંડવોપર ચઢાઈ કરી કપટ રમી ઘણી ઘણી રીતે દુઃખી કરી તેમનાપર ફતેહ મેળવી પણ પછીથી સુસંપરૂપ પાંડવોએ અતિશય જોર કરી કૌરવકુસંપનો સમૂળગો નાશ કરી પોતાનાં રાજ્યમાં નિરંતર સંપને સ્થાપ્યો. પાંડવોનો જે સંપ તે પાંડવો પાસેજ હતો. એમ કહીએતો

તે કોઈ પણ રીતે ગેરવાજબી નથી. એના જેવો તો શું પણ તેના શતાંશ સંપ પણ આ સમયે વિરલ ભાગ્યશાળી ભાઈઓમાજ હશે. યુધિષ્ઠિરનો પોતાના નાના ભાઈઓપ્રત્યે પ્રેમ અને સ્ત્રીઓનાં તેમનાપ્રત્યે વિવેક, વિનય, અને ભક્તિ એ કાંઈ અલૌકિકજ હતાં. તેઓની વચ્ચેનો સંપ એવો તો નિર્મળ અને મજબૂત હતો કે તેની પાસે ઉંચાં પાણીદાર હીરા પણ સ્વચ્છતામાં અને મજબુતાઈમાં પાણી ભરે એમ અમને ભાસે છે.

૨ ગ્રીક ટ્રોજનલોકની લડાઈમાં જો પહેલો નામીચો સરદાર એકિલિઝ ગ્રીકલોક સાથ સંપકરી લડાઈમાં ન ઉતર્યો હોત તો કોઈ પણ દિવસ તેની અને તેના ગ્રીસદેશની અમર કીર્તિ ન થાત. એટલુંજ નહીં પરંતુ કુસંપથી થનાર માઠા પરિણામનું કલંક ઉલટું તેના શિરપર ચોટી રહી પછીથી કોઈકાળે ઉખડત નહીં.

૩ આથેન્સ અને સ્પાર્ટા એ બન્ને બહુ જોરાવર સુધરેલાં પ્રજાસત્તાક રાજ્યોએ આ જગતમાં પોતાનો રંગ બહુ સારી રીતે દેખાડ્યો પણ પછીથી કુસંપે તેને કમજોર કરી નાંખી જમીનપર પટકી દીધાં કે જે પાછાં ફરીથી ઉભાં થવાને પામ્યાંજ નથી.

૪ ઈરાની રાજ્યને જીતી ગ્રીક રાજ્યને સર્વોપરી સ્થાપનાર સિકંદર બાદશાહ કે જેણે એક વિશાળ રાજ્ય મેળવતાં સિંધુનદીમાં પોતાના ઘોડાને પાણી પાયાં હતાં, તેના મરણ પછી સુબાઓના કુસંપે રોમન રાજ્યને વધવાનો રસ્તો આપ્યો. એટલુંજ નહી પરંતુ ગ્રીક રાજ્યને અને ગ્રીકલોકને સરદાર ટાળી તાબેદાર કર્યા કે જે પાછા ફરીને સરદાર થયાજ નથી.

૫ કાર્થેજના લોક વહાણ ચલાવવામાં હુશિયાર હોવાથી વેપારમાં તેઓ પેહેલો નંબર ધરાવતા તેમજ લડાયક પણ સારા હતા, પણ સ્વદેશાભિમાન ઓછું, સ્વાર્થને વધારે સેવવાવાળા અને કુટુંબમાં કુસંપવાળા હોવાથી, તેઓને રોમનલોકને તાબે જવું પડ્યું. હાનીબાલ જેવો શૂરવીર સરદાર કે જે ફરીથી કાર્થેજના ઉપાસને માટે મથતો હતો તેને પણ કાર્થેજિનિઅન લોકોએ પોતાના સ્વાર્થને માટે તજ્યો.

૫ રોમનરાજ્ય વૃદ્ધિ પામ્યા પછી અને બે મોટા સરદારો વચ્ચે અણબનાવ થયા પછી પણ એક ડાહ્યા બાદશાહના પ્રતાપથી તે પોતાની મોટાઈ જાળવી રહ્યું હતું, પણ પછીથી તેના વંશજો ઘણા ઘાતકી અને અવિચારી થવાથી તે રાજ્ય પોતાની મોટાઈ ખોઈ બેઠું કે જે ફરીથી તેવી મોટાઈ કોઈપણ સમયે મેળવશે એમ ધારી શકાતું નથી.

૬ ફ્રાન્સના પેહેલા નેપોલ્યન પછી ત્રીજો નેપોલ્યન કે જે પંચોતેર લાખ મતથી ફ્રાન્સનો પ્રેસિડેન્ટ થયા પછી બાદશાહ થયો. આ સમયે તેના પૂર્વજે વાવેલું કુસંપરૂપ બી ઉગી નીકળી તેમાં ફળ આવ્યાં તે ત્રીજા નેપોલ્યનને ચાખવાં પડયાં. એટલે પેહેલા નેપોલ્યન બોનાપાર્ટે જર્મનિના એક હજાર વરસથી ચાલ્યા આવતા રાજ્યવંશને બદલાવી નવા રાજ્યવંશને સ્થાપ્યો; વળી જર્મનિની પશ્ચિમ હદ દબાવી તેનો મહારાજા પોતે કેવરાવતો હતો; તેમજ પ્રુશિઆ, રૂશિઆ આદિ યુરોપખંડના બીજા દેશોના બાદશાહોએ પણ સુંઠનો સ્વાદ સારી રીતે ચાખેલો હતો તેથી કરી આ સમય એટલે જ્યારે સન ૧૮૭૦ ની સાલની લડાઈમાં ફ્રાન્સના બાદશાહને હારી જઈ રાણી ને રાજકુંવરસહિત ઈંગ્લાંડ જઈ રેહેવું પડ્યું અને જર્મનલોકોએ પોતાનું આગલું વેર સારી રીતે વાળતાં પારીસનાં ભવ્ય મકાનો, બાગબગીચા, હોજ, અને ફુવારાનો નાશ કરતાં લોહીની નદી વહેવરાવી તે બીજાં રાજ્યોએ તટસ્થ રહી જોયા કર્યું.

૭ મો. ગેમબેટા બારીસ્ટરના ધંધાથી પ્રસિદ્ધ થઈ ફ્રેંચલોકનું ઐક્યકરી પછીથી પ્રજાસત્તાક રાજ્યસ્થાપી જગતમાં પોતાની અમર કીર્તિ મેલી આ સાલની પેહેલી તારીખે ગુજરી ગયો. તેને દફનાવતી વખતે સાથે અઢી લાખ માણસ હતું. એટલું માણસ પેહેલા નેપોલ્યન વિના યુરોપખંડના બીજા કોઈ પણ રાજાની મરણ ક્રિયા કરતી વખત આવેલું ન હતું; આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સંપને ચાહનાર તથા વધારનાર માણસપર સમસ્ત પ્રજાનો કેટલો બધો પ્યાર હોય છે તે મો. ગેમબેટાનું જન્મચરિત્ર આપણને કહી આપે છે. (અપૂર્ણ.)

# वीती वेळा नहि मळे.

पद

वीती वेळा न मळे पाछी, भूले ते भव भटके रे,
परमपुरुष तो पुण्यामृतने, घटके घटके घटके रे.- वी.
सदा शरीर काचनो कूपो, तटक दईने तटके रे,
पाणीना परपोटा सरखो, फटक दईने फटके रे.- वी.
मारा तारामा शु मोह्यो, मरीजवु छे मटके रे;
ललचायो शु विनाविचार्ये, ललनाने तुं लटके रे.- वी.
चूथ्या शु चामडा चातरी, चतुराकेरे चटके रे;
खरा लाभथी खशी गयो ए, मूरख केम न खटके रे.- वी.
सदगुण सिंहसमान लेखिने, सर्व वातमा वटके रे,
मायानी आ इद्रजालमा, फूलीजइ शु फटके रे.- वी.
कशु काम तारे नहि आवे, नाम-रूप ते न टके रे;
सगा कुटुंबी सहुए साथी, छेली वखते छटके रे.- वी.

# शेठ हरिवल्लभदास कल्याणदासनुं मरण.

લખવાને ખેદ ઉત્પન્ન થાય છે કે આપણી વસ્તીમા જાણીતા ઠ હરિવલ્લભદાસ અઠાવન વર્ષનું વય ભોગવી શ્રાવણ શુદી ૦ સોમવારે સ્વર્ગવાસી થયા છે એમનો જન્મ સંવત્ ૧૮૮૧ ની ાલમા થયો હતો. તે જાતે હિમ્મતવાળા ને મોભાદાર જણાતા. જે ામનો આરંભ કર્યો તે અવશ્ય છોડી ન દેવુ એ નિયમમા તે પ્રીતિ-ાળા હતા. પોતે પચીશ વર્ષના નહિ થયા હોય તે પેહેલા પોતાના પિતાજીને ઝવેરીના ધંધામા સહાયતા કરતા થયા અને છેવટ તે ધંધામા ાછળથી સારી રીતે નામ અને નાણું મેળવ્યા. યોગ્ય વયના થયા

પછી શ્રી સરકાર તરફથી તેને જસ્ટીસ ઓફ ધિ પીસનો ઇલકાબ મળ્યો હતો. તે કુટુંબમાં કુસંપ ન થાય ને સંપીને રેહેવાય તેમ ઇચ્છતા તેજ પ્રમાણે તે આખર સુધી પોતાની ધારણામાં પાર પડ્યા. તેજ પ્રમાણે તેમના સમજુ બંધુઓ અને પુત્રો સંપનાં સારાં ફળ ચાખી સુખમાં અને કીર્તિમાં વધારો કરશે એમ ઇચ્છીયે છિયે. થોડા દિવસની વાત ઉપર ખંભાત શેહેરની રૈયત અને માજી કારભારીઓની વચ્ચે કંઇ વાંધો પડવાથી રૈયત શેહેર છોડી બહાર જઈ વસી હતી. તેનો નિવેડો લાવવા જો કે હરિવલ્લભદાસ શેઠ પોતે આજારી હતા તો પણ જાતે ત્યાં જઈ રૈયતને શેહેરમાં લાવવાને પુર્ણ પ્રયાસ કર્યો હતો. તેમને એક મુંબઈમાં ઠાકર મંદિર બંધાવવાની ઉમેદ હતી કે જેને માટે ભૂલેશ્વરની સામેની જગામાં તે મંદિર ચણાવવાની તૈયારી ચાલી હતી પણ તેની વધારે અજારીથી તે હાલ બંધ રહ્યું છે. પરંતુ તેઓ તે શુભ કામ પુર્ણ કરવાને પોતાના બંધુને ભળામણ કરી ગયા છે, તે ઉપરથી આશા રહે છે કે તે આપણે પૂર્ણ થયેલું થોડી મુદતમાં દેખશું. એ મંદિરમાં પ્રતિષ્ઠા કરવા માટે સારા કારીગરો પાસે મૂર્તિઓ આજે કેટલાક વર્ષથી કરાવી રાખેલી છે; પરંતુ સારાં કામને સો વિઘ્ન એ કેહેવત પ્રમાણે આજ દિવસ સુધી પ્રતિષ્ઠા થઈ શકી નહીં. એમના જ્યેષ્ઠ પુત્ર જેકીશનદાસ (કીકાભાઈ) એ ઘણા હોશિયાર બુદ્ધિશાળી અને ધર્મપર પ્રીતિવાળા હતા તેનું પોતાની પેહેલાં મૃત્યુ થયું. એ દુઃખને લીધે હરિવલ્લભદાસ શેઠના શરીરમાં સણો પેઠો હતો. ને છેવટ સાત માસની માંદગીમાં શરીર પડી ગયું. ધર્મના સંબંધમાં પ્રીતિ હોવાને લીધે મુંબઈ વેદધર્મ સભાના પ્રથમથી તેઓ પેહેલા વર્ગના સભાસદ થયા હતા, તેથી તે સભાને નિયમ પ્રમાણે મદદ મળ્યે જાય છે. ઇશ્વરી નિયમ આગળ કોઈનું બળ નથી, રાય હોય કે રંક હોય સર્વ એકસરખી રીતે કાળના પાશમાં બંધાયેલા છે, જેનાં નામ ને રૂપ છે તેનો નિરંતર નાશ છે, એમ વિચારીને તેમનાં કુટુંબને શોક શમાવવાને અને મરનારનાં કલ્યાણ કારક કામમાં મન જોડવાને ભળામણ કરિયે છિયે.

---

# पुस्तकोंनीपहोंच.

फोजदारी काम चलाववानी रीतनो कायदो ( क्री. प्रो. को. ) આ નામનું પુસ્તક પ્રસિદ્ધ કરનાર રા. રા. નીકમરાય ઉદયશંકર વળા ડીપુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડ એજન્સી વકીલ તરફથી મળ્યું છે તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે. આ કાયદામાં બધા મળીને ૪૬ બાબ છે અને તેમાં ૫૫૮ કલમો સમાવેલી છે. પાછળ પરિશિષ્ટ ટાંકેલ છે. કલમે કલમનું ગુજરાતી ભાષાંતર છે અને તે ઉપર સમજણ માટે ટીકા આપેલી છે તેમાં અંદર હાઈ કોર્ટના નામવાળા ફેસલા ટાંકેલા છે. સાર્વજનિકરીતે આ પુસ્તક ઉપયોગી છે તેમાં તેનું ગુજરાતી ભાષાંતર અને તે ઉપર ટીકા તથા ફેસલા અને તેની અનુક્રમણિકાથી વધારે ઉપયોગી ને પ્રજાને લાભ આપનારૂં છે. ઈંગ્રેજી ભાષા જોકે ઘણી પસરેલીછે તો પણ હજુ બીજી ભાષાઓ નબળી પડી નથી અને પડવાનો સંભવ નથી તેમાં ઈંગ્લીશ ભાષામા રચાયલા કાયદાનું ભાષાંતર થવું ઘટિત છે. ઘણા ગુજરાતી ભાષાના વકીલોને ને સર્વે પ્રજાને આ પુસ્તક ઉપયોગી ને વાંચવા જેવું છે; કેમકે વર્તમાન કાળમાં એમને આધારે ફોજદારી કામમા ન્યાય થાય છે, રા. નિકમરાય ભાઈનો આવો પુસ્તક બહાર પાડવાનો શોખ જોઈ અમને બહુ આનંદ ઉપજે છે. આગળ પણ એમણે પીનલકોડ ઉપરની ટીકા બહાર પાડી હતી. આ પણ એક જાતની દેશની સેવા બજાવી કહિ શકાય. ભાષા સમજી શકાય તેવી છે, પ્રયત્ન સ્તુત્ય છે. અને પુસ્તક ઉપયોગી છે. અમારા ધારવા પ્રમાણે કાયદાના અભ્યાસીઓને તેમાં ટીકાનો ભાગ ને હાઈ કોર્ટના ફેસલા ટાંકેલા હોવાથી વધારે ઉપયોગી છે. તેની કિંમત રૂ. ૬ ) રાખી છે. રાયલ ૮ પેજી ફારમના લગભગ ૫૦૦ પૃષ્ઠનું આ પુસ્તક લુગડાનાં પુઠાવાળું છે. જેમને જોઇએ તેમણે વળા ડેપ્યુટી ન્યાયાધીશ પાસેથી મગાવી લેવું

वेदशास्त्रादि विद्यासार એવા નામની ચોપડી ગુજરાતી ભાષામાં રચીને શેઠ મથુરાદાસ લવજીએ પ્રસિદ્ધ કરેલ છે. એ ચોપડી જુદાં

---

शार्दूलविक्रीडित.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
શ્રી વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

## वेदधर्म सभाने बक्षीस.

શેઠ પ્રેમજી કાનજીએ પોતાના પુત્રનું વેશવાળ થયું તેના ઉત્સાહના નિમિત્તથી વેદધર્મ સભાના ધર્માદા અનામત ફંડમાં રૂ. ૧૦ અંકે દશ અર્પણ કર્યા છે. તે સભા આશીર્વાદસાથે ગ્રહણ કરી તે ગૃહસ્થની આભારી થાય છે.

ઉપલી સભાની કાર્યભાર મંડળી.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૧ મું. આશ્વિન, સંવત્ ૧૯૩૯. અંક ૧૨ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

त्वयिमयिचान्यत्रैकोविष्णुः व्यर्थंकुप्यसिमय्यसहिष्णुः ।
सर्वंपश्यात्मन्यात्मानं सर्वत्रोत्सृजभेदज्ञानं ॥ ११ *

તારાવિષે મારાવિષે અને બીજા સર્વનેવિષે એક વિષ્ણુ છે. અ-દેખો થઇને મારી ઉપર વૃથા રીસ કરે છે. ખરેખર સર્વ માયાની જાળને જો. ચારેકોરથી ભેદજ્ઞાનને તજી દે.

ખડના શુખડાથી માંડીને બ્રહ્માપર્યંત જે કાંઇ નામરૂપાત્મક જગત્ છે તેમાં ચારેકોર વિષ્ણુ વ્યાપી રહેલ છે. જેમ આકાશવિના કોઇપણ ભાગ ખાલી નથી તેમ ઈશ્વરવિના કોઇ પણ ભાગ ખાલી નથી. જગત્નો અભાવ સંભવે પરંતુ તેમાં રહેલા ઈશ્વરનાં વ્યાપક-પણાંનો અભાવ સંભવે નહી. પશુ, પક્ષી, અને મનુષ્યાદિ પ્રાણીમાત્ર સર્વ એ ઈશ્વરની સત્તાથી સઘળું સામર્થ્ય ધરાવે છે. એ ઈશ્વરની સત્તાવિના એક ઘાસનું તણસલું પણ ઉઠી શકવા સમર્થ નથી. સૂર્ય એ ઈશ્વરની સત્તાથી તપે છે, વાયુ એ ઈશ્વરની સત્તાથી વહાય છે, જળ એ ઈશ્વરની સત્તાથી વહે છે, સમુદ્ર એ ઈશ્વરની સત્તાથી મર્યા-દા મેલતો નથી, પૃથ્વી એ ઈશ્વરની સત્તાથી સર્વને ધારી રહે છે,

---

* તેવાજ ભાવમા હરિગીત.
હું મા અને તું માં અને અન્યત્ર એકજ છે હરિ,
કોપે વૃથા મારાવિષે અસહનપણું અંતર ધરી;
પ્રત્યક્ષ માયાજાળરૂપી જગત જો શુભ પેરથી,
આ હું અને આ અવર એવી સમજ તજ ચોફેરથી.

અને અગ્નિ એ ઈશ્વરની સત્તાથી સર્વ બાળી દેતો નથી. જે કાંઈ છે તેમાં સર્વવ્યાપક વિષ્ણુ રહેલ છે. એની સત્તાની બહાર કંઈ છેજ નહીં. શ્રીભગવાન્ ભગવદ્ગીતાનાં ૭ મા અધ્યાયમાં અર્જુનને કહે છે કેઃ—

मत्तःपरतरंनान्यत्किंचिदस्तिधनंजय ।
मयिसर्वमिदंप्रोतं सूत्रेमणिगणाइव ॥

હે અર્જુન! મારા થકી બીજું કાંઈ પણ છે નહિ. આ સર્વ જગત્ સૂત્રમાં પારાનીપેઠે મારેવિષે પરોવાયેલું છે.

તેજ પ્રમાણે દશમા અધ્યાયમાં પણ કહે છે કે.—

अहमात्मागुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्चमध्यंच भूतानामंतएवच ॥

હે અર્જુન! હું આત્મા સર્વ પ્રાણિયોના અંતઃકરણમાં રહ્યો છું. તેમ સર્વ પ્રાણિયોનો આદિ મધ્ય અને અંત હુંજ છું.

તેમજ વળી પંદરમા અધ્યાયમાં પણ વર્ણવે છે કે.—

सर्वस्यचाहंहृदिसंनिविष्टो मत्तःस्मृतिर्ज्ञानमपोहनंच ।

હું સર્વના હૃદયમાં રહેલો છું અને મારા થકી સ્મૃતિ, જ્ઞાન, અને જ્ઞાનનો અભાવ થાય છે.

વળી અઢારમા અધ્યાયમાં દર્શાવે છે કે.—

ईश्वरः सर्वभूतानां हृद्देशेर्जुनतिष्ठति ।

હે અર્જુન! ઈશ્વર સર્વ પ્રાણિયોના હૃદયસ્થાનમાં રહે છે.

આવાં અને બીજાં પણ અનેક વાક્યોથી શ્રીકૃષ્ણરૂપ પાત્રદ્વારા મહાકવિ વ્યાસજીએ પરમેશ્વરને એક સર્વવ્યાપક વર્ણવ્યા છે. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં પણ તેજ પ્રમાણે ઈશ્વરનો મહિમા ગાયો છે. શ્રીમદ્ભાગવતમાં જુદાં જુદાં પાત્રદ્વારા શ્રીવ્યાસજીએ ઈશ્વરનું સર્વવ્યાપકપણું દેખાડી આપ્યું છે. દિતિમર્ત્યેનાં કશ્યપનાં વચનથી હિરણ્યકશિપુના પુત્ર મહા ભગવદી થયા હતા. એક દિવસે

પુત્ર ભણવા જેવડા થયા એમ સમજી તેના પિતાએ પ્રહ્લાદને ગુરૂને ઘેર ભણવા મોકલ્યા. ગુરૂએ ઘણુંએ દૈત્યકુળને છાજતું ભણાવવા માંડ્યું પણ તે કશું ભણ્યા નહીં. કેમકે તેને માતાના ઉદરમાંથી નારદમુનિની કૃપાવડે જ્ઞાન ઉત્પન્ન થયું હતું. પોતે તો કશું ભણ્યા નહિ પરંતુ બિન્તઓ જે દૈત્યના છોકરાઓ ભણતા હતા તેનું અજ્ઞાન જોઈ દયા આવતાં તે સઘળાને પણ પોતાના જેવું જ્ઞાન આપવાને તત્પર થયા. ગુરૂ ઘરથી બહાર ગયા તે સમયે જે પોતાને ઈશ્વરસંબંધી જ્ઞાન હતું તે જ્ઞાન તેણે દૈત્યના છોકરાઓને આપ્યું છે તે સ્થળે પણ શ્રીપ્રહ્લાદજીએ કહ્યું છે કે—

हरिःसर्वेषुभूतेषुभगवानास्त ईश्वरः ।

સર્વ પ્રાણીયોનેવિષે નિયમમાં રાખનાર હરિ ભગવાન્ રહ્યા છે.

વિશેષ વર્ણન કરતાં ફરીને પણ કહ્યું છે કે.—

सर्वेषामविभूताना हरिरात्मेश्वरः प्रियः ।

સર્વ પ્રાણીઓના ભગવાન્, નિયમમાં રાખનાર, આત્મા અને પ્રિય છે.

આ પ્રમાણે ઘણા પ્રમાણોથી આદિ કવિ વ્યાસજીએ ઈશ્વરને સર્વવ્યાપક વર્ણવ્યા છે. જે સમયે હિરણ્યકશીપુએ સ્થંભમાં પ્રહાર કર્યો તે સમયે ભક્તનું રક્ષણ કરવા માટે જડ સ્થંભમાંથી લીલાવિગ્રહરૂપ નૃસિંહાવતારથી પરમેશ્વરે પોતાનું સર્વવ્યાપકપણું દેખાડી આપ્યું છે.

જે સમયે બ્રહ્માએ ગોપાળોને અને વાછરાંને હરી લીધાં ત્યારે પોતાનું સામર્થ્ય બતાવવા શ્રીકૃષ્ણ તે ગોપાલ અને વાછરરૂપ અને જે જે પદાર્થો તેની પાસે હતા તે રૂપ થઈને કોઈને ખબર ન પડે તેમ એક વર્ષ સુધી રહ્યા છે, તે ઠેકાણે પણ પરમેશ્વરે પોતાનું સર્વવ્યાપકપણું તથા જે કાંઈ છે તે ઈશ્વરરૂપ છે એમ દેખાડી આપ્યું છે. આ શિવાય પણ 'सर्वं विष्णुमयं जगत्' । (સર્વ જગત્ વિષ્ણુમય છે) તથા 'सर्वात्मा सर्वगः पुमान्' (પરમેશ્વર સર્વના આત્મા અને સર્વમાં રહેલા છે

ઈત્યાદિ વાક્ય ઈશ્વરને સર્વવ્યાપક અને એક છે એમ વર્ણવે છે. આવાં વાક્યોથી અને અનુભવથી વ્યાપક એક ઈશ્વર મનવાણી તેને નથી પોંચતાં છતાં જાણવામાં આવે છે પરંતુ એ જાણવું કાંઈ સેહેલું નથી, કોઈ મહાપુણ્યની પ્રબળતાથીજ તે જ્ઞાનનો ઉદય સંભવે છે. શ્રી ભગવાને પણ અર્જુનને ભગવદ્ગીતાના ૭ મા અધ્યાયમાં કહ્યુંછે કે—

न मां दुष्कृतिनो मूढा प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरंभावमाश्रिताः ॥

માયાવડે જેનું જ્ઞાન નાશ થયું હોય એવા અને અસુરના ભાવને પામેલા નઠારાં કર્મ કરનારા મૂઢ અધમ પુરૂષો મને પામતા નથી.

અધમ નરો ઈશ્વરનાં સ્વરૂપને ઓળખી પણ શકતા નથી ત્યારે તે સ્વરૂપને પામી ન શકે એ વાત સંભવિત છે. ઈશ્વરનું સ્વરૂપ ઓળખ્યાવિના પોતાનું અને પારકું એવો ભેદ ટળતો નથી. મહાકરૂણાવાળા આચાર્યે કરૂણાદૃષ્ટિથી આ ઠેકાણે એક વિષ્ણુને જાણવાનો ઉપદેશ કરે છે; કેમકે એ પ્રમાણે જાણવાથી આ હું અને આ તું એવો ભેદ દેખવામાં આવતો નથી. આ શરીર પંચમહાભૂતનું પુતળું છે તેને હું છું એમ માની જે અભિમાન કરવું તથા પારકી ઈર્ષ્યા કરવી તે મહાબંધનકારક અજ્ઞાન છે. અને તે આત્માનાં એકપણાંથી સાવ ખોટું છે. માટે સર્વવ્યાપક વિષ્ણુને ઓળખી રાગદ્વેષને તજી દેવા એવો ઉત્તમ બોધ અહિં લેવાનો છે. **आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पंडितः** (પોતાની પેઠે સર્વ પ્રાણીઓનેવિષે જુવે છે તે પંડિત છે.) સર્વવ્યાક ઈશ્વરનું જ્ઞાન થયાવિના પોતાનું સ્વરૂપ ઓળખાતું નથી, કેમકે ત્યાંસુધી ભેદબુદ્ધિ રહે છે. જે સમયે ઈશ્વર સર્વવ્યાપક હોવાથી હુંમાં છે એવો બોધ થયો કે સર્વમાં છે એમ બોધ તેજ ક્ષણે થવાથી પોતાની સમાન આખું જગત્ દેખાય છે. આ પ્રમાણે જ્યાંસુધી જ્ઞાન ન થયું હોય ત્યાંસુધી સઘળી પંડિતાઈ મિથ્યા છે.

માયાની જાળરૂપ સર્વ જગત્ છે. તેને જોવું અર્થાત્ અનુભવથી જાણી લેવું એમ અહીં ઉપદેશ છે. જાદુગરલોકો અનેક પ્રકારનાં જાદુ કરેછે. કોઈ વાર એક આંબાની ગોઠલીમાંથી તરત મોટું વૃક્ષ બનાવી દઈ

તેમાં ફળ આવેલાં પણ દેખાડે છે; કોઈવાર કાંકરામાંથી રૂપૈયો કરી દેખાડે છે; કોઈ વાર રૂપીયામાંથી ઠીકરૂં કરી મેલે છે; કોઈવાર કાગળના પડિયામાં ભજીયા તળે છે; કોઈ વાર પાસે પડેલી વસ્તુ દૂર ગઈ હોય એવો ભાસ કરાવે છે; અને કોઈવાર અનેક પ્રકારના મોહ ઉત્પન્ન કરે એવી રચના કે જે સમજે પણ નહિ તેવી દેખાડે છે. આ સપણું જેમ દેખવામાત્ર છે પણ સત્ય નથી તેમ આ જગત્ પણ દેખવા માત્ર છે, કાંઈ સત્ય નથી. જ્યાંસુધી જ્ઞાન ન થયું હોય ત્યાંસુધીજ સાચું છે એમ આભાસ થાય છે. જાદુગરના ખેલ જ્યાંસુધી જાણવામાં ન હોય ત્યાંસુધી ખરેખરા લાગે, પણ જાણ્યા પછી તે દેખવા માત્રજ છે એમ આપણને સિદ્ધ થાય છે. જગત્ પણ જ્ઞાન થયા પછી દેખવામાત્ર અને અસત્યજ ભાસે છે. આપણે જ્યારે સુતા પછી સ્વપ્નાવસ્થા પામિયે છિયે ત્યારે અનેક પ્રકારના વ્યવહાર, નાનાપ્રકારના પદાર્થો અને અનેક પ્રકારની સંભવેપણ નહિ એવી રચનાઓ જોઈએ છિયે. કોઈવાર આપણે સંસારવેહેવાર ચલાવિયે છિયે, કોઈવાર કોઈ ઘાતકી પ્રાણીથી મરણ પામિયે છિયે, કોઈવાર પાતાળમાં જઈએ છિયે, કોઈવાર સ્વર્ગમા જઈએ છિયે, કોઈવાર રાજા તો કોઈ વાર ભીખારી થઈએ છિયે, કોઈવાર તો પક્ષીનીપેઠે પાંખો થવાથી ઊંચા ઉડિયે છિયે, કોઈવાર મહા બંધનમા આવી પડિયે છિયે, કોઈવાર અતિ સ્વતંત્રતા ભોગવિયે છિયે, કોઈવાર ભોજન પણ કરિયે છિયે ને કોઈવાર મહાશોકનું કારણ નજરે જોવાથી પોક મેલીને રોઈએ છિયે; પરંતુ જ્યારે પાછી જાગ્રત અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે આપણે નકી જાણિયે છિયે કે ક્ષણવારમાં સ્વપ્નમાં જે કાંઈ જોયું તે સાવ અસત્ય અને તે અવસ્થામાં દેખવામાત્રજ હતું. આ પ્રમાણે જગત્ પણ દેખવામાત્રજ છે. જે વખતે બોધ થાય છે તે વખતે તે વાતનો ખરેખરો અનુભવ થાય છે. આવાં માયાની જાળરૂપ જગતને જે જાણે છે તેને તે જગત્ કશું બંધનકારક થતું નથી. ઉનાળામાં સૂર્યનાં કિરણો પૃથ્વીપર પડીને જ્યારે સારીપેઠે તપે છે ત્યારે તે સ્થળે છેટેથી બહોળું પાણી ભરેલું હોય તેવો ભાસ થાય છે, તેને

ઝાંઝવાનાં પાણી કહે છે. એ પાણી તો માત્ર નામનું કેહેવાય છે પરંતુ અરણ્યમાં વસનારાં હરણો તાપથી તરશ લાગતાં શાંત થવાના હેતુથી તે ઝાંઝવાનાં પાણી તરફ દોડે છે. પણ તેથી શું વળે ? ગમે એટલું દોડે તોપણ તેને છેવટ તડકાની તપેલી પૃથ્વીની ઉની વરાળ શિવાય કાંઈ મળતું નથી. આથી બીચારાં પશુઓ અતિ હેરાન થઈ દુઃખદાયક દશા ભોગવે છે. તેમજ નાના પ્રકારના વિલાસ અને પદાર્થોથી ભરપુર આ જગત્ ઝાંઝવાનાં પાણીનીપેઠે અજાણ મનુષ્યને સત્ય ભાસે છે તેથી પેલાં પશુઓનીપેઠે અતિ દુઃખદાયક દશા ભોગવે છે. જો ખરૂં જ્ઞાન થાય કે આ જગત્ ઝાંઝવાનાં પાણી જેવું અસત્ય ને દેખવામાત્ર છે તો પછી કશું બંધન થતું નથી. મોહ ઉત્પન્ન કરીને જગત્ ખોટું છતાં બંધન કરે છે, માટે તેને જાળ જેવું લેખવામાં આવે છે. આ વાત સાચે સાચી અને યોગીઓએ અનુભવ કરેલી છે એવો હેતુ દર્શાવવા આચાર્યજીએ હિની યોજના કરેલી જણાય છે.—જગત્ અસત્ય ને દેખવામાત્ર ઈંદ્રજાળ સરખું છે તેમ છતાં તેના વિદ્વાનોએ બે વિભાગ પાડેલા છે. એક ઈશ્વરનું રચેલ જગત્ છે અને બીજુ જીવનું રચેલ જગત્ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ગ્રહ, નક્ષત્ર, પશુ, પક્ષી, ઝાડ, વનસ્પતિ, દેવ, દાનવ, માનવ, આદિ જે કાંઈ દેખવામાં આવે છે તે ઈશ્વરનું રચેલ જગત્ છે. એ ઈશ્વરી જગતના પદાર્થોમાંથી જીવ પોતાના ઉપભોગના પદાર્થોની જે વિશેષ કલ્પના કરે છે, તે જીવનું રચેલું જગત્ કેહેવાય છે. જેમ પિતા પુત્રીને ઉત્પન્ન કરે છે અને તેનો ભર્તા થાય તે તેને ભોગવે છે, તેમ ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે ને જીવ તેને ભોગવે છે. નાનાપ્રકારના પદાર્થોને ભોગવતાં તેમાં જે મમતા જીવ બાંધે છે અથવા કોઈ પદાર્થને રચે છે તે જીવનું રચેલ જગત્ કેહેવાય. ઈશ્વરનું રચેલ જગત્ મહાપ્રલયને સમયે નાશ થાય છે અને જીવનું રચેલ જગત્ ક્ષણ વારમાં નાશ થઈ જાય છે. ઈશ્વરનું રચેલ જગત્ એવું ચમત્કારિક છે કે તેમાંનો એક પદાર્થ હોય તેમાંથી તેવો ને તેવો બીજો પદાર્થ એની મેળે ઉત્પન્ન થાય છે. જીવનાં રચેલ જગત્ના

પદાર્થોમાંથી તેવા ને તેવા બીજા પદાર્થ વગર બનાવ્યે બનતા નથી. પુરૂષ એ એક ઈશ્વરના બનાવેલ જગતનો પદાર્થ છે પરંતુ તેજ પુરૂષને જીવે જુદા જુદા રૂપમાં બનાવેલો (માની લીધેલો) જોઈએ છિયે. કોઈ કેહેશે કે તે મારો પિતા, કોઈ કેહેશે કે મારો ભાઈ, કોઈ કેહેશે કે મારો જમાઈ, કોઈ કેહેશે કે મારો સાળો, કોઈ કેહેશે કે મારો પુત્ર, કોઈ કેહેશે કે મારો પતિ, કોઈ કેહેશે કે મારો ધણી, કોઈ કેહેશે કે મારો નોકર, કોઈ કેહેશે કે મારો શત્રુ અને કોઈ કેહેશે કે મારો મિત્ર; એમ સહુ એક ઈશ્વરે ઉત્પન્ન કરેલા પુરૂષમાં સહુ જુદા જુદા તેને માની લેશે. તેમજ એક ઈશ્વરે બનાવેલી સ્ત્રી છે તેને કોઈ કેહેશે કે મારી માતા, કોઈ કેહેશે કે મારી બેહેન, કોઈ કેહેશે કે મારી પુત્રી, કોઈ કેહેશે કે મારી પત્ની, કોઈ કેહેશે કે મારી વહુ કોઈ કેહેશે કે મારી ભાભી, કોઈ કેહેશે કે મારી સાસુ, કોઈ કેહેશે કે મારી મામી ને કોઈ કેહેશે કે મારી માશી; એમ એક સ્ત્રીમાં સહુ જુદું જુદું માની લે છે. આ પ્રમાણે જે જુદી જુદી રીતે જુદા જુદા સંબંધથી માનવામાં આવ્યું તે જીવનું રચેલું હોવાથી જીવનું રચેલ જગત્ કેહેવાય. જીવ કાંઈ જુદું રચવાને સામર્થ નથી, પણ ઈશ્વરનુ રચેલ છે તેમાં કેવળ કલ્પનામાત્રથીજ તે વિચિત્ર રચના કરે છે. વિચાર કરતાં જણાશે કે જેટલું ઈશ્વરનું રચેલ જગત્ છે તે બંધનકારક કે દુઃખકારક નથી, પરંતુ જીવનું રચેલું જે જગત્ છે તે બંધન કારક છે. આનું કારણ મમત્વ છે. એકજ પદાર્થ જેમાં મમતા બાંધી ન હોય તે નાશ પામે તો તેથી દુઃખ થતું નથી, પરંતુ બીજો પદાર્થ જેમાં મમતા બાંધી હોય તે નાશ પામે તો અતિદુઃખ થાય છે. કોઈ એક સ્ત્રી મરણ પામે તો ઇશ્વરની કરેલી તો એકજ મરણ પામે છે પણ જીવની કરેલી જેટલા જીવોએ જુદી જુદી માની હોય તેટલી મરણ પામે છે અને જેટલા જુદી જુદી કલ્પના કરનારા હોય છે તેને તે પ્રમાણે જુદું જુદું દુઃખ થાય છે. આ પ્રમાણે જીવનું અને ઈશ્વરનું રચેલ જગત્ એમ બે વિભાગ પાડયા છે. જીવનું કરેલુંજ જગત્ બંધન આપનાર છે. ઈશ્વરનું કરેલું બંધન નથી આપતું. સારાંશ એ કે ઇ-

શ્વરી માયાથી રચાયેલા પદાર્થોમાં જેટલું ખોટું મમત્વ અને ખોટી કલ્પના કરવામાં આવે છે તે દુઃખનો હેતુ ને બંધનકારક છે, માટે ઈશ્વરનું જગત્ અને જીવનું જગત્ એ બેય જાણીને તેમાં બંધનકારક શું છે તે પણ જાણવું જોઇએ. સહુ કોઈ પોતાનાં સુખને માટે ઉપાય શોધે છે માટે તે ઉપાય આ માર્ગથી મળે છે. સઘળું નાશવાળું છે, મમતા ખોટી છે, ઝાંઝવાનાં પાણીની પેઠે દેખવામાત્ર છે, અને મમત્વ રાખ્યેથી બંધન કરે છે એમ જ્યારે જાણવામાં આવ્યું ત્યારે પછી વિશેષ બંધન કે વિશેષ દુઃખ રેહેતાં નથી. જ્યાંસુધી જગત્ના પદાર્થોમાં મમત્વ હોય ત્યાંસુધી ઈશ્વરી જગત્માં જીવનાં જગતનો ભેળ થવાથી તે જાળરૂપ છે અને મમત્વ ટળ્યું એટલે પછી ઈશ્વરી જગત્ કશું બંધનકારક નથી. પણ આશ્ચર્યની વાત એ છે કે જેમ ઈશ્વર જગતને ઉત્પન્ન કરે છે તેમ જીવ પણ જગતને ઉત્પન્ન કર્યાવિના રેહેતા નથી અને એમ થવાથી તેમાં પોતે પોતાની મેળે દુઃખ પામે છે. આટલા માટે જગત્ છે તે માયાની જાળ છે તે વાત જાણીને તેથી બંધન ન થાય તેને માટે ચેતી જવું એવો આચાર્યજીનો હેતુ જણાય છે, કેમકે જગતને જાળરૂપ જાણ્યાવિના અને જે કાંઈ છે તે ઈશ્વરરૂપ છે તથા પરમેશ્વર સર્વવ્યાપક છે તે જાણ્યાવિના અને ઈશ્વર સર્વમાં હોવાથી કોઈ ઉપર પણ કોપ કરવો તે પોતા ઉપર કર્યા બરોબર છે તેવું જાણ્યાવિના સુખની કે કલ્યાણની પ્રાપ્તિ થ સંભવતી નથી.

આજકાલ મોહરૂપ મદિરા પીને મદોન્મત્ત બની ગયેલા લોકો જગતનું રૂપ નહિ જાણીને અને ઈશ્વર સર્વવ્યાપક છે તેને નહિ ઓળખીને આ હું, આ મારૂં, આ બીજાનું, એવો ભેદ રાખી રહ્યા છે ભેદના પ્રકાર અનેક છે. જ્યાં જોઈએ ત્યાં જગતમાં સર્વ સ્થળે સર્વમ ભેદબુદ્ધિનો પ્રસાર થયેલો જોવામાં આવે છે. સર્વવ્યાપક જગદીશ્વર નામરૂપવગરના અને એક છતાં તેને નામરૂપવાળા અને અનેક તરેહથી લોકો ભેદવાળા ઠરાવે છે. ભેદવાળા ઠરાવીને પણ પોતપોતાને ગમે તેમ માની મનમાં સમજી બીજા સાથે રાગદ્વેષ ન રાખત

હોય તો ઘણું સારૂં પણ તેમ ન થતાં અતિ ક્લેશના અને દુઃખનાં ઝાડ ઉગાડે છે. વ્યવહારમાં એક પદાર્થ જેને પોતાનો માન્યો હોય તેને જોવાથી રાજી થાય છે ને નાશ થવાથી ખેદ કરે છે. સઘળાં પ્રાણિયોમાં પંચભૂત અને પ્રાણ સરખા છે તોપણ સંબંધ અને સ્વાર્થ પ્રમાણે તેમાં મમત્વ રાખે છે અને એ મમત્વને લઇને જેની ઉપર મમત્વ ન હોય તેને તિરસ્કારની નજરથી જુવે છે. આપણને જેવું દુઃખ થાય છે તેવું સર્વને થાય, આપણને જેવી સુખની ઇચ્છા હોય તેવી સર્વને હોય, આપણે જેવી જીવવાની આશા રાખિયે તેવી સહુએ રાખે, આપણે જેમ ઇશ્વરી ચમત્કારનો નમુનો છિયે તેમ સર્વે પણ છે એમ, ભેદદૃષ્ટિવાળા દેખતાજ નથી. એક રઝળતો ભીખારી પોતાની ભૂખની શાંતિ કરવા માટે આંધળો હોવાથી લાકડી ટેકતો કોઈ એક કાળી ચામડીના કોકણસ્થ પાસે જઇ ઉભો રહ્યો. થોડી વાર ઉભીને ભીખારીએ અન્ન માગ્યુ તે સમયે પેલા કોકણના રેવાશીએ પોતાના હાથમા અરધી સળગેલી બીડી હતી તે તેની ઉપર ફેંકી, જેથી તે ગરીબ ભીખારી દાઝ્યો અને તેનાં લુગડાંમાં કાણાં પડ્યાં. - પણ શું કરે ? એવા ગરીબ બિચારા કોઈ આળ કરે તોપણ પેટને માટે સહન કરે છે. આ આંધળો કોઈએ જાણીને મારી છેડ નથી કરી એમ જાણી ફરીને અન્નની યાચના કરવા લાગ્યો જેથી ગોધાના જેવી ગરદનવાળા તે કોકણના રેહેવાશીએ એ આંધળાને 'ચાલો શીઘો અપાતું' એમ કહીને એક કરડકણો કુતરો બેઠો હતો તેની ઉપર પગ આવે તેમ તેને ચલાવ્યો. આથી કરીને પેલો કુતરો તેને કરડ્યો ને આંધળા સાધુનો પગ લોહીલોહાણ થઇ રહ્યો. આ તમાસો જોઇ કોકણનો રેહેવાશી તમાસો જોઇને રાજી થાય તેમ, રાજી થયો અને પેલો સાધુ તેને આશીર્વાદ દઇ ચાલતો થયો. આ પ્રમાણે ભણીગણીને પણ પશુના જેટલી પણ અક્કલ નહીં પામેલા ઘણા પુરૂષો આ પૃથ્વીમા છે. જ્યાંસુધી ભેદબુદ્ધિ હોય અને પશુના જેટલું જ્ઞાન હોય ત્યાંસુધી પારકાની પીડાવિષે કેમ વિચાર આવે ? ઝીણાં જંતુથી માંડીને બ્રહ્માપર્યંત સર્વના પ્રાણ સરખા છે, સહુને

દુઃખ ને સુખ સરખાં લાગે છે અને તે ઈશ્વરી માયાના વિલાસરૂપ છે એમ નિરંતર સમજવું જોઈએ, પણ રાગદ્વેષથી જેનાં અંતઃકરણ ભરેલાં હોય છે તથા ખરાં તત્ત્વથી જે અજાણ્યા છે તેનાથી તે સમજાતું નથી. જેઓ ખરાં તત્ત્વને જાણનારા છે તેને પોતાનું પારકું કે સારૂં માઠું એવો ભેદ હોતો નથી. શ્રીભગવાન્ કહે છે કે—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

વિદ્યા અને વિનયથી યુક્ત બ્રાહ્મણનેવિષે ગાયનેવિષે, હાથીનેવિષે કુતરાનેવિષે, અને ચાંડાલનેવિષે પંડિતો સરખી નજરવાળા હોય છે.

આવી રીતે જેને ભેદબુદ્ધિ ન રહી હોય તે ક્યાંઈ પણ ક્લેશ પામતા નથી અને તેને બંધન થતું નથી. સમદર્શી થવું એટલે આજકાલ કેટલાક નવા સુધરેલાઓ વ્યવહારસંબંધી જાતિભેદ ન રાખવો એવો અભિપ્રાય લઈ ભાગે છે તે મોટી ભૂલ છે. સાર એ ગ્રહણ કરવાનો છે કે સર્વે પ્રાણિયોનાં શરીર સરખાં પંચભૂતથી બનેલાં ને અપવિત્ર હાડકાં ચામડાનાં ઘર છે. સર્વેમાં સર્વવ્યાપક ઈશ્વર એક હોવાથી તથા સહુને દુઃખસુખ એકસરખાં લાગે છે તેથી એઓ સરખી રીતે દયા કરવાને યોગ્ય છે. હલકી જાતિનું કોઈને જાણીને તેની ઉપર થોડી દયા રાખવી અને ભારે જાતિનું જાણી તેની ઉપર વધારે દયા કરવી એમ નહીં, પણ સહુ ઉપર સરખી દયા કરવી ને સર્વેને પોતાની સમાન લેખવા. આ સિદ્ધાંતવિના જે અવળું સમજવું તે તો માત્ર અનર્થરૂપ છે. જ્યાંસુધી અંતઃકરણનો ભેદ ન ગયો હોય ત્યાંસુધી બહારના ગમે તેટલા ભેદ મેલી દીધા હોય તોપણ તેથી કંઈ સારૂં નથી અને અંતઃકરણનો ભેદ ટળી ગયો હોય ને બહારના ભેદ ન ટળ્યા હોય તો તેથી કંઈ નઠારૂં નથી. સારાંશ સમજવાનો એછે કે સહુને પોતાની સમાન લેખવા, જેમ પોતાનાં હિતમાટે પ્રયત્ન કરિયે તેમ સર્વે માટે કરવું ને જેમ પોતામાં ઈશ્વર છે તેમ તેઓમાં છે એમ સમજવું. એ સમજાયા પછી પોતાનું ને પારકું એવો ભેદ ક્રમેકરી નાશ

પામે છે. ત્યારપછીની સ્થિતિમાં પછી કશો ક્લેશ રેતો નથી. આ બધું મન જો વશ હોય તો થાય છે. મન વશ કરી જેણે ભેદજ્ઞાન ટાળ્યું તેજ ઉત્તમ સ્થિતિનો અધિકારી અને મનુષ્યજન્મને સફળ કરનાર છે, જેઓને અપ્રિય જોઈને ખેદ થતો નથી, જેઓને પ્રિય જોઇને હર્ષ થતો નથી, જેને પોતાનાં પારકામાં એકસરખી કૃપાદૃષ્ટિ છે, જેઓ નાશવંત વિષયોમાં લલચાતા નથી ને જેઓ ઇશ્વરમય જગત્ દેખે છે તેઓના અવતારને ધન્ય છે. આ જગત્ માયાની જાળ છે. એમાં સર્વે ઠેકાણેથી ભેદબુદ્ધિ તજી દેવી એ બોધ સમજાય તો સર્વોત્તમ છે. જેટલું દુ:ખ અને બંધન છે તે ભેદબુદ્ધિમાં છે. ભેદબુદ્ધિ ટળતાં દુ:ખ કે બંધન રેતાં નથી. માટે સર્વત્ર રહેલા એક ઇશ્વરને ઓળખી સર્વે સત્પુરૂષોએ સમદૃષ્ટિ થવાના પ્રયત્નમાં તત્પર થવું જોઇએ. સમય ચાલ્યો જાય છે, વીતી વેળા ફરીને આવવાની નથી, માટે પૂર્ણ લક્ષ પોચાડીને સમાન દૃષ્ટિવાળા ન થવાયું તો પછી કાંઈ થવાનું નથી.

---

## संपसंबंधी विषय.

(આપણ પાને ૨૫૮ થી.)

૮ વિલ્યમ ટેલે અને ગારીબાલડીએ સ્વદેશને સ્વતંત્ર કરી ઇતિહાસમાં પોતાનાં નામ સોનેરી અક્ષરથી નોધાવ્યાં.

૯ યુરોપખંડમાં ચાલેલા જુલમથી પરદેશ જઇ રહેલાં કુટુંબોએજ અમેરિકામાં વિશાળ સંસ્થાનો વસાવેલાં છે અને તેમાં યુનાઇટેડસ્ટેટ્સ, બ્રાઝિલ, આદિ મુખ્ય છે. તેઓ કાળેકરી સંપની સહાયતાવડે ઇંગ્લાંડ અને સ્પેનના તાબામાંથી નીકળી સ્વતંત્ર થયાં, જેમાં સ્વતંત્ર સંસ્થાનના પ્રેસિડેન્ટ વાશિંગટનનું નામ મુખ્ય જોવામાં આવે છે. તેણે ગરીબ સ્થિતિમાંથી વધી આવે મોટે અધિકારે ચડી પોતાનું નામ અચળ કર્યું.

૧૦ રોમના ધર્મગુરૂ પોપ કે જેઓની આબરૂ અને સત્તા એટલી બધી બળવાળી હતી કે તે યુરોપખંડનાં જૂદાં જૂદાં રાજ્યનાં રાજ-રાણીને પોતાની મરજી પ્રમાણે ગાદીપર બેસાડતા અને ઉઠાડતા અને કદાપિ કોઈ પણ રાણી જો તેના મતથી વિરૂદ્ધ હોય તો રાજા પાસે તેની સાથે તલાક લેવરાવતા, એટલુંજ નહીં પરંતુ જેના ઘોડાનાં પેગડાં મોટા મોટા બાદશાહો પકડતા હતા, તેવા ધર્મગુરૂ પોપની સત્તા પણ કુસંપરૂપ અજગર આખીને આખી ગળી ગયો.

૧૧ જે તુર્કસ્તાનના બાદશાહથી પેહેલાપ્રથમ યુરોપખંડના બાદશાહો બીતા હતા તેનાજ વંશજ હવે તેનું રાજ્ય ગળી જવા માંડ્યા છે. તેનું કારણ એટલુંજ છે કે તે રાજ્યમાં કુસંપ અને અવ્યવસ્થિતપણાંએ ઘર કર્યાં છે.

૧૨ જંગલી અને જુલમી બાદશાહોએ પણ લશ્કરી સંપથી જ્યાં જ્યાં ગયા ત્યાંત્યાં જય મેળવ્યા તે આપણે જાણ્યું.

૧૩ હિંદુસ્તાનમાં જૂદાં જૂદાં નાનાંમોટાં રજપૂત રાજ્યો વચ્ચે કુસંપ ચાલતો હતો તેનો લાભ લઈ મુસલમાન બાદશાહો આ દેશના ધણી થયા અને જ્યારે તેઓમાં કુસંપ ચાલુ થયો ત્યારે યુરોપખંડના વલંદા, પોર્ટુગીઝ, ફ્રેંચ, અને અંગ્રેજલોક આ દેશમાં આવવા લાગ્યા. તેમાંના અંગ્રેજ લોક પેહેલા વેપારી વેશે હતા, પછી લડવૈયારૂપે થયા અને છેવટ આ દેશના અને તેઓના પડોશમાં રેહેનારા પ્રતિસ્પર્ધિ સાથે વિગ્રહ ચાલ્યો, તેમાં છેવટ જય પામી આ દેશના ચક્રવર્તિ રાજારૂપે થયા.

૧૪ સન ૧૮૫૭ ની સાલના બલવાનો સમય ઘણો વિકટ હતો, પણ તેવા સમયમાં આ દેશના મોટા મોટા રાજા અંગ્રેજ સરકાર સાથે એકસંપ રહ્યા તેથીજ જલદી સમાધાન થઈ દેશ થાળે પડ્યો; પણ જો તેમ ન બન્યું હોત તો કુસંપનું મોંકાળું કેહે છે એ વાત ખોટી નથી; કેમકે જો એવા સમયે દેશી રાજાઓએ ઉપેક્ષા રાખી અંગ્રેજ સરકારને મદદ ન કરી હોત તો તેઓ ઘણી મેહેનતે પણ આ દેશ પોતાના કબજામાં રાખી શકત કે નહીં એ સંશયાત્મક છે.

૧૫ થરમાપીલીના મેદાનમા જે લડાઈ થઈ તેમા, સ્પાર્ટન સરદાર લીઓનિડાસ જેવા શૂરવીર સરદારની નીચેના છ હજાર, માણસે શિત્તેર હજાર ઈરાની માણસને રોકી રાખ્યાં, આ પણ એક જગતના ઈતિહાસમા સંપના વિજયનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

૧૬ છેલ્લે આ વિષય સમાપ્ત કરવા અગાઉ એ પણ અવશ્ય કેવું જોઈએ કે સંપથી ઉદય અને કુસંપથી અસ્ત થાવાનો સૃષ્ટિનો એક અચળ નિયમ છે. તે નિયમમાં કોઈ સમયે કોઈ કારણસર અપવાદ ભાસે તો પણ તેનું પરિણામ તો આખર જે ખરેખરૂં હોય છે તેજ છે. એટલે કોઈ રાજ્ય, પ્રજા, કે એક માણસ, બીજા સાથે કુસંપ કરી ઉદય પામવાની પોતાની ધારેલી ઈચ્છામા પાર પડે છે પણ પછીથી તેને તુરત બીજી પ્રજાસાથે કે માણસસાથે પોતાના બચાવ માટે સંપ બાંધવાની જરૂર પડે છે. તથાપિ જો તે તેમ ન કરે તો તેનો ઉદય થોડો સમય રેતીના પાયાપર બાંધેલી ઈમારતની માફક ટકી રહી પછીથી તુરત તુટી પડે છે. પણ જો સંપની સહાયતાવડે ઉદય કરવા ધારે છે તો તે ઉદય ગ્રાનીટ પથ્થરના પાયાપર બાંધેલા રાજ્યમેહેલની માફક સૈકડો વરસ સુધી ટકી રહે છે.

૧૭ સૂતરના તાતણાના ઐક્યથી થએલું દોરડું તે હાથી જેવા મોટાં પ્રાણીને બાધવા સમર્થ થાય છે તે માત્ર એક સંપનોજ પ્રતાપ છે. ઝાડીમા સાથે રહેલા બોહોળા ઝાડને પવનથી થોડુંજ નુકશાન થાય છે પણ એકલું ઝાડ તો તેથી સમૂળગું નાશ પામે છે, ઘણી કીડીઓ મોટા સર્પનો જીવ લે છે, અને એકલો કાકરો કાંઈ કામનો નથી પણ ઘણા કાકરા એકઠા થવાથી બંધાએલું સુંદર મીઠા પાણીનું સરોવર પ્રાણીમાત્રને જીવનરૂપ થઈ પડે છે.

૧૮ દેશોદય થવામા સંપ એ એક મોટામા મોટું સાધન છે, કાયામા રહેલા જીવ માફક છે, વિપત્તિ સામા વઢવામાં ઢાલ સમાન છે, પરદેશીલોકોના હુમલાથી બચાવવાને માટે મોટા પર્વતરૂપ છે, સ્વદેશી રાજાના જુલમની સામા થવા સિંહજેવો છે, અને ટુંકામા કહીએ તો કોઈપણ દેશનો, પ્રજાનો, કે માણસનો ઉદય સંપની સહાયતા

શિવાય થયોજ નથી અને થવા સંભવ પણ નથી. માટે આ લખનાર ઈશ્વરપ્રત્યે એજ પ્રાર્થના છે કે મારા સ્વદેશી બાંધવોમાં સંપના । ચાર જાગૃત કરી તેઓમાં સંપ રખાવી તેમની પાસે દેશોદયનાં મો કાર્ય કરાવો. (તથાસ્તુ)

નંદરામ લીલાધર.
ખંભાળીયા કન્યાશાળા શિક્ષક.

---

## चंद्रप्रभा चरित्र.

(સાંધણ પાને ૨૩૦ થી.)

હવે ચંદ્રપ્રભા, પ્રિયંવદા, દેવકન્યા, અને મુનિપુત્રિયોનાં અંતઃકરણો બિલાડાની મનુષ્યના જેવી વાણી સાંભળવાથીજ આશ્ચર્યમાં મગ્ન હતાં એટલામાં તો ઈંદ્રજાળ હોય નહિ જાણે એમ ક્ષણમાત્રમાંજ તે બિલાડો એક ભવ્ય રાજકુમાર થઈ રહ્યો. રાજકુમારને જોતાંજ સર્વેને આશ્ચર્ય, સંભ્રમ, અને ભય પ્રાપ્ત થયો. આવી રીતે સંભ્રમ અને ભયથી આકુલ થયેલાં સર્વેનાં અંતઃકરણ જોઈ રાજકુમાર બોલ્યો કે 'માતા ચંદ્રપ્રભા, માતા પ્રિયંવદા, માન્ય દેવકન્યાઓ અને પૂજ્ય મુનિપુત્રિયો ! આપ કાંઈજ સંભ્રમ કે ભય પામશો નહીં. આ માણસ પણ આપના વર્ગનુંજ અને આપનાં સુખદુઃખનું સરખું ભાગ લેનાર છે.' આવાં તેનાં વચન સાંભળી ચંદ્રપ્રભા આનંદસહિત બોલી કે 'આપની આકૃતિથીજ અમારાં અંતઃકરણ નિર્ભય અને વિશ્વાસવાળાં થાય છે તોપણ એક ક્ષણની અગાઊ આપની જુદીજ અવસ્થા હતી અને આ વિદ્યમાન ક્ષણમાં જુદીજ અવસ્થા પ્રાપ્ત થઈ છે. આ જોતાં કેને આશ્ચર્ય ન થાય, કેને સંભ્રમ ન થાય અને કેને ભય ન થાય! માટે અમારાં આર્ય ગુરૂજનોને તેડાવી તેની સમક્ષ હું આપનું વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું.' રાજકુમારે કહ્યું કે 'માતા ચંદ્રપ્રભા ! આપનું કેહેવું યથાર્થ છે. વૃદ્ધજનોમાં જે જ્ઞાન રહ્યું હોય છે, તે બાલક કે યુવાનલોકોમાં આવતુંજ નથી. વૃદ્ધોવિના ધર્મનું જ્ઞાન મળતું નથી,

વૃદ્ધોવિના કર્મનું જ્ઞાન મળતું નથી, વૃદ્ધોવિના રાજરીતિ જાણી શકાતી નથી, વૃદ્ધોવિના કુલરીતિ જાણી શકાતી નથી, વૃદ્ધોવિના હિતાહિત જાણી શકાતું નથી, વૃદ્ધોવિના સત્યાસત્ય જાણી શકાતું નથી, અને વૃદ્ધોવિના કૃત્યાકૃત્ય જાણી શકાતું નથી. વૃદ્ધોની આંધળી પણ આંખો જે દેખે છે તે જુવાનોની ચળકતી આંખોથી દેખી શકાતું નથી, વૃદ્ધોના બેહેરા પણ કાન જે સાંભળે છે તે જુવાનોના શરવા પણ કાન સાંભળી શકતા નથી, વૃદ્ધોની અવ્યક્ત પણ વાણી જે બોલે છે તે જુવાનોની સ્ફુટ વાણીથી બોલી શકાતું નથી, વૃદ્ધોની જીર્ણ પણ સ્મૃતિશક્તિ જે સ્મરણ રાખે છે તે જુવાનોની નવીન પણ સ્મરણશક્તિથી સ્મરણ રાખી શકાતું નથી; અને વૃદ્ધો વળી-પળીથી વ્યાકુલ હોય છે, જરાથી ધ્રુજતા હોય છે, સાધારણ રૂપવાળા હોય છે, સાદા શૃંગારવાળા હોય છે અને બોલવાની જોવાની કે સાંભળવાની શક્તિવિનાના હોય છે તોપણ તેઓની રાજસભામાં, વિદ્વત્સભામાં, અને જ્ઞાતિ-જાતિના સમાજમાં જે પ્રતિભા પડે છે, તેઓની જે આજ્ઞા પળાય છે, અને તેઓને જે માન આપવામાં આવે છે તેનો સહસ્રાંશ પણ સ્વસ્થ શરીરવાળા, શ્યામ કેશવાળા, ઉત્તમ રૂપવાળા, ઉત્તમ શૃંગારવાળા, સુંદર નેત્રવાળા, સુંદર કાનવાળા, અને ઉત્તમ બોલનારા પણ યુવાન પુરૂષોથી પ્રતિભા મેળવી શકાતી નથી. યુવાનોનું એક પણ વચન કોય આજ્ઞારૂપ ગણી પાળશે? યુવાનોને કોય પણ માન્ય ગણી માન આપશે? કદી નહીં. આ તો માત્ર વૃદ્ધોવિષેજ કહ્યું પણ જેના ઘરમાં ગુરૂજનોજ વૃદ્ધ હોય છે તેનાં તો પુણ્યનો પારજ નહીં, તેનાં ભાગ્યની સીમાજ નહીં, અને તેનાં સુખનો અંતજ નથી એમ હું માનું છું. માટે સુખેથી આપનાં વૃદ્ધ ગુરૂજનોને આહીં બોલાવો, હું પણ નિરંતર તેનું પૂર્વાવસ્થાથી વંદન કરતો પણ આ નવીન અવસ્થાથી વંદન કરી કૃતાર્થ થાઊં.' આવું રાજકુમારનું બોલવું સાંભળી ચંદ્રપ્રભાએ એક મુનિપુત્રિને સમીપની પર્ણકુટિયોમાંથી પોતાનાં ગુરૂજનોને તેડી આવવા કહ્યું ને થોડી વારે તે ચારેય ગુરૂજનો તે સભામાં આવી પહોંચ્યાં, જેને દેખી સહુએ અભ્યુત્થાન

કરી વંદન કર્યું. રાજકુમારે પણ આવીને વંદન કર્યું, જેને આશિર્વાદ આપી તમે કોણ છો એમ પુછવા તેઓ વિચાર કરે છે એટલામાં ચંદ્રપ્રભાની આજ્ઞાથી પ્રિયંવદાએ હાથ જોડી વિનતિ કરી કે 'આર્યજનો! આપ જાણો છો કે યુવરાજ શત્રુશલ્ય જે સમયે ઇંદ્રનીલમણિમય થઇ ગયા, તે સમયે આ દેવકન્યાને અને તેના પ્રિય મિત્રને એક કોઇ યોગીશ્વર વિચિત્ર ખિલાડો આપી ગયા હતા જે આજસુધી ચંદ્રપ્રભા પાસેજ રેહેતો હતો. આજે સભા ભરી સ્ત્રીધર્મવિષે ચંદ્રપ્રભા ભાષણ કરતાં હતાં, જેની સમાપ્તિમાં તે ખિલાડો મનુષ્યના જેવી વાણીથી—

'अयिचंद्रप्रभेचंद्रप्रभेर्ष्यालुशुचिस्मिते' ।

'सौशील्यकीर्तिचंद्रस्तेजीयादाचंद्रतारकं' ॥

આ પ્રમાણે શ્લોક ભણ્યો. હજી તે વાણીથીજ અમે વિસ્મયમાં હતાં, એટલામાં તો તે આ રાજકુમારરૂપ થઇ રહ્યો. હવે તે પ્રથમ કોણ હશે, તેની આવી દશા કેમ થઇ હશે, અને આજે અકસ્માત્ મનુષ્યની આકૃતિ કેમ પ્રાપ્ત થઇ તેવિષે આપની સમક્ષ સાંભળવું એમ વિચારી આપને આંહી પધારવાનો શ્રમ આપેલ છે.' આ પ્રમાણે પ્રિયંવદાનું બોલવું સાંભળી વૃદ્ધ રાજાએ અને પ્રધાને કહ્યું કે 'પ્રિયંવદા! તમને, ચંદ્રપ્રભાને, અને દેવકન્યાને એમજ શોભે છે. હવે અમે પણ તેનું પૂર્વવૃત્તાંત જાણવા આતુર છિયે. ચંદ્રપ્રભા સુખેથી તેને પ્રશ્ન કરે.' આવી ગુરૂજનોની આજ્ઞા થાતાંજ ચંદ્રપ્રભા બોલી કે 'ભદ્રમુખ! આપ કોણ છો, આપને શું કર્મથી આવી નીચ યોનિ પ્રાપ્ત થઇ હતી, અને આજે અકસ્માત્ શું કર્મથી તમને આવી ભવ્ય આકૃતિ પ્રાપ્ત થઇ, તે જાણવા અમારાં ગુરૂજનો અને અમે સર્વ આતુર છિયે. માટે આપ પોતાનું વૃત્તાંત અમને કેહેશો એવી આશા છે.' આ વચનો સાંભળી રાજકુમાર બોલ્યો કે 'માતા ચંદ્રપ્રભા! જો આપને અને આપનાં ગુરૂજનોને સાંભળવાનું કૌતુક છે, તો હું આપ પાસે સર્વ વૃત્તાંત કેહેવા તૈયાર છું. આપનું અજાણ્યું નથી કે ગંધમાદન પ-

વેતની અંદર શિવતપોવન એવે નામે પવિત્ર વન છે, તેમાં હું એક જરાજીર્ણ ભિખારીનો એકજ પુત્ર હતો. એક દિવસે અકસ્માત્ એક નારે આવીને મારા માતાપિતાને સ્વર્ગવાસી કર્યા. હું હજી ઘણીજ નાની વયનો હોવાથી ધાવણવિના મુવા જેવો થઈ ગયો હતો, તોપણ પડતાં પડતા કેટલેક સમયે એક મોટા માર્ગ ઉપર આવી પોહચ્યો, ત્યાં તો શ્રમને લીધે મને મૂર્છા આવી ગઈ. તેટલામા વામદેવ નામે યોગીશ્વર શિવતપોવનમાં જતા હતા તેણે મને દીઠો. ઘણુંકરી મહાત્માઓ નિષ્કારણ કરૂણાવાળા હોય છે તે પ્રમાણે તે મહાત્માને મારી ઉપર કરૂણા આવવાથી તરત મને પોતાના કરકમલમા લીધો. મને તે મહાત્માના હસ્તકમલના સ્પર્શથીજ ભૂખ તરશ ને દુ:ખનું વિસ્મરણ થઈ ગયું. શિવયોગી તો મને ઉપાડી શિવતપોવનમા મહાશિવના દર્શન કરવા ગયા એ મહાત્માના હસ્તકમલમા બેશી મેં જે જે તે તપોવનની શોભા જોઈ તે આ સમયે વર્ણવવાની મારી શક્તિ નથી. શું હું તે વનના વૃક્ષોને વખાણું, કે શું હું તે વનનાં પક્ષિયોને વખાણું, કે શું હું તે વનનાં પશુઓને વખાણું, કે શું હું તે વનના આશ્રમોને વખાણું, કે શું હું તે વનના રેહેનારી મુનિયોને વખાણું, કે શું હું તે વનની મુનિપત્નિયોને વખાણું, કે શું હું તે વનના મુનિબાલકોને વખાણું, કે શું હું તે વનની મુનિકન્યાઓને વખાણું, કે શું હું તે વનના યોગિયોને વખાણું, કે શું હું તે વનના સિદ્ધોને વખાણું ? કોઈ પણ પ્રકારે કાંઈ પણ વખાણી શકાય તેમ નથી. માત્ર અમૃતના મોટા ધ્રોમાં મગ્ન થઈ ગયો હોઉં નહીં જાણે, સમાધિમાં લીન થયો હોઉં નહીં જાણે, અને પરમાનંદપદને પ્રાપ્ત થયો હોઉં નહીં જાણે, તેવો હું થઈ ગયો. અને આગળ એક વિશાળ વડના ઝાડની નીચે પરમ કૃપાળુ પરમેશ્વર પાર્વતીપતિ વિરાજતા હતા, તેના દર્શન થતાં તે પછી મારા આનંદની સીમાજ રહી નહીં. યોગીશ્વર વામદેવે મને એક સુંદર સ્ફાટિકની શિલા ઉપર બેસી પરમ ભક્તિભાવથી શ્રીભગવાન્ ભવાનીવલ્લભના ચરણારવિંદમાં દંડવત્પ્રણામ કરી અનેક પ્રકારની સ્તુતિ કરી, જેની સમાપ્તિમાં "પુત્ર વામદેવ ! તમે ક્યાંથી આવો છો !

રાજાઓ કૌતુક જોવાની ઉચ્છાથી તેની ગુફામાં ગયા અને તેને ત્યાં ઉગ્રતપા મુનિનાં દર્શન થયાં. પૂર્વજન્મમાં દેવપણુથી ભ્રષ્ટકરનાર આ મુનિ છે એમ જો કે જાણતા નથી તો પણ તે તરફ ઇર્ષ્યા ઉત્પન્ન થઈ અને તેને મોહ પમાડવાની ઇચ્છા થઈ. પોતાની પાસે ત્રણ અપ્સરાઓ હતી. વીરસેનપાસે શૃંગારમંજરી એવે નામે અપ્સરા હતી, કીર્તિસેન પાસે લાવણ્યલતિકા એવે નામે અપ્સરા હતી, અને ચિત્રસેનપાસે કલ્હારકલિકા એવે નામે અપ્સરા હતી. જેમ ઉપરના રાજાઓને દેવપણાથી ભ્રષ્ટકરનાર ઉગ્રતપા મહામુનિ હતા તેમજ તે અપ્સરાઓપણ પૂર્વજન્મમાં દેવકન્યાઓ હતી અને તેઓ પણ તે મુનિનાજ શાપથી મનુષ્યયોનિને પ્રાપ્ત થઈ હતી. જેમ રાજાઓને પરસ્પર પ્રીતિ અપ્રતિમ હતી તેમજ આ અપ્સરાઓને પણ પરસ્પર અપ્રતિમ પ્રીતિ હતી. રાજાઓએ બહાર આવી તે અપ્સરાઓ પાસે વાત કરી કે આ પર્વતમાં એક મહામુનિ છે તેને મોહ પમાડવો એવી અમારી ઇચ્છા છે. શૃંગારમંજરીએ કહ્યુંકે મહારાજ આપની આજ્ઞાને આધીન છિયે, પરંતુ કોયપણ અસત્કર્મ કરવાથી સારૂં પરિણામ નથી માટે એ વિચાર બંધ રાખો તો સારૂં છે. લાવણ્યલતિકા બોલી કે મારી બેન શૃંગારમંજરી જે કેહે છે તે વાતને હું અક્ષરેઅક્ષર મળતી છું. તે તપસ્વીનાં તપનો ભંગ કરવાથી આપણને શું લાભ મળવાનો છે? માત્ર કાં તો તેનાથી આપણને શાપ મળશે. કદી શાપ નહિ મળે ને મોહ પામશે તો પણ સન્માર્ગે ચાલતાં એક માણસને બુદ્ધિપૂર્વક અસન્માર્ગમાં પાડવાની પ્રેરણા કરવાથી કાંઈ ઓછું પાપ આપણને લાગશે નહીં. માટે આપજેવા પવિત્ર રાજાઓએ એ કરવા જેવું કામ નથી. કલ્હારકલિકા બોલી કે આપ ત્રણેય જણ સર્વ જાણવા લાયક પદાર્થ જાણી ચુકા છો આપજેવા વિદ્વાનોપાસે અમ જેવી અલ્પજ્ઞ અબલાઓને કાંઈ પણ બોલવાનો અધિકારજ નથી, તો પણ આપની કૃપાથી હું બોલવા રજા લઊં છું. જો કદી મારાં બોલવામાં અવિવેક જાણવામાં આવે તો આપ ક્ષમા કરશો એવો આપની સ્વાભાવિક કરૂણાનો ભરોસો છે. આપનું અજાણ્યું નથી કે

પ્રાચીન અને અર્વાચીન સર્વ મહાત્માઓનો એવો મત છે કે કોય પણ પુરૂષે કાંઈ પણ પ્રવૃત્તિ કરવી તે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ કેવાય છે તેમાંથી એક પણ પુરૂષાર્થ સિદ્ધ થાતો હોય તેવી કરવી જોઈએ. આપને હું પુછું છું કે આપ જે તે તપસ્વિના તપનો ભંગ કરવા ઈચ્છો છો, તેથી શું તમને ધર્મની પ્રાપ્તિ થશે, કે શું તેથી તમને અર્થની પ્રાપ્તિ થાશે, કે તેથી શું તમને કામની પ્રાપ્તિ થાશે, કે તેથી શું તમને મોક્ષની પ્રાપ્તિ થાશે? ખરી રીતે વિચારિયે તો ઉલટો તેથી અધર્મ અને અનર્થની પ્રાપ્તિ થાશે, કામનો નાશ થશે ને મોક્ષની તો આશાજ શેની રાખવી. આપના પોતાના અવશ્ય કર્તવ્યોનો ત્યાગ કરી આવા અકૃત્યોમાં આપ ત્રણેય જણનું અંતઃકરણ ખેંચાય છે એનો પરિણામ ખરે કાંઈ દુઃખદ આવવાનો છે. માટે એ દુરાગ્રહ છોડી જેમ બને તેમ આ સ્થલ મેલીને દૂર જવું એ વધારે આપણ સર્વનું હિતકારક છે. એટલુ બોલી કલ્હારકલિકાએ બોલવું બંધ કર્યું. વીરસેન, કીર્તિસેન, અને ચિત્રસેન ક્ષણમાત્ર કાંઈ વિચારી બોલ્યા કે, તમારૂં ત્રણેયનું બોલવું યથાર્થ છે. સર્વ પ્રકારે તમારૂં બોલવું વખાણવા લાયક છે, સર્વ પ્રકારે તમારૂં કેહેવું માનવા લાયક છે અને સર્વ પ્રકારે તમારૂં બોલવું અમને ગમતું છે. અમે સારી રીતે જાણિયે છિયે કે કોયનું પણ અહિત કરવામાં કોય દિવસ પરિણામ સારૂં આવતુંજ નથી. તેમ જે કૃત્યમાં અમારો આગ્રહ થયો છે તેથી કોય પ્રકારનો અમારો સ્વાર્થ થવાનો નથી, તેમ છતાં દૈવ જાણે કાંઈ તેવું ભાવિ છે, કે દૈવ જાણે તે યોગી સાથે કાંઈ અમારે પુર્વજન્મનું વૈર છે, કે દૈવ જાણે તેનાથી આપણને પરાભવ થવાનો છે, તે જાણી શકાતું નથી, પણ અમારાં મનને ગમે તેટલું સમજાવિયે છિયે પણ તેના તપનો ભંગ કરવામાંજ પ્રવૃત્ત થાય છે. માટે ગમે તો તેમાંથી અમારૂં પ્રિય થાય કે અપ્રિય થાય, ગમે તો તેમાંથી અમારૂં હિત થાય કે અહિત થાય, અને ગમે તો તેમાંથી અમને લાભ થાય કે હાનિ થાય, તો પણ તમારો ધર્મ એ છે કે જેવી અમારી ઇચ્છા હોય તે પ્રમાણે વર્તવું. માટે જો અમને તમે પરમ

પ્રિય ગણતાં હો, જો અમને તમે રાજી રાખવા ઇચ્છતાં હો, અને જો અમારી આજ્ઞા તમે ઉલ્લંઘન ન કરતાં હો, તો અમે કહિયે છિયે કે તમે તે ગુફામાં જાઓ અને ગમે તો સર્વ મળીને અને ગમે તો એક પછી એક એમ તે મુનિને મોહ પમાડો. આ પ્રમાણે વીરસેન, કીર્તિસેન અને ચિત્રસેનનાં વચન સાંભળી શૃંગારમંજરી બોલી કે, આપની આજ્ઞાને આ માણસ આધીનજ છે, જેમ આપ આજ્ઞા કરો છો તેમજ કરવા તયાર છે, ને પોતાના પ્રાણ જતાં સુધી પણ આપનું ધારેલ કામ પાર પાડવા તે ચુકશે નહીં; પણ હૃદયમાં થતા ત્રાસથી, અંતઃકરણથી આવતા અનુત્સાહથી, અને શરીરમાં પૃથ્વીમાં અને અંતરીક્ષમાં આ વખતે દેખાતાં દુર્નિમિત્તથી એમ જણાય છે કે આમાંથી પરિણામ સારૂં નહીંજ થાય. અમે ત્રણેય સાથે જઇએ છિયે, અમારા પ્રયાસમાં અમે કશી રીતે ન્યૂનતા નહીં રાખિયે પણ જો કદી તે મહામુનિ મોહ ન પામતાં અમને પોતાના ક્રોધાગ્નિની આહુતિરૂપ કરે તો પણ તે આપનું કાર્ય કરતાં અમારૂં મરણ તો મંગલરૂપ ગણિયે છિયે, તે વિષે અમને બિલકુલ ખેદ નથી, પણ અમારી પ્રાર્થના એટલીજ છે કે જો અમારૂં પાછું આવવું ન થાય તો તમારે તરત આ પ્રદેશ છોડી જવું રેહેવું. જો તેમ નહીં કરો તો તે મુનિરાજ આપને પણ પરાભવ કર્યા વગર રેશે નહીં. આવું બોલવાથી અમે ઉત્સાહ રહિત છિએ એમ નહીં ગણશો. અમે ત્રણમાંથી એકપણ જીવતી રેશે તો તેને વશ કર્યા વગર રેશે નહીં. ટુંકામાં એટલુંજ કે કાંતો આજથી બીજે દિવસ તેને વશ કરી આપની પાસે હાજર કરશું પણ જો ત્રીજે દિવસ અમે આંહી ન આવિયે તો અમારી વાટ ન જોતાં તમારે તરત આ પ્રદેશ છોડી દેવો; એ વિષે અમને વચન આપો તો અમે જઇએ. શૃંગારમંજરીના આવા આગ્રહથી તે રાજાઓએ તેવું વચન આપ્યું એટલે ત્રણેય અપ્સરાઓ ત્યાંથી રાજાઓને પ્રણામ કરી ચાલી નીકળી.

(અપૂર્ણ.)

# आजे कलियुग छे के सत्ययुग?

આપણો ઉદય તો હવે અતિ ઉતાવળે થતો માટયો એમ સહુએ દેખિયે છિયે, માનિયે છિયે અને કહીએ છિયે, કેમકે અનેક ભાષા થોડી કે ઘણી ભણિયે છિયે, ભણીને ઉંચો અધિકાર પામિયે છિયે, ઉંચો અધિકાર પામીને કીર્ત્તિ વધારિયે છિયે, નાના પ્રકારના પદાર્થો પ્રતિદિવસ નવા નવા થતા જાય છે તેને શક્તિપ્રમાણે સંપાદન કરિયે છિયે અને કોઇ વાતની ન્યૂનતા જોતા નથી. જો કોઈ સ્વતંત્ર સુધરેલા પુરૂષને પુછશું તો તે આ કળિયુગ છતાં એમજ ઉત્તર આપશે કે હાલનો કાળ સત્યયુગ છે. સત્યયુગમા ઉદય હોય એ વાત સંભવિત છે. હવે આપણે સર્વ રીતે લક્ષ પોચાડી વિચારવું જોઇએ કે આ સત્યયુગ છે કે નહિ અને આપણો ઉદય છે કે નહિ સંસ્કૃતનો નિયમ પ્રમાણે તો આ કળિયુગજ ચાલે છે અને પ્રતિદિવસે ઉદયને બદલે અસ્ત થતો જાય છે. સત્યયુગમા અસત્ય માત્ર ન હોવું જોઇએ તેને બદલે આજે ચારેકોર અસત્ય જોવામા આવે છે. સત્યયુગમા અંતઃકરણ નિર્મળ જોઇએ તો આજ ચારેકોર મલિન જોવામા આવે છે. સત્યયુગમા કોઇ પણ પ્રાણીને પરસ્પર વેર ન જોઇએ તો આજે મનુષ્યસુધા સઘળા પ્રાણિયોમા વેર જોવામા આવે છે. સત્યયુગમાં દયા, દાન, ધ્યાન, અને ઈશ્વરનું આરાધન જોઇએ તો આજે નિર્દયપણું, કૃપણપણું, ચિત્તનું વિકળપણું અને ઈશ્વરપર અનાસ્થા જોવામા આવે છે. સત્યયુગમા સર્વને સુખશાંતિ જોઇએ તો આજે સહુએ વિવિધતાપથી તપ્યા કરે છે અને આધિ વ્યાધિ ને ઉપાધિમા બુડયા રહે છે. સત્યયુગમાં અભેદપણું જોઇએ તો આજે સર્વ ઠેકાણે ભેદબુદ્ધિ દેખાય છે. સત્યયુગમાં વિશ્વાસ જોઇએ તો આજે સઘળે અવિશ્વાસ વર્ત્તે છે. એમ જે જે ગુણો સત્યયુગમા જોઇએ તેને બદલે આજે અવગુણો દષ્ટિએ દેખાય છે ત્યારે આપણે આ કાળને કળિયુગ કેમ ન માનવો? કોઇ કેહેશે કે મનુષ્યથી ન થઈ શકે એવા મનુષ્યેજ બનાવેલા આગગાડી, આગબોટ, ટેલી-

ફોન, તાર અને કાપડનાં કારખાના ચલાવે તેવા યંત્રોથી આપણે અનેક સુખ પામિયે છિયે એ શું ઓછું છે? થોડા દિવસ ચાલતા શોધને પ્રતાપે આપણે વિમાનમાં બેશીને આકાશમાં ઉડશું અને દૂર રહેલા સંબંધીનું ચિત્ર વિજળીના યંત્રમાં ક્ષણવારમાં દેખશું, એ કાંઈ થોડી દેવતાઈ ક્રિયા છે? પુરૂષો પણ વિદ્યામાં પાછળ પડતા હતા તેને બદલે સ્ત્રિયો પણ આજે મહાકુશળ થવા લાગી છે ત્યારે શું તે ઓછું આનંદદાયક કેહેવાય? ઉત્તરમાં અમે પણ તે સઘળું કબુલ કરિયે છિયે કે સઘળું તેમ છે. પણ કળિયુગ મટીને સત્યયુગ થઈ ગયો કહિએ તેવી સ્થિતિ થવાને હજી ઘણો કાળ જોઇએ. વ્યવહાર-દૃષ્ટિથી ઉદય દેખાય છે પણ એ ઉદયમાં પરિણામે હાનિ કેટલી છે તે વિચારવાથી જણાઈ રહે છે. કાળમાં ફેરફાર થવો એ મનુષ્યનું કૃત્ય નથી. જ્યારે કાળમાં ફેરફાર થવાનો હોય ત્યારે મનુષ્ય સઘળાંના અંત:કરણોમાં પણ ફેરફાર થવા માંડે છે. હજી સુધી મનુષ્યોનાં અંતઃકરણોમાં મલિનતા ઘણી ભરી છે. ભણેલાં સ્ત્રીપુરૂષો મર્યાદા તે શું કેહેવાય, વિદ્યા તે શું કેહેવાય અને ધર્મ તે શું કેહેવાય એ વિષે કશું જાણતાં નથી. જે જાણે છે તેને આજે સત્યયુગ છે એમ કેહેવાને અડચણ નથી, પણ તેવી સંખ્યા ઘણી થોડી હોવાથી તે કશી ગણતીમાં નથી. માટે એટલી સંખ્યાનાં સદાચરણ કે નિર્મળતા ઉપરથી સઘળાં મનુષ્યોમાં સદ્ગુણની સંભાવના થાય નહીં. જ્યારે મનુષ્યો આયુષ્ય પૂર્ણ ભોગવવા માંડે, અકાળ મૃત્યુ મટવા માંડે, પાપનો પ્રચાર ઘટવા માંડે, મલિનપણું તજવા માંડે, ધર્મ અને મર્યાદા સાચવવા માંડે, દુઃખ સર્વને ન દેખવા લાગે, છળકપટને છોડવા લાગે, પુણ્યને પંથે દોડવા લાગે, જગદીશ્વરમાં મન જોડવા લાગે, સદાચારમાં ચિત્ત ચોડવા લાગે, દુષ્ટ દુર્ગુણોને તજવા લાગે, અને સર્વ સદ્ગુણોને સેવવા લાગે, ત્યારે કલિયુગનો અંત અને સત્યયુગનો આરંભ થવા લાગ્યો કેહેવાય. ગુણકર્મ ફર્યાવિના યુગ ફરવાનો સંભવ નથીજ અને યુગ ફર્યાવિનાં ગુણકર્મ ફરવાનો સંભવ નથીજ, એ બેયને પરસ્પરાશ્રય છે.

# आर्य धर्मप्रकाश.

THE

# ARYA DHARMAPRAKASH.

पुस्तक ११ मुं.

संवत् १९३९.

---

पुष्पिताग्रा.

अयिभवजलधौवतार्द्धमग्ना दलदखिलावयवानृकायनौका ।
इयमिहममतांविहायतत्त्वं त्वरतरधर्मकलाश्रयेणपारं ॥ १ ॥



છપાવી પ્રકટ કરનાર,

**વેદધર્મસભાની કાર્યભારમંડળી.**

---

**મુંબઈમધ્યે;**

ઓરિયન્ટલ છાપખાનામા છાપ્યુ.

---

સને ૧૮૮૩ ઈસવી

## લવિક્રીડિત.

ઇચ્છે તો પલવારમાં પ્રલય આ સંસારનો આદરે,
ઇચ્છે તો પલવારમાં અખિલને ઉત્પન્ન પાછું કરે;
એ વિશ્વેશ્વર દીનનાથ સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

# अनुक्रमणिका.

## पुस्तक ११ मुं संवत् १९३९

## નીચે લખેલા સદ્ગૃહસ્થોના નાણાં અમને પહોંચ્યાં છે.

| | | | | |
|---|---|---|---|---|
| શેઠ રામજી પુરૂષોત્તમના ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| ડાક્તરસાહેબ અમીદાસ મનજીના ... | ૧૯૩૮-૩૯ના | ૩ | ૯ | ૦ |
| શેઠ રતનશી ઠક્કરના ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| આપ કે પ્રૌઢપ્રતાપ મહારાજાધિરાજ જામશ્રી, વિભાજી બહાદુરના | ૧૯૩૭ ૩૮-૩૯ ના | ૫ | ૭ | ૦ |
| રા. રા. જેઠાભાઈ ત્રીકમદાસના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| મે. નાગણભારથી જશવંતભારથીના ... | ૧૯૩૮-૩૯ના | ૩ | ૯ | ૦ |
| સોની ગોરધનદાસ મગનલાલના ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. રા. ભીમજીભાઈ મોરારજીના ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| રા. માનશંકર લક્ષ્મીશંકરના ... ... | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| રા. હરિશંકર પોદલજીના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| બાવા શ્રીકૃષ્ણદાસજીના ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| શેઠ છબિલલાલ છગનલાલ એફ. ડી. ના ... | ચાલતી સાલ પેટે | ૧ | ૧૧ | ૦ |
| વિદ્યાર્થી દવે જીવરામ હરિશંકરના...... | ૧૯૩૮ તથા ૩૯ પેટે | ૧ | ૧૪ | ૦ |

---

### સૂચના.

સુજ્ઞગૃહસ્થો! વર્ષ પુરૂં થઈ ગયું છે માટે જેમનું બાકી હોય તેમણે લવાજમ વેળાસર મોકલાવવા કૃપા કરવી.

તંત્રી.

## સૂચના.

શ્રીમદ્ભાગવતભાષાંતર—નામનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિને મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે. તેમાં શ્રીમદ્ ભાગવતનો યથાર્થ અર્થ વિસ્તારથી લખવામાં આવે છે. વર્ષ બીજું ૧૯૩૯ ના આશાડ માસથી શરૂ થયું છે તે ૧૯૪૦ ના જેઠ માસે પૂર્ણ થશે ઘણું કરીને આશરે ત્રણ વર્ષ આ ચોપાનિયું ચાલશે. કિંમત અગાઉથી રૂ. ૩, બહારગામવાળાને ટપાલખર્ચ આના ૬ વધારે પડે છે. ડેમી પાંચ ફારમનું સારા ટાઇપમાં ને ગોઠા કદમાં નીકળે છે.

આર્યધર્મપ્રકાશ—નામનું ત્રણ ફારમનું માસિક ચોપાનિયું પ્રત્યેક હિંદુ મહિનાની પેહેલી તિથિયે મુંબઈ વેદધર્મસભા તરફથી પ્રકટ થાય છે તેમાં ધર્મસંબંધી, વ્યવહારસંબંધી અને ઉપદેશાત્મક વિષયો આવે છે. મૂલ્ય વર્ષ ૧ નો અગાઉથી રૂ. ૧||. બહારગામવાળાએ ત્રણ આના વધારે મોકલવા. વર્ષ કાર્તિકથી શરૂ થઈ આશ્વિનમાસે પૂરૂં થાય છે.

### વેચવાનાં પુસ્તકો.

| | |
|---|---|
| प्रबोधचंद्रोदय नाटक (ગુજરાતી) ટપાલ ખર્ચસુધાં મૂલ્ય | ૦-૧૧-૦ |
| पेहेली चोपडी (ચિત્રથી છોકરાંને બોધ થાય તેવી) ટપાલ ખર્ચ સુધાં મૂલ્ય ... ... ... | ૦- ૧-૬ |
| पंचीकरण सटीक श्रीरामगुरुकृत ... " | ૧- ૨-૦ |
| विपत्तिविषेना पत्रनुं भाषांतर ... " | ૦- ૬-૬ |

આ ચોપાનિયાવિષે કોઈને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ લુહેશ્વર નજીક પ્રીરંગીના દેવળપાસે ઘર નંબર ૧૭ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ, તંત્રી.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

पुस्तक १२ मुं कार्त्तिक, संवत् १९४७ ना अंक ८ मो

## वसंततिलका.

अये मनोहरिण ते विषयाधकूपा-
श्रितादुरंतदववह्निदिशाश्च पार्श्वे ॥
धर्मेच कालशबरस्त्व देवार्यधर्मा-
रण्यं समाश्रय शरण्यमचिन्त्यसौख्यं ॥ १ ॥



છપાવી પ્રસિદ્ધ કરનાર,
વેદધર્મસભાની કાર્યભાગમંડળી.
મુંબઇમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૩ ઈસ્વી

मूल्य वर्ष १ नो रु १॥ अगाउथीज.
टपालखर्च आना २ जुदु.

## અનુક્રમણિકા.



### શાર્દૂલવિક્રીડિત.

દાખે દેવ અનેક દીનજનને દાડી દયા દૃષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સત્કર્મને આપજો.

### નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. | પ. |
|---|---|---|---|---|
| સ્વદેશાનુરાગીના ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. દેશાઈ પોપટ ઉરફે ભવાનીપ્રસાદના ૩૯ ની | સાલસુધીને પેટે | ૫ | ૦ | ૦ |
| રા. શિવશંકર મુકુંદજી ઉપાધ્યાના ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. વોરા હરિસીંહજી ઝવેરના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. રા. વલભદાસ રવજી વકીલના ... | ૧૯૩૮-૩૯ ના | ૩ | ૯ | ૦ |
| પારેખ વ્રજલાલ દામોદરદાસના ... ... | ૧૯૩૮-૩૯ ના | ૧ | ૧૫ | ૬ |
| ડા. દેવજી ભીમજીના ... ... ... | ” | ૩ | ૬ | ૦ |
| રા. સાંકરલાલ અમૃતલાલના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. કાનજી ધર્મસીના ... ... ... | ” | ૧ | ૮ | ૦ |
| શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર ... ... | ” | ૧ | ૧૧ | ૦ |
| દા. પુરૂષોત્તમ અમોઘજીના બે કાપીના ... | ” | ૩ | ૦ | ૦ |
| અખંડપ્રતાપ ઠાકોરશ્રી હિમતસિંહજી રાયસિંહજીના ૩૭ થી ૩૯ | સુધી ના | ૫ | ૭ | ૦ |
| રા. રા. જગન્નાથ ઇચ્છારામના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |

દવે જીવરામ હરિશંકરના ગયા અંકમાં ૩૯ના લખ્યાણાછે તે ૪૦ના છે

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું  કાર્તિક, સંવત્ ૧૯૪૦.  અંક ૧ લો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिंतामग्नः परमेब्रह्मणिकोपिनलग्नः * ॥ १२ ॥

બાળક હોય ત્યાસુધી રમતમાં આસક્ત રહે છે, યુવા હોય ત્યાસુધી યુવતીમાં પ્રીતિવાન્ રહે છે અને વૃદ્ધ હોય ત્યાસુધી ચિંતામાં બુડી રહે છે, એમ ઉતમ બ્રહ્મસ્વરૂપમાં કોઈ પણ મગ્ન થયો નહી !

મનુષ્યજન્મ ધારણ કરવા માટે જ્યારે જીવ માતાના ઉદરમા આવે છે ત્યારે તેને પૂર્વજન્મનું સ્મરણ થાય છે તેથી અને ગર્ભવાસના દુખથી બહુ પશ્ચાત્તાપ થાય છે અને તેથી કરી એવી ભયંકર સ્થિતિમાંથી છૂટવામાટે ઈશ્વરની સ્તુતિ કરે છે. માતાના ઉદરમા ઉંધે માથે લટકતો જીવ કેવી રીતે બંધનમાથી છુટવાને ઈશ્વરની પ્રાર્થના કરે છે તેવિષે શ્રીભાગવતમા કપિલદેવજી પોતાના માતા દેવહૂતિને આ પ્રમાણે કહે છે.

"શરણાગત જગત્‌ની રક્ષા કરવા માટે અનેક પ્રકારના અવતાર

---

* તેનાજ અભિપ્રાયમાં હરિગીત છંદ

રમવાવિષે રાચી રહે છે હોય બાળક જ્યાસુધી,
તરૂણીવિષે તાકી રહે છે, તરૂણ રે'છે ત્યાસુધી,
બૂઢા રહે છે ત્યાસુધી ચિંતાચિતા તજતા નથી,
નહિ કોઇ પણ ભગવાન ઉત્તમ બ્રહ્મને ભજતા નથી ! ૧૨

ધરનાર શ્રીકૃષ્ણ ભગવાનના પૃથ્વી ઉપર ચાલતા અને જેમાં કોઇ પ્રકારે ભય નથી એવા ચરણારવિંદની શરણે જાઉં છું, કે જે ભગવાને હું કે જે પાપી છું તેને ન ઘટે એવો આ ગર્ભવાસ આપ્યો છે. આ માતાના શરીરમાં પંચભૂત, ઈંદ્રિય અને અંતઃકરણરૂપ માયાને (દેહાકારપણાને) પામીને હું જાણે કર્મથી બંધાઇ ગયો હોઊં એવી રીતે રહ્યો છું તે, હવે શુદ્ધ, નિર્વિકાર, અખંડ જ્ઞાનસ્વરૂપ અને આ તપતા હૃદયમાં જણાતા પરમેશ્વરને નમસ્કાર કરૂં છું. ખોટી રીતે ઈંદ્રિય, ગુણ, પંચભૂત અને ચિદાભાસરૂપે થયેલો હું કે જે પંચભૂતથી થયેલા શરીરમાં ખોટી રીતે ઢંકાઇ રહેલો છું તે, શરીરથી અખંડિત, પ્રકૃતિપુરૂષના નિયંતા અને સર્વજ્ઞ એ પરમેશ્વરને નમું છું. જેની માયાથી સ્વરૂપની ભૂલ થતાં ઘણા ગુણ અને કર્મથી બંધાયેલા આ સંસારના માર્ગમાં ઘણાં દુઃખથી ફરતો આ જીવ, તે ઈશ્વરના અનુગ્રહવિના બીજી કંઇ યુક્તિથી પોતાનાં સ્વરૂપને પામે ? આ ત્રણે કાળનું મને જ્ઞાન થયું છે તે આપનાર કોણ ? એતો સ્થાવરજંગમોમાં અંતર્યામીરૂપે રહેલા ઈશ્વરજ. એટલામાટે જીવ પદવીને પામેલો હું ત્રણે તાપ ટાળવાને માટે તેનેજ ભજું. માતાના શરીરરૂપ ગુફામાં લોહી વિષ્ટા અને મૂત્રના ખાડામાં પડેલા, બહુજ દુઃખી થતા અને અહીંથી (ગર્ભવાસમાંથી) નીકળવા માટે પોતાના મહિનાઓને ગણતા આ કંગાલ જીવને હે પરમેશ્વર ! ક્યારે બહાર કહાડવામાં આવશે ? જે આપ જેવા મહાદયાળુએ આ દશ મહિનાના પ્રાણીને આવું જ્ઞાન આપ્યું છે તે આપ કે જે દીનનાથ છો તે પોતે કરેલા ઉપકારથીજ પ્રસન્ન રેહેજો, કેમકે આપના ઉપકારનો બદલો હાથ જોડવા શિવાય કોણ આપી શકે ? બીજા પશુ વિગેરેને તો પોતાનાં શરીરનાં સુખદુઃખનીજ માત્ર ખબર પડે અને હું તો જેણે આપેલા વિવેકથી શમદમઆદિક પળાય એવી સ્થિતિમાં છું તે, ભોક્તાપણાથી અપરોક્ષ દેખાતા આદિપુરૂષને બહાર અને હૃદયમાં પરિપૂર્ણ દેખું છું. હે ઈશ્વર ! હું ઘણાં દુઃખની સ્થિતિમાં છું તો પણ ગર્ભમાંથી બહા ઈચ્છતો નથી; કેમકે બહારના અંધારા કૂવામાં પડેલાને

વ્યાપી જાય છે, કે જેને પછવાડે, દેહાભિમાન અને સ્રીપુત્ર વગેરેના સંબંધો પ્રાપ્ત થાય છે. એટલામાટે હું અહીંજ રહીને ધીરજ રાખી તથા આપના ચરણને હૃદયમાં ધરીને પોતાની બુદ્ધિની સહાયતાવ્રીજ મારો સંસારમાંથી ઉદ્ધાર કરીશ, કે જે રીતે અનેક ગર્ભમાં નિવાસ કરવારૂપ દુઃખ પાછું મને પ્રાપ્ત થશે નહીં."

જ્યાંસુધી ગર્ભમાં હોય ત્યાંસુધી એવું જ્ઞાન રહે છે પણ પછી બહાર નીકળ્યા પછી તે જ્ઞાનનો નાશ થઈ જઈ અતિ અજ્ઞાનની દશા પ્રાપ્ત થાય છે, કે જે દશામાં પરવશપણું ભોગવવું પડે છે. જન્મથી માંડીને મરણપર્યંત જેટલો કાળ કાઢવો જોઈએ તેટલા કાળને શરીરના સંબંધમાં અવસ્થા કહેવાય છે. એ અવસ્થાના ત્રણ ભાગ પાડેલા છે. વિદ્વાનોની કલ્પનાને અનુસરતીજ જાણે કેમ માયાની રચના રચાઈ હોય તેમ જગતમાં જોવામાં આવે છે. જેમ બીજી ત્રિપુટીઓ વિદ્વાનોએ કલ્પેલી છે તેમ આ પણ અવસ્થાની ત્રિપુટી છે. એ ત્રિપુટીના ત્રણે ભાગને ભોગવે એવા કોકજ ભાગ્યશાળી આ ભવાટવીમાં દેખાય છે. હવે અવસ્થાની ત્રિપુટી બાંધીને પહેલા ભાગનું નામ બાલ્યાવસ્થા રાખ્યું, બીજા ભાગનું નામ યુવાવસ્થા, અને ત્રીજાનું નામ વૃદ્ધાવસ્થા રાખ્યું. પહેલી જે બાલ્યાવસ્થા છે તેમાં બીજી પેટાની અવસ્થાનો સમાવેશ થાય છે. જન્મથી માંડીને યુવાવસ્થાનો આરંભ થાય તે પહેલાંની જેટલી અવસ્થા છે તે બાલ્યાવસ્થા છે પણ તેટલા સમયમાં શરીર અને જ્ઞાનના ફેરફારને લીધે બીજી પેટાની અવસ્થાઓ જેવી કે કુમાર, પૌગંડ, કિશોર, એ નામથી કલ્પાએલી છે.—

कौमारंपंचमाब्दांतं पौगंडंदशमावधि ।
कैशोरमापंचदशं यौवनंतुततःपरं ॥

પાંચ વર્ષ સુધી કુમાર અવસ્થા, દશ વર્ષ સુધી પૌગંડ અવસ્થા, પંદર વર્ષ સુધી કિશોર અવસ્થા અને તે ઉપરનાં વર્ષ છે તે યુવાવસ્થાનાં.

સારાંશ કે એ ત્રણે અવસ્થા બાલ્યાવસ્થાનાં ભાગમાં ગણી શ- । છે. જન્મ થયા પછીની એવી સ્થિતિ હોય છે કે બે ત્રણ દિવસ

સુધી ધાવવાની ખબર પણ પડતી નથી. ધીરે ધીરે ભૂખ લાગતી હોય કે ન લાગતી હોય પણ ધાવવાનું શીખે છે. પછી ધીરે ધીરે દુઃખ ન હોય તો રમવું ને દુઃખ હોય તો રડવું એટલું ભાન થાય છે. રડે છે તે પણ આ હું રડું છું એવું જ્ઞાન મુદ્દલ હોતું નથી. ભીની કે સુકી જગ્યામાં અથવા મળમૂત્રવાળી જગ્યામાં કોઇ નાંખી મેલે અથવા તો સુંદર સુવર્ણના પારણામાં સુવાડે તો પણ કશું ભાન હોતું નથી. ક્રમેકરી હસતાં શીખે છે, ભૂખ લાગે એટલે રડતાં શીખે છે, પોતાની માતાને ઓળખતાં શીખે છે અને ઓળખીને તેની પાસે જવાને ઇસારો કરતાં શીખે છે. આ અવસ્થામાં શું તેમને જ્ઞાન હોય? પવિત્ર શું છે, અપવિત્ર શું છે સારૂં શું છે, માઠું શું છે, હું કોણ છું, મારી શી દશા છે અને મારૂં સગું કોણ છે ઇત્યાદિ જ્ઞાન એવી અવસ્થામાં ક્યાંથી હોય. ખરેખર, એ દશા પશુના કરતાં પણ ઓછાં જ્ઞાનની છે. આવી સ્થિતિના બાળકને રાગદ્વેષ કે લાજમર્યાદાનો અંશ પણ હોય નહીં. ક્રમેકરીને પછી બેસતાં શીખે, જરા જરા અન્ન ખાતાં શીખે, રોજના પરિચયનાં મનુષ્યોને ઓળખતાં શીખે, રીખતાં શીખે, સ્વાર્થને લઇને રડતાં શીખે, ઉભું થતાં શીખે અને ચાલતાં શીખે. આ અવસ્થામાં પણ તેની જ્ઞાનશક્તિ ખીલેલી હોતી નથી. ખાવા અને પીવા શિવાય કશું જ્ઞાન હજી સુધી હોતું નથી. વિષ્ટાથી અંગ ભરાઇ રહેલું હોય તો પણ શું-અને સારા સુગંધી પદાર્થથી ખરડાયેલું હોય તો પણ શું. ધીરે ધીરે પરિચયને લીધે પછી રમવા શીખે છે. પછી ખાવાની જણસોનું, રમવાની જણસોનું અને રમતનું ભાન થવા માંડે છે, પછી સંબંધ પ્રમાણે સ્નેહ બંધાય છે ને પછી રમતમાં તલ્લીન થાય છે. ગમે તેટલી વાતો કરવાથી કે ગમે તે આપ્યાથી રમતે વળગેલું છોકરૂં પોતાની રમત કે વાત છોડતું નથી. એ અવસ્થામાં પણ પોતાનું હિત શું છે અને અહિત શું છે, તથા હું કોણ ને મારે શું કરવું જોઇએ, તેનું જ્ઞાન થતું નથી. સદ્ગુણ કે દુર્ગુણ પછી ધીરે ધીરે પ્રવેશ કરવા માંડે છે તથા કામક્રોધાદિક પણ પોતાનું ક્રમેકરી સ્થાન કરવા માંડે છે અને તેની સાથે સાધારણ જ્ઞાનશક્તિ પણ સ્થાપન થવા માંડે છે. ક્રમેકરી 'ક

ખાવાનું, પીવાનું, સારાંનરતાંનું, સગાંસંબંધીનું, અને વ્યવહારનું જ્ઞાન થવા માંડે છે. પછી તો કોઈ મેલાવે તો રમત મેલી અભ્યાસ કરવામાં મન લાગે છે. ૮ વર્ષથી માંડીને ૧૨ કે ૧૪ વર્ષ સુધી ભણીને ઉંચો નંબર મેળવવામાં, વખતે રમવામાં અને ભણી રહ્યા પછી કમાવામાં લક્ષ લાગેલું હોય છે. પછી ધીરે ધીરે ભણતરની ચિંતા ભેળી સગાઈ થવાની અને સ્ત્રી મેળવવાની ચિંતા પેસે છે. ભણીને કમાવું અને સ્ત્રી પરણવી એજ તે વખતનું કર્ત્તવ્ય છે એમ ભાસે છે. આ સમયે જ્ઞાનશક્તિ પૂર્ણ ખીલવા માંડે છે પણ તેના ઉપર અસર અવળી થઈ જવાથી તેનો ઉપયોગ અવળી રીતે થાય છે. આવી રીતે બાલ્યાવસ્થા કશું પણ સાધન કર્યાવિના જાય છે. બાલ્યાવસ્થા તો કદી ઓછી જ્ઞાનશક્તિને લીધે સાધન કર્યાવિના જાય એમ સંભવિત માનિયે પણ યુવાવસ્થા પણ તેમજ જાય છે. પેહેલાં ભણીને ભોગ ભોગવવાની ઇચ્છાથી સ્ત્રી પરણે, પછી છોકરા થાય અને પછી તે સર્વનું પાલનપોષણ કરવા માટે રાતદિવસ ઘાણીના બેલની પેઠે પ્રયત્ન કરી કમાવું પડે. સારાં ભાગ્યે સારે ઘેર અવતાર હોય અને પૈસાવાળાને ત્યાં પુત્રપણું પ્રાપ્ત થયું હોય તો પણ હાયવોયનો કરો ઘટાડો હોતો નથી. એ તો ગરીબ અને તવંગરને સરખી અથવા તો તવંગરને વધારે હોય છે. એમ કરતાં કરતાં કમાતા અને ખાતા-પીતા સમય જાય છે તેમાં કલ્યાણ કરવાનું કશું સુજતું નથી. સ્ત્રીના હાવભાવથી મોહ પામેલું મન સ્ત્રીમય બધું દેખે છે ત્યાં બીજું શું સુજે ? મનુષ્યાવતાર છતા પશુની પેઠે માત્ર યુવાવસ્થામાં આચરણ થાય છે. ત્યાર પછી જેમ જેમ યુવાને ઠેકાણે વૃદ્ધા અવસ્થા આવતી જાય તેમ તેમ વેપારરોજગારમાં નજરે થોડી પડે, સ્ત્રીનો ભાવ ઉતરતો લાગે, તૃષ્ણા વધતી જાય, છોકરાઓ કહ્યું કરે નહીં અને કાંઈ ધાર્યું ઉતરે નહિ તેથી રાતદિવસ ચિંતામાં ને ચિંતામા બળ્યા કરે. આમ આખું આયુષ્ય વહિ જાય. કર્મયોગથી બાલપણમા મરણ ન પામે તો જુવાની જુવે અને જુવાનીમા મરણ ન પામે તો ઘરડપણ જુવે છે. મેરવાની ઘડી સુધી કાંઈ પણ ઉપાય કર્યો ન હોય પછી વધારે વધારે

ચિંતામાં ઘેરાઈને રહે છે. જે સમયે યમના દૂતોનાં દર્શન થાય છે તે સમયે પછી કોઈ કામ નથી લાગતું. કાંઈ પણ પાપપુણ્ય કર્યાં હોય તો આગળ ઉભાં રહે છે. તે પછી પશ્ચાત્તાપ થાય છે પણ આખર વખતે શું કામ લાગે ? જેવો જન્મવા ટાણે થતો પશ્ચાત્તાપ નિષ્ફળ જાય છે તેમ મરવા ટાણે પણ થતો પશ્ચાત્તાપ વૃથા થાય છે.

બાલ્યા, યુવા અને વૃદ્ધા એ ત્રણે અવસ્થામાં જો કે યુવાવસ્થા અનર્થના આશ્રયરૂપ છે તો પણ તે અવસ્થામાં ઇન્દ્રિયોની શક્તિ પરિપૂર્ણ હોવાથી તથા જ્ઞાનશક્તિ તાજી હોવાથી તે ઘણી ઉત્તમ છે. અને તે ઉત્તમ ત્યારે કેહેવાય કે ઈશ્વરને ઓળખવામાં તેનો ઉપયોગ થાય. બાલ્યાવસ્થા કશા કામની નથી કેમકે તેમાં પુરી સમજણ હોતી નથી અને વૃદ્ધાવસ્થા પણ કામની નથી કેમકે તેમાં જ્ઞાનશક્તિ અને ઇન્દ્રિયશક્તિ ઘણું કરી નબળી પડી જાય છે. પણ ખેદની વાત એજ મોટી છે કે સઘળી અવસ્થાને અજ્ઞાની લોકો વૃથા ગાળી નાંખે છે. મોટી મોટી વિદ્યા ભણનારા, ડાહાપણની વાતો કરનારા, દેશપર હુકમ ચલાવનારા અને ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલાઓ પણ આયુષ્ય એળે જવાદે છે ત્યારે બીજાઓની તો શી વાત કેહેવી ?

સદાચાર શીખવો, ન્યાયની રીતે વર્તવું, કર્તવ્યકર્મ સમજવું, ઈશ્વરને ઓળખવો, ધર્મ જાણવો અને વ્યવહારમાં ચતુર થવું એ સર્વ કામ યુવાવસ્થામાંજ સિદ્ધ કરવાનાં છે. એ અવસ્થામાં ન થયાં તો પછી ક્યારે થવાનાં ? કાળની ગતિથી સહુ કોઈ અજાણ છે. માટે પાછળના સમયનો ભરોસો રાખવો તે ખોટો છે. જે કર્યું તે ખરું અને બાકી ખોટું સમજવું. જેઓ જુવાની ભોગવતા હોય તેઓની ઉપર ઈશ્વરની મોટી કૃપા છે એમ સમજવું કેમકે ઘણાએ બિચારા બાલ્યાવસ્થામાં પૂર્ણ અજ્ઞાન દશામાં પરલોકમાં પોચી જાય છે તે પોતાનું કર્તવ્ય કેમ કરી શકે ? ઈશ્વરે કૃપા કરીને યુવાવસ્થા આપી તો તેને સફળ કરી ઈશ્વરને પ્રસન્ન કરવા એ યુવાનોનું કામ છે તે ન થાય તો ઈશ્વરની છતી કૃપાએ અકૃપા સમજવી; કેમકે બાલ્યાવસ્થામાં

કાંઈ ખોટું આચરણ નથી થતું પરંતુ યુવાવસ્થામાં તો હજારો ખોટાં આચરણ થાય છે અને પછી તેથી અસંખ્ય દુઃખ ભોગવવાં પડે છે.

યુવાવસ્થામાં જે કર્તવ્ય છે તે કરી ઈશ્વરને ઓળખી બાકીની હોય તેટલી અવસ્થા આનંદમાં ગાળવી એ ઉત્તમ પ્રકારનું કર્તવ્ય છે. તેમાં કાંઈ પણ ન થયું તો અમૂલ્ય હીરો કાદવના ઢગલામાં ફેંકી દીધા જેવું છે. આ મનુષ્યદેહ પાણીના પરપોટા જેવો ક્ષણભંગુર છે પણ તે અતિ અમૂલ્ય છે. બધા પદાર્થો જડે પણ મનુષ્યશરીર કોઈ પણ પ્રકારે મળી શકતું નથી. એવા શરીરને અજ્ઞાન દશામાં નાશ થઈ જવા દેવું એથી બીજી કઈ હાનિ છે ? આ અમૂલ્ય દેહનું અમૂલ્યપણું તોજ સફળ છે કે જો પોતાનું કર્તવ્ય સમજાઈ, ઈશ્વરને ઓળખાઈ સદાચારથી ચલાઈ ઉત્તમ પદ પમાય. એમ ન થાય તો પછી છતે ઉત્તમપણે તેની ઉપર અધમપણાની છાપ લાગે છે. યુવાવસ્થાજ સર્વ કામને યોગ્ય છે એમ જાણી બીજી અવસ્થાઓને અયોગ્ય નથી ગણી. જેની જે અવસ્થા ચાલતી હોય તેણે તે અવસ્થામાં પોતાના કલ્યાણ માટે અને ઈશ્વર ઓળખવામાટે પ્રયત્ન કરવું જોઈએ. ગઈ અવસ્થાને માટે શોક ન કરવો અને આવતી અવસ્થાનો ભરોસો રાખી બેશી રેહેવું નહી. જુવો, ધ્રુવજી એ પાંચ વર્ષના હતા ત્યારથી ઈશ્વર તરફ તેનું લક્ષ લાગ્યું હતું. તેમજ પ્રહ્લાદજીનું પણ બાલપણથી ઈશ્વરભણી લક્ષ લાગ્યું હતું. એમ કોઈ બાલ્યાવસ્થામાં, કોઈ યુવાવસ્થામાં, અને કોઈ વૃદ્ધાવસ્થામાં ચેતીને ઈશ્વરમાં ચિત્ત લગાડી પરમ કલ્યાણના પાત્ર થયા છે. તો પણ યુવાવસ્થામાં જો થવાય તો કલ્યાણનું પાત્ર થવાને તે અવસ્થા વધારે શક્તિવાળી છે.

પણ જગતની વિચિત્ર રીતિ એવી છે કે-સર્વે મનુષ્યપ્રાણિયોનું બાળકપણું રમતમાં, જુવાની જુવતીમાં અને વૃદ્ધપણું ચિંતામાં ચાલ્યાં જાયછે ને છેવટ કલ્યાણથી વિમુખ રેહેવાય છે. મનુષ્યશરીર સર્વે સાધન કરવાનું સ્થાન છે માટે આવેલો અવસર ન ચૂકવાને ભર્તૃહરિ કહે છે કે—

* यावत्स्वस्यमिदं कलेवरगृहं यावच्चदूरे जरा
यावच्चेंद्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ।
आत्मश्रेयसितावदेव विदुषाकार्यः प्रयत्नोमहान्
प्रोद्दीप्तेभवनेतुकूपखननं प्रत्युद्यमः कीदृशः ॥

જ્યાંસુધી આ શરીરરૂપી ઘર મજબૂત છે, જ્યાંસુધી જર (ઘરડપણ) દૂર છે, જ્યાંસુધી ઈંદ્રિયોની શક્તિ ઓછી થઈ નથી અને જ્યાંસુધી આયુષ્યનો ક્ષય થયો નથી ત્યાંસુધી, વિદ્વાને પોતાન કલ્યાણને માટે મોટું પ્રયત્ન કરવું જોઈએ; કેમકે ઘર સળગે ત્યારે કૂવો ખોદવામાં ઉદ્યમ કરવો તે કેવો કહેવાય ?

આ વાત યથાર્થ છે. જેમ લાઈ લાગે તે સમયે કૂવો ખોદવાની મેહેનત કરવી તે વૃથા છે. તેમ શરીર સ્વસ્થ ન હોય, વૃદ્ધાવસ્થા આવી ગઈ હોય, ઈંદ્રિયશક્તિ ઓછીથઈ ગઈ હોય, અને મોત માથે ફરતું હોય તે સમયે પછી પોતાનું કલ્યાણ કરવાનું પ્રયત્ન કરવું તે વૃથા છે; કેમકે તે સમયે શું થઈ શકે અને શું સૂજે ? આમ છે ખરું તો પણ સાવ કલ્યાણનો વિચાર નહિ કરનારા તે સમયે પણ જેટલો બની શકે તેટલો વિચાર કરે તો તેથી તે વૃથા થાય નહીં. લાઈ લાગ્યા પછી કૂવો ન ખોદાય એ દ્રષ્ટાંતને અનુસરી સર્વ સાધનો સંપૂર્ણ હોય ત્યાંસુધીમાં પોતાના કલ્યાણનું કામ કરી લેવું એ વાત બાળકો અને જુવાનોને અનુકૂળ પડે છે તેથી જેઓ વૃદ્ધ થઈ ગયા હોય તેણે એમ ન જાણવું કે આપણો સમય ગયો છે માટે હવે આપણે કાંઈ ઉદ્યમ ન કરવો. જો કાંઈ પણ આયુષ્યનો ભાગ હોય ને અન્ન

* કેટલાક આમ પાઠ બોલે છે તે ઉચ્ચારમાં સારો લાગે છે. સારાંશમાં કંઈ ફેર નથી.

यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो
यावच्चेंद्रियशक्तिरप्रतिहता यावत्क्षयोनायुषः ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
संदीप्तेभवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥

પન્નાતું હોય તો કલ્યાણનું સાધન કરવા માટે ઘણો સમય છે. અને જે કાંઈ જેને કરવું હશે તે થઈ શકશે. થોડા સમયમાં શું થાય એમ પણ ન વિચારવું, કેમકે થોડા સમયમાં પણ જે ખરાં અંતઃકરણથી કાંઈ થાય તો તે ઘણું થાય છે. બીજી અવસ્થા કરતાં વૃદ્ધાવસ્થામાં ઉપાધિ થોડી હોય છે, એટલે તેમાં નિવૃત્તિનો સમય વધારે મળે છે, તેથી તે સમયમાં જોઈએ તે કરી શકાય છે. તેમ છતાં નથી કરાતું તેનું કારણ એ છે કે બાલ્યા અવસ્થા અને યુવાવસ્થામાં જુદી જાતના સંસ્કારો બેસી ગયા હોય એટલે વૃદ્ધાવસ્થામાં પણ તેવા સંસ્કારને વૃત્તિ છોડતી નથી. એવા સંસ્કાર છૂટી જાય અને સર્વે ચિંતાનો ત્યાગ થાય તો વૃદ્ધાવસ્થા પણ પોતાની સત્તા પ્રમાણે કલ્યાણ કરનારી થાય છે. આટલા માટે વૃદ્ધોએ પણ પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરવું. કાળની ખબર પડતી નથી, તો પણ બાળકોને અને જુવાનોને આવતી અવસ્થાની આશા હોય છે પણ વૃદ્ધોને બીજી મરણ શિવાય એકે અવસ્થા આવવાની ન હોવાથી 'પછી કરશું' એવી આશા રાખવી તે વૃથા છે. આ બોલથી બાળકોએ અને જુવાનોએ એમ ન સમજવું જોઈએ કે આગળ ઉપર અમે કલ્યાણનો વિચાર કરશું. કેમકે કાળની ગતિ બધાને સરખી લાગુ પડે છે. કલ્યાણ કરનારાં કામમાટે એમજ નિરંતર સમજવું જોઈએ કે આપણી એ છેલ્લી અવસ્થા છે અને મૃત્યુના મોમાં પડયા છિયે. આમ વિચારવું લેશ પણ ખોટું નથી એ આપણે હજારો દૃષ્ટિયે પડતા દાખલાથી જાણી શકિયે છિયે. આટલામાટે સમજણા થયેલા બાળકોએ પોતાની ખોટી રમતમા જતી વૃત્તિને રોકી કલ્યાણકારક રમતમાં મન લગાડવું, જુવાનોએ યુવતિયોના અને બાળકોના હાવભાવથી મોહ પામી ગયેલાં ચિત્તને શુદ્ધિમા લાવી સંસારની ખટપટમાંથી નિવૃત્ત કરી તેને કલ્યાણકારક કામમાં લગાડવું અને વૃદ્ધોએ અનેક વ્યવહારની અને ઇચ્છાની ચિંતામાં રોકાયેલી મનોવૃત્તિને સમજાવીને તેને કલ્યાણને માર્ગે ચઢાવવી. એમ કરવાથીજ મનુષ્યજન્મનું સાફલ્ય છે. બાળપણમાંથી જેણે પોતાના કલ્યાણનું કામ

કર્યું તે સહુ કરતાં સરસ ભાગ્યશાળી, યુવાવસ્થામાં કલ્યાણનું સાધન કર્યું તે બાલ્યાવસ્થાવાળા કરતાં ઓછો ભાગ્યશાળી અને વૃદ્ધપણામાં જેણે પોતાનું કલ્યાણ કરવામાં ચિત્ત જોડ્યું તે યુવાવસ્થાવાળા કરતાં ઓછો ભાગ્યશાળી. જેને પોતાનું કલ્યાણ કરવામાં પ્રીતિ થઈ તે ભાગ્યશાળી તો સઘળા ખરાજ, પણ અવસ્થા પ્રમાણે તેનો વર્ગ ચડતો ઉતરતો ગણવો જોઈએ. જેમ બાળકો નિશાળમાં પેહેલો નંબર લેવા માટે પ્રયત્ન કરે છે તેમ આ જગતરૂપી નિશાળમાં સર્વે મનુષ્યોએ પોતાનું કલ્યાણનું સાધન સંપાદન કરવામાં પેહેલો નંબર મેળવવો જોઈએ, કે જેથી ઈશ્વર પ્રસન્ન થાય અને અમૂલ્ય મનુષ્યદેહનો જન્મ સફળ થાય. આચાર્યજીનો હેતુ એજ છે કે સર્વે અવસ્થાવાળાએ ઈશ્વરને ઓળખવામાં આળસુ ન થવું. આથી કરીને ચાલતો સંસારનો વ્યવહાર અટકાવીને બાવા બની બેસવું એમ સમજી લેવાનું નથી. વ્યવહાર સુનીતિથી અને સદાચારથી ચાલે અને આપણું આત્મસાધનપણ થાય એમ સમજવાનું છે. માટે ત્રણે અવસ્થાના મનુષ્યોએ આ વાત લક્ષમાં રાખી એવો ઉપાય કરવો કે ફરીથી કશી કહાકૂટ કરવાનું રહે નહીં.

---

## નવું વર્ષ.

કાળયોગથી અને ઈશ્વરકૃપાથી, વેદધર્મસભાતરફથી પ્રકટ થતાં આ આર્યધર્મપ્રકાશ ચોપાનિયાંને ૧૧ મું વર્ષ ૧૯૩૯ની શાલના આશ્વિન માસે પુરૂં થઈ ૧૨ મું વર્ષ ૧૯૪૦ના કાર્તિક માસથી બેઠું છે. પોતાની ઉપર પ્રીતિ રાખનાર સદ્‌ગૃહસ્થોની યથાયોગ્ય સેવા બજાવવા તેમણે પ્રયત્ન કરી પોતાના ઉદયની વધારે ઈચ્છા ધરાવી છે અને પ્રતિદિવસ તેવીજ રીતે પોતાનું પ્રયત્ન ઈશ્વરસહાયતાથી ચાલુ રાખશે. ગયાં વર્ષમાં વિદુરનીતિ આદિ મોટા વિષયો પૂર્ણ કર્યા છે અને બાકી ચંદ્રપ્રભાચરિત્ર આદિ વિષયો આ વર્ષમાં પૂર્ણ કરવાની ધારણા છે તે શિવાય પણ વિશેષ ઉપયોગી વિષયોની ચૂટણ થઈને તે દાખલ

કરવામાં આવશે. એવિષે આગળથી નિશ્ચયાત્મક લખી શકાય નહીં કેમકે કાળની ગતિ વિચિત્ર છે. જે સમયે જે યથાયોગ્ય બની આવે તે ખરૂં.

વેદધર્મસભાના સભાસદોએ નિરંતરની પેઠે ગઈ શાલમાં યથાયોગ્ય જે આશ્રય આપ્યો છે તેથી તેઓને આ પત્ર આશીર્વાદ આપે છે.

ગયા વર્ષમાં મોરબીવાળા શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે આ પત્રને બહુ આશ્રય આપ્યો છે. એમનો દાખલો લઈ બીજા વિદ્વાનો પણ પોતાથી બનતો આશ્રય આપશે તો તેમનો થોડો ઉપકાર નહિં થાય. પોતામાં રહેલું જ્ઞાન કોઈ પણ રીતિથી બીજાના ઉપયોગમાં આવે એજ તેનું સફળપણું છે. અમે આશા રાખિયેછિયે કે શાસ્ત્રીજી શંકરલાલજી નિરંતરની પેઠે આ વર્ષમાં પણ પૂર્ણ આશ્રય આપતા રહી પોતાની વિદ્વત્તાને શોભાવશે.

વેદધર્મસભા પોતાનો ખરો હેતુ પાર પાડવાને અભ્યંતરથી અતિ પ્રયત્ન કર્યા કરે છે તે ઈશ્વર કૃપાથી ફળીભૂત થવામાં કશો વિલંબ નથી. જગત્માં અસદાચરણથી અવળે પંથે ચડી જતા બિચારા મનુષ્યોના કલ્યાણ માટે ઉત્સાહી વિદ્વાનોએ આગળ પડી નિષ્પક્ષપાતપણાથી આવી સભાની શાખાઓનો જમાવ કરી પોતાનું વિદ્વાનપણું સફળ કરવાની જરૂર અમે જોઈએ છિયે, તો તેમા પણ ઈશ્વર સહાયતા કર્યા વગર નહિ રહે. જગત્માં બીજાનું ભલું થાય એજ પુણ્ય અને બીજાનું બુરૂ થાય એજ પાપ છે, એમ વિદ્વાનો કહે છે. જેમ કે—

'परोपकारःपुण्याय पापायपरपीडनं।'*

એ પ્રમાણે આ પત્ર પણ બીજાના ભલાનેમાટે પોતાથી બનતું પ્રયત્ન કરવા ઉત્સાહથી પાઠકજન પાસે આવે છે તો તેને યોગ્ય આદરસત્કાર મળ્યાવિના રહેશે નહીં એવી આશા છે. ઈશ્વર આ પત્રને અને તેના વાંચનારને દીર્ઘાયુષ્ય કરો કે જેથી બેયના મનોરથ સફળ થાય. (તથાસ્તુ.)

---

* પરોપકાર પુણ્યને માટે છે અને પરને પીડા કરવી તે પાપને માટે છે.

# મીરાબાઈ.

મીરાબાઈએ ઈશ્વરભક્તિ અને ઈશ્વર પ્રેમમાં નિમગ્ન થઈને જેવું કઠોર વ્રત પ્રતિપાલન કર્યું છે, સર્વે પ્રકારના ભોગસુખમાં અભાવ દેખાડીને જેવાં એકાગ્ર ચિત્તથી પોતાના વરણીય દેવતાના ગુણ ગાયા છે, અબલાજાતિમાં તેવો તપસ્વિધર્મ ઘણોખરો દૃષ્ટિગોચર થતો નથી. નીચે લખેલું વૃત્તાંત વાંચ્યાથી તેની ઈશ્વરવિષે નિષ્ઠા અને ભક્તિમાં પરાયણપણું જણાશે.

મીરાબાઈ મેરતા નામના રાજપૂતાનાના એક ન્હાના રાજ્યની એક રાઠોડ વંશના રાજાની કન્યા હતી. મેવાડના રાણા કુંભની સાથે તેનો વિવાહ થયો હતો. કુંભ ૧૪૧૯ ઈસવી સનમાં મેવાડની ગાદીએ બેઠો હતો. મીરા અયોગ્ય માણસની સાથે પરિણય-સૂત્રમાં બંધાઈ નહોતી. સાહસ, પરાક્રમ અને પ્રજાપાલનની ચતુરાઈમાં કુંભ મેવાડના ઈતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. જે ગૌરવસૂર્ય દૃષ-દ્વતી નદીને કિનારે અનંત વિસ્તારવાળા શોણિત (લોહી) સાગરમાં બુડ્યા સરખો થયો હતો, પરાક્રમી પઠાણ-રાહુના પરાક્રમથી જેનો પ્રચંડ પ્રકાશ અંધકારમાં છુપાતો હતો, રાણા કુંભની શક્તિએ તે ધીરે ધીરે સઘળા મેવાડમાં પ્રકાશિત કરી મુક્યો હતો. કુંભે આશરે પચાસ વર્ષ મેવાડની ગાદીઉપર રહીને ઘણાંક સારાં કામ કર્યાં હતાં. તેણે અસામાન્ય પરાક્રમ અને અસામાન્ય સારાં અંતઃકરણથી તે વખતના ઘણાક રાજાઓને પોતાને આધીન કર્યા હતા. ખિલજી વંશના અંતથી કેટલાક, મુસલમાની રાજ્ય દિલ્હીની આધીનતા છોડીને પોતે પ્રધાન થઈ પડ્યા. એઓમાં માળવા અને ગુજરાતના સુબા એકઠા થઈને રાણા કુંભના વિરૂદ્ધમાં લઢવાને તૈયાર થયા. ૧૪૪૦ ઈસવી સનમાં માળવાના વિસ્તીર્ણ પ્રાંતમાં બંને પક્ષમાં મોટું યુદ્ધ થયું. કુંભ એક લાખ સૈન્ય અને ચઉદશો હાથી લઈને લડાઈમાં ઉતર્યો અને ઘણું પરાક્રમ દેખાડીને શત્રુઓને સંપૂર્ણ રૂપથી હરાવીને પોતાની રાજધાની ચિતોડમાં પાછો ગયો. એ યુદ્ધમાં માલવનો અધિપતિ

કુંભનો બંદીવાન થયો. કુંભે હારેલા શત્રુનાઉપર ક્રૂરપણું દેખાડ્યું નહિ. તે વીરધર્મ અને વીરપદ્ધતિના અનુસારથી યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો. વિજયલક્ષ્મીના પ્રસાદરૂપ લાભની આશાથી પરાક્રમની સાથે યુદ્ધ કર્યું હતું. છેલ્લે જય મેળવીને તેણે વીરધર્મનું અપમાન કર્યું નહિ અને તેણે વીરપદ્ધતિની મોટાઇને હલકી કરી નહીં. કુંભે માલવાના અધિપતિને ઘણું ધન આપીને છોડી મેલ્યો. આ ક્રમથી કુંભનું, એક તરફથી જેવું વીરપણું જાહેર થયું છે તેમ બીજી તરફથી સૌજન્ય અને ઉદારપણું પ્રસિદ્ધ થયું છે.

કુંભે મેવાડમાં ઘણાક જયસ્તંભ અને કેટલાક પર્વતઉપર કીલ્લા બનાવ્યા છે. મેવાડની રક્ષા કરવાને માટે જે ચોરાશું કીલ્લા બનાવ્યા છે તેમાંથી ચોરાશ રાણા કુંભના કરાવેલા છે. કુંભમિર (પ્રચલિત નામ કમલમિયર) રાણા કુંભનો અસાધારણ કીર્તિસ્તંભ છે. આ કિલ્લો શત્રુઓથી અભેદ્ય જાણીને ઘણો કાળ રાજસ્થાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. રાણા કુંભના ગુણની મોટાઇ કેવળ એ સઘળાં કામમાંજ પૂરી થતી નથી; સુકવિ અને સુવિદ્વાન્ જાણીને પણ તેની ખ્યાતિ આજે ચોતરફ ફેલાઈ છે. કુંભે બંગીય-કવિ-કુલ શિરોમણિ જયદેવનાં રચેલ ગીતગોવિંદની એક ટીકા તૈયાર કરી છે, પરંતુ એ ટીકા હાલ ઘણુંકરીને મળતી નથી. મીરાંબાઈ કેવી સૌભાગ્યલક્ષ્મીના આશ્રયમાં સોંપાણી હતી, તે જણાવવાનેમાટે આ સુયોદ્ધા સુરાજા અને સુવિદ્વાનના સંબંધમાં એટલી વાત લખવી પડી. મીરાંબાઈ પતિનાં આ સૌભાગ્યસુખનો કેટલો ભાગ ભોગવતી હતી તે હમણાં લખવામાં આવે છે.*

---

* પ્રતાપ નાટકના રચનાર ગણપતરામ રાજારામ ભટ્ટ પોતાના પ્રતાપ નાટકને ૧૬ મે પાને નીચે પ્રમાણે નોટ આપીને લખે છે કે "મીરાંબાઈ એ કુંભારાણાની રાણી હતી એમ ટૉડ સાહેબના ઇતિહાસમાં નોંધાયેલું છે, * * પણ ઉદયપુરના રાજકવિ શામળદાસજીએ દાન પાકો શોધ ગણાજીની સહાયતાથી ચલાવી નવો એક મહાન ઇતિહાસ રચવા માંડયો છે તેમાં આ ભૂલ ભાગી છે. * * મીરાં સાંગા રાણાના પુત્ર ભોજરાજજીની પવિત્ર પત્ની

ભક્તિ હૃદયની સંજીવની શક્તિ છે. જો એક પળ પણ ભક્તિનું કામ મંદ થાય તો હૃદય કરમાયેલ અને ખરી પડેલાં ફૂલના પ્રમાણે અત્યંત શોભા વિનાનું થઈ જાય છે. ભક્તિ નિત્ય ઉર્દ્ધ્વગામિની (ઉંચી જનારી) છે. ગતિ અને ચઢવાના વિષયમાં એ કલ્પનાને પણ નીચી પાડે છે. જેનું હૃદય સર્વદા ભક્તિરસમાં બુડેલું રહેછે, તે માનવ હોવા છતાં પણ દેવલોકનું પવિત્રતમ સુખ ભોગવે છે, અને મનુષ્ય હોવા છતાં દેવતાઓને ભોગવવાના અમૃતનો રસ ચાખે છે. પૃથ્વીમાં જે કંઈ સુંદર છે, જે કંઈ પ્રીતિકારક છે, તે સઘળાં એક સૂત્રમાં ગંઠાઈને નિત્ય તેની સેવા કરે છે. ભક્તિ કદિ પણ કોઈ જાતના પૃથ્વીના મેલમાં મેલી થતી નથી. એ પાણીની નદીને પ્રમાણે નિત્ય સ્વચ્છ છે, સુખ આપનારી છે, અને જીવનને વધારનારી છે. ખરેખરી ભક્તિવાળાં માણસ કદિ પણ નીચપણાના અથવા હીનપણાના કીચડમાં પડતાં નથી. તેઓનું હૃદય સર્વદા નિર્મળ રહે છે. તે પ્રભાતકમળની મનોહર માધુરી જોઈને જેમ આનંદ પામી સુખી થાય છે તેમ અનંત જડ જગતની અનંત શક્તિનો વિકાશ જોઈને પણ આનંદ પામી સુખી થાય છે. મોજાવાળા સાગરનો ભયંકર દેખાવ, ચંચલ વીજળીનો અપૂર્વ પ્રકાશ, ઊંચા પર્વતોના ગંભીર દેખાવ, દિશાઓને બાળતો દાવાનલ, પ્રલયકાળનો ઝંઝા વાયુ ઈત્યાદિમાં તેનું હૃદય તે અનંત શક્તિના અનંત પ્રવાહની સાથે મળી જાય છે. તે સંસારી હોવા છતાં પણ યોગી છે, માનવ હોવા છતાં પણ સ્વર્ગવાસી છે અને સંસારસમુદ્રનો પરપોટો હોવાં છતાં પણ મોટી શક્તિનો અદ્વિતીય આધાર છે. આ નાશવાળા જગતમાં કોઈની સાથે તેની તુલના સંભવતી નથી.

યથાર્થ ભક્તિ એવી પવિત્ર અને વર્ણવી ન શકાય તેવી છે. યથાર્થ ભક્તિમાનનું હૃદય એવું ઉંચી સ્થિતિમાં રહે છે. ભક્તિ અનેક વિપ-

હતી, જે કુંવર પદે હતા તેવામાંજ કૈલાસવાસી થયા હતા. તે મેડતાના ઠાકોર વીરમદેવની પુત્રી, અને અકબર સામે ચિતોડનો રણરંગ જાળવનાર જયમલની બેન હતી." પરંતુ જ્યાંસુધી તે ઇતિહાસ બહાર ન પડે અને જ્યાં સુધી તે પુરવાર ન થાય ત્યાં સુધી કુંભનીપત્ની છે એવું માનવાનાં કારણો છે.

યની તરફ થાય છે, એમાંથી દેવતાની તરફ જે ભક્તિ થાય છે, મીરાબાઈ તેનેજ માટે સઘળાઓની આગળ શ્રદ્ધા અને પ્રીતિ પામે છે. દેવભક્તિ અપૂર્ણને પરિપૂર્ણ અને અસુન્દરને સુંદર કરી શોભાવે છે. માણસ આ જડ જગતમાં ન્હાનો સરખો જીવ છે. દરેક પલમાં એનાં નાશવાન્ શરીરનું સ્થિરપણું નાશ થાય છે. પાણીના મોજા જેમ ઊંચા થઈને પાણીના ગર્ભમાં લય પામે છે, વીજળી જેમ મુહૂર્તમાત્ર ઝબકારો કરીને નવજલધરના સમૂહમા લોપાઈ જાય છે, નાશ થનારૂં મનુષ્યશરીર પણ તેમજ આ નાશ થનારાં જગતમાં થોડો કાળ લીલા કરીને કાલના અનંત પ્રવાહમા લય થાય છે. એનો વિચાર કરીને ભક્તિના આશ્રયથી સહજમા મનુષ્ય પરિપૂર્ણ સચ્ચિદાનંદ પરમાત્મામાં એકાગ્ર ચિત્ત થાય છે. દેખવામાં આવતાં સંસારનાં અસ્થિરપણાનો અને પોતાના શરીરનો નાશવાનપણાનો વિચાર કરીને માણસ પોતાની મેળે અનંત શક્તિમાન દેવતાનુ શરણ લે છે, અને આ દેવભક્તિના બલથી પવિત્ર આનંદનો સ્વાદ મેળવે છે. કોઈ શિખાડતો નથી, કોઈ કેહેતો નથી, તથાપિ આ ભક્તિ માણસને પોતાના ઇષ્ટ દેવનાં સ્વરૂપમાં જોડે છે. એ વાસ્તે સાધના બલવાળી થાય છે અને એ વાસ્તેજ તપશ્ચર્યા મોટી થાય છે. નદી જેમ સાગરની તરફ અવિરામ ગતિથી વેહેતી જાય છે તે પ્રમાણે ભક્તિના પ્રબલ વેગથી સાધના અને તપસ્યા પણ સર્વ શક્તિમાન્ ઈશ્વરની તરફ વહે છે. કોઈ પણ એ સીમાવગરની ભક્તિની ગતિનો અટકાવ કરવામાં સમર્થ થતા નથી. જે શક્તિમા અસીમ છે, દયામાં અસીમ છે, પરિમાણમાં અસીમ છે, અસીમ ભક્તિનો પ્રવાહ જયારે તેને મેળવવાને વાસ્તે વીજળીના વેગને પણ હસી કાઢીને દોડે છે, ત્યારે સંકીર્ણશક્તિ, *સંકીર્ણ બુદ્ધિ અને સંકીર્ણ સીમાવાળું સામાન્ય મનજ કોઈ રીતે તે* પ્રવાહને પોતાની શક્તિને આધીન કરી શકતો નથી. એવી જગ્યા ઉપર માનવી શક્તિ પોતાની મેળે સંકુચિત થઈ જાય છે, અને કાચબાના પ્રમાણે પોતે પોતાને છુપાવે છે.

મીરાબાઈએ આ દેવભક્તિના બલમાં અચલ રહીને વિષયસુખનો

ત્યાગ કર્યો હતો. વિધાતાએ તેને સર્વ પ્રકારથી ગુણસંપન્ન અને સર્વ પ્રકારની સંપત્તિનું અધિપતિપણું આપ્યું હતું, તથાપિ મીરાના ભાગ્યમાં ભોગ-સુખ હતું નહિં. મીરા અત્યંત વિષ્ણુ-ભક્તિપરાયણ હતી. તે પતિને ઘેર જઇને પરમ વૈષ્ણવી થઇ પડી, અને મન સ્થિર રાખી ભક્તિપરાયણ થઇને રણછોડ નામના આરાધ્ય કૃષ્ણ મૂર્ત્તિની આરાધનામાં પ્રવૃત્ત થઇ. પરંતુ એક તરફ તેના સ્વામીના બીજા કુટુંબીઓ શક્તિ-ઉપાસક હતા તેથી પોતાના સ્વામિના ઘરમાં જવા પછી થોડા વખતમાં મીરાની સાથે તેના સસરાનો ધર્મવિષયમાં મોટો વિવાદ આરંભ થયો. મીરાના સસરાએ મીરાને વિષ્ણુની ઉપાસનાથી વિરક્ત અને શક્તિની ઉપાસનામાં પ્રવૃત્ત કરવાની ઘણી મેહેનત કરી. પરંતુ તેની મેહેનત કંઇ પણ ફળી નહિ. મીરાએ ભક્તિના પ્રવાહમાં દેહ છોડ્યો હતો. રાજમાતા તે પ્રવાહને રોકવાને સમર્થ થઇ નહિ. એ વાસ્તે રાજમાતા મીરાને ઘરમાંથી કાહાડી મૂકી. મીરા ઘરમાંથી નીકળી ખરી, પરંતુ ભક્તિથી ખસી નહિં. તેણે જે દિક્ષા લીધી હતી, તેને દૃઢ ભક્તિયોગથી પાળવા લાગી. જણાય છે કે રાણા કુંભે મીરાને રહેવાને માટે જુદી જગ્યા અને ખાવાપીવાને માટે કંઇ રકમ ઠરાવી આપી હતી. ચાહે તેમ હો. મીરા સ્વામીને ઘેરથી દૂર થઇને રણછોડજીની આરાધનામાં તત્પર થઇ. અનેક નિરાશ્રય વૈરાગી તેના આશ્રયમાં રહેવા લાગ્યા. મીરા એવી રીતે નિરાશ્રયની આશ્રય આપનારી થઇને દયા-ધર્મ-પરાયણ તપસ્વિનીના પ્રમાણે કાળ કાઢવા લાગી.

કેટલાક દિવસ ગયા પછી મીરાબાઇ મથુરા અને દ્વારકામાં તીર્થ કરવા ગઇ. કેહેવાય છેકે મીરા જે વખતે દ્વારકામાં હતી, તે વેળાએ રાણાએ પોતાના અધિકારમાં રેહેનારા વૈષ્ણવોઉપર જુલમ કરવાનો આરંભ કર્યો હતો. કેટલાક બ્રાહ્મણોને આ વખતે મીરાને લાવવા વાસ્તે દ્વારકામાં મોકલ્યા હતા. મીરાએ દ્વારકામાંથી નીકળવાની પેહેલાં પોતાના આરાધ્ય દેવની આગળ આજ્ઞા લેવાને વાસ્તે મંદિરમાં જઇને ઉપાસના આરંભી. ઉપાસના સમાપ્ત થઇ રહ્યાથી કૃષ્ણ-મૂર્તિના બે

ભાગ થયા અને મીરાએ તેમાં પ્રવેશ કર્યો એટલે પેહેલાના પ્રમાણે ઉર્ધ્વ થઈ ગઈ." ત્યારથી મીરાબાઈ નિરંતરને માટે નરલોકમાંથી અદરય થઈ ગઈ. હમણાંસુધી મેવાડમાં રણછોડજી નામની કૃષ્ણમૂર્તિની સાથે મીરાબાઈની પૂજા થાય છે. સાધારણ કહે છે કે આ પૂજા રણછોડજીની એકાગ્ર ભક્તિથી મારા બહારથી અદરશ્ય થઈ ગઈ તેનું સ્મરણ રેહેવા માટે છે, શિવાય બીજું કંઈ કારણ નથી.

મીરાબાઈનું બાળપણાથી લઈને મરણ સુધીનું જીવનચરિત્ર કંઈ મળતું નથી. તેના જીવનચરિત્રસંબંધી ઘણુંકરીને સઘળા બનાવ હાલ ઉપકથામાં રહેલા છે. મીરા પરમ સુંદરી હતી. સૌન્દર્યમાં તે વેળાએ ઘણું કરીને કોઈ તેના જેવી ન હોતી, પરંતુ તેના બહારના સૌન્દર્યના કરતાં અંદરનું સૌન્દર્ય અધિક હતું. તેનો જેટલો પરિચય મળ્યો છે, તેનાથીજ ઈશ્વર-ભક્તિ, ઈશ્વર-પ્રેમ અને સ્વાર્થત્યાગનું અસાધારણ ચિન્હ દેખાઈ રહે છે. મીરાએ દેવભક્તિને માટે અતુલ રાજસુખ અને અતુલ ભોગ-વિલાસમાં ઉપેક્ષા દેખાડી હતી. એને માટે તેને કંઈ પણ મનમાં ક્ષોભ થયો નહિ. દૃઢ સાધના અને દૃઢ તપશ્ચર્યામાં તેનું હૃદય હમેશાં પ્રફુલ્લ રહેતું. મીરાબાઈના અદરશ્ય થવાનો બનાવ લોકો કલ્પનામાત્ર અથવા અવિશ્વાસ યોગ્ય ગણો, તથાપિ એનાથી તેની ભક્તિની સાધનાનો ધડો મળે છે. ખરી રીતે મીરાબાઈ પોતાની સાધનાથી ઘણે અંશે સિદ્ધ થઈ હતી, તેના વિષે સંદેહ નથી. આ સાધના અને તપશ્ચર્યાને વાસ્તે તે ઘણાકોની આગળથી દેવીભાવથી પૂજા પામતો આવે છે.

મીરાબાઈ કવિતા કરતી. જેના હૃદયમાં ભક્તિપ્રવાહ વહ્યા કરે છે તેની નસોમાં કવિતાની શક્તિ સહજ ઉત્પન્ન થાય છે. પવિત્ર ભક્તિના મહિમાથી મીરાની કવિતા પણ પાણીના પ્રવાહ પ્રમાણે અવિરલ ધારામાં નીકળતી હતી. મીરાબાઈનાં કરેલાં પદો ઘણા આદરની સાથે વંચાય છે. કોઈ કોઈ ધર્મસંપ્રદાયની ઉપાસનાની પદ્ધતિમાં તેનાં રચેલાં ઘણાંક સંગીત ગવાય છે. રચનાની ચતુરાઈ સિવાય મીરાબાઈ સંગીતશાસ્ત્રમાં પણ સારી પેઠે જાણતી હતી. કેહેવાય છે

કે અતિ પ્રસિદ્ધ મુગલ બાદશાહ અકબર શાહ મીરાબાઈનું અસામાન્ય સંગીતશક્તિનું વર્ણન સાંભળીને પ્રસિદ્ધ સંગીત જાણનાર તાનસેનને સાથે લઈને તેની આગળ ગયો હતો, અને તેના કોમલ કંઠથી નીકળેલું મધુર ગાન સાંભળીને સંતોષ પામ્યો હતો. જણાય છે કે કોઈ ગ્રંથકારે મીરાબાઈને અકબર શાહની વખતમાં થયેલી જાણીને લખ્યું છે એના ઉપરથી એવું બોલાય છે, પરંતુ આ કેહેવું ઠીક જણાતું નથી.

મીરાબાઈ નામનો એક જુદો ધર્મસંપ્રદાય વર્ત્તમાન છે. આ સંપ્રદાયના વૈષ્ણવો મીરાબાઈ અને તેના ઈષ્ટદેવ રણછોડજીને શ્રદ્ધાથી ભજે છે. **હ. ના. હે.**

## चंद्रप्रभाचरित्र.

સાંધણ પાને ૨૮૬.

એ તો કોયનું અજાણ્યું નથી કે જ્યારે જ્યારે જેને જેને જે જે થવાનું હોય છે, ત્યારે ત્યારે તે તે માણસની મનોવૃત્તિમાં અકૃત્ય પણ કૃત્ય જેવું લાગે છે, અહિત પણ હિત જેવું લાગે છે અને હેય પણ ઉપાદેય જેવું લાગે છે. આ પ્રમાણે આ રાજાઓની વૃત્તિમાં પણ આ અવસરે ઉગ્રતપાનું તપ ખંડિત કરવું તે ઉત્તમ કૃત્ય છે એમ ભાસવા લાગ્યું. અપસરાઓએ જો કે પોતાના બુદ્ધિબલપ્રમાણે તેઓના મતથી વિરૂદ્ધ મત બતાવ્યો, પણ છેવટ જો કે તે અહિત છે તો પણ આપણા સ્વામિની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું એમ વિચારી તેઓએ પણ પ્રત્યાગ્રહ છોડી દીધો, ને તે ત્રણેય ધીરે ધીરે તે પર્વતની ગુફાઆગળ આવી પોહોંચી કે જે ગુફાની અંદર ઉગ્રતપામુનિ અતિઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. તેઓ ધીરજ ધરી ઘણાં ઘણાં કષ્ટથી તે ગુફાના અંધકાર ઉતરીને પ્રકાશવાળા પ્રદેશમાં આવી ચારેકોર નજર કરે છે ત્યાં સુંદર સરોવરને કાંઠે એક શિવાલયમાં પદ્માસનવાળી સમાધિની સ્થિતિમાં રહેલા ઉગ્રતપાને જોયા. તેને દેખતાંજ ત્રણેય અપસરા-

ઓનાં જમણાં અંગો ફરકવા લાગાં. હૃદય કંપવા લાગાં અને મનમાં ત્રાસ પડવા લાગો, તો પણ તે ધીરજ ધરી એક દૂરના લતામંડપ નીચે ત્રણેય સખીઓ બેશી કર્તવ્યવિષે વિચાર કરવા લાગી. શૃંગારમંજરી બોલી કે 'મારી વહાલી સખી લાવણ્યલતિકા અને કલ્હારકલિકા ! તમે જાણો છો કે આ તપસ્વિના તપમાં ભંગ પાડવા જતાં આપણા મનોરથોજ ભંગ થવાના છે, હું નથી જાણતી કે આ કોય પૂર્વના પાપનો પરિણામ છે, કે પૂર્વજન્મના વૈરમાથી થયેલો મનોવિકાર છે, કે ભવિતવ્યતાનોજ પ્રભાવ છે; જેથી એ ત્રણેય રાજાઓની એક સમયેજ આ તપસ્વિવિષે આવી ઈર્ષ્યા વગર કારણે ઉત્પન્ન થઈ. ગમે તેમ હોય પણ આપણે તો એમની આજ્ઞા મનવચનકર્મથી પાળવી. કાં તો તેને મોહ પમાડી લઈ જવા ને કાં તો તેના કોપાગ્નિમાં આપણા શરીરની આહુતિ કરવી. એ બે માર્ગવિના હવે ત્રીજો માર્ગ નથી. પણ એકજ સમયે આપણે ત્રણેયજણીએ તેના શાપરૂપ તાપનો અનુભવ કરવો તે કરતાં પ્રથમ એકે જવું, પછી બીજીએ જવું, અને પછી ત્રીજીએ જવું; ને જે છેલ્લી જાય તેણે ગમે તે પ્રકારે કરીને પણ તેને પ્રસન્ન કરી તે રાજાનો અને આપણનો શાપોદ્ધાર માગવો એ આપણું કર્તવ્ય છે. માટે હું પ્રથમ જાઊ છું. તમે બે જણીઓ આ લતામંડપમાં છપાઈ બેશી રહો. મારી શું દશા થાય છે તે જુવો ને પછીથી બીજીએ પણ તેજ પ્રયત્ન કરવું અને તેનું પણ તે પ્રયત્ન નિષ્ફલ જાય તો પછી ત્રીજીએ તેને મોહ કરવાનું પ્રયત્ન છોડી પ્રસન્ન કરવાનું યત્ન કરવું. ઘણું કરી મહાત્માઓ ક્ષણિક રોષવાળા હોય છે માટે તેનો રોષ ઉતરે એટલે પ્રણામ કરી આપણ સર્વેનો અપરાધ ક્ષમા કરાવી ઉદ્ધાર કેમ થાય તે માગવો. મારા તરફ તમે બે જણીઓએ જે માન્યબુદ્ધિ રાખી છે, તે વિષે હું તમારી આભારી છું. ઇશ્વરકૃપાથી તમારું અને તે રાજાઓનું કલ્યાણ થાય એવું હું માગું છું' એમ કહી તેણે તે મુનિપાસે જવા માટે ચાલવાની તૈયારી કરી એટલામાં કલ્હારકલિકા બોલી કે 'પ્રિય શૃંગારમંજરિ ! બુદ્ધિથી ગુણથી કલાકૌશલ્યથી અને વયથી તમે આમ

બેય કરતાં અધિક છે. બુદ્ધિપૂર્વક અપરાધો કરીને એક માણસને કોપાવી તેનેજ પાછો પ્રસન્ન કરવો એ કાંઈ થોડું કામ નથી માટે આપેજ છેલીવારે તે પ્રયત્ન કરવું. અને હમણાં મને આજ્ઞા આપો અને હું તેના શાપને આધીન થયા પછી લાવણ્યલતિકા તેને મોહ પમાડવા પ્રયત્ન કરશે અને તે પણ પોતાના પ્રયત્નમાં નિષ્ફલ થઈ તેના શાપાગ્નિમાં આહુતિરૂપ થઈ જાય ત્યારે આપે આપ કહો છો તે પ્રકાર કરવો.' આ પ્રમાણે કલ્હારકલિકાનાં વચનો સાંભળી લાવણ્યલતિકા બોલી કે 'પ્રિય સખી કલ્હારકલિકાનાં વાક્યોને અક્ષરે અક્ષર હું મળતી છું ને તેમ થવાથીજ આપણું ધાર્યું કર્તવ્ય પાર ઉતરશે'. એ બેયનાં આવાં આગ્રહનાં વચન સાંભળી શૃંગારમંજરીએ કહ્યું કે બેનો! જો કે જેમ સંગ્રામમાં યુદ્ધ કરવા જવું હોય તે વેળાએ બાલકોને પાછળ રાખી જે મોટું હોય તેણે આગળ પડવું જોઇએ તેમજ આમાંથી જય મેળવવાની આશા તો નથીજ માત્ર સામે પગલે મરણ પામવા જવા જેવું છે ત્યારે હું તમારા બેયનાથી મોટી છું માટે મારેજ પ્રથમ જવું જોઇએ, પણ છેવટ તેને પ્રસન્ન કરી આપ સર્વેના ઉદ્ધાર કરવાની બાબતમાં જ્યારે તમે ઉત્સાહ નથી ધરાવતાં ત્યારે નિરૂપાય છું અને લાચાર થઈ શરમ છોડી તમને એક સંગ્રામમાં ઉતરવા રજા આપું છું. પણ તમે બેય મનમાં વિશ્વાસ રાખજો કે અમે તેવો તેનો તમારી ઉપર રોષ થાશે, અમે તેવો તેનો તમને શાપ થાશે તો પણ હું હુન્નરો પ્રકારથી થોડાજ સમયમાં તમને તેના શાપથી મુક્ત કરાવીશ. એટલુંજ નહી પણ તે રાજાઓને પણ અપરાધથી મુક્ત કરાવીશ અને જેટલો સમય તમે તેના શાપનું દુઃખ ભોગવશો તેટલો સમય હું તમારાજ જેવા શાપનું દુઃખ ભોગવીશ'. એમ કહી નેત્રમાં અશ્રુ આવવાથી અને કંઠ ગદ્ગદ થવાથી તેણે બોલવું બંધ કર્યું. પછી કલ્હારકલિકા ઉભી થઇને જે જે આપ કહોછો તે તે કરવામાં આપ શક્તિવાન્ છો એમ અમને સંપૂર્ણ વિશ્વાસ છે. હવે હું રજા લઉં છું'. એમ કહી પ્રણામ કરી ને લતામંડપમાંથી નીકળી ઉગ્રતપા તપસ્વી તરફ ચાલવા લાગી. શૂરવીર પુરૂષની પેઠે તેણે હવે મૃત્યુના ભયને દૂર

કર્યો, સાવધાનપણાને અને ધીરજને પડખામાં લીધાં અને ઉત્સાહને અગ્રેસર કરી નિર્ભયપણે તેણે નૃત્ય અને ગાયનનો સાથેજ આરંભ કર્યો.
કલ્હારકલિકાનું રૂપ, કલ્હારકલિકાના ગુણો, કલ્હારકલિકાના ગાયનનું માધુર્ય અને કલ્હારકલિકાનાં નૃત્યનું લાલિત્ય સચેતનને તો મોહ કરે તેમાં આશ્ચર્ય નહીં પણ નિશ્ચેતનને પણ મોહ કરે તેવાં હતાં. તેનાં ગાયનની મધુરતાથી ઝાડવાંઓ પણ જાણે કેમ રોમાંચિત થઈ ગયેલાં હોય, તેનાં નૃત્યનાં લાલિત્યથી પશુપક્ષિયો પણ કેમ જાણે નિશ્ચલ થઈ ગયાં હોય, તેનાં નેત્રની શોભાથી હરણીયો પણ કેમ જાણે લાજથી બેભાન થઈ ગઈ હોય, તેના સ્વરની મધુરતાથી કોયલો પણ કેમ જાણે ખેદથી મૌન વ્રત ધારણકરી બેઠી હોય, ટુંકામાં તે આખો પ્રદેશ કેમ જાણે કલ્હારકલિકાના ગાયન ઉપર મોહિત થઈ ગયો હોય તેવો તે સમયે દેખાતો હતો. એટલુંજ નહીં પણ નિરંતરના પરિચયવાળી છતાં શૃંગારમંજરી અને લાવણ્યલતિકા પણ તે સમયનું કલ્હારકલિકાનું ગાયન સાંભળી તથા નૃત્ય જોઈ વિસ્મિત થઈ ગયાં અને મનમાં હર્ષથી વિચાર્યું કે ખરે ઉગ્રતપાનો જય કલ્હારકલિકા મેળવી ચૂકી. આપણે આજ સુધી કલ્હારકલિકાનું આવું આ કલામાં પ્રવિણપણું છે એમ જાણતાં ન હતાં, કે ઈશ્વર જાણે આજ સમયે તેને અકસ્માત્ આટલુ બધું કલાકૌશલ્ય પ્રાપ્ત થયું ! અથવા પોતાના સ્વામિની આજ્ઞા ખરાં શુદ્ધ મનવચનકર્મેથી જે પાળવા ઈચ્છે છે તેનામાં ઈશ્વર જેવી જોઈએ તેવી શક્તિ આપે છે. એમ આ ઉપરથીજ સિદ્ધ જણાય છે. કલ્હારકલિકા ધીરે ધીરે છેક તે શિવાલયમાં જઈ પોહોચી અને એક સ્તંભની પાસે ઉભી નૃત્યસહિત ગાયન કરવા લાગી. એટલામાં તેનાં ઝાંઝરના શબ્દો, કંકણના શબ્દો અને ગાયનના ઊંચા સ્વરથી ઉગ્રતપાની સમાધિ ઉતરી ગઈ અને નેત્ર ઉઘાડીને જુવે છે ત્યાં પાસેજ કલ્હારકલિકા નજરે પડી; જે નખથી તે શિખા સુધી માણિક્યમય અલંકારથી ભરપૂર હોવાથી જાણે કેમ તે માણિક્યનીજ પૂતળી હોય તેવી દેખાતી હતી. એટલુંજ નહીં પણ પોતાના અલંકારના માણિક્યના કિરણોથી તે પ્રદેશનાં વૃક્ષો પશુઓ અને

પક્ષિયોને પણ માણિક્યનાં હોય નહિં જાણે તેવાં કરતી હતી. જેવાં મુનિનાં નેત્રકમલ ઉઘડયાં કે તરત કલ્હારમંજરીએ તેને પ્રણામ કરી વધારે હાવભાવસહિત નૃત્ય અને ગીત ચાલુ કર્યું. મુનિ જો કે તેથી મોહ ન પામ્યા પણ તેનું રૂપ, તેનું લાવણ્ય, તેનું માધુર્ય અને તેનો વિનય જોઈ વિસ્મય પામી પાછા નેત્રકમલને વીંચી વિચાર કરવા લાગા કે 'આ નિર્જનપ્રદેશમાં આ સ્ત્રીનું આવવું કેમ બન્યું હશે, એ શું કરવા આવી હશે અને મનુષ્યલોકમાં ન હોય તેવું એનું અપ્રતિમ રૂપ, અનુપમ સ્વરની મધુરતા અને સીમા વગરની નમ્રતા એને કેમ પ્રાપ્ત થઈ હશે'. જ્ઞાનદષ્ટિથી જોતાંજ મુનિને તરત સ્મરણ આવ્યું કે 'આ તો પૂર્વે જે દેવકન્યાઓએ મને છળવા પ્રયત્ન કર્યું હતું તેમાંની એક છે ને તે મારાજ શાપના પ્રભાવથી મનુષ્યયોનિને પ્રાપ્ત થઈ છે તો પણ તેના સ્વાભાવિક ગુણોએ તેને જન્માંતરમાં પણ છોડી નથી એ આશ્ચર્ય છે! દરેક પ્રાણી પૂર્વજન્મનું વેર અથવા પૂર્વજન્મનું પ્રેમ જન્માંતરમાં પણ છોડી શકતું નથી એ લોકોક્તિ ખોટી નથી. જો કે મને તપથી ભ્રષ્ટ કરવો એ ઉદ્દેશ એનો પોતાનો નથી પણ તેના પતિનો છે અને જે પતિ હુકમ કરે તે કરવું એવો સ્ત્રીઓનો ધર્મજ છે માટે આ સ્ત્રી બિચારી નિરપરાધી છે, તો પણ જે માણસો દુર્વ્યસનને ચડે છે તે મોટો દંડ પ્રાપ્ત થયાવિના તે વ્યસન છોડતું નથી, માટે હવે તેનાં કૃત્યને અનુસાર હું તેને દંડ કરૂં.' આટલો વિચાર કરી મુનિરાજે પોતાનાં નેત્રકમલ ઉઘાડી કલ્હારમંજરી સામું જોયું. જોતાંજ કલ્હારમંજરી આવી વિનય સહિત તેના ચરણારવિંદ ઉપર સુગંધી પુષ્પો ચડાવી પ્રણામ કરી તે શિલાલયના સ્તંભને આલીને હાથ જોડીને નિશ્ચલ ઉભી રહી. મુનિ બોલ્યા કે, 'પુત્રિ કલ્હારમંજરિ! હું તને સારીરીતે જાણું છું કે તું પૂર્વજન્મની દેવકન્યા છે અને મનેજ છલ કરવા આવતાં મારાજ શાપથી મનુષ્યયોનિને પ્રાપ્ત થઈ છે. ઉત્તમોત્તમ દેવપણું છુટી મનુષ્યપણું પ્રાપ્ત થયું, ઉત્તમોત્તમ સ્વર્ગ ભૂમિ છુટી ભૂલોકની ભૂમિ પ્રાપ્ત થઈ અને ઉત્તમોત્તમ સુખ છોડી અનેક દુઃખોને તું પ્રાપ્ત થઈ

તો પણ તે તારો જાતિસ્વભાવ છોડ્યો નહિ ત્યારે તું તારાજ અવિવેકનું ફલ ભોગવ. જેમ મારા તપનો ભંગ કરવા પ્રયત્ન કરી તેં મારૂં મન દુખાવ્યું છે તેમજ આ તપોવનને તારા અમૂલ્ય અલંકારોના અસંખ્ય કિરણોથી સુશોભિત કરી મારાં મનને આનંદ પણ આપેલ છે, માટે જેવો આ સમયે આ તપોવનનો પ્રદેશ માણિક્યમયજ દેખાય છે તેવોજ હમેશ રહે અને તું પણ માણિક્યમયી શિલાની પૂતળી હોય તેમ તારા પાપનો ક્ષય થાય ત્યાંસુધી આહીજ અચલ થઈ રહે. આજથી કોય પણ દેવ દાનવ કે માનવ આહી રાતદિવસ રેહેશે તો તે માણિક્યમય થઈ જાશે'. આ વચનોની સમાપ્તિ થતાંજ કલ્હારકલિકા માણિક્યની પૂતળીરૂપ થઈ ગઈ. એ તો કોયનું અજાણ્યું નથી કે મહાત્માઓપણ ક્રોધવશ જ્યારે થાયછે ત્યારે તેને પોતાનું મન વશ નથી રેહેતુ ને પછીથી પસ્તાવું પડે છે, તેજ પ્રમાણે કલ્હારકલિકા માણિક્યમણિની શિલારૂપ થઈ ગઈ ને તે પ્રદેશ બધો માણિક્યમય થઈ ગયો તે જોઈ પરમ આનંદનો અનુભવ મુનિરાજ કરે છે તેટલામાં તેને પોતાથી ક્રોધાવેશમા થયેલી પોતાની અવિમૃષ્યકારિતાનું (વગરવિચારે કરવાપણાનું) સ્મરણ થયું ને મનમાં ખેદ થવા લાગો કે અરે આ ક્રોધાવેશમા મેં શું કર્યું! આવો શાપ દઈને મેં મારાજ સુખનો ભંગ કર્યો. ધિક્કાર છે મને અને અવિમૃષ્યકારિપણાને કે એકના અપરાધમાં સર્વનાં સુખનો ભંગ કર્યો એટલુંજ નહિ પણ સર્વને શાપ દીધો; કેમકે બિચારાં અજાણ્યા માણસોને દેવોને કે દાનવોને શું ખબર પડશે કે આ પ્રદેશમાં જે આવશે તે આહીની રમ્યતા જોઈ આહીથી ખશી નહિ શકતાં એક દિવસ અને એક રાત્રિ રેહેશે ત્યાં તે શાપના પ્રભાવથી માણિક્યમય થઈ જાશે (અપૂર્ણ)

---

## ઇશ્વરનાં દર્શન તે કેમ થાય?

હરિગીત.

ઘટઘટવિષે વ્યાપી રહ્યા પણ દ્દષ્ટિએ પડતા નથી,
ગોતે ગમે તે યત્નથી પણ જગતમાં જડતા નથી;

યોગીજનો યત્ન કરે જેની નિરંતર સેવના,
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવનાં ?
સ્થાવર અને જંગમ તણાં પાત્રો બનાવે પ્રેમથી,
ખાસા કરે જે ખેલ નટવર નિત્યના શુભ નેમથી;
બહુએ કહે બહુરૂપ જેને ગુણ ગણાય ન જેમના,
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવના ?
જે સર્વ પ્રાણીમાત્રને સુખ આપનારા દેવ છે,
સાચા જગતની જાળના જે સૂત્રધાર સદૈવ છે;
જુગતે રમાડે જીવને જે કાંઈ યત્ન કર્યાવિના,
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવનાં;
નહિ સૂર્યદેવ પ્રકાશ આપે ચંદ્રપણ ચળકે નહીં,
બીજી બધી બહુ વસ્તુઓ આ જગતમાં જળકે નહીં;
વાયુ વહે નહિ વિશ્વમાં જેની જબર સત્તાવિના;
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવનાં ?
નિર્ગુણ અને નિર્દોષ નિર્મળ નિરાકાર નિરંજન,
જેને જરૂર જનનાં ન પોચે વિવિધવાણી ને મન;
ચૈતન્ય સર્વે વસ્તુઓ સંસારમાં જડ જે વિના,
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવનાં ?
જાણે જગતમાં થાય જે તે પ્રથમથી પલવારમાં,
પશુપક્ષિયો જનજાતને જે સુખદ છે સંસારમાં;
પાલણ અને પોષણ કરે છે ખચિત રાખી ખેવના,
કરિયે કહો કયિ રીતથી દર્શન અરે એ દેવનાં ?
'કરિયે કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં' ?
એ બોલ છે અજ્ઞાનથી ખોટી પડેલી ટેવના,
અણુમાત્ર પણ અળગો નથી નિજપાસ નિત્ય મુકામ છે;
અનુભવ કરીને ઓળખ્યાનું એક કેવળ કામ છે.

---

# पुस्तकोनी पहोंच.

**सुबोधप्रकाश अने सारसंग्रह.** पेहेलां ते એક નામથી અ. નગર- મા નીકળતું હતું ને હવે તેની માલેકી લીમડીમાં રા. ગાંધી પુરુ- ષમના હાથમાં છે. તે નાનાં કદનું છે તેમ કીમત પણ વર્ષના ૭ આના છે. ઉદ્દેશ સારો છે. એની વૃદ્ધિ થવાને અમે ઇચ્છિયે છિયે.

**सरससार.** આ ચોપાનિયું ભાવનગર સ્વદેશાનુરાગી કહાડે છે. તે નાના કદનું છે છતા કીમત પણ વર્ષના ૭ આના છે. એનો સાર ગ્રહણ કર- વાનો ઉદ્દેશ સારો છે. એની વૃદ્ધિ થવાને ઇચ્છિયે છિયે

**विचारमाळा.** આ નામનું ભાવનગર નીતિભાનુદયસભા તરફથી ઘણું નાનું ચોપાનિયું થોડી કીમતમાં નીકળે છે તેનો ઉદ્દેશ પણ સારો ને લેખ પણ સારો છે. તે સર્વેની વૃદ્ધિ થવા ઇચ્છિયે છિયે.

**आत्मज्ञानवर्धक.** આ ચોપાનિયું નડિયાદના રા૰ છગનલાલ લલુભાઇ તરફથી નીકળે છે. તેમા સંસ્કૃતનું ભાષાંતર અને બીજા છુટક વિષય આવે છે. ઉદ્દેશ સારો છે. ભાષા કાઇક વધારે સારી લખાવી જોઇએ. કીમત વર્ષનો રૂ ૧-૧ છે.

*वेराग्य तथा प्रश्नोत्तर पोथी.* એમ બે ચોપડી કીમત અને છપાવનારના નામવગરની મળીછે ઉદ્દેશ કેટલોક ઠીકછે. અમદાવાદહિતેચ્છુ પ્રેસમા છપાઇ છે.

**मांगलिकगीतावळी.** આ નામની વિવાહ આદિમાં ગવાય એવા કવિવર દલપતરામનાં કરેલા ગીતોની ચોપડી આર્યધર્મપ્રકાશને મળી છે તે ઉપકારસહિત માન્ય રાખિયે છિયે એ વઢવાણ સંસ્થાન તરફથી છપાઇ છે. વઢવાણના તખ્તનશીન ઠાકોર સાહેબશ્રી દાજીરાજજીના વિવાહ સમયે તેની ખુશાલીમા આ રચાઇછે. તેમાં બધાં મળીને ૧૪૧ ગીતો છે. તેના ઢાળ બેસવામાટે જુનાં ગીતોની કડિયો ઉપર આપી છે. ગુજરાતિ કવિવરની કવિતાનાં રસિકપણાવિષે કોઇ અજાણ્યું નથી માટે એવિષે શું લખવું હોય તોપણ એમતો જણાય છે કે મધ્યા અવસ્થાની કવિતાના કરતા પ્રઢાવસ્થાની કવિતા ચડી શકે. પ્રથમ ઉભય પક્ષની સ્તુતિ આરંભીને પૃષ્ઠ ૧૭૦ ને આશરે છે.

राणकदेवी —વિષે પછીથી પોચ મેલું

રહે છે. એક આંખનું મટકું મારિયે એટલા અથવા એથી થોડા કાળથી માંડીને યુગ સુધીના અથવા તેથી વધારે કાળ સુધી એ નિયમ એકસરખોજ લાગુ પડે છે, ને તે પ્રમાણે ક્રમે ક્રમે થયા કરે છે. આ પ્રમાણે રાતદિવસ આદિ જાય છે ને વારંવાર આવ્યા કરે છે તેથી કાળ કાંઇ ઘટતો કે વધતો નથી. એ તો ઇશ્વરી કોઇ ચમત્કારથી પોતાની ક્રીડા કર્યા કરે છે. એક મોટું ચક્ર ફરતું હોય તેના ફરતા ઘેરાવને આપણે નાના મોટા ભાગ પાડી ઉપર રાતદિવસ એવાં નામ માંડ્યાં હોય તો તે, ચક્ર ફરવતાં વારંવાર પોતપોતાનાં નામના ક્રમ પ્રમાણે આવ્યા કરે છે. ચક્રના ઘેરાવના ફરવાનો જેમ અંત ન આવે તેમ તેનાં વારંવાર આવવાનો પણ અંત આવે નહીં. એજ પ્રમાણે રાત-દિવસ આદિ કાળચક્રના ભાગ એ ચક્રના ફરવા સાથે ફર્યાજ કરે છે. ઇશ્વર શિવાય એ કાળચક્રને કોઇ અટકાવનાર નથી. અથવા ખરૂં બોલિયે તો કાળ એજ પોતે ઇશ્વર છે અને વિદ્વાનો પણ કાળને ઇશ્વરનું રૂપ આપે છે. હવે એ કાળચક્ર ફર્યા કરે છે અને રાત-દિવસ ફરી ફરીને આવ્યા કરે છે તે વિષેનો આપણા શરીરની સાથે વિચાર કરિયે તો આયુષ્ય ઘટતું જાય છે. એ ઘટેલું આયુષ્ય શું પાછા આવતા દિવસો સાથે આવે છે? જો આવતું હોય તો બાળ અવસ્થા યુવા અવસ્થા અને વૃદ્ધા વસ્થાજ કેમ થાય? એક પળ જેટલા કાળમાં કે આંખ મીંચીને ઉઘાડિયે તેટલી વારમાં પણ આપણું વીતેલું આયુષ્ય ગયું તે એવું ગયું કે કોઇ કલ્પે પણ પાછું આવવાનું નથી. જીવ મરતો નથી અને તેને જન્મ-મરણ નથી તેથી શરીરનાં આયુષ્યને અને તેને કશો સંબંધ નથી માટે વૃથા શોક શા માટે કરવો, એમ કોઇ શંકા કરે તો તેનો ઉત્તર એજ કે જીવ, શરીર, અને કાળ, એ વિષે જે જાણવું જોઇએ તે આપણે કશું જાણતા નથી. આ શરીર એજ હું અને જે કાંઇ સગાં કુટુંબી અને વૈભવ એજ મારાં છે એમ માની કાળ કાઢિયે છિયે ત્યાંસુધી આપણે કાળચક્ર ફરવાની સાથે આયુષ્ય ઘટતું જાય છે તેનો વિચાર કરવોજ જોઇએ. જ્યારે આપણે જન્મ અને મરણનાં બંધનમાં ફરી ન પડવું પડે અને

પશુ આદિના દેહ ધરી અનેક દુઃખ સહન ન કરવાં પડે એવું આ શરીરથી કાર્ય કરી ચૂકિયે ત્યારે પછી આયુષ્ય ઓછું થતું જાય છે તો પણ તેથી આપણે દુઃખ જેવું કશું નથી; કેમ કે આ શરીર છુટયા પછી આત્માને શરીરની સાથે સંબંધ નથી અને તેથી આયુષ્ય જતાં રેહેવાનો ભય નથી. જન્મ-મરણ કે જે કાંઈ છે તે શરીરનેજ છે. જીવ (આત્માને) નથી. પણ પેહેલાં વિચારિયે કે આપણે આલ્યાં જતાં આયુષ્યની ચિંતા ન રાખવી પડે એવું શું સાધન કર્યું છે? આપણું અતિ બાળકપણું જો અનેક ઉપદ્રવોથી જીવતા રહિયે તો સાવ પરાધીન દશામાં જાય છે. બોલતાં, ચાલતાં, ખાતાં, પીતાં, રમતાં અને સઘળો વ્યવહાર કરતા શીખ્યા પછીની બાળ અવસ્થા પણ જો એટલે સુધી જીવતા હોઇએ તો અનેક પ્રકારની રમતમાં સાવ ચાલી જાય છે. સારામાં સારા સદાચરણવાળા કેહેવાતા હોઇએ તો પણ પરમાર્થદૃષ્ટિપર વિચાર કરતાં યુવાવસ્થાના આરંભ સુધી કશું કલ્યાણકારક કામ થઈ શકતું નથી. કેટલાક નિર્દોષ અવસ્થાની રમત મેલીને નિશાળમાં અભ્યાસ કરવા લાગી જઈએ છિયે, કેટલાક વેપાર-રોજગારમાં ચાકરી કરવા લાગી જઈએ છિયે, કેટલાક રાજકાજનાં કાર્યમાં આગળપર અનુભવ મેળવવાના હેતુથી પેહેલી અવસ્થામાંજ પડી જઇએ છિયે અને કેટલાએક તો કારીગરી શીખવામાં વળગી પડિયે છિયે. એમ કરતા સઘળાને યુવાવસ્થાનો આરંભ થયો કે શરીરમાં રહેલા છ શત્રુમાંનો મુખ્ય જે કામ છે તે ધીરેધીરે પ્રકાશ પામવા માંડે છે, તેથી સહુ કોઈ પોતાને ભાગે તે પ્રમાણે સ્ત્રી પરણીને ગ્રહસ્થાશ્રમનું સુખ માણવા ઇચ્છિએ છિયે. શક્તિ પ્રમાણે ભણવું, ભણીને કમાવું, ને એ કમાણીમાંથી પોતાની સ્ત્રીને માટે અને બીજાને માટે ખાવા-પીવાનું તથા પેરવાઓઢવાનું તૈયાર કરાવવું એજ સુજેછે. રાતદિવસ સ્ત્રી અને બાળકોનાં પોષણને માટે મેહેનત કરવામાં તેમજ કુટુંબને માટે કાળજી રાખવામાં એક ક્ષણ પણ નવરો રેહેતો નથી. ખાતાં, પીતાં, રમતાં, વ્યવહાર કરતાં અને બીજાં સઘળા કાર્યમાં સ્ત્રીપુત્રાદિકને સુખ આપવા અને તેને સુખ

આપી પોતાને સંતોષ લેવા માટે પ્રત્યેક ક્ષણે નવી નવી યુક્તિયો ગોઠવિયે છિયે. કાલની ગતિ કેવી છે અને કાલે શું થાશે એ કંઈ જાણવામાં આવતું નથી અને કદી કોઈ સમયે આવે તો સાંજ વખતે વાદળાંનો રંગ જેટલી વાર રહે તેથી પણ ઓછી વાર રહે છે. ઈશ્વરેચ્છાથી જો હજી પણ વધારે આયુષ્ય હોય તો આપણી આશાની દોરી પણ લાંબી આસે છે. ચાકરી કરીને કે રોજગાર કરીને પૈસો મેળવવો, એ પૈસાથી પોતાનું અને કુટુંબનું પોષણ કરવું અને પછી છોકરા-છોકરી પરણાવવાં એ ધડમથલમાં નિરાંતે અન્ન પણ કોઈ દિવસ ખવાતું નથી. અનેક ઉપાધિથી હારી જઈએ છિયે તો પણ અગ્નિ-ણના ખંધાણની પેઠે તેમાં આપણને અરુચિ થતી નથી, અને તેનું તેજ અહર્નિશ કર્ત્તવ્ય કર્મની પેઠે એકાગ્ર ચિત્તથી કર્યા કરિયે છિયે. જેનાં જેવાં પ્રારબ્ધ હોય, જેની જેવી સત્તા હોય અને જેમાં જેવી વિદ્યા હોય તે પ્રમાણે સહુ છોકરા છોકરી પરણાવવા આદિનાં કાર્યો ખુશીથી પાર પાડિયે છિયે. પછી ધીરે ધીરે ઘડપણ આવે છે તેથી ઇન્દ્રિયોની જોઇએ તેવી શક્તિ રેહેતી નથી અને ક્રમે કરીને નિર્બળ થઈ જઈએ છિયે, અંગની ચામડીમાં કડચલી પડી જાય છે, આંખનો રંગ ફરી જાયછે, વાળ સફેત થઈ જાય છે, હાથ-પગ કંપે છે, દાંત પડી જાય છે, આંખે ઓછું દેખાય છે, કાને ઓછું સંભળાય છે, ચાકરીમાં કે વેપાર-રોજગારમાં પૂર્ણ મેહેનત કરી શકાતી નથી, શ્વાસ ચડી જાય છે અને સુખ સર્વ ઓછું થાય છે. આમ છતાં પણ વધારે જીવાય અને ઇન્દ્રિયો વધારે શક્તિવાળી થાય તેને માટે ફાંફાં મારીને અનેક ઉપાયો કરિયે છિયે ! તો પણ કશું વળતું નથી. અશક્ત થયેલા શરીરથી ઇંદ્રિયોના સઘળા ભોગવવાના ભોગ ભોગવાતા નથી તેથી ઉલટી અંતઃકરણની પીડા વધે છે. શરીરમાંહીની સર્વ ઇન્દ્રિયોની શક્તિ ઘટી જાય છે પણ કોઈ ઈશ્વરી ચમત્કારથી તેમાં રહેનારું મન જુવાન થાય છે તેથી તે એકલું અનેક સુખને અને ભોગ ભોગવવાને તડફડાટી મારે છે પણ તેનાથી કાંઈ થતું નથી. કાંઈ થતું નથી તેથી રાત-દહાડો મહાતાપ થયા કરે છે, તેમાં વળી કોઈ કુટુંબીનું મૃત્યુ

થાય'તો તેથી બમણો તાપ થાય છે. છોકરાં મોટા થયા હોય એટલે તે તો પછી ભાભાનો ભાવ પણ પુછે નહી અને સ્ત્રી તો અશક્ત શરીર થયું એટલે આગળ, પણ આવે નહીં. આ ચિંતા પણ કાંઈ ઓછી બાળતી નથી. ગ્રહસ્થાશ્રમના સુખવાળાને પણ આમ મહા પીડામાં પડ્યા પડ્યા પીડાવું પડે છે તો બિચારા ગ્રહસ્થાશ્રમનાં સુખનો અનુભવ નહિ કરનારા અને જેને વિષયભોગનાં દર્શન પણ નહિ થયાં હોય તેવા પીડાય એમાં શું આશ્ચર્ય? આવી રીતે આપણે આપણું અમૂલ્ય આયુષ્ય મહાશ્રમે મળેલું ફોકટ જવા દઈએ છિયે. મરણની પથારીયે પડ્યા સુધી પણ છોકરાને સારી શીખામણ દેવામા કે તેની કોઈ સારા માણસને ભળામણ દેવામા કે એક ફેરે ઉઠીને સુખ ભોગવી લેવામા કે ધન દાટેલ હોય તે બતાવવામા મન ડોળાય છે, અને બોલાઈ નથી શકાતું તો તેમા ને તેમા મનોવૃત્તિ રેહેતા પ્રાણ નીકળી જાય છે. કેવી આપણી સ્થિતિ! કેવું આપણું જ્ઞાન! અને કેવાં આપણા પ્રયત્ન! હવે વિચારી જોતાં નકી જણાશે કે આપણે કશું કયું નથી, તેથી કાળ તો ઓછો થતો નથી બાકી આયુષ્ય ઓછું થતું જાય છે એ અતિ હાનિ છે. કદી આપણે એમ સમજીએ કે જેટલો સમય ગયો તેટલા મોટા થયા, પણ અરે! મોટા કોના? એ મોટા થયા એ તો નાના થવાને માટેજ. કોને ખબર છે કે આયુષ્ય કેટલું હશે? માટે જેટલું ગયું તેટલું જ્યાંસુધી કાંઈ કલ્યાણનું સાધન નથી કર્યું ત્યાંસુધી વૃથા ગયું સમજવું. આચાર્યજી એવો બોધ કરે છે કે કાળ ક્રીડા કરે છે, અને આયુષ્ય વૃથા વહ્યું જાય છે, તો પણ આશાનો પવન તમને તજતો નથી. સારાશ એ ઉપરથી એમ સમજવાનો છે કે આશાને અળગી કરી જતા રેહેવાના સ્વભાવવાળા જીવનને સાર્થક કરવું. આશાને આધીન થઈ રેહેવું એના જેવું પરાધીનપણું અથવા દુ:ખ એકે નથી. કોઈ વિદ્વાન્ કહે છે કે—

आशायायेदासास्ते दासाः सर्वलोकस्य ।
आशायेषादासी तेषादासायतेविश्वं ॥

જેઓ આશાને આધીન છે તે આખા જગતને આધીન છે અને

જે આશાને પોતાને આધીન રાખે છે તેને જગત આખું આધીનના જેવું થઈ જાય છે.

ધન, સ્ત્રી, અને ભોગ ભોગવવાના બીજા પદાર્થો મેળવવા માટે વૃત્તિ દોડે છે અને તે મેળવવા માટે અનેક પ્રયત્ન કરવાં પડે છે. યોગ સરખો આવે તો વાત પાર પડે છે અને યોગ સરખો ન આવ્યો તો વાત પાર પડતી નથી. એક આશા મનમાં રાખી હોય ને કદી તે પાર પડે તો વળી પાછી બીજી તેથી વધારે કંઈ આશા થાય; તેથી કોઈ પણ નામરૂપની આશા કરી હોય ને તે પાર પડે તો પણ તેનું પરિણામ ન પાર પડયાના જેવું થઈ રહે છે. આમ આશામાં આયુષ્ય વહ્યું જાય છે. જેમ સતી સ્ત્રી હોય તે ગમે તેવા નિર્ગુણ કે સગુણ, રૂપાળા કે કરૂપદા અને લુલા-પાંગળા કે અંગે સંપૂર્ણ પતિની સાથે આગળ બળી મરતી, તેમ તૃષ્ણા પણ ગમે તો નિર્ગુણ હોય કે સગુણ હોય, ગમે તો રૂપાળો હોય કે કરૂપદો હોય, અને ગમે તો લુલો-પાંગળો હોય કે અંગે સંપૂર્ણ કુશળ હોય પણ તે પોતાને પાળનાર પતિની સાથેજ બળી મરે છે. અર્થાત્ સાર એ સમજવાનો કે આશા શરીર પડે છે ત્યાંસુધી પણ મનુષ્યને છોડતી નથી અને તેથી કરીનેજ કશું કલ્યાણનું કામ નથી થતું એટલે જીવન વૃથા વીતી ગયું કેહેવાય છે. પૂર્વનાં પુણ્યથી જેનું આયુષ્ય સફળ થવાનું હોય તેવો સત્પુરૂષ, પૂર્વે જેમ વૈરાગ્ય પામેલા મહાજનો પોતાની અતિ પ્રાણપ્રિયા પત્નીને છોડીને પણ તપોવનનો આશ્રય કરતા તેમ પોતાની પ્રાણપ્રિયા આશાને તજીને સંતોષનો આશ્રય કરે છે. જેમ સતી અને પ્રાણપ્રિયા પત્ની છતાં પણ તેને વૈરાગ્યથી વેગળી કરીને તપોવનમાં જઈ વસનારા વૈરાગી મહાજનોને પરમપદની પ્રાપ્તિનો માર્ગ મળે છે, તેમ આશાને તજી સંતોષને સેવનારાને પણ તે પ્રમાણે પરમપદનો માર્ગ મળે છે. આમ થોડા પ્રયત્નમાં ઉત્તમ ફળ થતું હોય તો તે કેમ સંપાદન ન કરવું ? અવશ્ય કરવુંજ જોઈએ. ઈશ્વરે જે સમજવાની શક્તિ આપણને આપી છે તો તે વાત આપણે કેમ ન સમજિયે ? બજારમાં પાઈનું શાક લેવા જઈએ છિયે ત્યાં પણ આપણો લાભ

સંભાળવાનું આપણે સમજિયે છિયે, તો ફરીને દુઃખ ન દેખવું પડે એવો લાભ કેમ ન સમજિયે ? શું આપણું એ કામ નથી ? પણ અરેરે કોણ જાણે કેવાં પૂર્વના પાપથી આપણા અંતઃકરણ છંદાઇ ગયાં છે કે વ્યવહારમાં સર્વ કાર્યમાં આપણે આપણો લાભ માગવાનું વિચારિયે છિયે ત્યારે બરોબર સૂજે છે ને પરમાર્થમાં લાભ વિચારતાં તો સાવ અંધારૂં ઘબ થઈ જાય છે ! એ કેવી વિચિત્ર વાત અને એ કેવો ખેદનો બનાવ ! પણ આથી શું આપણે સમણે હાથ દઈને બેશી રેહેવું ? શું એટલા માટેજ આપણે સાડાત્રણ હાથનું શરીર પોષણ કરવાની વેઠ કરી ? એમ કદી હોય નહીં. આપણે જે કરશું તે કરવાનો જ્યાં-સુધી આ માનવ શરીર છે ત્યાંસુધી અવસર છે અને આપણે ઉતમ પ્રાણી છિયે માટે ઉત્તમમાં ઉતમ કામ કરવું એ આપણો ધર્મ છે. માટે જતાં આયુષ્યને સફળ કરવું અને તૃષ્ણાને તરછોડી મેલવી. એ દેહસાથે બળી મરનારી પતિવ્રતા જેવી છે પણ તેનું ઉત્તર ફળ પતિવ્રતા આપે છે તેવું આપતી નથી. પતિવ્રતાના સહગમનથી તો તેના પતિઓ પવિત્ર ધામમાં પોચે છે અને તૃષ્ણાના સહગમનથી તો અપવિત્ર ધામમાં પોચે છે. એટલા માટે તે સદૈવ ત્યાગ કરવા યોગ્ય છે. જન્મમરણના અનેક દુઃખને આપતારી એજ ચૂડેલ છે. જેમ ચૂડેલ કાઢવાના અનેક પ્રયોગો ને ઉપાયો જગતમાં ખરા કે ખોટા પણ દેખિયે છિયે તેમ તૃષ્ણાને કાઢવાને માટે પણ મહાદય ળુ પુરૂષોએ અનેક ઉપાયો લખેલા છે જેથી કરીને સહજ વારમાં આપણે તે તૃષ્ણાને આપણાથી દૂર કરી શકશું. માત્ર પ્રયત્ન કરવું એજ આ-પણું કામ છે. સુતા રહિયે તો જમણ ક્યાથી જમિયે ? પછી કરશું એમ વિચારિયે તો પછી કાંઈ થતું નથી, કેમ કે એક તો આયુષ્યનો ભરોસો નહીં, તે તો પાણીના ટીપાની પેઠે પલવારમાં હતું ન હતું થઈ જાય તેવું અને તે કદી લાબું ચાલે તો નાનો રોગ જેમ ઉપાય ન કરતાં મજબૂત ઘર કરી ગયા પછી પ્રાણ લીધાવગર જતો નથી તેમ તૃષ્ણા પણ મજબૂત થવાથી પછી પ્રાણ લીધાવગર જતી નથી. આટલા માટે જ્યારથી સૂજે ત્યારથી તેને તરછોડીને આયુષ્યસફળ

થાય તેમ કરવું એવો ઉપરના આચાર્યજીના બોધનો હેતુ છે.

ખૂબ ખાઈ પીને રાતુંમાતું શરીર કર્યુંથકું તથા સ્ત્રી મેળવી અને ભોગ ભોગવી આનંદ પામ્યા એથી બીજું કરવાનું શું છે? એમ માની બેસવું એજ પેહેલાં તો અતિ અવિવેક છે. પશુઓ પણ સ્વેચ્છાથી વનસ્પતિ ખાઇને રાતાંમાતાં બને છે અને મનગમતી સ્ત્રિયો મેળવે છે, એમાં શું આશ્ચર્ય છે? વિષયસંબંધી સુખ પણ તે મેળવી શકે છે ત્યારે પછી તેમાં ને આપણમાં શો ફેર? ધન મેળવવાની તો તેને જરૂર નથી એટલે આપણા કરતાં તો તે અધિક ભાગ્યવાળાં છે. એ તો બિચારાં અંગમેહેનત કરીને માણસનું હિત કરે છે અને વખતે શરીર આપીને પણ માણસનું હિત કરે છે એવાં તો સાવ પરોપકારી છે ત્યારે આપણે સરસ કે તે સરસ? સારાંશ કે અંગને રાતુંમાતું કરવું કે સ્ત્રી મેળવવી કે વિષયસુખ લેવું એમાં તો પશુઓ પણ આપણા કરતાં ચડે છે અને વળી પરોપકારી થઇને તો આપણને શરમાવા જેવું કરે છે ત્યારે શું આપણે આપણું કર્તવ્ય નથી કર્યું એમ નહિ લાગે? ખરેખર આપણે જે કરવાનું છે તે કર્યુંજ નથી. એક કોરથી આપણા કાન આપણને સુંદર શબ્દ સાંભળવાને ખેંચે છે, બીજી કોરથી આપણી આંખ આપણને રૂપ જોવાને ખેંચે છે, ત્રીજી તરફથી આપણી ત્વચા આપણને સ્પર્શ કરવાને ખેંચે છે, ચોથી તરફથી આપણી નાસિકા આપણને સુગંધ લેવાને ખેંચે છે, અને પાંચમી તરફથી જીભ આપણને અનેક પ્રકારના રસ ચાખવાને ખેંચે છે; એમ સઘળી ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યમાં આપણને ખેંચી લે છે. જેમ કોઈ ઘણી સ્ત્રિયોનો ધણી હોય તેને એક હાથ તાણે તો બીજી પગ તાણે, એક કાન તાણે તો બીજી નાક તાણે, એક ખેસ તાણે તો બીજી ધોતિયું તાણે, એક કેશ તાણે તો બીજી મુછ તાણે, એમ મહાકષ્ટની દશા તે બિચારો પરાધીન થઇને ભોગવે છે, તેમ આપણે પણ ઇન્દ્રિયોએ ખેંચવાથી તેના જેવી તો શું પણ તેનાથી લાખગણી વધારે પરાધીનદશા ભોગવિયે છિયે. કીડિયો જેને વળગેલી હોય તેવો છાણનો કીડો ચોતરફ ખેંચાતો મહાવેદના ભોગ-

વે છે તેમ ઈંદ્રિયોથી ખેંચાતા આપણે અતિવેદના પામિયે છિયે. પણ માયાનો પ્રતાપ એવો છે કે એ દુઃખને આપણે દુઃખરૂપ જોતા નથી અને એમાંજ આપણે આપણું કર્ત્તવ્ય માનિયે છિયે. વિષયાદિકનાં ઓટાં સુખ તો સર્વ જાતિમાં હોવાથી સર્વને છે, માટે તે માટે પ્રયત્ન કરવું તે વૃથા છે; કેમ કે તે અનાયાસેજ મળે છે. પણ જે અનાયાસે ન મળે અને જે મનુષ્યાવતારવગર બીજા પ્રાણીને અલભ્ય છે તેને માટે પ્રયત્ન કરવું તેજ સફળ છે. શરીરને રૂષ્ટ-પુષ્ટ કરવું અને ગ્રહસ્થાશ્રમ કરવો ને તેની સાથે વિદ્યાનો અભ્યાસ કરવો તે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ પુરૂષાર્થ સિદ્ધ કરવાનેમાટે છે; મિષ્ટાન્નથી પેટ ભરી પથારિયે પડી રહી પેટપર હાથ ફેરવી પશુની પેઠે નિશ્ચિત બેશી રહેવાને માટે કે પરને પીડા કરવાને માટે હોત તો મનુષ્યજન્મ આવતજ શા માટે? ધર્મ, અર્થ, અને કામ, એ ત્રણ પુરૂષાર્થ પણ સિદ્ધ થયા હોય તો તે પોતાનાં અને પારકાના કલ્યાણમાટે યોજવા જોઇએ જો તેમ ન થયું તો ધર્મ તે ધર્મ નથી, અર્થ તે અર્થ નથી અને કામ તે કામ નથી, પછી મોક્ષની વાતજ ક્યાં રહી? જીભથી ન વર્ણવી શકાય, આંખથી ન જોઈ શકાય અને કાનથી ન સાંભળી શકાય એટલાં જન્મ-મરણનાં દુઃખો છે. તેમાંથી છૂટવાને આ આપણને પ્રભુએ કૃપા કરી મનુષ્યશરીરરૂપ વહાણ આપ્યું છે, તો તેમાં બેશીને સંસારસમુદ્ર તરી જવો. એ વહાણમાં બીજાં સાધનો બધાં અનુકૂળ પડતાં કરી લેવાં જોઇએ નહિતો વહાણ કતડ ચડી જાય. ઈશ્વરની દયારૂપ પવન અનુકૂળ જોઈએ, સ્થિરચિત્તરૂપ સઢ સારો જોઇએ, વિવેકરૂપ કુવો સારો જોઇએ, શમ દમ શ્રદ્ધા તિતિક્ષા આદિ ગુણોરૂપ ખલાસિયો જોઈએ, સદ્વિચારરૂપ સુખાણ જોઇએ અને યમનિયમ આદિથી વર્ત્તવારૂપ બીજો ઘણો સામાન જોઈએ. આ બધુ મેળવવું એ આપણા હાથમાં છે. ઈશ્વરની એમાં સહાયતા છે એતો મનુષ્યજન્મ મળ્યો તેથીજ સિદ્ધ થાય છે, તો પછી શા માટે વચમાં બુડી મરવું? શું આપણે નથી સમજતા કે પાણાની હોડીથી તરાય નહીં? જો એ સમજિયે છિયે તો એમ પણ સમજવું જોઇએ કે કીડાના કે મંકોડાના અથવા ખચ્ચરના કે ગધેડાના અવ-

તારથી સંસારસમુદ્ર તરાય નહીં. જેમ પાણીમાં તરવારને એક કાષ્ટનુંજ વહાણુ સમર્થ છે, તેમ સંસારરૂપ સમુદ્રને તરવારને આ મનુષ્યશરીરરૂપ એકજ વહાણુ સમર્થ છે; માટે જો આપણે તરી જવા માટે પ્રયત્ન કરતા હોઇએ તોજ જીવન વીતી જાય તેનો પશ્ચાત્તાપ કરવો ઘટિત નથી, પણ જો કંઈ પ્રયત્ન ન થતું હોય તો પછી પશ્ચાત્તાપ વગર બીજું પાછળ શું રહ્યું? ચાલ્યું જતું જીવન કોઈથી રોકાતું નથી એ આપણે જાણિયે છિયે એટલાજ માટે કર્તવ્ય કર્મ કરવાને પણ આપણે જેમ બને તેમ ઉતાવળ રાખવી. પણ અફસોસ છે કે આપણે સઘળું ઉલટુંજ કરિયે છિયે! આપણને અનેક પુણ્યને બદલે મળેલું મનુષ્યશરીરરૂપ વહાણુ, સારૂં સુખાણુ, સારા ખલાસી, સારો સઢ, સારા ક્રુવાથંભ અને સારાં બીજાં સાધનો તજી દઈને હાથે કરીને ખરાબે ચડી ડુબાડિયે છિયે. વિચારો કે હવે આપણો શો આધાર? કાંઈ પણ નહીં. આપણે આવા અણસમજણા હોવાથીજ દયાળુ આચાર્યજી જેવા બોધ આપે છે કે તમે આયુષ્ય ચાલ્યું જાય છે તે નહિ તપાસતાં આશામાં શું ગુંચાઈ રહ્યા છો? કાળ પણ અદૃશ્ય રીતે આપણે આપણું આયુષ્ય ફોકટ જવા દઈએ છિયે તેને જોઈને હસે છે. માટે સર્વ વાતે એવું કરવું કે કાળ પણ હસે નહીં, આયુષ્ય પણ સફળ રીતે વીતી જાય, આયુષ્ય વીતી જાય તો પણ કીર્તિ કાયમ થાય, અને જીવતાંસુધી સુખમાં ને સંતોષમાં દિવસો જાય. (તથાસ્તુ)

---

## स्वामी दयानंदसरस्वतीनो स्वर्गवास.

---

લખવાને અતિ ખેદ ઉત્પન્ન થાય છે કે આ પ્રન્તમાં જાણીતા થએલા સ્વામી દયાનંદ ૧૯૩૯ ના આશુ વદી ૩૦ મંગળવારને રોજ સાંજ સમયે અજમેરખાતે મરણ પામ્યા છે.

તેનું વય આશરે ૬૦ વર્ષનું હતું. શરીરે રૂષ્ટપુષ્ટ હતા. પૂર્વાશ્ર-

મમાં તે કાઠિયાવાડમાં આવેલા મોરબી સ્ટેટના એક ગામમાં રેહેતા હતા. જાતે ઔદિચ્ય બ્રાહ્મણ હતા. પ્રથમ મૂર્તિપૂજામાં તે આસક્ત હતા. માતાપિતાને મેલી ચાલી નીકળ્યા પછી કાશી-હરદ્વાર તરફેજ તેનું રેહેવું થતું. ઘેરથી નીકળ્યા પછી ચોથા આશ્રમમાં આવતાં તેને ઘણો વિલંબ લાગ્યો નહીં. સ્વામી થયા પછી પણ પ્રથમ તો સ્માર્તધર્મમાં અતિ આસક્ત હતા અને તે ધર્મસંબંધી કંઈ નિબંધ પણ લખેલ, પણ સમયજતાં અનુકૂળ નહીં પડ્યું હોય તેથી ઉલટ સ્માર્તધર્મમાંથી પણ મન ઉઠ્યું અને માત્ર એક ઈશ્વરનેજ માનવામાં લાગ્યું. આઠેક વર્ષ પેહેલાં તે મુંબઈ આવ્યા હતા; તે સમયે વેદધર્મસભા કે જે વેદોક્તધર્મ સભાના નામથી ઓળખાતી તેના સભાસદોએ સ્ટેશન ઉપરથી લઈ આવવા આદિથી સારો સત્કાર કર્યો હતો. આજથી આશરે ૧૬ કે ૧૭ વર્ષ ઉપર તે જ્યારે હરદ્વાર તરફ હતા ત્યારે ભાવથી શ્રીભાગવત વાંચતા; પણ રેહેતે રેહેતે એ સર્વ ઉપરથી તેની આસ્થા ઉઠી જવાથી પરમહંસ લોકોએ તેનો બરાબર આદર રાખ્યો નહીં, એમ કેટલાક કહે છે. મુંબઈમાં આવ્યા પછી જે સભાએ તેને આદર આપેલ તેની સાથે થોડા દિવસજ એક મત રહ્યું, પણ પછી તેનો પ્રથક્ મત પડ્યો. આ સમયનો તેનો જુસ્સો આકરો હતો તેથી વિદ્વાનો તેને મળવાને કે વાત કરવાને ઈચ્છતા નહીં. પોતાના વિચાર સ્વતંત્ર હતા તેથી માત્ર એક પોતેજ કહે તે વેદમાં પ્રમાણરૂપ છે એમ ધાર્યું અને નોખો આર્યસમાજ સ્થાપ્યો. બોલવાની છટા અને શરીરની શક્તિ સારી હોવાથી કેટલાક લોકોનો તેના ઉપર ભાવ બંધાયો અને તેથી તેમનું કેહેવું યથાર્થ છે એમ સમજવા લાગ્યા. હું જે બોલું છું તેથી લોકો કચવાશે કે નહીં અને દેશમાં સુધારો થશે કે નહીં એવો પૂર્વાપર વિચાર તેના મગજમાં થોડીવાર આવ્યો હશે. લોકોમાં આર્ય અને વેદ એવા અક્ષરો તેની ધામધુમથી ફેલાઈ ગયા. આ સમયે કોઈએ ઉદ્ધત ગણી ધિક્કારી કાઢ્યા તેમ કેટલાકે જેને તેનું પ્રિય લાગ્યું તેણે વખાણ્યા. વ્યાવહારિક ભાષણોમાં હાલના કેટલાક લોકને રૂચે એવું તેનું બોલવું, અને વર્ત્તવું

હોવાથી તથા પ્રવૃત્તિમાં પડેલા હોવાથી તેના કેટલાક ભાગને તે વિશેષ પસંદ પડ્યા. આ અનુકૂળ પ્રસંગમાં અહીં આર્યસમાજનો પંથ ચલાવી હાકોહાક કરી મેલી મુંબઇ છોડીને ગયા ત્યારપછી પાછા તે એક વર્ષ અગાઉ અહીં આવ્યા હતા. આ સમયે પૂર્વની સ્થિતિમાં અને હમણાંની સ્થિતિમાં ફેરફાર થયેલો જણાતો હતો. છેક તો ન હોતો થયો પણ થોડોઘણો સ્વભાવમાં ફેરફાર થયો હતો તેથી કેટલાકને તો એમ લાગ્યું કે આગળ જે દયાનંદ સ્વામી હતા તે આ નહીં હોય. આ સમયે પણ તેણે જાહેર ભાષણો આપ્યાં હતાં. જો કે હિંદુધર્મની કેટલીક શાખાઓને ને તેને ઐક્ય ન હોતું તો પણ પરધર્મના લોકો કોઇ પણ હિંદુધર્મ ઉપર ધસારો કરતા તેને વાક્યચાતુરીથી દબાવી દેવામાં દયાનંદ સરસ્વતી એક્કો હતા. ખ્રીસ્તીધર્મનાં ખંડનના સંબંધમાં કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં સ્વામીએ ભાષણ આપ્યું તે સમયે મી. કુક સાહેબ પ્રત્યુત્તર આપવાને રોકાયા નહીં એ વાતથી કોઇ અજાણ્યું નથી. એમ કેટલેક ઠેકાણે હિંદુધર્મને તે ઢાલરૂપ થયા હતા. ઘણા કાળથી કોઈ મજબૂત કારણથી ચાલ્યા આવતા મૂર્તિપૂજનના વિષય ઉપર ખંડનને રૂપે, જેઓ તેનું સાંભળતા તેને બોધ દેતા. જો કે તે એક ઈશ્વર માનતા જણાતા તો પણ આ સમયે શ્રી શંકરાચાર્યના સિદ્ધાંતથી તેનું સિદ્ધાંત ઉલટું હતું. શંકરસિદ્ધાંત પ્રમાણે આત્મા અને પરમાત્મામાં ભિન્નભાવ નથી અને દયાનંદ સ્વામી પરમાત્મા અને આત્મામાં ભિન્નભાવ દેખાડતા હતા, તો પણ શંકરમતથી પોતે વિરુદ્ધ નથી એમ કેહેતા. જો કે કેટલીક ખામી હશે તો પણ પ્રસિદ્ધ ભાષણ કરી લોકોને પોતાની વાત સમજાવવાની યુક્તિ આગળ તે જણાતી નહીં. જો કે આ વાત કઠણ હતી તો પણ તેણે પ્રથમથીજ શાંતપણું રાખી પોતાનો દુરાગ્રહ છોડી દઈ સર્વે વિદ્વાનોની સાથે મળી સાર કાઢવાનું વિચાર્યું હોત તો સર્વેને લાભકારક અંત આવત અને આજે જે લોકો વખાણે છે તેના કરતાં વધારે વખાણત. જો એ પ્રમાણે બધા ગુણો એક ઠેકાણે ભેળા થાય તો પછી શું જોઇએ?

જો કે તેમનાથી ઘણા ધર્માધિકારિયોનાં અને ધર્મમાર્ગમાં ચાલનારાઓનાં મન દુખાયાં હશે તો પણ તેની આરંભની દૃઢતાપર નજર કરતાં તે હિંદુસ્તાનની નાની કે મોટી પણ એક જાતની સેવા બજાવનાર હતા એમ કહી શકાય; પછી તેનું પરિણામ તો જે થયું તે સહુ જાણતા હશે. કેટલાક તેને વખોડતા પણ તેનાં સાહસિકપણાંને જોઈ મોઢામાં આંગળી ઘાલી રહ્યા હશે એવું તેણે કરી દેખાડ્યું. હાલમાં તે જયપૂરતરફ હતા ને ત્યાંથી અજમેર તરફ મંદવાડને લીધે ગયા અને ત્યાં શરીર છૂટી ગયું. જયપૂરતરફ તો તેનો સત્કાર ઠીક થયો સંભળાય છે.

દુનિયામાં સુધારકો ઘણા થઈ ગયા અને હજી થતા જાય છે પણ ઉટલાં તેનાથી સુધારાને બદલે વધારે મતવાદનાં લાકડાં પેસે છે પણ હોય તે નીકળતાં નથી, એજ જગતની મોટી ચમત્કારિક વાત છે. દયાનંદ સરસ્વતીના ભાષણથી કેટલાક મહાઅજ્ઞાની હિંદુ કેહેવાતા લોકો ખ્રીસ્તી ધર્મમા જતા અટક્યા હશે તે વાત પુરી ઉપજાવે તેવી છે, પણ કેટલાકે આર્યસમાજને નામે જુદો માર્ગગ્રહણ કરવાથી એક નવો ફાંટો ફૂટ્યા જેવું થયું. એકે એક સભા સ્થાપી તો બીજાએ બીજી સ્થાપી અને પછી એક બીજાની સભાવાળાઓ એક બીજાના વિરૂદ્ધમતવાદીઓ થયા એવુ અધિક ભિન્નતાનું ફૂળ હજી સુધી નીકળેલું છે.

પેહેલું જ્યારે સ્વામીનું આંહીં આવવું થયેલું ત્યારે તો એક સ્ત્રીએ અગિયાર પતિ કરવા ઇત્યાદિ વાક્યોનો બોધ તેણે જનમંડળમાં કરેલ, એ આદિ કારણેથી કેટલાક ભોળા લોકો એમ આશંકા કરતા કે રખેને તે સ્વામીનોવેશ ધરનાર કોઈ અન્યધર્મી આપણાં મન ફેરવવા આવેલ હોય ? પણ એ આશંકા તો લોકોની ધીરેધીરે ટળી. તેમ પ્રથમના જેવું અસંબદ્ધ બોલવું આ પ્રસંગે ઓછું દીઠું તેથી પ્રથમના જેવો તેની ઉપર કટાક્ષ રહ્યો નહીં. આ ફેરાનો હિંસા અને મદ્યપાન તજવાવિશેનો બોધ સાર્વજનિક રીતે બોધકારક હતો તેથી તે લોકોને પ્રિય લાગતો. અફસોસ માત્ર એટલોજ રહ્યો કે સર્વ આર્યવિદ્વાનો અને સ્વામીનો વિરોધ મટ્યો નહીં, એકતા થઈ નહી, તત્વ નીકળ્યું નહીં અને

કોઈએ લોકોને સંદેહમાંથી કાઢ્યા નહીં. છેવટ તેના જવાથી હિંદુસ્તાનના હિંદુવર્ગને પોતામાં સુધારો કરનારની મોટી હાનિ થઈ છે અને આર્યસમાજસ્થોએ પોતાના સારે માર્ગે ચલાવનાર ગુરૂ જવાથી સર્વસ્વ ખોયું છે. તેનું શરીર પૂરાં ૧૦૦ વર્ષ જીવવું જોઈએ તેવું હતું પણ કાળની ગતિ આગળ કોનું જોર ચાલે અને કોની અટકળ કે ધારણા ખરી થાય ? અનાદિકાળનાં જગતમાં અનેક મનુષ્યરત્ન ઉત્પન્ન થાય છે ને અનેક લય થઈ જાય છે.

---

## जाणीती रमाबाईविषे.

(कन्यानामतिलालनात्परिणतिः साध्वी न संजायते*)

આ બાઈને તેના મુંબઈમાં આવવાથી સારી રીતે આપણે જાણિયે છિયે. બાળપણમાં તેના પિતાએ શ્રીભાગવત પાઠ કરાવેલું તેથી તે અવસ્થામાં તે પુસ્તકનું પારાયણ કરતી તેનેલીધે ગુજરાત-કાઠિયાવાડ આદિના કોઈ કોઈ ભાગમાં કંઈક પૈસા અને વખાણ પામી. રહેતે રેહેતે તેણે સંસ્કૃતમાં અભ્યાસ વધાર્યો. જયાંસુધી તે પોતાના પિતાની અને ભાઈની દેખરેખ નીચે હતી ત્યાંસુધી તે ઠીક રહી પણ તેની દેખરેખ દૂર થતાં પછી તે સ્વતંત્ર વિચારને માર્ગે ચાલી; તેનો મુખ્ય દાખલો એ કે તેણે પોતે બ્રાહ્મણ વર્ણની છતાં પોતાથી ઉતરતા વર્ણના પુરૂષ સાથે લગ્ન કર્યું. તેનાં આ કાર્યથી બ્રાહ્મસમાજસ્થો પ્રસન્ન થયા હશે પરંતુ બીજાઓ તેથી અતિ ખેદ પામ્યા. આ દિવસથીજ તેણે યોગ્ય નથી કર્યું એમ લોકો કેહેતા પણ તેને પરણનાર ગૃહસ્થ બાબુ વિપિન વિહારી એમ્. એ. બી. એલ્. મરણ પામતાં પછી જાણે તે કોઈને સાંભરતુંજ ન હોય તેમ થઈ ગયું. પતિનાં મરણથી વળી પાછી તે સ્વતંત્ર થઈ. એના કોઈ કોઈ વિ-

---

* કન્યાઓને અતિ લાડ લડાવવાથી તેનું પરિણામ સારું થતું નથી.

ચારો કેવા હતા તે વર્ત્તમાનપત્રદ્વારા આપણે વાંચેલું છે.

વિધવા થયા પછી સ્ત્રીધર્મનીતિનું પુસ્તક બાહાર પાડી પ્રસિદ્ધ થવાનું પગલું ભર્યું. પરદેશી વિદ્વાનો અને દેશી લોકો દૂરથી તેનું નામ અને અભ્યાસ સાંભળી વખાણ કરતા પણ તેઓ કેમ સમજે કે તે અસ્થિર મનની અને પરિણામે સ્વધર્મને ત્યાગ કરનાર નીવડશે. ખરેખર એ બાબતમાં 'ડુંગરા દૂરથી રળિયામણા' એ કેહેવત જેવુંજ થયું.

'રમાબાઈ ખ્રીસ્તી' એ શબ્દ સાંભળતાં આપણા કાન ચમકી ઉઠે છે, મન સંકલ્પ કરવા લાગી જાય છે અને હૃદય અત્યંત ખેદ કરે છે એનું કારણ એ કે અજ્ઞાનીલોકો સ્ત્રિઓને વિદ્યાભ્યાસ કરાવ્યાનું એ પરિણામ છે એમ માને છે. અમે તો કહીયે છિયે કે, એ પરિણામ અધુરા અભ્યાસનું છે. જેમ ઇંગ્રેજી કહેવતમાં કહ્યું છે કે, ઓછું જ્ઞાન એ ભય ભરેલું છે તેમ રમાબાઈનો અધુરો અભ્યાસ એજ એને અસ્થિર ચિત્તવાળી કરનાર થયો. જેઓ આટલા દિવસ તેને વખાણતા તે તેના ગુણ જાણીને નહિ પણ માત્ર સ્ત્રીજાતિ છતા પુરૂષના જેટલું ભણેલી જાણીને વખાણતા એમ આપણે માનીશકિયે. સ્ત્રીજાતિ છતાં વિદ્યાસારી સંપાદન કરી છે એમ દેખાડ્યા પછી તેણે સીમાવગર સ્વતંત્રપણું સંપાદન કરી દેશિયોનાં મનને બહુ દુખાવ્યાં છે. સર્વેને હવે નિઃસંદેહ રીતે જણાયું કે તે જે બોલતી અને કરવાનું કેહેતી તે માત્ર બહાર દેખાડવાનુંજ હતું. ખરેખર તેમણે સહુને બીજુંજ રૂપ બતાવી છેતર્યા. હમણાં થોડા માસઉપર જ્યારે તે મુંબઈ આવી ત્યારે સ્ત્રિયો અને પુરૂષો કોઈ દેવનાં દર્શન કરવા જાય તેમ આતુરતાથી તેને જોવા જતાં અને તે જે કાંઈ બોલે તે ફાટે મોંએ કોઈ મહાવાક્યની પેઠે સાંભળતાં. આમ કરીને કેટલાક લોકોએ તેના સ્વતંત્રતાના આનંદને વધારી દીધાથી તે ઉંચી ચડી, તેનું ફળ એજ થયું કે આખર તે દેશીઓની નજરમાં એટલી નીચી પડેલી થઈ ચુકી છે કે ફરીને આ જન્મમાં તો તેમની નજરમાં ઉંચી થવાનીજ નહીં. જે વિચારોએ તેને આ માર્ગે દોરી હોય તેને અમે વખાણી શકતા નથી. જો કે તે બ્રાહ્મધર્મ પાળતી તેથી અરધ ખ્રીસ્તીધર્મ અંગીકાર કર્યા જેવું તો

પ્રથમથીજ તેનું આચરણ હતું, કેમકે તે ધર્મમાં જાતિભેદ હોનો નથી; તો પણ ગમે તેવો તો પણ તે હિંદુધર્મ પાળે છે એમ લોકો જાણતા તેથી તેનો તે દોષ જવા દઈને માત્ર ગુણથી સંતોષ માનતા. પણ એણે જ્યારે ખ્રીસ્તીધર્મ અંગીકાર કર્યો ત્યારે તો હવે સર્વે જણ તેનાથી દૂર રહેવાના એમાં કશો શક નથી. થોડા દિવસોઉપર તેનો લખેલો કાગળ પ્રસિદ્ધ થયો હતો તેમાં સાફ ખ્રીસ્તી નથી થવું એમ લખ્યું હતું અને ત્યારપછી તરતજ તેણે તેથી ઉલટું કર્યું, ત્યારે તે કાગળમાટે પણ મોટી શંકા રહે છે કે એકદમ એવો વિચારનો ફેરફાર કેમ સંભવે ? જ્યારે તેણે વિલાયત જવાને અંતઃકરણમાં સંકલ્પ કર્યો ત્યારથીજ અમે તો માન્યું હતું કે વિધવા સ્ત્રીને ન ઘટે એવું અતિસાહસ તે કરે છે, તેથી તેના વિચારો કાંઈક પણ ફરેલા હોવા જોઈએ. મોટા આબરૂદાર અને ભણેલા નરો વિલાયત જઈ આવી પ્રવાસવર્ણન શિવાય બીજી કશી સેવા બજાવી શકતા નથી તો તે રાંક અબળા શું દેશની સેવા બજાવી શકવાની હતી ? એણે તો માંડ માંડ સ્ત્રીવર્ગને કેળવણી આપવા તૈયાર થયેલા આર્યલોકોને એકાએક ઉલટા વેહેમના સમુદ્રમાં બુડાડી દીધા જેવું કર્યું છે અને આથી જે સ્ત્રિયોની કેળવણીને ધકો પોહોચશે તેનો દોષ તેના ઉપર લોકો નાખે તો તેમાં નવાઈ નથી. સ્ત્રીની જાતિ હોઈને અને વળી ભણેલી હોઈને પોતાને ન ઘટે એવું પગલું ભરીને તેણે પાછળની સ્ત્રી-જાતિને બહુજ હાનિ કરી છે કે જે ઘણો કાળ સાંભર્યા કરશે. પુરૂષો બુદ્ધિવાન્ કેહેવાય છે છતાં ભણીગણીને કોઈ વાર એવી તો ભૂલ કરે છે કે કંઈ લખી શકાય નહીં, તો રાંક સ્ત્રી-જાતિ ભૂલ કરે એમાં શું આશ્ચર્ય છે ? આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે 'अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता, अशुचित्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः' (ખોટું બોલવું, સાહસ કરવું, માયા કરવી, મૂર્ખપણું, અતિ લોભીપણું, અપવિત્રપણું અને નિર્દયપણું, એ સ્ત્રિયોના સ્વાભાવિક દોષો છે.) ઈત્યાદિ વાક્યોને આપણા સુધારાવાળા હસી કાઢતા અને રમાબાઈનો પખસો આપતા, તેમને જ્યારે તેમના વિરૂદ્ધ વાળાઓ એ વાક્ય પાછું

સંભળાવશો ત્યારે તે બિચારાઓને પ્રત્યુત્તર આપવાની કશી બારી રમાબાઈએ રાખી હોય એમ જણાતું નથી મન અને ઇંદ્રિયોને વશ રાખવાને અને વિવેક આદિ ગુણો ગ્રહણ કરવાને માટે વિદ્યાભ્યાસ સાધન છે. પણ તેજ વિદ્યાભ્યાસ પાત્રમા ન પડે તો અમૃતનું ઝેર થયા જેવું થાય છે. રમાબાઈને પણ ઉત્તમ વિદ્યા અવિદ્યારૂપ થઈ, એમ આપણે દેશીઓના મોઢામાથી સાભળિયે છિયે, એ ઓછુ ખેદકારક નથી. તેણે ભલે વખારે પુણ્યાત્મા થવાના હેતુથી આવુ પગલું ભર્યું હોય પણ જ્યારે તેનું અસ્થિર મન તેને આટલે વયે પરધર્મમાં ઘસડી ગયુ, ત્યારે તેને તેમા પણ કેમ શાંત રેહેવા દેશે? સદાચારથી અને નીતિથી ચાલવું તથા સર્વની ઉપર માયાળુ રેહેવુ એ કોઈ પણ ધર્મમા સમાન હોવું જોઈએ અને તેથી સર્વ રીતે કોઈ પણ ધર્મમાં રેહેવું તે પોતાના ધર્મમા રેહેવાની બરોબર છે એમ કદી તેણે માન્યું હોય તો પણ ઉલટું તેમ માનીને તેને જે ધર્મમા પ્રથમથી હતી તેજ ધર્મમાં રેહેવુ યોગ્ય હતું તેણે જે સાહસથી પગલું ભર્યું છે તે આર્ય લોકોના ધારવામાં સર્વ વાતે અયુક્ત છે, અને તેથી એ જેવી આશીર્વાદને પાત્ર હતી તેવીજ હવે નિશ્વાસને પાત્ર થઈ છે. એણે આર્યદેશાની અબળાઓની કેવી સેવા બજાવી તે આપણે જોયું અને જાણ્યું. આ સમયે તો તેણે ખરેખરી સેવા ખ્રીસ્તીઓની બજાવી ખરી. જો તેને ખરેખરી પોતાના દેશનીજ સેવા બજાવવી હતી તો તેને પરદેશનો પ્રવાસજ ઘટિત ન હતો સેવા બજાવવાની વાત તો ઉપરની, બાકી મનના કંઈ રજોગુણ ભરાયેલો તેથી વિદેશ જવાનું ધાર્યું હશે. કોઈ પણ વસ્તુનો કે વિષયનો સંગ થયો તો પછી ઉત્તરોત્તર તેમાંથી અતિ અનર્થ થતો જાય છે. શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે—

'ध्यायतोविषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायतेकामः कामात्क्रोधोभिजायते ॥
क्रोधाद्भवतिसंमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

(વિષયોને ચિંતવન કરનાર માણસને તે વિષયોનેવિષે સંગ થાય છે, સંગ થયાથકી કામ (ઈચ્છા) થાય છે, કામ થયાથકી ક્રોધ થાય છે, ક્રોધ થયાથકી મોહ થાય છે, મોહ થયાથકી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનો નાશ થયાથકી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિનો નાશ થયાથકી પોતાનો નાશ થાય છે.)

આ વાત જગતમાં સાવ પ્રત્યક્ષ જણાઈ રહે છે. આવું આવું જેના વાંચવામાં આવેલું, ઘણું ભણેલી અને બીજાને બોધ આપનારી છતાં એટલું પણ તેને સુજ્યું નહિ કે આર્યજાતિમાં ઉત્પન્ન થયેલીને ખ્રીસ્તીધર્મને અનુસરવું સર્વ વાતે વિપરીત છે. અને એટલું પણ અંતરમાં ન આવ્યું કે એ પરધર્મ તે મારૂં શું કલ્યાણ કરશે? ભગવાન્ વ્યાસજી અર્જુનરૂપ પાત્રદ્વારા કહે છે કેઃ—

'શ્રેયાન્સ્વધર્મોવિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।
સ્વધર્મેનિધનંશ્રેયઃ પરધર્મોભયાવહઃ' ॥

(પરધર્મ પાળવા કરતાં ગુણવગરનો પણ પોતાનો ધર્મ કલ્યાણ કરનારો છે. સ્વધર્મમાં મરવું સારૂં છે. પરધર્મ ભયને આપનાર છે.)

આ વાતને પણ તેણે પોતાનાં ડોળાએલાં મનઉપર આણી નહીં એ મહા આશ્ચર્ય જેવું છે. આર્યધર્મમાં તેણે ઓછું શું દીઠું અને બીજે વધારે શું દીઠું? જો તેણે ઓછું કે વધારે દીઠું હોય તો આપણે જાણવું જોઈએ કે તેણે કશું જોયું નથી, કશું વાંચ્યું નથી, કશું ભણી નથી અને ધર્મનાં અતિશય ઊંડાં તત્વને પહોચી શકી નથી. પોતાનું તપાસ્યાવગર પારકાં ઉપર પ્રીતિ બાંધવી એ જેવું એકે બીજું અજ્ઞાન નથી. જે પોતાનું પ્રીતિપૂર્વક તપાસે છે તેને પારકાંપર પ્રીતિ થતીજ નથી. પણ અરે! આપણે એ બિચારી અબળાને શો દોષ કાઢવો? આર્યલોકોનાં ધર્મશાસ્ત્ર અને નીતિ પ્રમાણે સ્ત્રીજાતિ કદિ સ્વતંત્ર ન જોઈએ, પરંતુ રમાબાઈ સ્વતંત્ર રહી તેથી કેટલોક દોષ તેનાં સ્વતંત્રપણાંને ઘટે છે. એ સ્વતંત્રતાને વધારનાર કેટલાક હાલના સુધરેલાઓ થયા તેથી કેટલોક દોષ તેને ઘટે છે. ધણીવગરની સ્ત્રીને આટલી બધી સ્વતંત્રતા ન ઘટે એમ કદી કોઈ

સમજતા હોય તો પણ પ્રથમથી કેમ જાણવામાં આવે કે પરિણામ ઉલટું આવશે. ખરેખરો વાંક તો તેનાં ચંચળ અને સંદેહવાળા મનનો છે, કે જેણે તેને આટલો અનુભવ લીધા છતા પણ વસ્તુવિચારથી વેગળી રહેવા દઈ ઊંડી ખાડમા ધકેલી દીધી ખરેખર તેનાં ભાગ્યે તેને ભૂલવી તે એવી ભૂલવી કે અવળી રીતે આર્યા તેને ઘણો કાળ સંભાર્યા કરશે.

આ ઉપરથી અમે અમારા આર્ય બંધુઓને છેવટ ધીરજ આપિયે છિયે કે, રમાબાઈ ખ્રીસ્તી થઈ ગઈ એ વિદ્યાનો દોષ નથી પણ તેની અધુરી કેળવણીનો દોષ છે; માટે તમારે તમારી બાળાઓને કેળવણી આપવામા પછાત રહેવું નહી પણ એવા ઉપાયો લેવા કે જેથી તેમને તે તેમની કેળવણી ઉપયોગી થઈ પડે. તમારે તમારા વિદ્વાનોની એક મંડળી કરી સર્વે સ્ત્રિયોને વાંચવાલાયક પુસ્તકો તયાર કરાવવાં તેની અંદર પ્રથમથીજ તેમના અંતઃકરણમા તમારા ધર્મના નિર્મળ તત્વોની છાપ પાડવી, અને તેમને તેમના ખરા ધર્મથી એટલી પરિપૂર્ણ કરવી કે તેમના મગજમા તે સબંધી દૃઢ નિશ્ચય થાય. અને આપણા સાધારણ ધર્મ ઉપરાંત તેમના વિશેષ અને વ્યાવહારિક ધર્મ કેવા છે અને તેમણે તેમને કેવી રીતે વળગી રહેવુ ઘટે તેનું તેમને નિરંતર મનન કરાવવું ઘટે છે.

---

## चंद्रप्रभाचरित्र.

(ચાલણ પાને ૨૩ થી.)

આ કેટલું પાપ છે! આવી રીતે ક્રોધને વશ થનાર હું અલ્પજ્ઞને ઈશ્વરે પોતાની જીભેજ આવા આનંદમય પ્રદેશથી દૂર રહેવાનો દંડ કરાવ્યો તે ઘટેજ છે. ઇત્યાદિ ઘણી વાર પશ્ચાત્તાપ કરી નિઃશ્વાસ મૂકી એક લોઢાના ખીલાથી તે પૂતળીની પછવાડે રહેલી શિલાઉપર તેણે 'કોઈએ પણ આંહી રાતદિવસ ન રહેવું, ને જે રહેશે તે માણિક્યમય થઈજશે માટે કોઈએ પ્રમાદથી આંહી આવી ચડાયું હોય તો પૂર્વના પર્વતની ગુફામાં કે પશ્ચિમના પર્વતની ગુફામાં જઈ રેવું.' એ

રીતે લખ્યું અને પોતે તરત પોતાનું મૃગચર્મ, કમંડલુ, ભસ્મપાત્ર, દર્ભાસન, ઉર્ણાસન, રૂદ્રાક્ષમાળા, વિગેરે પોતાની સામગ્રિ સર્વ લઈ પશ્ચિમ તરફની ગુફામાં ચાલ્યા ગયા. શૃંગારમંજરી અને લાવણ્યલતિકા એટલે દૂર લતાકુંજમાં બેઠાં હતાં કે જેથી તે માત્ર તે સર્વ દેખતાં હતાં. કાંઈ પરસ્પર વાત કરે છે એમ જાણતાં હતાં પણ જ્યારે મુનિ પશ્ચિમ તરફની ગુફામાં ગયા ત્યારે નિર્ભય થઈ એકદમ કલ્હારકલિકા પાસે આવી આનંદથી આલિંગન કરી બોલવા લાગાં કે 'બેન! તું મોટી ભાગ્યશાળી છે, કે તને મુનિરાજે બાળીને ભસ્મ કરી ન નાંખી. બેન! કેહુનો ખરીકે તે તારી સાથે શું વાતો કરીને ગયા. ખરે'તારી ધીરજ, હિમ્મત, અને કલાકૌશલ્ય વખાણવાલાયક છે. પણ તું બોલતી કેમ નથી? શું મુનિરાજ સાથે વાતો કરી તેના અહંકારમાં હવે અમજેવી સખિયોને પણ નહીં બોલાવ? અથવા એ તો ખોટો વિચાર અમારો છે. તારાવિષે કદીપણ એવો અહંકાર હોયજ નહીં. ખરે, કાંઈ કારણથી તું બોલતી નથી. એ પ્રમાણે કલ્હારકલિકા હજી ઉંઘતીજ છે એમ માની બોલાવતાં બોલાવતાં બેયની નજરે ઉપરના શિલાલેખની પંક્તિ જોવામાં આવી, જે વાંચતાજ બેયજણિયો 'અરે હાય! બેન કલ્હારકલિકા! શું તું એકદમ મહામુનિના પ્રભાવથી માણિક્યમય થઈ ગઈ છે! હાય હાય! હવે અમને તારા જેવું સખીરત્ન ક્યાં મળશે'? એમ બોલતાં બોલતાં બેયજણીઓને મૂર્છા આવી જતાં પડી ગઈ. કેટલીક વારે તે બેય અપ્સરાઓની મૂર્છા ઉતરી ગઈ અને સંજ્ઞા આવી એટલે ધીરે ધીરે તેઓએ સ્વસ્થ થઈ ચારે કોર જોવા માંડ્યું. જે જે પ્રદેશો પ્રથમ તેઓને સુખદ જણાતા હતા તે તે પ્રદેશો હવે તેને પોતાની પ્રિયસખી કલ્હારકલિકાના વિયોગથી દુઃખદ થઈ પડ્યા; જે જે સ્થલો તેને પ્રથમ મનોહર લાગતાં હતાં તે તે હવે અમનોહર લાગવા માંડ્યાં; જે સુંદર સરોવર પ્રથમ તેનાં હૃદયને વિનોદ આપતું હતું તે હવે તેનાં હૃદયને ભેદવા લાગ્યું; જે જે પક્ષિયોના કોલાહલો પ્રથમ તેઓનાં હૃદયમાં આનંદ વર્ષાવતા હતા તે તે કોલાહલો હવે ખેદ વર્ષાવવા લાગ્યા; અને જે જે વૃક્ષો, લતાઓ તથા વનસ્પતિયો પ્રથમ

લાવણ્યલતિકા બોલી કે 'પ્રિયસખિ શૃંગારમંજરિ! આવિષે આપણે એકમત થઇ જે પ્રથમ નિશ્ચય કરેલ છે એજ ખરોબર અને ઉત્તમ છે. કઠણમાં કઠણ કામ છેવટનુંજ છે, અને તે તમારાવિના બીજી કોયથી થઇ શકવાનુંજ નથી; માટે પ્રથમ મારે જવું એવી મારી પ્રાર્થના છે. આ વિષયમાં તમારે મનમાં કાંઇ ઓછું લાવવાનુંજ નથી; કેમકે તમે માત્ર અમારાં સર્વનું હિત કરવા માટેજ રહ્યાં છો, તેમાં શું ઓછું લાવવા જેવું કારણ છે? માટે હું હવે છેલા પ્રણામ કરી તે મહામુનિને મોહ પમાડવા જાણં છું'. એમ કહી લાવણ્યલતિકા ચાલવા માંડી ત્યારે શૃંગારમંજરી બોલી કે 'પ્રિય સખિ લાવણ્યલતિકા! જરા ઉભાં રહો, હું પણ તમારી સાથે આવું છું અને ત્યાં કોય લતામંડપમાં છપાઇને છેટી ઉભી રહીશ. તમારી શી દશા થાય છે તે હું જોઇશ. ઇશ્વરકૃપાથી તમારો જયજ થાશે એવી હું આશા રાખું છું, પણ કદી તેમ નહિ થાય તો મારી પ્રતિજ્ઞા પ્રમાણે કરવા હું ચુકીશ નહીં માટે તે વિષયમાં નિશ્ચિંત રેહેજો. હવે આપણે કાંઇ ફરીને આ પ્રદેશમાં આવવું નથી માટે આપણી પ્રિયસખી કલ્હારકલિકાની મનોહર મૂર્તિને આપણે છેલી વાર નિરખી લેઇયે.' એમ કહી લાવણ્યલતિકાનો હાથ ઝાલી કલ્હારકલિકાની પ્રતિમા પાસે જઇ અશ્રુભરેલ નેત્રે 'પ્રિયસખિ કલ્હારકલિકા! તું જયાં હો ત્યાં વિશ્વાસ રાખજે કે તારી સખી શૃંગારમંજરી જયાંસુધી જોનાર છે ત્યાંસુધી કદી તને આ દુઃખથી મુક્ત કર્યાવિના રેશેજ નહી.' તેના સહા ર તેજ માણિક્યમય શિવાલયમાં બિરાજેલાં માણિક્યમય શિ માણિક્યમય પાર્વતીની પ્રતિમાને, માણિક્યમય ગંગાજીની પ્ર અને માણિક્યમય ગણપતિ, માણિક્યમય નંદી અને માણિક્યમય હ માનની પ્રતિમાને પ્રણામ કરીને 'હે દીનબંધો! હે જગદ્બંધો! હે પાર્વતીપ્રાણબંધો! આપ અમારા પ્રાણપતિયોનું અને અમારૂં સર્વ ઠેકાણે કલ્યાણ કરશો' એમ કહી ચાલવા લાગી ને તે સાથે લાવણ્યલતિકા પણ તેજ પ્રમાણે પ્રાર્થના કરી ચાલવા લાગી. ઉગ્રતપામુનિના પદપંક્તિના એધાણને આધારે તેઓ ચાલતાં ચાલતાં એક પર્વતની ગુફા-

માં આવી તેમાં પણ ધીરજ રાખી પ્રથમની પેઠે ચાલી જઈ એક સુંદર પ્રકાશવાળા પ્રદેશમાં આવી પોહોચ્યાં. જેવો પ્રથમનો પ્રદેશ હતો તેવોજ આ પ્રદેશ હતો, જેવું પ્રથમનું સરોવર હતું તેવુંજ ત્યાં સરોવર હતું, જેવું પ્રથમ શિવાલય હતું તેવુંજ ત્યાં શિવાલય હતું, અને જેવી પ્રથમના પ્રદેશમાં લતાઓ વૃક્ષો વનસ્પતિયો જલપક્ષિયો અને સ્થલપક્ષિયોની શોભા હતી તેવીજ ત્યાં પણ શોભા હતી. તે શિવાલયમાં ઉગ્રતપા મુનિ સમાધિસ્થ થઈ દૃઢ આસનથી બેઠા હતા તેને જોઈ લાવણ્યલતિકાએ કહ્યું કે 'પ્રિયબેન શૃંગારમંજરિ ! આપ હવે આ લતામંડપમાંજ રોકાઈ જાઓ. જુવો આ શિવાલયમાં તેજ મહામુનિ બિરાજે છે. માટે આપને સાથે રહેવું ન જોઈએ.' આવું લાવણ્યલતિકાનું વચન સાંભળી શૃંગારમંજરી 'બેન લાવણ્યલતિકા ! હું તમારૂં વચન માન્ય કરૂં છું. તમારાં કૃત્યમાં તમને ઈશ્વર જય આપે એમ ઈચ્છું છું.' એમ કહી તેજ લતામંડપમાં ધીરેથી બેઠી અને લાવણ્યલતિકા ઉત્સાહથી આગળ ચાલી. લાવણ્યલતિકાનું લાવણ્ય કાંઈ અદ્ભુત પ્રકારનુંજ હતું તેથી તે મણિમય અલંકારોને તિરસ્કાર કરતી હતી, એટલુંજ નહીં પણ જે અંગ અલંકારથી શોભાયમાન લાગે તે અંગની શોભામાંજ ધિક્કાર છે એમ માની, કાંઈ પણ અલંકાર કોય પણ વખત ધારણ કરતી ન હતી. જેમ અલંકાર ધારણ ન કરતી તેમજ વસ્ત્ર પણ નાનાપ્રકારના રંગબેરંગી ધારણ ન કરતી. નિરંતર ધોળાંજ વસ્ત્રો ધારણ કરતી ને માત્ર પોતે જન્મથીજ પૂર્વજન્મના સંસ્કારને લીધે પરમશિવભક્ત હતી તેથી શુદ્ધ સ્ફાટિકમણિની એકાવલિ કંઠમાં, સ્ફાટિકમણિનાં કર્ણપૂર કર્ણમાં, અને સ્ફાટિકમણિનાં કંકણ હાથમાં ધારણ કરતી, પણ તેનાં રૂપની સ્વાભાવિક કાંતિજ અતિ શુદ્ધ સ્ફાટિકમણિને પણ હશી કાઢે એવી હતી. લાવણ્યલતિકાએ કલ્હારકલિકાની પ્રમાણે નૃત્ય કર્યું ! અને હાવભાવ વિગેરે મુનિને મોહ પમાડવાનાં પ્રયત્નો કરી જોયાં અને તે સર્વ પ્રદેશને શોભાવી ધીરે ધીરે તે શિવાલયમાં જઈ પોહોચી. સ્વરથી ગાન કરવા માડ્યું, જે સાંભળી ઉગ્રતપા. જાગ્રત થઈ નેત્ર

ઉઘાડી જુવે છે ત્યાં જેમ પ્રથમનો પ્રદેશ માણિક્યમય લાગતો હતો તેમજ આ સમયે તે પ્રદેશ લાવણ્યલતિકાની સ્વાભાવિક શરીરની કાંતિ અને સ્ફાટિકમણિના અલંકારોથી સ્ફાટિકમણિમય હોય નહિ જાણે તેવો શોભતો હતો. આ રચના જોઈ તરત મુનિરાજ ઉગ્રતપા પ્રથમની પ્રમાણે બોલ્યા કે 'પુત્રિ લાવણ્યલતિકા ! હું તને સારી રીતે ઓળખું છું કે તું પૂર્વજન્મની દેવકન્યા છે અને મને છેતરવા આવતાં મારાજ શાપથી મનુષ્યના જન્મને પ્રાપ્ત થઈ છે. તારૂં ઉત્તમોત્તમ દેવપણું છુટી મનુષ્યપણું પ્રાપ્ત થયું, ઉત્તમોત્તમ સ્વર્ગભૂમિ છોડી ભૂલોકની ભૂમિમાં આવવું થયું અને ઉત્તમોત્તમ સુખ છોડી અનેક દુઃખોને તું પ્રાપ્ત થઈ તો પણ તેં તારો જાતિસ્વભાવ છોડ્યો નહીં ત્યારે અવિવેકનું ફલ ભોગવ. પણ જેમ મારા તપનો ભંગ કરવા પ્રયત્ન કરી તેં મારૂં મન દુખાવ્યું છે તેમજ આ તપોવનને તારી સ્વાભાવિક અંગની કાંતિથી અને અલંકારની કાંતિથી સુશોભિત કરી મારા મનને આનંદ પણ આપેલ છે. માટે જેવો આ તપોવનનો પ્રદેશ સ્ફાટિકમણિમયજ દેખાય છે તેવોજ નિરંતર રહે અને તું પણ સ્ફાટિકમણિની શિલાની પુતળી હોય તેમ તારા પાપનો ક્ષય થાય ત્યાંસુધી આંહીજ અચલ રહે. આજથી કોય પણ દેવ દાનવ કે માનવ આંહિ રાતદિવસ રેશે તો તે સ્ફાટિકમણિમય થઈ જાશે.' આ વચનોની સમાપ્તિ થાતાંજ લાવણ્યલતિકા સ્ફાટિકમણિની પુતળી થઈ ગઈ. ત્યારપછી તરત ઉગ્રતપાને પ્રથમની પ્રમાણેજ પશ્ચાત્તાપ થયો અને પ્રથમની પ્રમાણેજ, પોતાને તે પ્રદેશ છોડવો પડશે એવો વિચાર થયો કે તરત તે પુતળીની પાછળની શિલામાં નીચે પ્રમાણે શ્લોક લખ્યો. (અપૂર્ણ.)

---

## सर्वने शानी अगत्य छे ?

**(वसंततिलका.)**

જે દેવ દીનજનનાં બહુ દુઃખ કાપે,<br>
એમ કહો. અતિ અંતરમાંહિ આપે;<br>
સોણે પ્રાર્થના કરી ભાવ જણાય સત્ય,<br>
આધારે તેઓ આલી સહુને અગત્ય.

| | | | | |
|---|---|---|---|---|
| દ્વારકા મુખ્ય સ્કુલના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. નારણજી નંદલાલ નાયબ ફોજદારના | ૧૯૪૦ ના | ૧ | ૬ | ૦ |
| રા. મગનલાલ કાળીદાસના ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| રા. દોલતરાય લક્ષ્મણરાયના ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| શા. કરમચંદ પ્રેમચંદના ... | ,, | ૧ | ૧૫ | ૬ |
| રા. રા. વકીલ ઇચ્છાશંકર જીવરામના | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. છોટાલાલ જીવણલાલના ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |

**જેઓનું** લવાજમ બાકી હોય તેમણે તરત મો[illegible] કૃપા કરવી.



## જાહેરખબર.

---

ગોપાળરાવહરિમેમોરિયલફંડના વ્યાજમાંથી રૂ. ૧૭૫ (પોણાબસેં)નું ઇનામ આપીને "હાલના આ દેશની ખેતીવાડીનું વર્ણન" એ વિષય ઉપર નિબંધ લખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે માટે નીચેની શરતોને અનુસરીને એ વિષયઉપર ઉત્તમ નિબંધ લખનારને ઉપરનું રૂ. પોણાબસેંનું ઇનામ આપવામા આવશે.

૧ એમાં આ દેશની જમીનની જાતો, ખેતીના ઓજારો, તેઓનાં ભિન્ન ભિન્ન નામો તેઓના ઉપયોગ, જુદી જુદી જાતનાં હાલમા વપરાતાં ખાતરો, જુદા જુદા ભાગમા થતાં જુદી જુદી જાતના અનાજ, કઠોળ, શાક, કંદ, ફળ વગેરે શી રીતે ઉત્પન્ન થાય છે, તેઓના છોડ, વેલા, ઝાડ વગેરે શી રીતે વાવવા તથા ઉછેરવામાં આવે છે, બીજ કેવી રીતે પસંદ કરવામા આવે છે, કઇ મોસમમાં કયુ ધાન્ય, કંદ, કઠોળ, ફળ વગેરે કયે ઠેકાણે પાકે છે, એ કામમાં મેહેનત તથા ખર્ચ કેટલું થાય છે, ખેડુતો શું શું કરે છે, તેમની માહીતી કેટલી છે વગેરે હાલ ચાલતી ખેતીવાડી સંબંધી જેવી છે તેવી હકીકત દર્શાવવી. એમા અમુક બાબત કે રીત સારી છે વા ખોટી છે અથવા અમુક પ્રકારના સુધારા અને ફેરફાર કરવાની જરૂર છે વગેરે હકીકતવિષે કદાપિ એક નાનું પ્રકરણ છેવટના ભાગમાં લખ્યું હશે તો હરકત નથી. પણ તેને આ નિબંધના પ્રાધાન્યવિષયમા ગણવામાં નહિ આવે. કારણ કે આ નિબંધની મુખ્ય મતલબ હાલમા ખેતીવાડીનું કામ કેવુ અને કયે પ્રકારે જુદા જુદા ભાગોમાં ચાલે છે તે વિષેની ખરી હકીકતનો સંગ્રહ કરવાની છે.

૨ નિબંધનું કદ બુદ્ધિપ્રકાશ જેવાં છાપેલાં ૭૫ પૃષ્ઠ થાય એટલું, ઓછામાં ઓછું થવું જોઇએ.

૩ જે જે ભાગની ખેતી વગેરે વિષે લખવામાં આવે તે તે ભાગનાં નામ વગેરે હકીકત લખવી. આ નિબંધમાં આખા દેશની ખેતીવિષે હકીકત માગી છે.

૪ લખાણમાં ભાષા શુદ્ધ અને સરલ વાપરવી તથા અક્ષર પણ સારા અને વંચાય તેવા લખવા. લખેલા નિબંધો તા. ૩૦ મી માહે એપ્રિલ સને ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનાર તરફ મોકલી દેવા. મુદતવિત્યે કોઈનો પણ નિબંધ દાખલ કરવામાં નહિ આવે.

૫ તપાસનાર કમિટીને જે નિબંધ સૌથી સરસ અને ઇનામ આપવા લાયક જણાશે તેનેજ ઇનામ આપવામાં આવશે. એકે નિબંધ બરાબર લાયક નહિ હોય તો કોઈને ઇનામ નહિ મળે.

(સહી) મહીપતરામ રૂપરામ.

આમદાવાદ — ઓનરરી સેક્રેટરી ગુ. વ. સોસાઇટી.

તા. ૨૦ મી અકટોબર સને ૧૮૮૩.

---

## सावित्रीचरित्रं छायानाटकं.

---

शीघ्रकवि शंकरलाल माहेश्वरनुं रचेलुं पातिव्रत्यप्रभावदर्शक आ संस्कृत नाटक दीपोत्सवीने दिवसे तैयार थई बहार पड्युं छे. तेनी किंमत रु. १।, टपालखर्च आना २, ने सोळपेजी सुपररोयल पृष्ठ ३२९ छे. ते नीचेने ठेकाणेथी मळशे.

मुंबइ, पंडित ज्येष्ठाराम मुकुंदजी ठे० ममादेवीना दक्षिण दरवाजा पासे.

" आर्यधर्मप्रकाश चोपानियानी आफीसेथी (अमारे त्यांज.)

" निर्णयसागर प्रेसमां पुछवाथी ठे० भांगवाडी काळकादेवी रोड.

" वैद्यराज जटाशंकर विठ्ठलजीने पुछवाथी ठे० काळकादेवी रोड माजनवाडी.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

पुस्तक १२ मुं. पौष, संवत् १९४०. अंक ३ जो.

### वसंततिलका.

अग्रे मनोहरिण ते विषयाधकूपा-
श्चितादुरंतदववन्हिशिखाश्च पार्श्वे
पृष्ठे च कालशबरस्तदिहार्यधर्मा-
रण्यं समाश्रय शरण्यमचित्यसौख्यं ॥ १ ॥



છપાવી પ્રકટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.
મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૩ ઈસવી

मूल्य वर्ष १ नो रु. १॥ आगाउथीज.
टपालखर्च आना ३ जूदुं.

## શાર્દૂલવિક્રીડિત.

દાબે દેવ અનેક દીનજનને દાડી દયા દૃષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કૃષ્ણને કાપજો,
સત્યમા સુવિચાર સત્સમય ને સત્કર્મને આપજો.

## નિચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|
| રા. સ્કુલમાસ્તર શાંકળેશ્વર ઉમીયાશંકરના | ૧૯૩૮-૩૯ ના | ૨ | ૧૦ | ૦ |
| રા. રા. હરિલાલ છગનલાલ સત્યવાદી સબોર્ડિનેટ જડજના | ૧૯૩૯-૪૦ ના | ૩ | ૬ | ૦ |
| રા. પંડ્યા દયાશંકર મુકુંદજીના ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| રા. જોશી મુળશંકર જયશંકરના ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| રા. દલપતરામ નિર્ભયરામના ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| રા. હરિશંકર ઇશ્વર ગોહેલવાડ શીરસ્તેદારના | ,, | ૧ | ૧૧ | ૦ |
| રા. સરવૈયર દેવશંકર જોઇતારામના ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| લાઠીસંસ્થાન લાઇબ્રેરીના ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| ખારાઘોડા રીડિંગરૂમના ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| રા. મોતીલાલ લાલજી અમીનના ... ... | ૧૯૩૯-૪૦ ના | ૨ | ૧૫ | ૦ |
| સચીણ સંસ્થાનની લાઇબ્રેરીના ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. પંડ્યા લક્ષ્મીરામ નાગરજ્ઞાનવર્ધક સભાના ઓનરરી સેક્રેટરીના ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| દરબાર શ્રીમંગળજી રામજીના ... ... | ૧૯૩૯-૪૦ પેટે | ૨ | ૦ | ૦ |
| રા. રા. મનઃસુખરામ સૂર્યરામના ... ... | ૧૯૩૯ ના | ૧ | ૮ | ૦ |
| અખંડપ્રતાપ શ્રી વાકાનેર દરબાર તરફના ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| દેવગઢ નેટિવ લાઇબ્રેરીના ... | ૧૯૩૯-૪૦ ના | ૨ | ૫ | ૦ |

# आर्यधर्मप्रकाश.

पुस्तक १२ मुं. पोष, संवत् १९४०. अंक ३ जो.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

यावज्जननंतावन्मरणं तावज्जननीजठरेशयनं ।
इतिसंसारेस्फुटतरदोषः कथमिहमानवतवसंतोषः ॥१४॥*

જ્યાંસુધી જન્મ છે ત્યાંસુધી મરણ પણ છે અને ત્યાંસુધી માતાના ઉદરમાં આવવાનું પણ છે. સંસારમા આ પ્રમાણે દેખીતો દોષ છે ત્યારે હે માનવ! તને તેમાં કેમ સંતોષ છે?

પૂર્વજન્મમાં જેવાં કર્મ કર્યાં હોય તેવા કર્મનું સારૂં કે માઠું ફળ ભોગવી, પાણી, ઔષધિ અને વીર્યદ્વારા ફરીને પ્રાણીઓના ઉદરમાં આવી તેવી જાતિનો દેહ ધારણ કરવો પડે તે જન્મ કેહેવાય. પુણ્યનો વિશેષ ભાગ હોય તો મનુષ્યાવતારનો સંભવ છે અને તેમ ન હોય તો પછી બીજી જાતિમાં સંસ્કાર પ્રમાણે અવતાર આવે છે. કોઈવાર એમ પણ થાય છે કે વધારે પુણ્યના ભાગથી મનુષ્યાવતાર આવે છે તો પણ તેમાં પશુના કરતાં પણ અનેક અણચિંતવી આપત્તિયો માથે આવી પડે છે; અને કોઈ વાર એમ પણ બને છે કે ઓછા પુણ્યના ભાગથી પશુઆદિ અવતારો આવે છે તોપણ મનુષ્યના કરતા પણ અનેક સુખ ભોગવી અતિ આનંદમાં જીવતર ગાળે છે. આ કેવો ઈશ્વરી માયાનો

*તેવાજ ભાવમાં હરિગીત.
જ્યાંસુધી જન્મ થયા કરે છે મરણ પણ છે ત્યાંસુધી,
તેમજ જનેતાના જઠરમાં શયન તારે ત્યાંસુધી;
માનવ આ સંસારમાં પ્રત્યક્ષ એવો દોષ છે,
તો પણ કહે શા કારણે તેમા તને સંતોષ છે?

ચમત્કાર ! એક કોઈ પશુ કોઈ ધનવાનની પ્રીતિનું પાત્ર થાય તો તે કેટલું ખધું દેખીતું સંસારનું સુખ પામે છે ? નિરંતર ખાવાને મિષ્ટાન્ન મળે, ઓઢવાને મખમલનાં વસ્ત્ર મળે, બેસવાને મશરૂના ગાદીતકિયા મળે, પેહેરવાને સોનાનાં કે મોતીનાં ઘરેણાં મળે, રેહેવાને સુંદર મેહેલ મળે, સુવાને સુંદર શણગારેલા પલંગ મળે, નહાવાને સુગંધી સાબુ અને ઉનાં પાણી મળે, ચાકરી કરવાને અને સંભાળ રાખવાને બે ચાર ચાકરો પાછળ ફર્યા કરે, અને ક્યાંઇ આઘું-પાછું જાય તો સર્વને ચિંતા ઉત્પન્ન થાય. તેને પાળનારા બકીયો ભરે, લાડ લડાવે અને ઇશ્વરેચ્છાથી મરણ પામે તો અંગનાં બાળક કરતાં પણ વધારે શોક કરે. આવું પશુ આજકાલ ભાગ્યશાળી શ્વાન ઘણે સ્થળે આપણે જોઇએ છિયે. આની સાથે એક ભીખારીની સ્થિતિ મેળવિયે તો તેમાં કેટલો ફેરફાર છે તે જણાય.—બિચારાને ખાવાને રોટલાનો કટકો પણ માંડ માંડ તિરસ્કારથી મળે છે, પેરવાને ફાટેલાં ચીથરાં પણ પૂરાં મળતાં નથી, સુવાને સપાટ જમીન પણ કોકજ સમયે હોય ત્યારે પલંગની તો વાતજ શી કરવી, રેહેવાને પાદડાંનું ઝુપડું પણ કોકજ સમયે હોય છે, કોઈ ચાકરી કરે નહિ, કોઇ આજ્ઞા ઉઠાવે નહિ, ભુખ્યા-તરસ્યાંની કોઇ ચિંતા કરે નહિ, ટાઢે થરથરવું પડે, તાપ સહન કરવા પડે, વરસાદ વેઠવા પડે, અને જેટલાં કહિયે તેટલાં સંકટ સેહેવાં પડે અને છેવટ મરણ પામે તો શોક કરવો તો રહ્યો પણ માર્ગે ચાલતાં માણસ એક મુવેલા ઉંદરની માફક તેને ઢસરડી ફેંકી દે. અહો ઉત્તમ જન્મ પામીને પણ કેટલી વિશમતા ! આનું ફળ પ્રારબ્ધયોગવિના બીજું શું કલ્પી શકાય ? જુવોને પક્ષીઓ પણ કેવાં કેવાં સુખ ભોગવે છે !— સોનાનાં કે હીરા-મોતીથી જડેલાં પાંજરામાં રહે, જેને છીંક આવતાં હજારો અનુજીવિયો ખમાં ખમાં કરતા હોય એવા સત્તાવાન લોકો પોતાના કોમળ કરથી પાંખો સાફ કરે, ખાવાને સુંદર દાડિમના દાણા આદિ મેવો મળે, પીવાને અમૃત જેવું પાણી ઘરિયે ઘરિયે મળ્યા કરે, ટાઢ-તડકો ન લાગે તેને માટે નિત્ય સંભાળ રહે, સુંદર રાજમેહેલમાં નિરંતર વાસ રહે, જેનું મન કોઇ પણ ખેંચી ન શકે તેવાં ગંભીર

પ્રકૃતિનો અમીર માણસો તેને બોલાવ્યા કરે, માન આપે, છોકરા કરતા વધારે વહાલથી મીઠી નજરે જુવે, એને માટે એકથી વધારે રૂપૈયાનું ખર્ચ કરે અને મરણ પામે તો અત્યંત શોકમા તેના પાળનારો પડી જાય. જુવો આ પણ એક ઈશ્વરી માયાનો અને પ્રારબ્ધનો મહિમા ! આમ પશુ કે પક્ષી ગમે તેવા સુખ ભોગવે અને ગરીબ મનુષ્યો ગમે તેવાં દુઃખ ભોગવે તો પણ મનુષ્યજન્મ ઉત્તમ કહેવાય સાધારણ રીતે વિચારતા પશુ-પક્ષી આદિ પ્રાણી જેવાં પરાધીન અને પીડા પામનાર છે તેવા મનુષ્યપ્રાણી પરાધીન અને પીડા પામનાર નથી. પશુ-પક્ષીઓ પોતે પોતાની મેળે પીડા થાય તેવુ કરતા નથી પરંતુ બીજાઓ તેને પીડા પમાડે છે અને મનુષ્યોને બીજું કોઈ પીડા કરનાર નથી તો પોતે પોતાની મેળે પીડા પામે છે. નાના મોટા મળીને અસંખ્ય પ્રાણિયોની અસંખ્ય જાતિઓ છે પણ મુખ્ય વિચાર કરિયે તો તેનો ચાર જાતિમા સમાવેશ થાય છે. જેમ કે,— જરાયુજ[1], અંડજ[2], સ્વેદજ[3] અને ઉદ્ભિજ્જ[4], આ ચાર જાતિ. તેને બે વિભાગથી વેચીએ તો સ્થાવર અને જંગમ એવા મુખ્ય બે ભેદ છે. જેટલા હાલી ચાલી શકે તેટલા જગમ કહેવાય અને જેટલાં સ્થિર રહે તેટલા સ્થાવર કહેવાય. આથી સ્પષ્ટ સમજાય છે કે પૃથ્વીમાથી ઉત્પન્ન થનાર વૃક્ષ આદિ પણ પ્રાણીઓજ છે. જગતમા મનુષ્યની બનાવટ શિવાયના ઉત્પન્ન થતા, વૃદ્ધિ પામતા અને નાશ પામતા નામરૂપવાળા પદાર્થો પ્રાણવાળાજ માનવામાં આવે છે. આ વિચાર અતિ સૂક્ષ્મ છે એટલે તેનુ વિસ્તારથી વિવેચન અહીં થઈ ન શકે. સમજવાનુ એમા એટલુંજ છે કે ગમે તો સ્થાવરમા અને ગમે તો જંગમમાં અવતાર આવે પણ જ્યાં આવે ત્યાં જન્મ થયો કહેવાય. સ્થાવર પ્રાણીઓ જેવા જગમ પ્રાણીઓને સુખ આપનાર છે તેવા જંગમ પ્રાણિયો સ્થાવરને સુખ આપતાં નથી.

---

૧ ઓરથી થનારા. ૨ ઈંડાથી થનાર. ૩ પસીનાથી થનારા. ૪ ફુટી ફૂટીને પૃથ્વીમાંથી થનારા

એક વૃક્ષઉપરજ* વિચાર કરિયે તો તે કેટલો બધો ઉપકાર આપણી ઉપર કરે છે, તે જણાય. સુંઘવાને ફૂલ આપે, ખાવાને ફળ આપે, ટાઢ તડકો અને વરસાદ સહન કરી આપણને તેનાથી બનતું રક્ષણ કરે, ઔષધ માટે છાલ અને પાન આપે અને છેવટ પોતાનું અંગ (કાષ્ટ) પણ બાળવા માટે આપી દે. એનામાં આપવાની શક્તિ નથી ને સમજણ પણ નથી એમ શંકા થાય તો તે ખોટી નહિ, પણ વિચારવું જોઇએ કે તેને ગમે તે પ્રકારે પણ અતિ પરોપકારી કહ્યા વગર ચાલે તેમ નથી. વૃક્ષાદિકનો અવતાર અતિ નેષ્ટ કેહેવાય છે પણ અમે તો ઘણે પ્રકારે તેને ઉત્તમ માનિયે છિયે. એ અવતારમાં અન્ય પ્રાણિઓઉપર અતિ ઉપકાર થાય છે તે કાંઈ ઓછું પુણ્ય નથી. બીજા ગમે તે જાતિના અવતારમાં આટલો પરોપકાર થાય નહીં. અરે એ મૂછિત દશામાં રેહેનારાં પ્રાણિઓને મનુષ્યપ્રાણિઓ બાળી નાંખે છે તેથી તેને શું દુઃખ નહીં થતું હોય! બીજા અવતારોમાં પણ અનેક પીડાઓ અને દુઃખ થાય છે, જે અનુભવ સિદ્ધ છે. વૃક્ષાદિકનો અવતાર બધી વાતે સારો ગણાય પણ પોતાના કલ્યાણની વાત એમને સુજે નહિ એટલા હેતુથીજ તે માત્ર ભાગ્યહીન કહી શકાય. ઈશ્વર રખે ને તેનાં પરોપકારીપણાંથી તેને ઉત્તમ પદ આપી દે એમ ઘડીવાર આપણને શંકા થાય પણ અરેરે ઉત્તમ પદ તો ઉત્તમ મનુષ્ય જન્મમાં પણ માંડ મળે છે તો વૃક્ષના અવતારમાં ક્યાંથી મળે! જંગમપ્રાણીમાં જરાયુજ, અંડજ અને સ્વેદજ એ ત્રણ જાતિનો વિસ્તાર સમાઈ જાય છે. અસંખ્ય નાના નાના ઝીણા અશક્ત જંતુઓ કે જેઓ ઘડીમાં ઉત્પન્ન થાય છે અને ઘડિમાં તાપથી વાયુથી કે વરસાદથી અથવા ક્યાંઈ કચરાઈ જવાથી મરી જાય છે એની પીડાનો અને દુઃખનો તો પારજ નથી. તેમ ઈશ્વરે તેને મનુષ્યની પેઠે જ્ઞાન નથી આપ્યું એટલે એ વિષયમાં પણ હીન-

---

*વૃક્ષ કાપવાં કે ફૂલ-ફળ તોડવાં એ પણ હિંસારૂપ છે એમ કેટલાક વિચારવાનૂ પુરષો માને છે તેનું કારણ પણ એજ કે તેમાં પ્રાણ છે માટે તે પ્રાણી છે અને એટલા માટે તેને કાપવાં કે તોડવાં નહીં.

ભાગ્ય છે. ઝીણા જંતુઓ કરતાં મોટા જંતુઓ કાંઈક વધારે સુખી અને મનુષ્યપ્રાણીને ઉપયોગી છે. તેઓ પણ ઘણે પ્રકારે મનુષ્યપ્રાણીનો ઉપકાર કરે છે. તેઓને પણ અમે ઉપકાર કરિયે છિયે એમ જાણવાની શક્તિ નથી. અમે તો એમજ માનિયે છિયે કે મોટા પ્રાણી પશુઓ જો ઈશ્વરે ઉત્પન્ન ન કર્યાં હોત તો મનુષ્યપ્રાણી પોતાનો કશો વ્યવહાર કરી શકત નહીં અને સુખ પામત નહીં. આજે અનેક પ્રકારના યંત્રો થયા છે તો પણ જે કામ પશુઓ કરે છે તે યંત્રોથી થતુંજ નથી. આવાં ઉપયોગી પ્રાણીઓ પણ ઘણાં દુઃખ મનુષ્ય તરફથી વેઠે છે. માણસો માથે ભાર ભરે, ભાર તણાવે, પીઠપર લાકડીઓના માર મારે, ખાવાને ખાણુ ન મળે, પીવાને પાણી ન મળે અને દિવસ ઉગે ત્યારથી તે રાત પડે ત્યાંસુધી એવીને એવી દશામાં રેહેવું પડે. એને બિચારાંને બોલવાને વાચા નથી એટલે તે આપણી પેઠે 'બાપરે મારી, મને બહુ પીડા થાય છે, કે મને બહુ ભાર લાગે છે' એમ કહી શકે નહીં. એ એવાં ભલાં અને મરણિયાં છે કે મરણની છેલી ઘડી સુધી પણ મનુષ્યની વેઠ કર્યા કરે છે. આવાં નિરપરાધી, ગરીબ, અતિ ઉપયોગી, અને પોતે જીવતાં રહી જીવાડનારાં પ્રાણિયોને વિના મોતે પણ મનુષ્યપ્રાણીમાંનો કેટલોક ભાગ નિર્દયપણે ઉપયોગમાં લેવાને આગળ પડે છે. એ કેવો અન્યાય અને ખેદકારક વાત છે. એવાં મનુષ્યપ્રાણીને માથે કોઈ બે મણનો બોજો મેલી, તાપથી તપેલી જમીનપર ઉઘાડે રીસે ચાબખા મારતાં દસ પંદર મૈલ ચલાવે, ખાવાપીવાનું ન આપે, તથા ઉપાડી તરવારે પોતાની ઉપર આવીને મારવા માટે કોઈ ઉભું રહે કે પ્રહાર કરે તો મનમાં તે સમયે શું થાય છે એનો જો વિચાર કરવામાં આવે તો જાણવામાં આવે કે પરને પીડા કરવામાં કેટલું દુઃખ છે. તેઓ તો બશેર ભાર ઉપાડી શકતા નથી, તાપમાં કે વરસાદમાં ચાલી શકતા નથી, ભુખ્યા રહી શકતા નથી અને જરા કાંટો વાગે તો પણ હાયરે કહીને રૂદન પડે છે. પણ આ ઉપરથી એમ નથી દયા આવતી કે એક કાંટો વાગતાં આપણને આટલું દુઃખ થાય છે તો જો

પ્રાણીઓની નિર્દયપણે હિંસા થતી હશે તેને કેટલું દુઃખ થતું હશે! એમને એમ પક્ષીઓ પણ નિરપરાધી અને જગત્‌ની શોભારૂપ પ્રાણીઓ બિચારાં ઘણી વાર ઘણાં વિનામોતે મનુષ્યપ્રાણીનો ભોગ થાય છે, એ કાંઈ થોડું દુઃખ નથી. જો જન્મ ધારણ કર્યો તો પછી એવાં આવી પડતાં અનેક દુઃખો સહન કરવાં પડે એમાં શો સંદેહ ? ઉપર પ્રમાણે બીચારાં પશુ અને પક્ષિયો અતિ દુઃખને પામે છે. તો પણ તે કેટલીક વાતે પરોપકારી ઠરે છે. પણ એટલું તો ખરૂં કે વૃક્ષોના જેવો પરોપકાર તેનાથી થતો નથી. આ પશુ-પક્ષિયો પોતે પણ કેટલાંક હિંસક છે. પણ તેઓને ઈશ્વરે એજ પ્રમાણે જીવવા માટે જન્મ આપ્યો હોય એમ જણાય છે. 'जीवो जीवस्य जीवनं' (જીવ જીવનું જીવન છે) એ પ્રત્યક્ષ દાખલો એવા પ્રાણીઓ વધારે કરાવે છે. અને સૂક્ષ્મ રીતિયે જોઈએ તો તો આખું જગત્ એ વાક્ય પ્રમાણેજ વર્તનાર છે અને તે 'સ્થાવર જંગમ સર્વે પ્રાણી છે' એમ સમજવાથી પ્રત્યક્ષ જણાઈ રહે છે. એ સમજવામાં કેટલીક સૂક્ષ્મબુદ્ધિની જરૂર છે. વિચારવાન્ અને સૂક્ષ્મબુદ્ધિવાન્ હોય તો એજ વાક્યથી સારો બોધ લઈ સારી રીતે વ્યવહાર ચલાવે છે અને વિચારવાન્ અને સૂક્ષ્મ બુદ્ધિવાન્ ન હોય તો એજ વાક્યનો અવળો અર્થ કરી નઠારી રીતે વ્યવહાર ચલાવે છે. હવે આ વાત વધારે આડી ઉતરે છે. આપણે સમજવાનું એ છે કે અનેક પ્રકારનાં પ્રાણીઓ છે. અને તે તે પ્રાણીઓની જાતિમાં જેવાં દુઃખને આપણે અધિકારી હોઈએ તેવો જન્મ આવે છે. જ્યાં જન્મ આવે ત્યાં જન્મ કેહેવાય. જ્યાં સુધી એ જન્મ મટે તેવો ઉપાય ન કર્યો હોય ત્યાંસુધી માતાના ઉદરમાં મળ-મૂત્રના સ્થાનમાં ઊંધે માથે લટકી રેહેવાનું દુઃખ અને મરણ સમયનું અનેક વીંછિયોના ડંખ કરતાં પણ વધારે વેદનાનું દુઃખ મટતુંજ નથી. આ શિવાય બીજાં જીવતાનાં અસંખ્ય દુઃખ છે પણ તેનો તો કાંઈ હિસાબજ નથી. એ દુઃખ પણ જન્મ મટ્યાવિના કોઈ દિવસ પણ મટે તેમ નથી. બધાં પ્રાણીઓ કરતાં મનુષ્યપ્રાણી ઉત્તમ પ્રાણી છે, કેમ કે તે એજ અવતારમાં પોતાના કલ્યાણનું સા-

ધન સારામાર વિચારથી કરી શકે છે. આટલું જો ન થયું તો પછી ઝીણા જંતુ કે સ્થાવર પ્રાણી કરતા પણ મનુષ્યજન્મ અતિ હલકો સમજવો. જો કલ્યાણના સાધનની વાત ન સુજે તો મનુષ્યજન્મ ઉલટો અનર્થકારક છે, કેમકે અવળાં કૃત્ય કરવાનું અને તે કૃત્યનાં દોષનું પાત્ર પણ તેજ મનુષ્યજન્મ છે. ખરૂં ઉત્તમપણું તો ત્યારે કેહેવાય કે જો નિયમપ્રમાણે કોઈને પીડા ન થાય તેવી રીતે નિરંતર ચલાય, ઈંદ્રિયોને આધીન ન થવાય, વિષયોમા અવળી રીતે આસક્ત ન થવાય, અને કલ્યાણના સાધનો સંપાદન કરાય. એક ફેરે મનુષ્યજન્મ આવે છે, તે જન્મમા જો કાંઈ સુકૃત કરી જન્મ ન લેવો પડે તેવું કર્યું હોય તો તો ઠીક, નહી તો વળી ચોરાશી લાખ અવતારોના અનેક જન્મ-મરણાદિક દુઃખ ભોગવવા પડે છે, એમ કેટલાક વિદ્વાનો કહે છે. છેવટ પાછો વળી મનુષ્યદેહ આવે છે. તે સમયે પણ એજ રીતે સમજવું. આપણને આ મનુષ્યજન્મ આવેલ છે અને તે સર્વ દુઃખથી તારનાર છે; એટલામાટે આ શુભ યોગને વૃથા ન જવા દેવા આ સ્થળે આચાર્યજીનો બોધ છે. જ્યાસુધી જન્મ છે ત્યાસુધી માતાના ઉદરમા નવ માસ સુધી રેહેવાનું દુઃખ અને મરણનું દુઃખ મટે તેમ નથી. માતાના ઉદરમા પ્રાણીને શું દુઃખ થાય છે તે આગળના ભાગમા લખાઈ ગયુ છે. અંદરનું કે બહારનું એકે દુઃખ વર્ણવ્યું જાય તેવું નથી. જન્મતિ વખતે પણ ચીચોડામાથી કચરાઈને નીકળતા સેલડીના સાંઠાના જેવી જરાયુજ પ્રાણીની દશા થાય છે. આવી રીતે દુઃખ ન પામવા અને રક્ત-મળ મૂત્રના-કુંડમાં ગુંગળાઈને ન પડયા રેહેવાને આચાર્યજી કહે છે કે અરે માનવ! આવો પ્રસિદ્ધ દોષ સંસારમાં છે તો પણ તને તેમાં સંતોષ કેમ થાય છે? જગતમાં નાના-મોટા પ્રાણીઓને અને મનુષ્યોને જન્મતાં જોઈએ છિયે, જન્મ થયા પછી પીડા પામે છે તે જોઈએ છિયે અને છેવટ અનેક પીડા પામી મરણને વશ થાય છે તે પણ જોઈએ છિયે; તો પણ આપણે આપણું સંભાળતા નથી. આપણે આપણને માતાના ઉદરમા શું દુઃખ હતું તે તો માયાના યોગથી સર્વ ભૂલી જઈએ છિયે.

બાલકપણામાં શી શી પીડા પડી છે તે પણ મોટપણે કાળના યોગથી ભૂલી જઈએ છિયે. આપણે તો, નાના પ્રકારનાં છળ-કપટ કરવામાં, શબ્દાદિક વિષયભોગને ભોગવવામાં, પારકું બગાડી પોતાનું સારૂં કરવામાં, દ્રવ્ય સંપાદન કરવામાં અને શરીરને પોષણ કરી સંભાળવામાં તથા કુટુંબનું સંરક્ષણ કરવામાં એવા ગુંથાયા છિયે કે રાત છે કે દિવસ તે પણ આપણને સુજતું નથી. કેટલાક વળી એથી પણ વધારે અવળાં આચરણમાં ગુથાય છે કે તેને તો દેહનું કે બીજા કશાનું ભાનજ રેહેતું નથી. અતિ દુઃખરૂપ અને અનર્થ કરનારાં કાર્યને આપણે ઉત્તમ માની પકડી બેઠા છિયે. આપણને સારૂં કૃત્ય પણ સારૂં લાગતું નથી તેથી તે કરવાને ઈચ્છા કરતા નથી. આપણને ગમે તેવું નઠારૂં કૃત્ય આપણી બુદ્ધિમાં સારૂં લાગે છે. ઘૂડ જેમ સૂર્યજ નથી એમ પોતે દિનઅંધુ હોવાથી માને છે તેમ આપણે પણ માયાના પ્રતાપથી અંજાઈ ગયેલા 'આપણે જે કરિયે છિયે તેનાથી કાંઈ બીજું સારૂં નથી', એમજ માની બેસિયે છિયે. આટલા માટે જે પ્રસિદ્ધ દોષ છે તેને જોવાને અને ખોટો સંતોષ માની બેઠા છિયે તેને ત્યાગ કરવાને મહાપુરૂષો બોધ આપે છે, તો તે લક્ષમાં લેવો જોઈએ.

પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ, એ પાંચ મહાભૂતનું સ્થૂળશરીર બનેછે. એ સ્થૂળશરીર અને તેમાં રહેલું સૂક્ષ્મશરીર* એ બેયનો સંયોગ હોય ત્યાંસુધી સ્થૂળશરીર જીવતું કેહેવાય છે અને એ બેયનો યોગ મટ્યો એટલે સ્થૂલશરીર મરેલું કેહેવાય છે સૂક્ષ્મશરીરના વિયોગથી સ્થૂળશરીર કાષ્ઠ જેવું જડ થઈ જાય છે. આમ સ્થૂળ મરે છે પણ સૂક્ષ્મશરીર મરતું નથી. ફરી જન્મ પણ એનોજ છે સૂક્ષ્મશરીર એક સ્થૂળને મેલીને બીજામાં પેસે એટલે જેને મેલે તેને મરેલું અને ગ્રહણ કરે તેને જન્મેલું કેહેવાય છે. સૂક્ષ્મશરીરનો નાશ થાય ત્યારે જન્મ-મરણ મટે છે. એ સૂક્ષ્મશરીરનો નાશ તત્વજ્ઞાનથી

* પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, એક મન, એક બુદ્ધિ એમ ૧૭ તત્વનું સૂક્ષ્મશરીર કેહેવાય છે.

કારણશરીરનો નાશ થયાવિના થતો નથી; અને તે તત્વજ્ઞાન અતિ પુણ્યના પ્રતાપવિના અને સત્સંગતિવિના મળતું નથી. પણ આપણને આ વાત સાંભરતીજ નથી. આપણે તો ગમે તેવું દુઃખ હોય, ગમે તેવું સુખ હોય, ગમે તેવું પાપ હોય કે ગમે તેવું પુણ્ય હોય, તો પણ સારાસાર વિચાર્યાવિના ગાડરિયા ટોળાની પેઠે આંખો મીંચીને જ્યાંસુધી કાળના ઝપાટામાં ન આવ્યા હોઈએ ત્યાંસુધી ચાલ્યા કરિયે છિયે. જો સંસારમાં એક ફેરે જન્મ લીધા પછી ફરીને બીજો જન્મ ન લેવો પડતો હોય, જો અવસ્થા બદલાતી ન હોય, જો મૃત્યુ થતું ન હોય, જો સઘળા પ્રિય પદાર્થનો કોઈ દિવસ વિયોગ થતો ન હોય અને જો જે કાંઈ દેખવા-સાંભળવામાં નામરૂપાત્મક છે તે અનિત્ય ન હોય તો તો સંતોષમાનીને કે સુખમાનીને બેશી રેહેવું તે યોગ્ય છે, પણ જ્યારે તેમ નથી અને ઉત્તમ સાધન કર્યાવિના ઉત્તમ પદ પમાતું નથી ત્યારે તો તે વાતમાં પાછળ પડવું ન જોઈએ. જેઓ પરેશાદિકના અવતારને યોગ્ય છતાં મનુષ્યાવતાર પામ્યા છે, જેઓ પશુની પેઠે જ્ઞાન વગરના છે, જેઓ ઉદર ભરવામાં અને ઇંદ્રિયોને વિષયોના ભોગથી તૃપ્ત કરવામાં પશુઓને પણ પાછળ રાખનારા છે, જેઓ મનુષ્યજન્મનાં મુલ્યને સમજતા નથી, જેઓ પાપ-પુણ્યને ઓળખતા નથી, અને જેઓ આચાર-વિચાર કે વિવેકને નથી સમજતા અને કેવળ પૃથ્વીને ભારરૂપ છે તેવાઓ કાંઈ બોધને લાયક નથી, તેઓને બોધ થતો નથી, તેને બોધ કોઈ આપતું નથી અને તેઓ બોધ લેવાને ઇચ્છતા પણ નથી પણ આપણે છેક તેવા નરપશુ નથી. આપણને આપણા કલ્યાણને માટે ઇચ્છા છે, આપણે જન્મ-મરણનાં દુઃખને અને સંસારનાં દુઃખને થોડાઘણા જાણીએ છિયે અને ઇશ્વરકૃપાથી થોડુંઘણું ભણ્યા છિયે તો આપણને બોધ થઈ શકે તેમ છે. અને જો ઇચ્છા કરશું તો બોધ આપનાર સત્પુરૂષો અને શાસ્ત્રોના સદ્બોધો ઘણા છે માટે આવો મારો યોગ વીસારી ન મેલવો. સ્થાવર અને જંગમ પ્રાણિયોપર દયા રાખવી, નીતિથી ચાલવું, સત્ય પાળવું, પરોપકાર કરવો, ન્યાયથી વર્તવું, ઇંદ્રિયોને અવળી રીતે

વશ ન થવું, શમ-દમને સાંચવવા, વ્યવહારમાં શુદ્ધ રેહેવું, વિકારમાત્રને રોકી રાખવા, અને તનમનથી શુદ્ધ રહી પોતાનું અને ઈશ્વરનું સ્વરૂપ ઓળખી તે બેયની એકતા સમજી જન્મ-મરણાદિકની ફાંસીમાંથી છૂટી જવું અને સામર્થ્ય હોય તો બીજાને સુરીતિવડે છોડવવો, તેજ ઈશ્વરકૃપાથી મળેલા મનુષ્યદેહનું સાફલ્ય છે. અને તેમ ન બને તો પછી પશુમાં અને મનુષ્યશરીરમાં આકૃતિ શિવાય કશો ફેર નથી. સંસરામાં કદિ ક્ષણિક સુખો હશે તોપણ તેના ઉપર જે નિરંતરનું સુખ હોય અને તે સુખને મેળવી આપનારાં જે ઉત્તમ સાધનો હોય તે ઉપર સંતોષની નજરે જોવું એજ આપણું કામ છે. કશો વિચાર ન કરતાં વિષયાદિકનાં ક્ષણિક સુખમાંજ માત્ર ગુલતાન થઈ રેહેવું એ આપણું કામ નથી. એ કામ પશુઓનું છે અને તેઓ કરે છે. પશુઓનું કામ આપણે કરિયે તો પશુના કરતાં પણ વધારે ધિક્કારના પાત્ર છિયે એમ ખરેખર સમજવું જોઇએ. મનુષ્યજન્મ ફરીને સંસારમાં જન્મ ધારણ ન કરવો પડે તેવાં સાધનો સંપાદન કરવા માટે છે. તેજ જન્મથી સંસારમાં અનેક જન્મમ-રણનાં દુઃખ સંપાદન કરવાનાં સાધનો સંપાદન થાય એના જેવી આપણને કઈ હાનિ છે? બીજી કોઈ પણ એ જેવી હાનિ નથી. કોઈ શેહેરની બહાર સુંદર બાગ હોય તેમાં જવાને માટે ચાર માર્ગ હોય. એ ચાર માર્ગમાં એક માર્ગ કાંટા અને કાંકરાવાળો હોય તે માર્ગેથી બાગમાં ગયા હોઈએ તો તે માર્ગમાં થતાં દુઃખથી ફરીને તેજ માર્ગે ચાલવા ઈચ્છિયે નહિ પણ બીજા માર્ગે ઘર તરફ વળિયે. અને ફરીને જવું હોય તો બીજે સારે માર્ગેથી જઈએ. વ્યાવહારિક રીતિમાં આપણે આટલી બધી સંભાળ રાખિયે છિયે પરંતુ પરમાર્થ રીતિમાં તે કશું વિચારતાજ નથી. ગમે તેવો નઠારો માર્ગ હોય તોપણ તે ઉપર કડેહાટ ચાલ્યા જઈએ છિયે. જે માર્ગે ચાલવાથી કશું કલ્યાણ સંપાદન નથી થતું તેવા માર્ગો શાલ્મલીનાં ફૂલની પેઠે દેખવામાત્ર સુશોભિત લાગે તેવા ક્ષણિક સુખ આપનારા છે, એટલે તેનું દુઃખ વીસરી જઈ ક્ષણિક સુખમાં આપણી લાલચ લાગે છે; અને છેવટ ફસાઇને જ્યારે દુઃખ પામિયે

છિયે ત્યારે પોતાનાં કૃત્ય સંભારી પશ્ચાત્તાપ કરિયે છિયે. પરંતુ જ્યારે સારાં શાસ્ત્રો બોધ આપનારાં છે, જ્યારે સત્પુરુષો બોધ આપે છે, જ્યારે સમજવાને ઈશ્વરે બુદ્ધિ આપી છે અને જ્યારે સર્વ કલ્યાણનાં સાધનરૂપ મનુષ્યદેહ વર્તમાન છે ત્યારે આગળથી સહુએ સારે માર્ગે શા માટે ન ચાલવું ? અવશ્ય આપણને સર્વ વાતની અનુકુળતા છે માટે કલ્યાણને માર્ગે જવુંજ જોઈએ. એમાં જેટલું આળસ કરવું તેટલી આપણને પોતાનેજ હાનિ છે. યોગને સાધનાર અને મંત્રજાપ કરનાર દ્દઢ પુરૂષને તેની ધારણા પાર નહિ પડવા દેવાને દેવતાઓ તે ધણીને કાંઈ આગળથી સુખરૂપ ફળ દેખાડે છે, જેમાં મોહ પામીને યોગસાધના કરનાર અને મંત્રજપ કરનાર પોતાનું સઘળું પડ્યું મૂકી દીઠેલાં અલ્પ સુખમાં લાલચ રાખી તે લેવા દોડે છે; અને છેવટ તે મળતું નથી અને બેય ખોયા જેવું થાય છે. આપણે પણ એમજ ઠગાઈને આ અમૂલ્ય અને ક્ષણભંગુર દેહનું આયુષ્ય વૃથા જવા દઈયે છિયે. ફરીને જન્મ ધારણ ન કરવો પડે અને તેથીજ માતાના ઉદરમાં સુવું ન પડે અને મરણનુ દુઃખ ન ભોગવવું પડે એવાં સાધનો કરવાને આરંભમા આ મનુષ્યદેહ ધારણ કર્યો પરંતુ વિષયાદિકનાં ક્ષણિક સુખો આપણને તે માર્ગે જતા અટકાવી અવળચ તોડી પાડે છે અને પછી તે ક્ષણિક સુખ પણ થોડી વારમાં નાશ પામી બેય બગડ્યા જેવું થાય છે. આ વાત ખૂબ સાવચેતી રાખીને વિચારવાની છે. પુર્વાપર સઘળો વિચાર કરી પોતાના સદૈવના સાથી અંતઃકરણની સાથે વિચાર કરી નિર્ણય કરવાનો છે કે તે વાત ખરી કે નહી ? વિચાર તો કરવો જોઈએ કે કરોડો રૂપીયા ખરચવાથી જે શરીર નથી મળતું અને જે કરોડો રૂપીયા ખર્ચતાં જે કામ ન થાય તે ક્ષણવારમાં કરી શકે તેવું છે, તે શરીર ભીખીને પેટ ભરી જંગલમાં સુઈ રેહેવાને માટેજ શું છે ? અથવા તો મિષ્ટાન્ન ભોજન કરી પેટપર હાથ ફેરવી સુંદરિયો સહિત પલંગપર પોઢી રેહેવાને માટેજ છે ? એમ કદી હોયજ નહીં. આ ક્ષણમાં નાશ થનારો પાણીના પરપોટા જેવો દેહ પરનું અને પોતાનું કલ્યાણ થાય અને ફરીને કોઈ

પણ જાતિના દુઃખનો અનુભવ ન કરવો પડે તેવા કામ કરવા માટેજ છે. અને તે વર્ણાશ્રમાદિકના ધર્મ પાળવાથી અને મહાપુરૂષોના સદાચારના બોધથી થઈ શકે છે.

કેટલાક તો મુછે તાર નાંખીને સમજતા હશે કે સદૈવ આપણો દેહ અમર રેહેવાનો છે. અને તેથી મોજશોખ માણતા હશે. પણ અરેરે એ નિશ્ચય ક્યાંસુધી. તેઓનો રેહેવાનો ? જ્યાંસુધી કાળરૂપ પારાધીના તેઓ લક્ષમાં લેવાયા નથી ત્યાંસુધીજ. બ્રહ્માદિક દેવો, મોટા મોટા રાજાઓ અને મહાપુરૂષો, જેઓના યશ આજસુધી ગવાયા કરે છે તેઓ શું આજે વર્તમાન છે ? તેઓ પણ જ્યારે કાળના કોળીયારૂપ થઇ ગયા અને આજે કેટલાક મોટા પુરૂષો થાય છે ત્યારે આપણે તે કોણ માત્ર ! એ કાળને તો બધા રાયરંક સરખા છે. જેનો જન્મ થયો તેનો આજ કે પછી ગમે તેટલે કાળે નાશ થયા વગર રહેજ નહીં. જો જન્મે તેનો નાશ ન હોય તો આજે આ અવનીપર પગ મેલવા જેટલી પણ જગ્યા ખાલી ન હોય. કવિ શામળ કહે છે કે,—

જે જાયું તે જાય જેહ ફૂલ્યું ખરશે,
ભર્યું તેહ ઠલવાય ચડ્યું તેતો ઊતરશે;
લીલું તે સૂકાય નવું તે જુનું થાશે,
આયુર્દા વશ સર્વ કાળ સૌકોને ખાશે;
જો કિન્નર યક્ષ ને રાક્ષસો દેવ ગાંધર્વને દાનવી,
મઘવાદિક પણ મોતે મરે કોણ માત્રમાં માનવી !

આ વિષય પ્રત્યક્ષ અનુભવાય છે; તેમ ઘણા વિદ્વાનોના તે વિષે સિદ્ધાંત પણ છે કે ક્ષણભંગુર શરીર કોઈ ક્ષણે પડવાનુંજ છે. ભગવાન્ વ્યાસજી પણ વસુદેવ પાત્રદ્વારા બોધ આપે છે કે 'मृत्युर्जन्मवतां वीर देहेनसह जायते। अद्यवाब्दशतांतेवा मृत्युर्वैप्राणिनां ध्रुवः॥ (હે વીર ! દેહ ઉત્પન્ન થાય તે સાથેજ મરણ ઉત્પન્ન થાય છે. આજ અથવા સો વરસ પછી પણ મૃત્યુ તો પ્રાણિયોને ખરેખર છેજ.)

સારાંશ એ કે મરણ અવશ્ય છે, શરીર ક્ષણભંગુર છે, મનુષ્યદેહ વારંવાર મળતો નથી, અને જન્મ ધારણ કરવાથી એ બધું વળગે છે;

માટે કર્મ કરવું તે એવું કરવું કે જેથી ફરીને કશી કડાકૂટ રહે નહી. આજે કાળ અને મનુષ્યશરીરરૂપ ઉત્તમ કલ્યાણ કરવાનું સાધન અનુકૂળ છે તો તેને સફળ કરી ભાગ્યવાન્ થવું એવી અમારી સર્વ સુજ્ઞોને વિનતિ છે.

## वंचना (छेतरवुं.)

સે ડેરાવાળા હરિરામ

આ સંસારની યાત્રામાં છેતરવું એ એક મનુષ્યોના આધારનું સ્થલ ગણાય છે. દેશકાળના નિયમ પ્રમાણે જે એનું અવલંબન કરી સંસારની યાત્રાનો પ્રારંભ કરે છે તેનોજ ઉદય પ્રતિદિવસ વધતો જતો જોવામાં આવે છે. અને તેનો આશ્રય નહી કરનારાની પ્રતિદિન પડતી દશા થતી દેખાય છે.

મોટાં અરણ્યમાં વસનારા અને પોતાના રક્ષણને નહિ જાણનારા મનુષ્યને સિંહ આદિ હિંસક પ્રાણિઓ જેમ મહાભયંકર મુખ ફાડી તેની સામે દોડી પોતાના પંજામાં સપડાવવા પ્રવૃત્ત થાય છે, અને જેમ બખ્તર વગર ભયંકર સંગ્રામમાં પ્રવેશ કરનારા પુરૂષોનાં ખુલ્લાં રહેલાં મર્મસ્થાનો ચારેકોરથી શત્રુએ નાખેલા બાણથી વીંધાઈ જાય છે, તેમ આ સંસારમાં પેઠેલા અસાવધાન માણસની પણ તેવીજ દશા થાય છે.

જેમ અસાવધાન રહેલાં મત્સ્યો પારધીએ નાંખેલી જાળમાં સપડાઈ જાય છે, અને અસાવધાન રહેલો ઉંદર જેમ બીલાડીના પંજામાં તુરત આવી જાય છે, તેમ જે મનુષ્ય ચતુર નથી હોતું અને સાવધાનપણાથી રહિત હોય છે તેનો પરિણામ પણ તેવોજ થાય છે. અને પરિણામ તેવો નઠારો થયા પછી તેને પસ્તાવુ પડે છે.

આ પ્રબળ કળિકાળના બળથી જ્યાં દૃષ્ટિ કરિયે છિયે ત્યાં ત્યાં ચોતરફ પથરાએલું છેતરવું નજરે પડે છે. આખું જગત્ વંચનારૂપ વૃક્ષની ઘાટી ઘટા નીચે આવી રહેલું છે. તેમાં સહુ પોતપોતાની માનસિક શક્તિ પ્રમાણે આ ક્રિયા કરવામાં પછાત રહેતા નથી. આ ક્રિયા પશુ-પક્ષિથી માંડીને છેક મનુષ્યસુધી પથરાએલી છે. જેમ કે,

બિલાડી ઉંદરને છેતરવા ટાંપી રહેલી હોય છે, શેરો સર્પના તરફ આ ક્રિયાનો આશ્રય કરે છે, ચિત્રો સિંહને પોતાના પંજામાં લેવા આ ક્રિયાની કોશેષ કરે છે, બગલો મત્સ્યોનું સત્યાનાશ વાળવા, આ ક્રિયા અમલમાં લેછે, સિંહ હરિણને ફસાવવામાં આ ક્રિયા ચલાવેછે.

મનુષ્યોમાં તો આ ક્રિયા બહુ જોવામાં આવે છે. નોકર ધણિને, ધણી નોકરને, ભાઈ ભાઈને, મિત્ર મિત્રને, શિષ્ય ગુરૂને, ગુરૂ શિષ્યને, પુત્ર પિતાને, અને પિતા પુત્રને, આશાથી થયેલા મનોરથોથી છેતરવા કાંઈ આંચકો ખાતા નથી. વધારે તો શું પણ પતિપત્નીના નિયત સંબંધમાં પણ વખતે આ ક્રિયા જોવામાં આવે છે. ગમે તેવા વિદ્વાન્ હોય, ગમે તેવા બુદ્ધિમાન્ હોય, ગમે તેવા હુન્નરો જાણતા હોય, ગમે તેવા કળાકુશળ હોય, ગમે તેવી પ્રખ્યાતિ પામેલા હોય, ગમે તેવા હોદ્દેદાર થયા હોય, ગમે તેવાં સારાં આચરણવાળા હોય, અને ગમે તેટલા સદ્ગુણોથી સુશોભિત હોય, પણ જો અસાવધાન રહે તો તુરત તે વંચનાની જાળમાં સપડાઈ જાય છે.

આ સંસારમાં લોકો છેતરવામાં એવું તો ચાતુર્ય વાપરે છે કે તે બિચારા અસાવધાન માણસ પાસે જઈ આનંદથી એકદમ પોતાની વિચિત્ર તરેહની ચતુરાઈથી તેનું ચિત્ત હરી લઈ પછી સર્વસ્વ હરી લે છે અને પછી ચતુરતાએ દૂરથી તજી દીધેલા તે માણસને કંઈ પણ ન જણાય તેવી રીતે તેનો સંગ ધીમેધીમે છોડી દે છે. ત્યારપછી તે અસાવધાન અજ્ઞાની માણસને જીવિતનો બાકી રહેલો ભાગ શૂન્ય થયેલે હૃદયે દુઃખમાંજ કાઢવો પડે છે.

છેતરવાની ક્રિયા કાંઈ એક જાતની નથી થતી પણ તેના તો અસંખ્ય ભેદ જણાયછે. કોઈ ઉપરથી મધુરતા ભરેલી અને અંદરથી વિષના સરખી વચનની રચનાથી છેતરે છે; કોઈ ઉપરથી સરસતા બતાવનારી ક્રિયાથી માણસને ભૂલ થાપ ખવરાવી દે છે; કોઈ ઉપરથી સુઘડપણું બતાવનારાં આચરણો બતાવી મનુષ્યને વંચનારૂપ ખાઈમાં ફેંકી દે છે; કોઈ ઉપરથી સારો સ્નેહ બતાવી મનુષ્યને છેતરે છે; કોઈ તેની પ્રકૃતિને અનુકૂળ કાર્યો કરી તેની સાથે પોતાનો ઐક્યભાવ બતાવી

અનુકૂળ વખતે એકદમ તેના કોમળ અંતઃકરણમાં છેતરવારૂપી છરી ખોંચી દે છે અને કોઈ વિશ્વાસઘાત કરી પ્રાણ કાઢી નાખવામાં આ ક્રિયા કરવા કમર કસે છે.

એ લોકો છેતરવાની ક્રિયા કરવા વખતે કેમ જાણે આ સંસાર સાચો હોય અને શરીર સ્ત્રી પુત્ર ધન ધામ આદિ સઘળા પદાર્થો કેમ જાણે અમર હોય તેમ માની બેસે છે; પરંતુ પછી તેને પણ જેમ પારકાં અન્નની લાલચથી મોઢું ફાડી રહેલાં મત્સ્યોને પારાધી તરફથી થયેલો દુઃખદ પરિણામ ખમવો પડે છે, તેમજ પોતે કરેલાં કર્મોના પરિપાકની દશાના સમયમાં તેનાં ફળ ચાખવાં પડે છે. કદિ તેને ઉત્પન્ન થયેલો વિષમ પરિણામ જાહેર જોવામાં ન આવે તો પણ તે અદૃશ્ય રીતે થયાવિના રેહેતો નથી. જગત્કર્તા ઈશ્વર અનંતચક્ષુ છે. તે આખા જગતની અંદરની દશા અને બાહરની દશા સાક્ષિપણાથી જુદા રહી જોયા કરે છે, તે તેનું ફલ તેને આપ્યા વગર કદિપણ રેહેતા નથી.

અહો જગત્કર્તાએ કેવી જગતની રચના કરી છે કે અનેક લોકો અવતરેલાં પ્રાણિઓમાં તેનેજ શ્રેષ્ઠ માને છે, તેનેજ ચાલાક સમજે છે, તેનેજ કૃતકૃત્ય માને છે, તેનીજ સેવા બજાવે છે, અને તેનીજ આજ્ઞાને અનુસરે છે કે જે પોતાની ગૂઢતાથી અનેક મપચો તથા અનેક યુક્તિઓ કરી માણસને પોતાને તાબે કરી લેતા હોય અને વંચનાની સહાયતાથી લક્ષ્મીવાન્ થઈ ગયા હોય. વધારે તો શું પણ અપાત્રમાં લપટાતી અને અજ્ઞાનથી આંધળી બની ગયેલી લક્ષ્મી પણ તેના તરફજ પોતાનાં ચંચલ કટાક્ષબાણનો વરસાદ વરસાવે છે. આ બધું શું થોડું આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કેટલાક લોકો કહે છે કેઃ—

'कृते प्रतिकृतं कुर्याद्धिंसने प्रतिहिंसनम्,
तत्र दोषो न पतति दुष्टे दुष्टं समाचरेत्'

(જે માણસ જેવા પ્રકારની ક્રિયા આપણાઉપર ચલાવે તેવા પ્રકારનીજ ક્રિયા આપણે તેઓના ઉપર ચલાવવી. (જો કે નુકશાન પોચાડવું એ નિંદિત છે તો પણ) કદિ જો કોઈ આપણને કોઈ રીતે હાનિ

પોચાડે તો આપણે તેને સામી હાનિ પહોચાડવી. આમ કરવાથી મનુષ્ય દોષભાગી થતો નથી કેમકે, દુષ્ટની પાસે દુષ્ટતા કર્યા શિવાય ચાલે નહીં માટે તેમજ કરવું.) વળી અર્થની પ્રૌઢતામાં પંકાયેલા મહાકવિ ભારવિ પણ કહે છે કે,—

व्रजंतितेमूढधियःपराभवं, भवंतिमायाविषुयेनमायिनः
प्रविश्यहिघ्नंतिशठास्तथाविधा नसंवृतांगान्निशिताइवेषवः'

(જે મૂઢ બુદ્ધિવાળા પુરૂષો માયાવી તરફ પોતે માયાવી થતા નથી તે પરાભવને પ્રાપ્ત થાય છે અને તેવા પુરૂષોનાં અંતઃકરણમાં માયાવી લોકો પ્રવેશ કરીને એટલે તેના અંતઃકરણના તમામ વિચારો જાણી લઈ પછી જેમ બખ્તર આદિ આવરણ રહિત અંગવાળા પુરૂષોને તીક્ષ્ણ બાણો પરાભવ કરે છે તેમ તે બિચારા સજ્જન માણસને તેઓ પાભવ કરે છે.)

વળી સર્વોત્તમ કવિની ગણનામાં ગણાયેલા એક મહાકવિ પણ કહેછે કે

'शाम्येत्प्रत्यपकारेण नोपकारेणदुर्जनः'

(દુર્જન માણસ અપકારની સામે અપકાર કરવાથીજ શાંત થાય છે પણ ઉપકાર કરવાથી થતો નથી.

આ શિવાય બીજાં અનેક વાક્યો છેતરનારા પુરૂષોની સામે છેતરવાની ક્રિયા કરવામાં પ્રમાણરૂપ છે. અને ચાલતી રૂઢીમાં પણ લોકોની તેમજ પ્રવૃત્તિ થતી દેખવામાં આવે છે. પરંતુ સજ્જનોની સરલતાથી અને સુજનતાથી સુશોભિત રીતિ પ્રમાણે વિચાર કરતાં તો ધોખી સામું ધોખી ન થવું એ ક્રિયા વધારે સારી ગણાય છે, એટલે પ્રથમ તેવા વંચક પુરૂષોની વંચનામાં ન ફસાઈ જવા પૂર્ણ લક્ષ રાખવું જેથી કરી પછી પસ્તાવાનું કારણજ પેદા થાય નહીં; અને કદાચિત્ કોઈ સમયે દૈવયોગથી તેમ થઇ ગયું અને આપણે છેતરાઈ ગયા તો પણ આપણે તેની સામે તેવી ક્રિયા ચલાવ્યાથી તે ક્રિયા અવિચ્છિન્નપણે ચાલુ રહે છે એટલે તે આપણને છેતરવા ઈચ્છા રાખી તથી આપણે તેને છેતરવા પ્રવૃત્ત થઇયે અને આપણે તેને છેતરવા માટે યત્ન કરીયે એટલે તે આપણને માટે પણ તેવોજ વિચાર કરે.

(અપૂર્ણ.)

# काळनी गतिनी विचित्रता अने जगतनुं नश्वरपणुं.

કાળની ગતિ વિચિત્ર છે એમ અમારા તરફથી વારંવાર લખવામાં આવે છે, તે ખરેખરા અનુભવ ઉપરથી લખવામાં આવે છે. સહુ કોઈ તે વાતથી અજાણ્યું નથી પણ અમારો લેખ માત્ર તે વાત ફરીને સ્મરણ આપવાને માટે કરવામાં આવે છે. જુના ઈતિહાસો અને નવા ઈતિહાસો એ પણ જગતનું નશ્વરપણું, કાળની ગતિ અને તેની વિચિત્રતા દેખાડનારા છે. એ ઈતિહાસમાંહેનું કોઈ કાંઈ લખે તો તે પણ યાદ કરાવવા માટે લખે છે એમ સમજવું. હમણાંનો તાજો દાખલો જોઈને અમને બહુ ખેદ થાય છે. શેઠ કલ્યાણદાસ નરોતમદાસ એ આબરૂદાર ગૃહસ્થ હતા. તેની આત્મવિચાર ઉપર આશરે પંદરેક વર્ષ થયાં વૃત્તિ લાગી હતી. તેનો સ્વભાવ મળતીઓ અને ચેરો હસમુખો હતો. પોતાને ઘેર આવેલા અતિથીને તે આદરથી જમાડતા. એમના પિતા નરોતમદાસ ઘણા પૈસાવાળા હતા અને ઈસ્ટેટ પણ ઘણું હતું. પણ દૈવેચ્છાથી તેમાં ઘણો ઘટારો થઈ ગયો હતો તો પણ વર્તમાન કાળમાં તે સારા કમાઉ અને પોતાના ઘરનો મોટો ખર્ચ ઉપાડનાર તથા સલાહસંપથી રહેનાર હતા. ઈશ્વરેચ્છાથી ચાર દિવસના સાધારણ તાવમાં ૧૯૩૯ના ભાદ્રપદ વદી ૧૦ બુધવારે શરીર છુટી ગયું. એમના મિત્ર જેકિશનદાસ (કિલાભાઈ) હરિવલભદાસ ૧૯૩૭માં ગુજરી ગયા તે વખતથી તેમને બહુ ઓછું લાગ્યું હતું. તેને સારે માર્ગે ચડાવનાર આ ગૃહસ્થ હતો તે જાણે કેમ પરલોકમાં પણ તેને સારે માર્ગે ચલાવવા ગયો હોય તેમ ચાલી નીકળ્યો. તેમની સ્ત્રી, ભાઈઓ અને બાળક છોકરાંઓ બિચારાં રડતાં રહ્યાં. પણ શો ઉપાય? આટલેથીજ કાંઈ છુટકો ન થયો. તેનાં સ્ત્રી મણીકુવર તેના શોક ને પરિતાપને લીધે સૂતિકામાંથી ક્ષયનો રોગ વળગતાં માર્ગશીર્ષ વદી ૭ ગુરૂવારે ગુજરી ગયાં. આથી નાનાં છોકરાં અને નાના ભાઈઓ ઉઘાડા થઈ રહ્યા. વિચાર કરિયે કે હવે સંસારમાં કેટલું સુખ છે અને માણસનું શું ગજું છે?

શરીરનો છેવટ પરિણામ શો થવાનો છે તે સહુ જાણે છે પણ તે ક્યારે થશે તે કોઈ જાણતું નથી. આટલામાટેજ સમજુ પુરૂષો વ્યાવહારિક અને પારમાર્થિક કામ ઘણી ત્વરાથી કરી લે છે. અમે ઈશ્વર સહુને દીર્ધાયુષ્ય કરે એમ ઈચ્છિયે છિયે અને તે સહુ પોતપોતાના કલ્યાણનું સાધન શોધી સારે માર્ગે ચાલે એવું જોવાને ઈચ્છિયે છિયે. મરનાર સ્ત્રીપુરૂષે પોતાના હિતનો સારો માર્ગ ગ્રહણ કર્યો હતો એટલી વાત સંતોષકારક છે. મરનારનો બાર ચૌદ વર્ષનો પુત્ર અને તેના ભાઈઓ અતિ ઉદાસીમાં પડ્યા હશે. પણ શો ઉપાય? ઉપાય માત્ર એટલોજ છે કે સંસારની અનિત્યતા જાણી માથે આવ્યું તે સહનકરી ભવાટવીનો માર્ગ આગળ સુરીતિથી કાપવા માંડવો. આ શિવાય મનુષ્ય કાંઈ કરી શકે તેમ નથી. નિવૃત્તિપક્ષને આજકાલ ઘણા લોકો અંગીકાર કરતા નથી પણ મહાસંકટને સમયે તે જેવો લાભ કરે છે તેવો બીજા કોઈથી થતો નથી. એની ખૂબી જે જાણતા હોય તેજ જાણે તેમ છે.

જગતમાં ઘણા ઘણા વિદ્વાનો થઈ ગયા અને હજી થતા જાય છે, પરંતુ કોઈનાથી કાળની વિચિત્રતા અને જગતની નશ્વરતા મટવાવિષે કશો ઉપાય થઈ શક્યો નથી. પ્રાચીન વિદ્વાનોનો પાડ માનવો જોઈએ કે કાળની વિચિત્રતા અને જગતની નશ્વરતાથી થતાં દુઃખનાં નિવારણ માટે જે જે સાધનો બતાવ્યાં છે તે નિરૂપમ છે. આ ઉપરથી કાળની વિચિત્રતા અને જગતનું નશ્વરપણું જાણી જે મનુષ્ય જન્મનું કર્ત્તવ્ય છે તે કરી લેવું, એ મનુષ્ય જન્મનું સફળપણું છે. કાંઈ પણ શુભ કામ પ્રસંગ આવ્યો હોય અને કરવાને યોગ્ય હોય તે છતાં પાછળ રાખવું એ કંઈ સાધારણ ભૂલ નથી. કોણ જાણે કેટલાંએ પુણ્યના પ્રભાવથી આ ઉત્તમદેહ મળેલ છે પણ ખેદ કરવાની વાત એજ છે કે અમૂલ્ય છતાં તે અતિશય નાશવાળો છે. આમ કરવામાં ઈશ્વરે કેમ જાણે કાંઈ મોટી ચતુરાઈ વાપરી હોય તેમ જણાય છે. જો દેહનું નશ્વરપણું છે અને આ દેહથી જે થયું તે થયું પછી કંઈ થતું નથી એવું જણાય છે તો તે વિષયમાં આપણે બોધ થયા પછી આપણું કર્તવ્ય ત્વરાથી કરી લેવું. અને તેમ જો ન હોત તો કોઈ

પણ દિવસ આપણે આપણું કલ્યાણ કાળજીથી કરી શકત નહી. આમને આમ કાળગતિમાં વિચિત્રપણું મૂકવામાં અને જગતમાં નશ્વરપણું મૂકવામાં પણ મહાડહાપણ ઈશ્વરે કર્યું છે; કેમકે એથી આપણે ઘણો સારો બોધ લઈ શકિયે છિયે. મહાસુખમાં અને અતિ આપત્તિમાં પણ કાળની ગતિ અને જગતની વિચિત્રતા આપણને બહુ ઉપદેશકારક થાય છે; પણ આટલું જાણવું એજ મુખ્ય કઠણ છે. એટલું કઠણ કામ જો વિવેકવડે થઈ જાય તો પછી કશી હરકત નથી અને જો ન થાય તો પછી કંઈ જાણવામાં આવતુંજ નથી અને આજે મળેલો જન્મ મિથ્યા થાય છે. રાજાથી તે રંક સુધી આપણે સહુએ ઈશ્વરની દૃષ્ટિમાં સરખા છિયે તેથી કાળની વિચિત્રતામાં અને જગતનાં નશ્વરપણામાં સહુએ સરખા છિયે. આપણે નથી જાણતા કે આપણે એક ક્ષણ પછી પણ કેવી દશાનો અનુભવ કરશું, આપણે નથી જાણતા કે આપણે આપણી ધારણા સરખી ઉતારી શકશું, અને આપણે નથી જાણતા કે આ તે માયાનો મોહકારક કેવો પ્રપંચ છે? આમ છે ત્યારે વિદ્વાનોના સિદ્ધાંતપર લક્ષ રાખી, અનુભવને તે સાથે એક કરી પોતાના સુખને માટે અને કલ્યાણને માટે જે સદાચાર-સદ્ધર્મ આદિ સાધનો હોય તે આ દેહદ્વારા સાધી લેવા જોઈએ. કદી આપણે નિવૃત્તિએ તે સાધી લેશું એમ ધારણા રાખિયે પણ ક્ષણે ક્ષણે કાળની ગતિ અને જગતની નશ્વરતા તે વિચાર ક્ષણવારમાં ફેરવી નાંખે છે. જેઓને કાળની ગતિ અને જગતનું નશ્વરપણું જાણવામાં નથી તે કદી નિર્ભય રેહેતા હશે, તેમને કદી તેમના મનમાં કશું કરવાની જરૂર નહીં હોય, પરંતુ એવી રીતે નિરંતર ચાલી શકતું નથી અને કદી ચાલે છે તો તેનું પરિણામ અતિ નઠારૂં અને અતિ દુઃખરૂપ થાય છે, કે જે આપણે આપણી આંખોથી અને હૃદયથી જાણી શકિયે છિયે. કાળની ગતિ અને જગતનું નશ્વરપણું બ્રહ્માદિકથી ફર્યું નથી તો બીજા પ્રાણીઓ કોણમાત્ર છે? માટે તેને આધીન થયેલા આપણ સર્વેએ પરતંત્રતામાં જે કાંઈ દુઃખ-સુખ થાય તેથી દુઃખ-સુખ ન લાવતાં અને તે ઉપર લક્ષ ન રાખતાં જે કરી લેવાનું છે તે ઉપરજ તન-મન-ધનથી પ્રવૃત્ત

રેહેવું જેથી કાળની ગતિ અને જગતની નશ્વરતાને જીતી આ દેહનું જન્મવું સફળ કરી વ્યવહાર અને પરમાર્થને સુધારી અખંડ સુખ પામિયે.

## वृथाजन्म खोवाविषे.

### शार्दूलविक्रीडितछंद.

ઓટા ખેલ રચેલ આ અખિલનો માયાવડે માધવે,
આપી દેવ અનેક જન્મ સહુને હેતે રમાડે હવે;
માથે મોત ફરે સદૈવ સહુને શું શાંતિ રાખી સુવો?
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
કોનાં પુત્ર કલત્ર મિત્ર મણિયો સ્વાર્થે સગાં સર્વ છે,
કોનાં ધામ ધરા અને ધન ઘણો શા કારણે ગર્વ છે?
ઉંઘો છો અભિમાનમાં જન અરે જાગી જરા તો જુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
આયુ બાળપણું જુવાનિ પણ તે જાણો વહી જાય છે,
ભોગોમાં વિષયોવિષે તરૂણીમાં પ્રીતિ પરોવાય છે;
સૂંઘો તો સમજાય અત્તર હશે કે કાચલીનો ચુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાતે કરી કાં ખુવો?
આજે ઉત્તમ જન્મમાં અવતરી કર્તવ્ય કોરે કરી,
પીડા પિંડવિષે કરે પ્રતિદિને એ કર્મને આદરી;
કાળા કાદવમાં પડેલ પગને કાં કીચડેથી ધુવો?
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
રાજી રોજ રહો તમે હૃદયમાં વ્યાપાર ને વિત્તથી,
જુઠી જાળ જુવો તથાપિ સમજો સાચી સદા ચિત્તથી;
હર્ષે હર્ષ ધરો વિપત્તિ વખતે નાંખી નિસાસો રૂવો,
મોંઘો માનવજન્મ આ જગતમાં ખાતે કરી કાં ખુવો?

નીતિ તો ન ગમે કદી પ્રભુપદે પ્રીતિ નથી રાખતા,
શાસ્ત્રોના ઉપદેશના શ્રવણનો સ્વાદ નથી ચાખતા;
શોધો દીપકને લઈ કગવિષે શા કારણે રે કુવો ?
ખોયો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કાં ખુવો ?
રાચ્યો શું રતિરંગની રજવિષે ખાતે બની ને ખર ?
પુત્રો ને પ્રિયમિત્રના પ્રિયતમાના નિત્યના નોકર;
જાશે સર્વ રહી બધું મનવિષે જો દેહ મોતે મુવો,
ખોયો માનવજન્મ આ જગતમાં ખાતે કરી કાં ખુવો ?
જન્મીને જનજાતિમા પ્રથમથી હું કોણ તે વીસર્યો,
મોહે ને મદમત્સરાદિકવડે આડે પથે ઊતર્યો;
પેખ્યા જે પ્રિયપુત્રને પ્રિયતમા ભાવે બનાવે ભુવો,
ખોયો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કાં ખુવો ?
લેવા સદ્ગુણ સર્વ દુર્ગુણ તજી દેવા વિવેકે કરી,
રોકી સર્વ વિકારરૂપ સઘળા વૈરી વિરાગે ઠરી,
આ સંસારતણા પડે ન ખમવા દુઃખો કશા દેહથી;
લેશ ક્લેશ રહે નહીં સુખ થતા તો જન્મ મિથ્યા નથી.

## पुस्तकोंनी पहोंच.

સાવિત્રીચરિત્ર નામનું છાયાનાટક. આ નાટક મોરબીના સ્વર્ગવાસી હારાજા ઠાકોરશ્રી રવાજીરાજનાં નામસ્મરણાર્થે તેના અર્ધાંગરૂપ બાઇશ્રી મોંઘીની આજ્ઞાથી રવાજીગંજ પાઠશાળાના શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરે રચ્યું છે. વેદધર્મસભાને મળવાથી ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે. એ પુસ્તકમાં સઘળું ચરિત્ર છે. તેમાં સમાયેલા વિષય ઉપર અમારું લક્ષ ખેંચી અમે અતિ તોષ પામિયે છિયે.

સાવિત્રીની મોટી ઉમર થવાથી તેને તેના યોગ્ય વર શોધવા તેના પિતા અપતિએ દેશાટણ કરવા મોકલી. તે સર્વ સદ્ગુણ અને વિદ્યામાં સંપૂર્ણ હતી. તેધુમત્સેન નામના પદભ્રષ્ટ અંધ રાજાના પુત્ર સત્યવાનને સ્વયંવરમાળ આરો-

પંચા ધાર્યું તેમાં અશ્વપતિના સાવિત્રી સાથે ગયેલા બે વૃદ્ધ પ્રધાનોએ ના પાડી. પછી સહુ પાછાં આવી એ વાત રાજાને વિદિત કરી. પદભ્રષ્ટ છતાં પણ બીજો કશો દોષ ન હોય તો તેને વરવા અશ્વપતિની ના ન હતી. વિચારભવનમાં મંત્રી, રાણી, રાજા અને નારદજીએ મળી નિશ્ચય કર્યો તેમાં બધા સદ્‌ગુણો સારા આવ્યા પણ છેવટ નારદજીએ ભાખેલા ભવિષ્ય ઉપરથી સત્યવાનનું આયુષ્ય ૧ વર્ષનું જાણવામાં આવ્યું. આ હેતુથી ફરીને દેશાટણ કરવાની અશ્વપતિ અને તેની રાણી માલવીએ પોતાની પુત્રીને આજ્ઞા કરી પણ તેતો દૃઢનિશ્ચય વાળી હતી તેથી કાંઇ બોલ્યા વિના પોતાનાં પુસ્તકાલયમાં ગઇ. નારદજીએ પરોક્ષ સત્યવાનની આવરદા વધે તેવો વટસાવિત્રીનું વ્રત કરવાનો ઉપદેશ કરવાથી તે સાવિત્રીએ આરંભ્યું અને તેનો સદાગ્રહ તથા વ્રત કરેછે તેથી વિઘ્ન નહીં થાય તે જોઇ જ્યાં દ્યુમત્સેન હતા તે વનમાં જઇ અશ્વપતિએ સત્યવાન્ સાથે સાવિત્રીનો સંબંધ કર્યો. સંબંધ થવા વખતનાં ભાષણો ઘણાં રમણીય છે. માધવી મંડપ નામના સ્થળમાં માતા-પિતા આદિની સમક્ષ વરમાળ આરોપીને પછી લાજાહોમ આદિ ક્રિયા કરી. એમ લગ્નનું કામ નિર્વિઘ્ન પુરૂં થયું. અશ્વપતિ અને માલવી પોતાને શહેર ગયાં, તે પહેલાં ચ્યવનઋષિ અને સુકન્યાનું નાટક કરી બતાવી સાવિત્રીને બોધ આપી ગયાં. આ ગર્ભ નાટકની રચના પણ બોધ આપનાર છે. આ વનમાં એક વર્ષ સુધી સાવિત્રી પોતાનાં સાસુ-સસરાની અને પતિની સેવા કરતી હતી. એક દિવસ આજે મારા પતિને વિઘ્ન થવાનો દિવસ છે એમ નારદજીના કહેવાથી જાણતી હતી તેથી સત્યવાન્ સાથેજ લાકડાં લેવા જવાનો આગ્રહ લીધો. એના અતિઆગ્રહથી સાસુ-સસરાએ એનું પ્રથમનુંજ માગવું હતું તેથી અને તેના પતિએ તે વાત અંગીકાર કરી એટલે તે સાથે ગઈ. સાંજે ચાર ઘડી દિવસ હોય ત્યારે ઘેર આવવાનો ઠરાવ કરેલો પણ તે ન આવ્યાં તેથી તેનાં વૃદ્ધ માતા-પિતા આંધળાં છતાં તેને ગોતવા નીકળ્યાં. સાવિત્રીનાં માતા-પિતા પણ તેને આગલે દિવસ માલવીને દુષ્ટ સ્વપ્ન આવેલું તેથી મળવા આવ્યાં પણ આશ્રમમાં કોઇ ન હોવાથી બધા ઋષિયોને ભેળા કરી એ અપંગ જોડાંને તથા સત્યવાન-સાવિત્રીને શોધવાને સહુ નીકળી પડ્યા. સહુએ અર્ધરાત થઇ જવાથી નિરાશ થઇ પાછાં ફર્યાં. પછી ગૌતમ ઋષિયે અશ્વપતિ અને તેની સ્ત્રી માલવીને તથા દ્યુમત્સેન અને તેની સ્ત્રી શૈબ્યાને સવાર સુધી

ધારણા રખાવવા ઇંદ્રજાળ કરી યથાસ્થિત વૃત્તાંત આ પ્રમાણે દેખાડ્યું.

૧ સાવિત્રી અને સત્યવાન બેય વનની શોભા જોતા વાતચીત કરતા ફરતાં હતાં. સાવિત્રી વિધ્ર થવાનો દિવસ હોવાથી મનમાં ઉદાસ હતી. સમીધ પાડતાં માથામાં વ્યથા થવાથી સાવિત્રીના કેહેવાથી સત્યવાન્ તેના ખોળામાં સુઇ ગયો. સાવિત્રીએ ઇશ્વરપ્રાર્થના કરવા માંડી ત્યાં યમરાજ વિકરાળ સ્વરૂપથી આવી ઉભા રહ્યા. તરત દેવ છે એમ જાણી પ્રશ્ન કરતા યમરાજ છે એમ જાણી પોતાના પતિની સાથે પોતે જવા આગ્રહ કર્યો યમરાજાએ તેવો પોતાનો અધિકાર નથી એમ જણાવવાથી પતિને બદલે પોતાને લઇ જવા કહ્યું. તેની પણ ના પાડી તેથી તે યમરાજ પાછળ ચાલી. એમ ચાલતાં ચાલતાં વાણીની યુક્તિથી યમરાજને પ્રસન્ન કરી અનુક્રમે ચાર વરદાન માગ્યાં. પેહેલું સાસુ-સસરો દેખતા થવાનું, બીજું પોતાના માતા-પિતાને પુત્ર થવાનું ત્રીજું સાસુ-સસરાનું રાજ પાછું મળવાનું. અને ચોથું ગ થવાનથી પોતાને ઔરસ પુત્ર થવાનું. આ વરદાન લઇને તે પોતાના પતિ પાસે આવી. અહીં કેટલીક વિરહદશા વર્ણવી છે. ત્યાર પછી સત્યવાન્ ઉઠ્યો અને તેણે જે કાંઇ દીઠું તે સ્વપ્ન હશે એમ સમજાવી ટૂંકો આપી બેય આશ્રમમાં આવવા ચાલ્યાં. જે વખતે સત્યવાનને મૂર્છા હતરી તે વખતે દ્યુમત્સેનનો જુનો પ્રધાન અને દ્યુમત્સેનનો ભાઇ જે પોતાના ભાઇનું રાજ્ય પચાવી પડ્યો હતો, તેઓ મળ્યા અને તેમણે સત્યવાનને રાજા થવા આગ્રહ કર્યો પણ તેણે વનમાં રેહેવાની ઇચ્છાથી ના પાડી. આશ્રમે જઇ પિતાજીની મરજી પ્રમાણે કરવા કહ્યું. તેથી તે પણ સત્યવાન-સાવિત્રીને પાછળ રાખી આશ્રમમાં આવવા નીકળ્યા. અહીં ઇંદ્રજાળ પૂરી થઇ ને જ્યાં જુવે છે ત્યાં તો તે ઇંદ્રજાળમાં દીઠેલું સત્ય થયું ને બધા આવ્યા. ને છેવટ સાવિત્રીના માગ્યાપ્રમાણે સુખસંપત્તિ મળી.

ટુંકામા ઉપર સાર બતાવ્યો તેમાં ઘણો ભાગ જાણવા જેવો રહી ગયો છે પણ વિસ્તાર થવાથી નથી લખેલ, મિત્રસંબંધી અને બીજું કેટલુંક ભાષણ રસિક છે. સર્વ સ્થળે નીતિની નિપુણતા ઝળકી રહે છે. વાક્ય સરળતા બહુ ગમે તેવી છે. કોઇ પણ રીતે ગુરૂજન આગળ વાચતા શરમ થાય તેવો સાભ્રશૃંગાર તેમા નથી તેથી સ્ત્રિયોને અને પુરૂષોને વાચવા યોગ્ય છે. ઇંદ્રજાળમા યમરાજ તરફથી પાપીઓને થતી શીક્ષાનો પ્રવેશ પણ ખરેખર

સુબોધ આપનાર છે. સારે માર્ગે ચાલવાને આવા બોધ બહુ ઉપયોગી છે; ટુંકામાં એટલું જ કે તેમાં સમાયેલી નીતિથી અને તેની સરલતાથી] અમને આનંદ ઉપજે છે. સાવિત્રીનો સાથે છુટક મુકેલો ફોટોગ્રાફ ચિત્તાકર્ષક છે.

આ સાથે અમે બાઇશ્રી મોંઘીબાને ધન્યવાદ આપિયે છિયે, કે તમણે પોતાના પતિ ઠાકોરશ્રી રવાજીરાજનું નામ અજર-અમર કરવાને બીજાં ઘણાં પુણ્યકાર્યો કર્યાં હશે તો પણ આવાં પુસ્તકો છપાવી પાત્રો પ્રમાણે અર્પણ કરે છે. અમે સાંભળ્યું છે કે આ પુસ્તકની ૨૦૦ નકલો તેણે ધર્માર્થ આપવા ખરીદી છે. આગળ પણ આ નાટકનું ગુજરાતી ભાષાંતર છપાવી કેટલીક કન્યાશાળાઓમાં અને ભણેલી સ્ત્રિયો આદિને વેંચેલ છે. રાજ્ય હોય ત્યાં દ્રવ્યનો ખર્ચ થયાજ કરે પરંતુ આવા કામમાં જે દ્રવ્ય ખરચાય તે વધારે વખાણવા યોગ્ય કેહેવાય. અમે આશા રાખિયે છિયે કે આવાં પુસ્તકો શીઘ્ર કવિ શંકરલાલજી લખતા રેહેશે અને રાજ્યમાતાશ્રી મોંઘીબા તથા તખ્તનશીન ઠાકોરશ્રી વાઘજી તેમને ઉત્તેજન આપતા રહેશે. કાવ્યમાં અને નીતિમાં પ્રીતિવાળા સંસ્કૃત વિદ્યાર્થીઓને આ પુસ્તક વાંચવાને અમ ભળામણ કરિયે છિયે. મૂલ્ય રૂ. ૧ા છે, ટપાલખર્ચ આના ૨ છે, અને પાકું નકશીદાર પુઠું છે. તે મુંબઇમાં આર્યધર્મપ્રકાશ ઓફીસેથી અને મમાદેવીપાસે પંડિતજી જયેષ્ઠારામ મુકુંદજીની પુસ્તકની દુકાનેથી મળશે.

राणकदेवी (એક સોરઠિયાણી સતીનું સાચું પતિવ્રત્ત) આ નામની ચોપડી રા. અનંતપ્રસાદ ત્ર્યંબકલાલ વૈષ્ણવે રચી બહાર પાડી છે. રાણકદેવી એક રાજાની છોકરી હતી પણ તેને જન્મતાંવેત તજી દેવાથી હડમતિયા કુંભારને જડી. તેણે પાળીપોશીને મોટી કરી. તેનું લાખાફૂલાણીએ માથું કર્યું તેથી હડમતીઓ નાશીને વનથળીમાં આવી વશ્યો. વનથળી જુનાગઢથી પાંચ કોશ છે. ગુજરાતના-પતિ રાજે તેના ભાટે કરેલાં વખાણથી તેને વરવા ઇચ્છા કરીને સગાઇ કરી તેને આગળ. ખેંગારના જાણવામાં આવી તેથી અને રાણકદેવીના વખાણ સાંભળીમાં કોઇ કદમ હરી લઇ આવી તેની સાથે તેણે લગ્ન કર્યાં. રાણકદેવી જો કે જાણતી આવિરી તો પણ જેનાઉપર પ્રથમ તેને પ્રેમ થયેલ તે તેજ રા. ખેંગાર છે એમ જાણી પ્રસંતુષ્ટ થઇ. આથી સિદ્ધરાજે જુનાગઢને ઘેરો ઘાલ્યો. અગીયાર વરસ નીકળી ગયાં તો પણ કાંઇ ચાલ્યું નહીં. છેવટ રા.

ખેંગારને પોતાનો ભાણેજ દેશળ હતો તે ઉપર મેહેર આણ્યો તેથી તે ભાણેજને દગો દઈ શેહેરના દરવાજા ખુલ્લા મુકાવી દુશ્મનનું લશ્કર આણ્યું ને એકદમ કતલ ચાલી તેમાં રા. ખેંગાર મરાયો. તેના મેહેલમાં પેઠા કપટી ભાણેજ સિદ્ધરાજને તેડી ગયો ને ત્યાં તેના કોમળ પુત્રને તરવારથી કાપી નાખ્યો. સતીએ સત્ય છોડ્યું નહીં ને તાબે થઈ નહીં, તો પણ તેને પકડી લઈ ગયા. છેવટ તેણે પોતાનું પણ ન મેલ્યું તેથી તેનો મોટો પુત્ર હતો તેને પણ મહાક્રૂર પ્રકૃતિના સિદ્ધરાજે તરવારથી કાપી નાખ્યો. અને છેવટ વઢવાણને પાદર રાણકદેવી પોતાના નામને અમર કરી સતી થઈ. આ રીતે ત્યાંના રાજ્યનો અંત આવ્યો ને સતીએ સતીત્વ રાખ્યું તે વાત તેમાં વર્ણવી છે. ભાષા સરળ ને સારી સમજાય તેવી છે. રાણકદેવીની ને રા. ખેંગારની વાતો જ્યારે જ્યારે અમે કાઠિયાવાડમાં સાંભળી છે ત્યારે ત્યારે અમને તે ઘણી અસરકારક લાગી છે. આજે પુસ્તકના આકારમાં જોઈ વાંચી સારૂં લાગ્યું. એક સતીનો મહિમા છે તે લેખ બોધકારક છે. રાણકીને રજપુતની પુત્રી કહી છે તે ઠીક છે. બીજા પુસ્તકની કહી તેમાં ઝનક લાગે છે પણ તે તેની શોભામાં ઘટાડો કરે તેમ નથી. કેટલેક ઠેકાણે વાતના સંયોગના લખાણમાં ખૂન જેવું લાગે છે. તેમ રાણકદેવી અને તેનો ભાણેજ દેશળ એ બેયને એક બહાર રહતા રાખ્યા ઇત્યાદિ કેટલોક ભાગ બીજી યુક્તિથી ગોઠવાયો હોત તો ઠીક લાગત. નિર્દોષ રાજ્યવંશી જોડું ક્રૂર મરી પડે તેમ નાશ પામ્યું. અને પેલો ભુંડા કામનો કરનાર મહાદુષ્ટ દેશળ તથા તેનો ભાઈ વિશળ અને વિપરીત મતિનો નિર્દય સિદ્ધરાજ એ સજીવન રહ્યા એ વાત વાંચનારાને અંદેશો આપે, પણ તેમ બન્યુંજ હોય એટલે તેમાં શો ફેરફાર થાય? પહેલો પ્રયત્ન છે તે પ્રમાણે ઠીક લખ્યું છે. કીંમત રૂ. ૧ા છે, પૃષ્ઠ ૨૧૦ છે, પુઠું પાકું છે.

ધન, ધરતી, અને સ્ત્રી, એ ત્રણેય સર્વ અનર્થોના કારણરૂપ દેખવામાં આવે છે, પણ એના એઓનો કશો દોષ નથી. દોષ માત્ર પુરૂષોની વિકારવાળી વૃત્તિનો છે, એમ આ વાત ઉપરથી જણાય છે. ઈશ્વરેચ્છા બળવાન છે કાળ ચાહે તે કરે. વાર્તા વાંચવાના શોખવાળાને તે વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

---

## सूचना.

सुज्ञ गृहस्थो! જેમનું લવાજમ બાકી છે તેમણે કૃપા કરી મોકલવા લક્ષ-પર લેવું.

अनसुयाभ्युदय—તથા ભાગવતી ભાગ્યોદય. ગુજરાતી અને સંસ્કૃત જુદાં જુદાં પુસ્તક ૧૫ દિવસમાં બહાર પડશે.

चंद्रप्रभा—જગ્યા નહિ રહેવાથી આવતા અંકમાં લેવાશે.

मोहमुद्गर થી જેઓ કંટાળતા હોય તેમને અમે સુચવિયે છિયે કે હવે તે પૂર્ણ થવા આવેલ છે માટે ધીરજ રાખવી ! !

---

## सावित्रीचरित्रं छायानाटकं.

शीघ्रकवि शंकरलाल माहेश्वरनुं रचेलुं पातिव्रत्यप्रभावदर्शक आ संस्कृत नाटक दीपोत्सवीने दिवसे तैयार थई बहार पड्युं छे. तेनी किंमत रू. १।, टपालखर्च आना २, ने सोळपेजी सुपररायेल पृष्ट ३२९ छे. ते नीचेने ठेकाणेथी मळशे.

मुंबई, पंडित ज्येष्ठाराम मुकुंदजी ठे० ममादेवीना दक्षिण दर-वाजा पासे.

,, आर्यधर्मप्रकाश चोपानियानी आफीसेथी (अमारे सांज.)

,, निर्णयसागर प्रेसमां पुछवाथी. ठे० भांगवाडी काळका-देवी रोड.

,, वैद्यराज जटाशंकर विठ्ठलजीने पुछवाथी ठे० कालका-देवी रोड मारनवाडी.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

पुस्तक १२ मुं. माघ, संवत् १९४०. अंक ४ थो.

### वसंततिलका.

अग्रे मनो हारिण ते विषयांधकूपा-
श्रितादुरंतदववन्हिशिखाश्च पार्श्वे ।
पृष्ठे च कालशबरस्तदिहार्यधर्मा-
रण्यं समाश्रय शरण्यमचिंत्यसौख्यं ॥१॥



છપાવી પ્રગટ કરનાર.
વેદધર્મસભાની કાર્યભારમંડળ.

મુંબઈમધ્યે.
સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું

સન ૧૮૮૪ ઈસવી.

मूल्य वर्ष १ नो रु. १॥ अगाउथी.
टपालखर्च आना ३ जूदुं.

---

## शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીનજનને દાડી દયા દષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રેમ સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### નીચે લખેલા સદ્ગહસ્થોના નાણાં અમને પહોંચ્યાં છે.

| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| કપડવંજલાઇબ્રેરીના... ... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| પાલણપુર લાઈબ્રેરીના ... ... ... ... ... | " | ૧ | ૧૧ | ૦ |
| વળા લાઈબ્રેરીના... ... ... ... ... | " | ૧ | ૧૧ | ૦ |
| કરાંચી રામદાસ મોરારજી પુસ્તક શાળાના. ... ... | " | ૧ | ૧૧ | ૦ |
| મહુધાપુસ્તકશાળાના. ... ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| ધોલેરાબંદર નેટિવલાઇબ્રેરીના. ... ... ... ... | " | ૧ | ૧૧ | ૦ |
| નરસિંહપુસ્તકશાળાના ... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ સરીફભાઇ સાલેમહમદના ... ... ... ... | " | ૧ | ૮ | ૦ |
| શેઠ સલેમાન મહામદના ... ... ... ... | " | ૧ | ૮ | ૦ |
| રા. રામદાસ માણેકલાલના. ... ... ... ... | " | ૧ | ૮ | ૦ |
| રા. ચમારડીથાણદાર મણિશંકર રામેશ્વરના ... ... | " | ૧ | ૧૧ | ૦ |
| સુંદરામપૂર લાયબ્રેરીના. ... ... ... ... | ॥ | ૧ | ૧૧ | ૦ |
| રા. માધવજી વજેરામના... ... ... ... | ૧૮૩૯–૪૦ ના | ૩ | ૬ | ૦ |
| શેઠ પેસ્તનજી ફરામજી કામાના ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું. માઘ, સંવત્ ૧૯૪૦. અંક ૪ થો.


॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

अष्टकुलाचलसप्तसमुद्रा ब्रह्मपुरंदरदिनकररुद्राः ।
नत्वंनाहंनायंलोक स्तदपिकिमर्थंक्रियतेशोकः ॥१९॥*

આઠ† કુલાચલ પર્વત નથી, સાત‡ સમુદ્ર નથી, બ્રહ્મા નથી, ઇંદ્ર નથી, સૂર્ય નથી, રૂદ્ર નથી, તું નથી, હુ નથી, અને આ લોક પણ નથી. (અર્થાત્ એ બધું નાશાત્મક અથવા માયાનો આભાસ છે) તોપણ શામાટે શોક કરવામાં આવે છે?

જે કોઇ દિવસ ચળે નહીં પણ સ્થિર રહે તેને અચળ કહેવાય છે. પર્વતો આપણા જોવામાં કોઇ દિવસ ખસતા નથી એમ લાગે છે અને

---

* તેવાજ ભાવમાં હરિગીત.

નહિ આઠ કુલપર્વત અને સુણ સાત સાગર છે નહીં,
બ્રહ્મા સદાશિવ ઇન્દ્ર દિનકર દેવ પણ ક્યા છે અહીં;
તુ પણ નથી હું પણ નથી ને છે નહીં આ લોક રે,
તોપણ વૃથા અંતરવિષે તું શોક શા માટે કરે?

† કુલાચલ મૂળશ્લોકમાં અહીં આઠ લખેલ છે. બીજે ઠેકાણે સાતની સંખ્યા જોવામાં આવે છે ને તે કુલપર્વત કહેવાય છે. જેમ કે—महेंद्रोमलयः सह्यः शुक्तिमानृक्षपर्वतः । विंध्यश्चपारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥ (મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન્, ઋક્ષ, વિંધ્ય, અને પારિયાત, એ સાત કુલપર્વત કહેવાય છે.)

‡ સાત સમુદ્રનાં આ પ્રમાણે નામ નીકળે છે. જેવાં કે—ક્ષારોદ, ઈક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, ક્ષીરોદ, દધિમંડોદ અને શુદ્ધોદ.

એ હેતુથી તેમને અચળ કેહેવામાં આવે છે. એવા સ્થિર પર્વતો કે જેઓ કુલાચલ એવાં નામથી આઠ પ્રસિદ્ધ છે તેઓ પણ કાળની આગળ અથવા જગતનાં નાશાત્મકપણાં આગળ છેજ નહીં. સાત સમુદ્રો કે જેઓ પૃથ્વીના સાત દ્વીપને સાત ખાઈસરખા કેહેવાય છે અને જેઓની મર્યાદાથીજ સર્વેની મર્યાદા છે તેઓપણ કાળની આગળ કે જગતનાં નશ્વરપણાં આગળ ગણતીમાંજ નથી. બ્રહ્મા કે જે સર્વે સૃષ્ટિના ઉત્પન્ન કરનારા ગણાય છે, અને એ હેતુથી જે પિતામહ કેહેવાય છે એ મહાસમર્થ દેવપણ કાળની આગળ અથવા જગતનાં નશ્વરપણાં આગળ કાંઈ નથી. પુરંદર જે ઇન્દ્ર તે મહાસમર્થ દેવતાઓનો અધિપતિ, સ્વર્ગનો રાજા તથા વૃષ્ટિ વર્ષાવનાર ગણાય છે, તેપણ કાળની આગળ અથવા જગતનાં નશ્વરપણાં આગળ કાંઈ નથી. અતિપ્રકાશમાન સૂર્ય કે જેના તેજવડે રાત અને દિવસની ગણના થાય છે, જેના તેજવડે સઘળો વ્યવહાર ચાલે છે, અને જેના તેજવડે સર્વે વનસ્પતિ પાકે છે અને કાળ તથા ઋતુ બંધાય છે; તે મહાપ્રતાપી દેવપણ કાળની આગળ અથવા જગતનાં નશ્વરપણાં આગળ કાંઈ નથી. રૂદ્ર કે જે કોપ કરે તો સઘળી સૃષ્ટિનો સંહાર કરી નાંખે, મોટા યોગીંદ્રો જેનું ધ્યાન ધર્યા કરે છે અને જેમણે હલાહલ પાન કર્યું હતું એવા સમર્થ દેવપણ કાળની આગળ અને જગતનાં નશ્વરપણાં આગળ કાંઈ નથી. તેમજ અમે, તમે અને જેઓ મારા-તારામાં મોહ પામી રહેલા છિયે તેઓ પણ કાળની આગળ કે જગતનાં નશ્વરપણાં આગળ કાંઇ નથી. તેમજ આ લોક કે જે અનેક પ્રકારના પ્રપંચમાં ખુંચ્યો પડ્યો છે અને જે સદૈવ વર્ત્તમાન રહેશે એમ જણાય છે તે પણ કાળની આગળ અને જગતનાં નશ્વરપણાં આગળ કાંઈ નથી. સમજણ એ ઉપરથી એ લેવાની છે કે એ સઘળી નાની-મોટી ઉપાધિયો છે તે ઉપાધિયો લય થાય છે, પણ તેમાંનાં ચૈતન્યનો લય નથી થતો. બીજું એમ જાણવાનું છે કે જેટલા નામ રૂપાત્મક પદાર્થો છે તે કાળેકરીને મોડાવેલા નાશ થવાનાજ છે. ત્રીજું એમ સમજવાનું છે કે જે કાંઈ છે તે સઘળું ઈશ્વરરૂપ છે. ઈશ્વરથી ભિન્ન કશું નથી. જ્યાં જ્યાં ઈશ્વરનું સ્થૂળરૂપ મહાવિદ્વાનોએ વર્ણવ્યું છે ત્યાં ત્યાં લોકનેજ ઈશ્વરના સ્વરૂપથી વર્ણવ્યો છે. સારાંશ તેથી એમ લેવાય કે સઘળું ઈશ્વરમય છે અને એમ છે તેથીજ ઈશ્વર સર્વમય અને સર્વવ્યાપક લેખાય છે. આમ સમજીને કરવાનું એ કે છે ઈશ્વરમય સઘળું દેખીને કાંઈ

પણ નાના મોટા પ્રાણીને સમાન ગણવા, સમાન ગણીને મનવચનકર્મથી તેમને દુ ખ દેવુ નહીં, પચભૂતથી થયેલુ શરીર ક્ષણ ભગુર જાણવુ, ક્ષણ ભગુર જાણીને કલ્યાણનો ઉપાય જે કાંને કરવાનો વિચાર હોય તે આજે કરી લેવો, ને કાળને આધીન સર્વે કોઇ છે તેમજ આપણે છિયે માટે એ અપ્રતિવાર્ય નિયમને માટે હર્ષ-શોક કશો કરવાનો નહીં શોક કરતા કે સસારના ક્ષણિક સુખ ભોગવતા અને પ્રપચના ગારામા લોટતા મનુષ્યજન્મ જો ગયો તો પછી સમજવા માટે એકે સાધન રેહેશે નહીં

पुनर्वित्त पुनर्मित्र पुनर्भार्या पुनर्मही ।
एतत्सर्वं पुनर्लभ्य न शरीर पुन पुन ॥

( *ધન, મિત્ર, સ્રી અને ધરતી, એ સઘળા ફરી મળી શકે પણ શરીર ફરીને મળે નહીં* )

આ ઉપરથી આપણે એટલુ જ સમજવાનુ છે કે શરીર ઉત્તમ છે તે સાથે ફરીને મળે તેમ નથી એ વાત ભૂલવી નહીં સંસારના પ્રપચમા પડેલા, વિષયના ગારામા ગુચેલા, અનાચારની ભાખમા ચોટેલા અને વિવેક વગરના અનધિકારીને માટે કશો બોધ હોય નહીં પણ સમજુ વિવેકી અને અધિકારીને બોધ હોય, માટે આચાર્યજીએ તેવાઓને માટે સારો બોધ આપવા પ્રયત્ન કર્યું છે તો આપણે તેમાથી સત્ય સાર આસ્તિક થઈને ગ્રહણ કરવો આસ્તિક થયા વગર એકે વાત અત કરણમા ઊતરતી નથી અને સપૂર્ણ સતોષ થતો નથી. જ્યાસુધી દેહનુ ભાન ભુલાઇ જઇ સર્વ ઈશ્વરમય દેખાય એવી પરમ દશા પ્રાપ્ત ન થઇ હોય ત્યાસુધી ઘણુ કર્તવ્ય છે, અને તેથીજ સારૂનરસુ ઓળખી સારાને ગ્રહણ કરવાની જરૂર છે આટલામાટે પોતાના કલ્યાણ માટે આસ્તિક થઇ જ્યારથી ચેત્યા ત્યારથી ઉત્તમ સાધન કરવા માડવા જ્યાસુધી તેમ નથી કરતા ત્યાસુધી આપણે પોતેજ આપણા અપરાધી થઇએ છિયે

प्राप्यचाप्युत्तमजन्म लब्ध्वाचेंद्रियसौष्ठव ।
नवेत्यात्महितयस्तु सभवेदात्मघातक ॥

( *ઉત્તમ જન્મ અને કુશળ ઇન્દ્રિયો પામીને જે પોતાનુ હિત નથી જાણતો તે આત્મહત્યારો થાય છે* )

આની ઉપરથી એવો સાર લેવો કે આ મનુષ્યજન્મ અને પૂર્ણ ઇન્દ્રયની પ્રાપ્તિ ફરી કશું દુઃખ સહન ન કરવું પડે તેવું સાધન સંપાદન કરી લેવાનેમાટે છે. તેમ છતાં જો તેને અવળી રીતે ઉપયોગમાં લેવાયતો તે વૃથાજ છે એમસમજવું પોતાના હાથમાં છે. જન્મ અને ઈન્દ્રિયનું પરિપૂર્ણપણું કેવું શ્રેષ્ઠ અને ઉપયોગી છે તે પોતાની મેળેજ જાણવાથી જણાય છે. એના અનુભવને માટે પણ અનુમાનના અને પ્રત્યક્ષ દાખલા પણ જોઈએ તો ઘણા છે. સમજીને ગ્રહણ કરવાનું એ છે કે, સતશાસ્ત્ર અને સત્પુરૂષોએ બતાવેલા શુભમાર્ગે ચાલી વર્ણાશ્રમના શરીર સંરક્ષણસહિત ધર્મ પાળી, ઈશ્વરસ્વરૂપ અને આત્મસ્વરૂપ ઓળખી, જન્મમરણનો ફેરો ફરવો ન પડે તેવું સાધન કરી લેવું. એનું નામજ કલ્યાણનું સાધન કહેવાય. ઘરમાં બેઠા બેઠા દૂધ-ચોખા ખાઇએ તે પ્રમાણે આગળથી ઉદ્યમ કરવો એ પણ કલ્યાણનું સાધન કહેવાય, પણ તે માત્ર વ્યવહારમાં શરીરનેજ ઉપયોગી છે. તેથી કાંઇ ફરીને ભવાટવી ન ફરવી પડે તેવું થતું નથી. શરીર દુર્લભ છે અને ક્ષણભંગુર છે, એમ જાણવું તે હાલતાં-ચાલતાં કે ખાતાં-પિતાં ચિંતા કરવામાટે નહિ પણ સંસારમાં પડતી આધિ વ્યાધિ અને ઉપાધિથી ક્લેશ ન થવાને અને ફરીને જન્મમરણ ન આવે તેવું સાધન તરત કરી લેવાને માટે છે. જો એમ ન થાય તો તો ઉલટું 'અતોભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ'ની પેઠે વ્યવહાર પણ સુધરતો નથી. સઘળા વિચારો વ્યવહાર અને પરમાર્થને સુધારનારા હોય. તેજ વિચારો જ્યારે પરમાર્થ તો રહ્યો પણ વ્યવહારને પણ બગાડે ત્યારે સમજવું કે આપણી સમજણમાં અને આપણા અધિકારમાંજ ફેર છે. આપણે આપણો અધિકાર અને સમજણ સુધારીને વ્યવહાર-પરમાર્થ સુધરે અને પરમ સુખ થાય તેમ કરવું તેજ આપણું કર્તવ્ય છે. જગત્ સઘળું ખોટું..નાશાત્મક અને દેખવામાત્ર છે તથા પદાર્થો પણ તેવાજ છે એમ જાણવું તેપણ કલ્યાણનાં કાર્ય તરત કરી લેવાને માટે છે; અવળે માર્ગે ચાલવાને કે ખોટી ચિંતા કરવાને માટે નથી. સઘળું દુઃખમય અને ખોટું છે એમ માન્યાંથી અને માનીને તે પ્રમાણે અનુભવ કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. એ વૈરાગ્ય પણ ઉત્તમ સુખનાં સાધનને માટે અમૂલ્ય છે. જેઓ પોતાનાઆનું કે પરનું ભલું નથી કરી શકતા. એવાઓને વૈરાગ્યથી તેમ થાય છે એમ ધારી અવળોકવા નહીં, કેમકે એ તો અશક્તિ, આળસ અને અનભ્યાસનું પરિ-

ણામ છે. દુઃખમય અને નાશાત્મક સઘળું જાણી વૈરાગ્ય પામી સુખ લેવું તે સાથે વ્યવહાર બગડવો ન જોઈએ, કેમકે જ્યાંસુધી સિદ્ધદશાને પ્રાપ્ત ન થવાય ત્યાં સુધી કેટલોક વ્યવહાર પણ કલ્યાણનાં સાધનરૂપ થાય છે. સઘળું નાશાત્મક અને દુઃખરૂપ જાણી વૈરાગ્ય પામી સુખને માર્ગે ન જતાં જો નાશાત્મકપણાની અને દુઃખરૂપપણાની ચિંતામાંજ પડી જવાય તો તો ઉલટો અનર્થ થાય છે, કેમકે એમ થવાથી પરમાર્થ અને વ્યવહારને અતિ હાનિ પહોંચે છે. આ બાબતમાં તો 'अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिंतयेत्'। (અજર અને અમરની પેઠે વિદ્યા અને અર્થનો વિચાર કરવો.) આ વાક્યપ્રમાણે વર્તવું જોઈએ. એવા નિશ્ચયવિના વ્યવહાર સિદ્ધ કરી શકાતો નથી માટે એમ હોય ન હોય તોપણ માની લેવું એમ વિદ્વાનોની સમતિ છે. 'गृहीतइव केशेषु मृत्युना धर्ममाचरेत्।' (મૃત્યુએ શીખા પકડેલી હોય એવી રીતે ધર્મનું આચરણ કરવું.) આ ઉપરનાં પદ્યનાં ઉત્તરાર્ધપ્રમાણે કલ્યાણનું સાધન કરી લેવામાં વર્તવું જોઇએ, કેમકે તેમ વર્ત્યાવિના ઉત્તમ કાર્ય કે આત્મસાધન થતું નથી અને કાળ નિષ્ફળ ચાલ્યો જાય છે. પરમહિતને માટે આવાં વાક્યો છે તે ઉપરથી સાર ગ્રહણ નહિ કરતાં ઉલટા ચિંતામાં પડી તેની વિચિત્રતાનોજ વિચાર કરવા લક્ષ દોડાવિયે તો એ વાક્ય સમજવું પણ વ્યર્થ જાય છે; કેમકે એ વિચિત્રતાનો અંત આવતો નથી અને ચિંતા કરવાથી કંઈ સારું ફળ થતું નથી. માટે એ ચિંતાની બાજુએ મનને ઉતરવા દેવું નહીં પણ જે મુખ્ય હેતુ હોય તે બાજુ ઉતારવું. મન અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરી સત્પુરૂષો અને સત્‌શાસ્ત્રોના સદુપદેશપ્રમાણે આચરણ રાખી મિથ્યા મમત્વ મેલીને અભેદ દૃષ્ટિવડે જે થાય તે પરોપકાર કરી પ્રસન્ન રહી પુણ્ય સંપાદન કરવું એ મુખ્ય હેતુ છે એમ જાણવું. સઘળાં કાર્ય ભેદદૃષ્ટિથી અને અભેદદૃષ્ટિથી કરવાં તો ફરેજ છે તોપણ જે અભેદદૃષ્ટિથી દેહાદિક કે પુત્રાદિકને માટે કાર્ય કરવાં પડે તે પણ ઉત્તમ સાધનનું મૂળ છે. શ્રીભાગવત અષ્ટમસ્કંધમાં આસ્તિક કહે છે કે,—

यद्युज्यतेऽसुवसुकर्ममनोवचोभि-<br>र्देहात्मजादिषु नृभिस्तदसत्पृथक्त्वात्।<br>तैरेव सद्भवति यत् क्रियते पृथक्त्वात्-<br>सर्वस्य तद्भवति मूलनिषेचनं यत्॥

( મનુષ્યો ભેદદૃષ્ટિ રાખીને દેહ તથા પુત્રાદિકને સારૂ પ્રાણ, ધન, કર્મ, મન અને વચનથી જે કાંઈ કરે છે તે વ્યર્થ થાય છે; અને અભેદ નિશ્ચય કરીને સર્વને ઈશ્વરરૂપ જાણી દેહ તથા પુત્રાદિકને વાસ્તે તેજ પ્રાણાદિક પદાર્થોથી જે કાંઈ કરે છે તે મહાફળદાયી થાય છે. કેમકે મૂળમાં પાણી રેડયું હોય તો તે વૃક્ષના સઘળા અવયવોને કામ લાગે છે. )

ગૃહસ્થોને માટે ઘણો બોધ સત્પુરૂષો આપે છે કે જેથી ઉભય લોક સુધરે છે. જે સારાં કાર્ય કરવામાં આવે તે સમાન દૃષ્ટિથી કરવામાં આવે એવી નિશ્ચયાત્મક વૃત્તિ થઇ જાય તો પછી તેને કલ્યાણનું સાધન કશું દૂર છે એમ કહી શકાય નહીં. 'आत्मवत्सर्वभूतेषु यःपश्यति सपश्यति ।' ( પોતાની પેઠે જે સર્વ પ્રાણીઓનેવિષે જુવે છે તેજ દેખે છે. સારાંશ કે તેમ નથી દેખતા તે દેખતાજ નથી. ) એ વાક્ય પણ વિચારવાન્ પુરૂષનું સમત્વ દેખાડનારૂં છે. આ વાતનો ત્યાગ કરી સ્વાભાવિક માયાના ચમત્કારઉપર અને જગતના નશ્વરપણાંઉપર વિચાર કરવા બેશીયે તો તે વિચારમાં ને વિચારમાંજ આપણું વય વહ્યું જાય. જ્યાંસુધી ઈશ્વરમય સઘળું દેખાય અને શરીરાદિકનું કે વ્યવહાર માત્રનું ભાન ન રહે એવી સ્થિતિ ન હોય ત્યાંસુધી દુનિયામાં નાશ થતા પદાર્થો દેખવા માત્ર પણ હતા ખરા અને એમ જાણિયે છિયે પણ જાણીને તેને અવિચળ રાખી શકતા નથી તેમ આપણા દેહને પણ તે ધર્મવાળો મટાડવાને જરાપણ સમર્થ થતા નથી ત્યારે તેને માટે જે શોક કરવો તે મિથ્યાજ છે. જો મનુષ્યાદિક જન્મ ફરીને મળે નહીં તોજ નાશાત્મક ધર્મ ખાધ કરે નહીં. જો કે નાશાત્મકપણું કંઈ ચૈતન્યસ્વરૂપને નથી તોપણ મમત્વથી જ્યાંસુધી જાણ્યું ન હોય ત્યાંસુધી આપણે પોતે નાશ થઈએ છિયે એમ માનિયે છિયે અને તેથી અંતઃકરણને અતિ પરિતાપ થાય છે. આ પણ એક માયાનો અલૌકિક ચમત્કાર છે. હવે એ દુઃખ મટાડવાને મનુષ્યશરીરમાં જે સદ્વિચાર થાય તેજ છે. તે સદ્વિચાર જો પશુનીપેઠે વિષયાદિકના ગારામાં ગુચાઈ જઇએ અને માયામાં મોહ પામી હર્ષ-શોક કર્યા કરિયે તો થતોજ નથી; પણ જ્યારે વિષયાદિકનું અસત્યપણું અને તેનાં સુખનું ક્ષણિકપણું સમજીએ, જગતનું પણ નાશાત્મકપણું સમજીએ, અને બ્રહ્માથી માંડીને કીડી સુધીનાં સર્વ પ્રાણીઓને નાશવાન્ અને અસ્થિર આયુષ્યનાં જાણીએ તો તે

વિચાર આવતા પછી કશો વિલંબ રેહેતો નથી જો સઘળુ નાશાત્મક જાણીને અને શરીર ક્ષણભંગુર જાણીને નિર્દય થવાય કુપથેચ્છાચરણી થવાય તો એ જેવો બીજો એકે અનર્થ નથી તરવાર બાંધવી તે હરામખોરલોકો આપણા જાનમાલને નુકસાન કરે તેને શિક્ષાના ઉપયોગમા લેવા સારૂ છે પણ પોતાનાજ શરીરને ક્રોધના આવેશમા કાપી નાખવાને નથી કદી કોઈ એવો ઉપયોગ કરે તો તે દુખી થાય છે અને જગતમા નિંદાય છે આજપ્રમાણે જે કાઈ આપણે જગતવિષે જાણ્યુ હોય તેથી જે સત્પુરૂષો બોધ કરે છે તે સત્ય માર્ગે ચાલવુજ જોઈએ ઈશ્વરેચ્છાથી આપણે જગની સ્થિતિમા નથી શરીરે સારા છિયે દેશની રીતભાતો અને સારૂંનરસુ જાણિએ છિયે વિવેકને સમજીએ છિયે, અને વિદ્યાનો અભ્યાસ કર્યો છે, એનો હવે ઉપયોગ એટલોજ રહ્યો છે કે શમદમાદિકની ઉત્તમ સહાયતાથી ઈશ્વરનુ પોતાનુ અને જગતનુ રૂપ ઓળખી જે માર્ગે મહાન્ પુરૂષો ચાલી ઉત્તમ પદ પામ્યા છે તે માર્ગે ચાલી ઉત્તમ પદ પામવુ સારામા સારી સમજણનુ અને સારામા સારી વિદ્યાનુ એવુ ઉત્તમ ફળ ન થાય તોવિદ્યા અને સમજણ નિષ્ફળ થાય એમા શો સદેહ છે? પૂર્વના પુણ્યથી, ઈશ્વરકૃપાથી અને સારી સગતથી કાઇ પણ યોગ્ય બોધનુ અધિકારી થવાય તો પછી મનને મોકળુ મેલી સર્વજ્ઞપણાનુ અભિમાન ધરવુ નહીં, કેમકે જો તેવુ અભિમાન થયુ તો બોધના અધિકારી થયા તે ન થયા જેવુ સમજવુ પ્રતિદિવસ વધારે વધારે જ્ઞાન મેળવી ઉત્તમ સાધન સંપાદન કરવામા નિરતર વિદ્યાર્થીની અવસ્થામાજ રેહેવુ કેમકે જાણવાનુ એટલુ બધુ છે કે તેનો અતજ નથી ત્યારે પછી સર્વજ્ઞ તે કેમ થવાય? ભર્તૃહરિ કહે છે કે —

'यदाकिंचिज्ज्ञोहं द्विपइवमदांध समभव
तदा सर्वज्ञोस्मीत्यभवदवलिप्तं मम मन ।
यदाकिंचित्किंचिद्बुधजनशकाशादवगत
तदामूर्खोस्मीति ज्वरइव मदो मे व्यपत ॥

(જ્યારે કાઇક જાણીને હુ હાથીની પેઠે મદાંધ થયો ત્યારે હુ સર્વજ્ઞ છુ એવી રીતે મારૂ મન લેપાઇ ગયુ, પણ જ્યારે બુધજનો પાસેથી કાંઈ કાંઇ મે જાણવા માડ્યુ ત્યારે તો હુ મૂર્ખ છુ એમ જાણ્યુ અને તેથી તાવની પેઠે મારો મદ ઉતરી ગયો )

આ ઉપરથી આપણે જાણી શકશું કે આપણે ઘણું જાણવાનું છે. થોડું જાણીને જે અભિમાન ધરી બેશીયે છિયે તે કેવળ ટુંકી નજર છે. એક વિષયમાં નહિ પણ સઘળા વિષયમાં એવીજ રીતે સમજવાનું છે. આ જગત્રૂપ એક મોટું નાટક ગ્રહ છે, તેમાં આપણે હાલ મનુષ્યની ભૂમિકા ભજાવી બતાવિયે છિયે. બીજી ભૂમિકાઓ ભજાવતાં ભજાવતાં જ્યારે નાટકાચાર્યને આપણી ભૂમિકા ભજાવવાની યોગ્યતા ઠીક લાગી હશે ત્યારે છેવટ ઉત્તમ ભૂમિકા કે જે મનુષ્યની છે તે મળી છે. હવે જો તે ભૂમિકા યથાર્થ રીતે ન ભજાવાય તો મોટી ખામી કહેવાય અને તેથી પાછી હલકી ભૂમિકાનું પાત્ર થવાય. માટે આ મનુષ્ય જન્મની ભૂમિકા એવી ભજાવી બતાવવી જોઇએ કે નાટકાચાર્ય એવી ખટપટમાંથી કાઢી નાંખી કૃપા કરી પોતાને યોગ્ય પદ આપે જેથી અતુલ સુખ મળે. આ આપણું કામ આપણે આપણી સત્વગુણી બુદ્ધિ અને સારી સંગતિથી પાર પાડવું એમાં ઈશ્વરસહાય તો મનુષ્યાવતાર અને જાણવાની શક્તિ છે તેથી સ્પષ્ટ જણાઈ રહે છે કે ઈશ્વર તો સદૈવ સહાયતામાંજ છે; કેમકે તે કાંઇ સાકારની પેઠે હાથે કરીને સહાય આપતા નથી.

સારાંશ એ સમજવો કે સર્વ ઈશ્વરમય છે, નામરૂપાત્મક દેખવા માત્ર છે, ક્ષણભંગુર અને નાશાત્મકનો વૃથા શોક કરવો નહીં, આપણું શરીર પણ નાશાત્મકજ છે અને નાશાત્મક છે માટે બીજી ચિંતાઓ કે જેથી સુખ કે કલ્યાણ થતું નથી તેવી મેલી દેવી, તે મેલીને અભિમાન મેલવું, અભિમાન મેલીને મન અને ઈન્દ્રિયોનો નિગ્રહ કરી, વિદ્યા અને વિવેકની સહાયતાથી પોતાનું, ઇશ્વરનું અને જગતનું સ્વરૂપ ઓળખી કરીને આધિ વ્યાધિ ને ઉપાધિના તાપ નજરે જોવા ન પડે અને જગતમાં યશરૂપ શરીર અમર રહી ઈશ્વરનાં પદને પમાય તેવું કરવું અને પરોપકારાર્થે બીજાને પણ તન-મનથી તેવું થવા પ્રેરણા કરવી. આચાર્યજી પણ તેવીજ પ્રેરણા પરોપકારાર્થ કરે છે. સત્પુરૂષોને એમજ ઘટે છે કેમકે તેવાઓની સમૃદ્ધિઓ પરના ઉપકારને માટેજ હોય છે. સર્વનામાં ઈશ્વર વસે છે માટે આ વાતમાં જેમને સંદેહ લાગે તેમણે પોતાના હૃદયમાં રહેલા* અંતર્યામિની સાથે વિચાર કરી જોવો એટલે સઘળું સાચું-ખોટું જણાઈ રહે શે.

*ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुनतिष्ठति। (હે અર્જુન! ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે.) એમ શ્રીભગવાન્ અર્જુનને કહે છે.

# चंद्रप्रभाचरित्र.

(સાંધણુ પાને ૪૮ થી.)

હવે મુનિરાજ પ્રથમની પ્રમાણેજ ત્યાંથી તરત ચાલી નીકળ્યા. મુનિરાજ અતિદૂર ગયા પછી ધીરેધીરે શૃંગારમંજરી તે શિવાલયમાં આવી. લાવણ્યલતિકાને સ્ફાટિકમણિની શિલારૂપ થઈ ગયેલી જોઈને તથા પરમકૃપાળુ પરમેશ્વર પાર્વતીપતિની સ્ફાટિકમણિમય મૂર્તિનું દર્શન કરી લાંબો નિઃશ્વાસ નાંખી તરતજ તે મુનિરાજના પગલાંની નિશાનીથી એક પર્વતની ગુફામાં ગઇ. ને કેટલીકવારે તે ગુફામાંથી બહાર નીકળી જ્યાં ચારેકોર જુવે છે ત્યાં પ્રથમના જેવું મનોહર તળાવ, તેવુંજ મનોહર શિવાલય, તેવીજ મનોહર લતાઓ, તેવાજ મનોહર લતામંડપો, તેવાંજ મનોહર છાયાવૃક્ષો, અને તેવાજ મનોહર પક્ષિયો જોવામાં આવ્યા. એક ઘાટાં લતાગૃહમાં બેશીને તેણે જોયા કર્યું કે મુનિરાજ રાતદિવસમાં શું કૃત્ય કરે છે? મુનિરાજ સમાધિમાંથી જાગૃત થયા પછી ફલફૂલ અને પલ્લવો લઈ આવ્યા. ત્યારપછી તે પોતાનાં વલ્કલ વસ્ત્રો ધોઈ આવ્યા. પછી સ્નાન કરવા ગયા. ત્યાં સાયંકાલની સંધ્યા આદિ કૃત્ય સમાપ્ત કરીને શિવાલયમાં આવી શિવપૂજન કરી નૈવેદ્ય ધરી પુષ્પાંજલી અર્પણ કરી કંદ મૂલ ફલ વિગેરેથી આહાર કરી પાછા સમાધિ ચડાવી ગયા. પાછા સૂર્યોદય થયાની અગાઉ સમાધિમાંથી જાગૃત થઇ ફલ-ફૂલ લેતા ગયા ને પાછા સ્નાન કરી આવી શિવપૂજન કરવા બેઠા. આશરે દોઢ પ્રહર દિવસ ચઢે તે શિવપૂજન સ્તોત્રપાઠ અને મંત્રજપ સમાપ્ત કરી સમાધિ ચડાવી ગયા તે ચાર ઘડી બાકી દિવસ રહ્યો ત્યારે સમાધિમાંથી જાગૃત થઈ આહાર કરી સાયંકાલ માટે ફલ-ફૂલ લેવા ચાલ્યા. આ પ્રમાણેનું તેનું કૃત્ય જોઈ શૃંગારમંજરી બીજે દિવસ હજી ઘણી રાત્રિ હતી અને મુનિરાજ હજી સમાધિમાંજ હતા તેટલીવારમાં તે સુંદર સુગંધિ ફૂલ લઈ આવી, સંપૂર્ણ પાકેલાં ફળો લઈ આવી, કોમલ કોમલ બીલિપત્રો, કોમલ તુલસીદલો, અને તુલસીની મંજરીઓ અને બીજાં પણ કેટલાંક પૂજોપયોગિ પલ્લવો વીણી આવી તેના સુંદર પડાઓ મુનિરાજની પાસે રાખી દીધા. પછી મુનિરાજનાં વલ્કલ વસ્ત્રો ધોઇ આવી વૃક્ષોની શાખાઓ ઉપર સુકવી દીધાં. મુનિરાજનાં ખાલી પડેલાં કમંડલુ ભરી આવી તેની પાસે મેલી દીધાં. અને પછી શિવાલય

તથા નજીકનો બધોય પ્રદેશ તેણે વાળીને સ્વચ્છ કર્યો એટલુંજ નહીં પણ જ્યાં સુધી નજર પહોંચે ત્યાંસુધી ચારેકોર વાળીને સ્વચ્છ કર્યું અને પછી બીજાં પુષ્પો વીણી આવી મુનિરાજ જે માર્ગેથી સરોવરમાં સ્નાન કરવા જાતા તે બધાય માર્ગમાં શિવાલયથી તે સરોવરનાં તીર સુધી સુંદર પુષ્પો વેરણી દીધાં ને પછી પોતે શિવપૂજન કરી છેટેનાં લતાગૃહમાં છપાઇ ગઈ. મુનિરાજ જ્યાં સમાધિમાંથી જાગૃત થઈ જુવે છે ત્યાં પોતાની પાસે પુષ્પોના પડાઓ, ફૂલના પડાઓ, જળથી પૂર્ણ ભરેલાં કમંડલુઓ, અને વૃક્ષની શાખાઓઉપર સુકાતાં ધોયેલ વલ્કલો જોવામાં આવ્યાં. માત્ર સ્નાન કરવા જવું પોતાને રહ્યું. આસનઉપરથી ઉઠી શિવનાં દર્શન કરે છે ત્યાં શિવાલય જલથી ધોઈને સ્વચ્છ કરેલું અને શિવજીની પણ તરતજ કોય પૂજા કરી ગયેલ છે એવું જોવામાં આવ્યું, તેથી મુનિરાજ આશ્ચર્ય પામી સ્નાન કરવા ચાલ્યા ત્યાં તો બધો પ્રદેશ સ્વચ્છ કરેલો અને પોતાને માર્ગે પાથરેલાં પુષ્પો જોઈ મુનિરાજનું મન અતિ પ્રસન્ન પ્રસન્ન થઈ ગયું, કે કોયપણ ભક્તિવાન્ માણસે આ કૃત્ય કરેલું છે. ગમે તે હો, આપણે શું છે? એમ વિચારી સ્નાન કરી આવી નિત્યપ્રમાણે શિવપૂજન વિગેરે કરીમુનિ સમાધિ ચડાવી ગયા કે તરત શૃંગાર-મંજરી લતાગૃહમાંથી નીકળી સાયંકાલનેમાટે બધી સામગ્રી તૈયાર કરી આવી તથા સ્નાન કરવા જવાના માર્ગ ઉપરથી કરમાયેલાં પુષ્પો દૂર કરી નવાં પુષ્પો ને પલ્લવોની પથારી છેક સરોવર સુધી કરી શિવપૂજન કરી પાછી લતામંડપમાં છપાઈ બેઠી. મુનિરાજ જ્યારે ચાર ઘડી બાકી દિવસ રહ્યો તે સમયે સમાધિમાંથી જાગૃત થઇ જુવેછે તો તેપ્રમાણેજ ફલ, ફૂલ, પલ્લવ, કંદ, મૂલ, જલ, અને વલ્કલ, એ સર્વ તૈયાર રાખેલાં જોવામાં આવ્યાં. તેમજ સ્વચ્છ કરેલું શિવાલય અને શિવાલયથી સરોવરસુધી જલથી છાંટેલો અને પુષ્પની પથારીથી શણગારેલો પોતાને ચાલવાનો સુંદર માર્ગ જોવામાં આવ્યો. મુનિરાજ સ્નાન કરી આવી, શિવપૂજન વિગેરે સંપૂર્ણ કરી સમાધિમાં બેઠા. મુનિરાજની સેવા તેમજ શિવપૂજન પણ નિષ્કપટ ભક્તિથી કર્યું. વામદેવ! તમારૂં તો અજાણ્યું નથી કે જગત્‌માં ભક્તિ જેવું કોઈ પણ બીજું કલ્યાણનું સાધન નથી. નિષ્કપટ ભક્તિ એ એક ભક્તજનોની કામનાઓ પૂરવામાં કામદુઘા છે, નિષ્કપટ ભક્તિ એ એક ભક્તજનોના સંકલ્પ સિદ્ધ કરવામાં કલ્પ લતા છે અને નિષ્કપટ

ભક્તિ એ એક ભક્તજનોનાં ચિંતવેલા અર્થ આપવામા ચિંતામણિ છે ભક્તીથી કેટલા કેટલા દેવતાઓ સિદ્ધ થયાછે, ભક્તિથી કેટલા દાનવો સિદ્ધ થયા છે અને ભક્તિથી કેટલા કેટલા માનવો સિદ્ધ થયા છે? એટલુંજ નહીં પણ પશુઓ, પક્ષિઓ, વાનરો, અને કિન્નરો પણ ભક્તિથી સિદ્ધ થઈ ગયેલા છે. ભક્તિ નથી જોતી જ્ઞાતિને કે જાતિને, ભક્તિ નથી જોતી સુરૂપને કે કુરૂપને, ભક્તિ નથી જોતી સુકુલને કે દુષ્કુલને, ભક્તિ નથી જોતી સુગુણને કે દુર્ગુણને, ભક્તિ નથી જોતી વિદ્વાનને કે અવિદ્વાનને અને ભક્તિ નથી જોતી ધનવાનને કે નિર્ધનને, માત્ર જે પોતાનો આશ્રય કરે છે તે ગમેતો પાપીમા પાપી હોય, ગમેતો પતિતમા પતિત હોય અને ગમે તો અધમમા અધમ હોય તોપણ તેને તરતજ પરમેશ્વરના પ્રસાદનુ પાત્ર કરી મેલે છે સર્વ કલ્યાણોનુ પાત્ર કરી મેલે છે, અને સર્વ લોકોના પ્રણામનુ પાત્ર કરી મેલે છે

શૃંગારમજરીએ, નિષ્કપટ મન વચન કર્મથી છ માસ સુધી મારી તેમજ ઉગ્રતપાની ભક્તિ કરી તે નિષ્ફલ કેમજ જાય? ઉગ્રતપામુનિના મનમા એક દિવસ એવુ થયુ કે આજે આશરે છ છ માસ થયા કોમ પણ મારી આવી રીતની પ્રીતિથી સેવા કરે છે પણ મારી નજરે જોવામા આવતુ નથી માટે આજે રાત્રિયે સમાધિ ન કરતા ખોટી સમાધિ કરીને જોવુ કે આ સર્વ સેવા કોણ કરે છે આ વિચાર હૃદયમા રાખી સાયકાલે સર્યાર્ધ શિવપૂજન વિગેરે સાકમે સમાપ્તિ કરી ખોટી સમાધિ કરી નિત્યની પ્રમાણે નેત્ર વીંચીને બેઠા કેટલીક રાત્રિ નિર્ગમન થયા પછી અને ચન્દ્રોદયનો પૂર્ણ પ્રકાશ થયા પછી શૃંગારમજરીયે જે જે સેવાની સામગ્રિ તૈયાર કરી તે મુનિરાજે જોઈ છેવટ શૃંગારમજરી શિવપૂજન, પુષ્પાજલિ અને સ્તુતિપાઠ પૂર્ણ કરીને બોલી કે —

मुनेरस्यतप सिद्दिरविघ्नास्तुद्दयानिधे ।
ममोपकारिण.सतु राजान सुखिन सदा ॥
वत्साकल्हारकालिका लावण्यलतिकापिमे ।
प्रियसख्यौशापमुक्ते भवताल्वत्प्रसादत ॥
तयोराशापमुक्तिस्या तादृकूशापवर्तीविभो ।
अहमेपाप्रार्थनामे प्रणतप्रियशकर ॥१॥

(હે કૃપાનિધે શંકર! આ મુનિરાજ ઉગ્રતપાની તપની સિદ્ધિ નિર્વિઘ્ન થાઓ, મારી ઉપર ઉપકાર કરનાર રાજાઓ સદા સુખી રહો, અને આપના પ્રસાદથી મારી પ્રિય સખી કલ્હારકલિકા અને લાવણ્યલતિકા શાપ મુક્ત થાઓ. એટલુંજ નહીં પણ હે શરણે આવેલાં જનો જેને પ્રિય છે એવા શંકર તે બેય મારી સખીઓ શાપ મુક્ત ન થાય ત્યાંસુધી હું પણ તેવાજ શાપનું પાત્ર થાઉં અર્થાત્ શિલારૂપ થઈ જાઉં એટલી મારી પ્રાર્થના છે.)

એ પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી શિવાલયમાંથી બહાર નીકળી મુનિરાજને પણ તેજપ્રમાણે પૂર્ણ ભક્તિથી પ્રણામ કરી જ્યાં લતાગૃહમાં જવા તૈયારી કરે છે, તેટલામાં મુનિરાજે નેત્ર ઉઘાડી જોયું. શૃંગારમંજરી મુનિરાજનાં નેત્ર ઉઘાડાં જોઈ ઘણાજ હર્ષથી પાછી ફરી પ્રણામ કરવા લાગી કે ઉગ્રતપાએ કહ્યું કે 'પુત્રિ શૃંગારમંજરી! તારી નિષ્કપટ ભક્તિથી હું તારીઉપર ઘણો પ્રસન્ન છું માટે તારે જે ઇચ્છિત વરદાન માગવું હોય તે માગી લે. આવાં મુનિરાજનાં વચન સાંભળી પરમ આનંદથી શૃંગારમંજરી બોલી કે મુનિરાજ! મેં તો આપની કાંઈજ ભક્તિ કે સેવા કરી નથી પણ આપને દુઃખ અને ખેદ ઉપજાવવાનું કારણ રૂપજ હું છું, તેમ છતાં આપ મારા પૂર્વાપરાધ ઉપર નજર ન કરતાં હાલની થોડી બનેલી સેવાથી સંતોષ પામો છો એજ આપની મહત્તા છે. આપ જેવા મહાત્માઓ મોટા મોટા અપકારોથી રોષ પામતા નથી પણ થોડા પણ ઉપકારથી સંતોષ પામેછે અથવા મહાત્માઓનાં પવિત્ર ચરિત્રો કાંઇ જુદાજ પ્રકારનાં હોય છે. એ વિષે હું અલ્પજ્ઞ શું કહી શકું? (અપૂર્ણ.)

---

## વંચના ( છેતરવું .)

( સાંધણુ પાને ૬૪ થી. )

વળી, અર્થની પ્રૌઢતામાં પંકાયેલા મહાકવિ ભારવિ પણ કહે છે કેઃ—.

'व्रजंतितेमूढधियः पराभवं भवंतिमायाविषुयेनमायिनः ।
प्रविश्यहिघ्नंतिशठास्तथाविधा नसंवृतांगान्निशिताइवेषवः' ॥

(જે મૂઢ બુદ્ધિવાળા પુરૂષો માયાવીતરફ પોતે માયાવી થતા નથી તે પરાભવને પ્રાપ્ત થાય છે અને તેવા પુરૂષોના અંતઃકરણમાં માયાવી લોકો

પ્રવેશ કરીને એટલે તેના અત કરણના તમામ વિચારો જાણી લઇને પછી જેમ બખ્તર આદિ આવરણરહિત અગવાળા પુરૂષોને તીક્ષ્ણ બાણો પરાભવ કરે છે તેમ તે બિચારા સજ્જન માણસને પરાભવ કરે છે )

વળી સર્વોત્તમ કવિની ગણનામા ગણાયેલા એક મહાકવિ પણ કહે છે કે —

शाम्येत्प्रत्यपकारेण नोपकारेणदुर्जन ।

(દુર્જન માણસ અપકારની સામે અપકાર કરવાથીજ શાત થાય છે પણ ઉપકાર કરવાથી થતો નથી )

આ શિવાય બીજા અનેક વાક્યો છેતરનારા પુરૂષોની સામે છેતરવાની ક્રિયા કરવામા પ્રમાણરૂપ છે અને ચાલતી રૂઢિયેપણ લોકોની તેમજ પ્રવૃત્તિ થતી દેખવામા આવે છે પરતુ સજ્જનોની સરલતાથી અને સુજનતાથી સુશોભિત રીતિપ્રમાણે વિચાર કરતા તો ધોબીયે ધોબી ન થવુ એ ક્રિયા વધારે સારી ગણાય છે એટલે પ્રથમ તેવા વચક પુરૂષોની વચનામા ન ફસાઇ જવા પૂર્ણ લક્ષ રાખવુ જેથી કરી પછી પસ્તાવાનું કારણજ પેદા થાય નહીં અને કદાચિત્ કોઇ સમયે દૈવયોગથી તેમ થઇ ગયુ અને આપણે છેતરાઇ ગયા તોપણ આપણે તેની સામે તેવી ક્રિયા ચલાવ્યાથી તે ક્રિયા અવિચ્છિન્નપણે ચાલુ રહે છે એટલે તે આપણને છેતરવા ઇચ્છા રાખે તેથી આપણે તેને છેતરવા પ્રવૃત્ત થઇયે, અને આપણે તેને છેતરવામાટે યત્ન કરીયે એટલે તે આપણેમાટે પણ તેવોજ વિચાર કરે એ પ્રમાણે વારાફરતી થવાથી તે બધ થાય નહીં જો એ બેમાથી એક માણસ સુજનતાની સરલ રીતિ પકડે તોજ તેનો અત આવે છે એ વિષે એક વિદ્વાન્ લખે છે કે —

' उपकारिषुय साधु साधुत्वेतस्यकोगुण ।
अपकारेऽपियं साधु ससाधु सद्भिरुच्यते' ॥

(જે માણસ કોઈ પોતાનો ઉપકાર કરે તેના તરફ જે સારાઇ બતાવે તેની કાઇ સારાઈ ( વધારે સરસતા ) ગણાય નહીં પણ જે માણસ પોતાનો કોઇ અપકાર કરે તોપણ તેપ્રત્યે પણ જે પોતાની સારી વર્તણુક રાખે તેનેજ સત્પુરૂષો સજ્જન કહે છે )

જેની દૃષ્ટિ આગળ-પાછળ અને આજુ-બાજુ સાવધપણાથી ફરતી હોય, જેનાં મન વચન અને કર્મ એકસરખાં અને શુદ્ધ હોય, જેના ભવ્ય દર્શનમાત્રથી પણ છેતરનારાઓનાં ભયભીત થઇ ગયેલાં હૃદયો ફાટી જાય, તેવા સત્પુરૂષો ઘણુંકરી વંચનાની જાળમાં આવી જતા નથી. અને કદાચિત્ દૈવયોગથી આવી જાય તો પોતાની સુજનતાથી એક વખત તો તે સહન કરી લેછે, કે જેથી 'अतृणेपतितोवन्हिः स्वयमेवोपशाम्यति'। (ખડવગરની જમીનમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શમી જાય છે.) એ વાક્ય પ્રમાણે તે દુર્જન માણસને પોતાની મેળેજ તેમાંથી કાયર થઇ એ ક્રિયા છોડી દેવી પડે છે. અને કદાચિત્ તે ન છોડે તોપણ અનુભવથી જાગૃત થયેલા સજ્જનો એવા તો ચેતી ચાલતા હોય કે પછી તેને ફરી તે જાળમાં ફસાવું પડે નહીં.

ખરૂં વિચારી જોતાં વ્યવહારદશામાં અંતર્ગત છેતરવું તો સર્વનામાં રહેલું હોય છે. સર્વ યથાશક્તિ વિચાર કરી બીજાને છેતરવામાં પ્રવૃત્તિ કરે છે અને પોતે પણ ગૂઢ રીતે બીજાઓનાથી છેતરાય છે.

कृतेप्रतिकृतंकुर्यात् ઈત્યાદિ વાક્યો અવશ્ય છેતરનારા અને અપ્રતિક્રિય (જેનેમાટે ઔષધાદિ કંઈ ઉપાય ચાલતો નથી તેવા) કામક્રોધ આદિ શત્રુઓને સામે છેતરવાની વિધિ બતાવે છે એમ કહીયે તોપણ તે ખોટું ગણાય નહીં.

આપણે જોશું તો દૂર તો શું પણ આપણા શરીરમાંજ કામ-ક્રોધ આદિ દોષો આપણને કેવા છેતરે છે? જેનાં તીક્ષ્ણ બાણો વગરશ્રમે માણસના મનનું મથન કરી નાખે છે અને તેને આડે માર્ગ લઇ જાય છે એવો કામ કોઈ સમયે મનઃકલ્પિત ક્ષણિક સુખ ઉપજાવનારી નારીજાતિનાં મોહના ફંદમાં ફસાવી છેતરી લેછે. જેના આવેશમાં આવેલા ઇન્દ્રે કોઇનાથી ન હણી શકાય એવા વૃત્રાસુરનો નાશ કર્યો હતો, જેના આવેશમાં આવેલા ભગવાન્ શંકરે પોતાના પિતાજી બ્રહ્માનો શિરચ્છેદ કર્યો હતો, જેને તાબે થએલા વિશ્વામિત્રે વસિષ્ટના સો પુત્રનો સંહાર કરી નાખ્યો હતો, જે માણસને આંધળું કરી દેછે કે જેથી તે સારૂં-નરસું કે કરવા-ન કરવાનું કંઈપણ દેખતું નથી તેમજ જે મનુષ્યને બેહેરૂં બનાવી દેછે કે જેથી તે

હિતાહિત સાંભળતું નથી, જે ધૈર્યને ધમકાવી કાઢે છે, જે બુદ્ધિમાનની બુદ્ધિનો પણ નાશ કરી દેછે કે જેથી તેનું શાસ્ત્રજ્ઞાન પણ કાંઇ કામ લાગતું નથી, એવો ક્રોધ કોઈ સમયે મનુષ્યને પોતાને તાબે કરી લઇ છેતરી લે છે જે મોટા મોટા મનોરથો ઉત્પન્ન કરાવી શાંતિનો નાશ કરે છે અને સંતોષને હાંકી કાઢે છે જે મનુષ્યોની પાસે અત્યંત ઘાતકી તથા ક્રૂર કર્મો કરાવવામાં કાંઇ આંચકો ખાતો નથી એવો લોભ કોઇ સમયે લાલચમાં લપટાવી મનુષ્યને ખુવાર કરે છે જે મનુષ્યોના મનમાં પ્રવેશ કરી તેની ચિત્તવૃત્તિને આંધળી બનાવી દેછે અને પછી આડે માર્ગે વસડી જાય છે એવો મોહ કોઇ સમયે મહાદુઃખ ઉપજાવનાર નઠારા પરિણામને લાવી આપે છે જેણે રાવણનો દાટવાળી નાખ્યો હતો અને જે ક્ષણવારમાં મનુષ્યને ફુલાવી ન જણાય તેવી રીતે ખરાબીની ખાઇમાં ફેંકી દેછે એવો મદ કોઇ સમયે પોતાથી મનુષ્યને ઉત્તમ બનાવી દઈ પછી પસ્તાવો કરવાના કામો કરાવી દેછે જેણે દુષ્ટ દુર્યોધન દુઃશાસન આદિનો ઘણોજ ખરાબ પરિણામ ઉતાર્યો હતો અને જે મનુષ્યના અંતઃકરણમાં ઉતરી પછી તેનાજ આંતરડા વલોવી નાખે છે એવો મત્સર કોઇ સમયે પોતાના મહાત્મ્યથી અન્યોન્ય દ્વેષ ઉત્પન્ન કરાવી મહાન્ અનર્થ ઉપજાવે છે.

આ છ દોષો મનુષ્યોને છેતરવામાં એવું તો ડાપણ વાપરે છે કે ઊંઘમાં કરેલા ઉંદરનો કરડ જેમ નિદ્રામાં કંઈ પણ ન જણાતાં જાગૃત થયા પછી જણાય છે, તેમજ ક્રિયા કરવા વખતે તે દોષોનું છેતરવું માણસના ખ્યાલમાં આવતું નથી, પરંતુ પછી તે વિકારથી મુક્ત થવા બાદ અને તે કરેલા કર્મોના પરિણામ વખતેજ તેને ભાન થાય છે આ દોષો આખા જગતમાં એવો તો અમલ ચલાવે છે કે પશુ પક્ષી અને મનુષ્ય આદિમાં તેને તાબે નહિ થયેલો કોયપણ જોવામાં આવતો નથી માટે આ દોષોથી છેતરાવું નહી એજ ખરું સાવધાનપણું છે

આ સંસારમાં જેના જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને મન આ દોષોને આધીન નથી થતા, અને તેના શબ્દઆદિ વિષયોમાં તૃષ્ણાવાળા નથી હોતા, એટલે જે આ અગાધ સંસારસમુદ્રમાં પડેલો હોય તોપણ જેમ જળમાં રહેનાર કમલિનીના પાનો જળથી જરાપણ ભીંજાતા નથી તેમ જે સંસારમાં

રહેલો છતાં તેના સુખદુઃખઆદિ ધર્મથી જરાપણ લેપાતો નથી અને એક સ્થિર પહાડની પેઠે વાયુ વૃષ્ટિઆદિ અવશ્ય થવાના અતિઉગ્ર દુઃખપાતો પણ પોતાના દૃઢ અંતઃકરણમાં કદાપણ દુઃખ લાવ્યાશિવાય સહન કર્યે જાય છે, જેના નેત્રો દેખાવામાં રમણીય જણાતા પદાર્થોમાં લોભાતાં નથી, જેના કાન ચતુરાઇથી ભરેલી વચનની રચનારૂપ અમૃતમાં મોહ નથી પામતા, એવી રીતે જેની ઇન્દ્રિયો પરવશ નથી થતી અને જે ઇન્દ્રિયોથી છેતરાતો નથી પણ પોતાને છેતરવા ઇચ્છા રાખનારી ઇન્દ્રિયોનેજ પોતાનાં ચાતુર્યથી છેતરેલી છે, અથવા તે તેનાથી એકાદ વખત છેતરાય તોપણ પછી તેવો વખત ન આવવા દેવા અને તે ઇન્દ્રિયોનેજ છેતરવા, પ્રવૃત્તિમાન્ થાય છે તેજ મહાન્ પુરૂષ ગણી શકાય અને તેજ આ સંસારયાત્રામાં ખરે માર્ગે ચાલનાર ગણી શકાય.

આ જગત્માં જન્મ ધરી દરેક પ્રાણિઓ સાંસારિક નિયમ પ્રમાણે ઇન્દ્રિયોથી છેતરાય છે. પણ જેણે પોતાના વિવેકબળથી ઇન્દ્રિયોને છેતરેલી હોય તેવો કોઈ આજ દિવસ સુધી જોવામાં આવ્યો નથી. કદિ હશે તોપણ તે થોડા હશે અને વળી અપ્રસિદ્ધ હશે.

ઘણુંકરી સર્વ ઇન્દ્રિયોનું અધિષ્ટાતા મન છે. સઘળી ઇન્દ્રિયોનો સંચો મનના હાથમાં રહેલો છે. જે તરફ મન દોરી જાય તે તરફ ઇન્દ્રિયો દોરાઇ જતી દેખાય છે. માટે પ્રથમ મનને સ્વાધીન કરવાથી ઇન્દ્રિયો એનીમેળે સ્વાધીન થઇ જાય છે અને મન તથા ઇંદ્રિયો સ્વાધીન કરનારા પુરૂષોને કામક્રોધાદિ ધુનારાઓ કદીપણ છેતરી શકવાના નહીં. પરંતુ પ્રથમ મન વશ કરવું એજ ઘણી કઠણ વાત છે. મોટા મોટા મહાત્માઓ પણ મન વશ કરવામાં થાકી ગયા છે. તે એવું તો ચંચળ છે કે તેને હજારો ઉપાયોથી કબજામાં લેવા પ્રયત્ન કરે તોપણ તે ચીપટીમાં નહીં આવતાં છટકી જાયછે. કીડીથી તે કુંજરસુધી પશુપક્ષીઓમાં અને રાજાથી તે રંકસુધી મનુષ્યોમાં એવું કોઇ જોવામાં નથી આવતું કે જેના કબજામાં આ ચંચળ મન રહી ગયેલું હોય.

ભગવદ્ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું છે કે:—

'चंचलंहिमनःकृष्ण प्रमाथिबलवद्दृढम् ।
तस्याऽहंनिग्रहंमन्ये वायोरिवसुदुष्करं ॥'

( હે કૃષ્ણભગવાન્ ! મન ચચળ છે વળી તે મથનકરનારૂ, બળવાન્ અને દ્દઢ છે, માટે વાયુનો નિરોધ થવો એ કામ જેમ ઘણુ કઠણ છે તેમજ મનનો નિરોધ કરવો એ કામ પણ ઘણુજ કઠણ છે )

માણસનું મન એવુ તો ચચળ છે કે તે કયારપણ સ્થિર થઈ સુખરૂપે વિશ્રાંતિ લેતુ નથી પ્રથમ જે વસ્તુમા તે લપટાયુ હોય તે મેળવવામા માણસની પ્રવૃતિ કરાવે છે અને તે પ્રાપ્ત થઇ એટલેપછી તેમા રહેલી કીમત, પાસે આવવાથી એકદમ જતી રહેવાથી તે બીજી નકામી વસ્તુઓમા ભળી જાયછે અને તેને બીજી વસ્તુ મેળવવામા લાલચ બધાય છે એ પ્રમાણે પ્રત્યેક વસ્તુમાં થવાથી કદીપણ ખરૂં સુખરૂપ કર્તવ્યકર્મ કરાવ્યા શિવાય આ ચચળ ચિત્ત ચોતરફ મનુષ્યોને ભમાવ્યા કરે છે આ તે ચાલતા સુધી સ્વાધીન થતુ નથી અને થાય તો તેમા ઘણો શ્રમ કરવો પડે છે સ્વાધીન નજ થાય એમ પણ છેક કહેવાતુ નથી

મન વશ કરવાના માત્ર બે કારણો છે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણભગવાને કહ્યું છે કે,-'अभ्यासेनतुकौंतय वैराग्येणचगृह्यत ॥ (એક વૈરાગ્ય અને બીજો અભ્યાસ એટલે મનને ખરા તત્વજ્ઞાનથી નિયમમા રાખવાના અભ્યાસમા કેળવવુ તે આ બે મનને નિયમમા રાખવાના કારણો છે )

આ ઉપરથી એમ જણાય છે કે ખરી વિરક્તદશાને પામેલા પુરૂષો પોતાના મનને વશ કરી શકે છે, કેમકે આ અનિત્ય સસારના જે જે વિષયો છે તેમા તેને કદીપણ ઈચ્છા નહીં હોવાથી અને આ નશ્વર શરીર સ્ત્રી અને પુત્ર આદિમા ઘણા કાળથી રૂઢ થઈ ગયેલી મમતાનું મૂલ પણ તેણે ઉખેડી નાખેલુ હોય છે, તેથી તેને પોતાનુ મન વશ કરી લેવુ એ અશક્ય થતુ નથી પણ પ્રથમ આ સસારની અનિત્યતા જાણવી તેના વિષયોમા અનાસક્ત રહેવુ ભૌતિક (પૃથ્વીઆદિ પચમહાભૂતથી બનેલા) શરીર સ્ત્રી અને પુત્ર આદિની નશ્વરતા જાણી તેમા ઘણા કાળથી બધાઈગયેલી મમતા નિર્મૂલ કરવી એ કામ ઘણુજ કઠણ છે ઘણુકરી આ સસારનુબધારણજ એવુ છે કે તેની ગૂઢ રહેલી અનિત્યતા માયાથી અધ થઈ ગયેલા મનુષ્યોના હૃદયચક્ષુને જણાતી નથી અને કદાચિત્ દુર્દશાને લઈ અથવા અપાર દુખોના ધુમ ધાથી કે કઈ કારણાતરને લીધે તેની અસારતા જણાય તોય પણ તે ઘણા કાળસુધી ટકી શકતી નથી, પણ

માત્ર ક્ષણવાર રહે તેટલામાં તો તરત આ ચપલતામાં ચાલાક ગણાયેલું મન તેને જુદા જુદા મનોરથોમાં ખેંચી જઈ આ અસાર સંસારની કલ્પિત સારતાનો આભાસ તેના મગજમાં ઉતારી દેછે, કે જેથી તે સંસારની અનિત્યતાની આડું આવરણ આવી જવાથી તે અહર્નિશ દેખાતી નથી અને કદાચિત્ જણાએલી અસારતા અહર્નિશ અંતઃકરણમાં જાગૃત રહે તોપણ પછી આ દુર્જય ઇન્દ્રિયો છતી વિષયોમાં અનાસક્ત રહેવું એ બની શકતું નથી. અને કદાચિત્ મહાશ્રમથી તેમાં અનાસક્ત રહેવા મનુષ્ય કોશેષ કરે તોપણ સ્ત્રી-પુત્ર આદિમાં ઘણા કાળથી રૂઢ થઇ ગયલી મમતા તો કદી પણ છોડી શકાતી નથી. ગમે તેવી ખરી જ્ઞાનદશા પ્રાપ્ત થઈ હોય; ગમે તેવી શાંતતા, સુશીલતા, સુજનતા, ને સરલતા આદિ ગુણોથી ભરપૂર હોય અને ગમે તો આ સંસારના વિષયોની અને સ્ત્રી-પુત્ર આદિની અનિત્યતા પણ તેના સમજવામાં ખરેખરી રીતે આવી ગઇ હોય, તોપણ રૂઢ થઇ ગયેલી મમતા છોડી શકાતી નથી. જે અત્યંત દયા ઉપજાવવા લાયક દીનદશાને પ્રાપ્ત થયેલા હોય, જેનું કોમળ હૃદય દુઃખરૂપ દાવાનળથી દગ્ધ થઇ ગયું હોય, જેઓ સ્ત્રી, પુત્ર, માતા, પિતા, મિત્ર, ભાઈઓ, અને સગાસંબંધિ આદિના તરફથી ઉદાસી ઉત્પન્ન થવાનાં જબરાં કારણો ઉત્પન્ન થવાથી અને આ સંસારનું ખરેખરૂં દુઃખરૂપપણું અનુભવપૂર્વક અંતઃકરણમાં ઉતરી જવાથી આ અનિત્ય જગતનો ત્યાગ કરવા ઇચ્છતા હોય અને ટુંકામાં એટલુંજ કે ચોતરફ નજર કરતાં આ આખું જગત્, જેને દુઃખરૂપજ ભાસતું હોય તેવા પુરૂષો પણ આ દૃઢ જડાઈ ગયેલા મમતાના પાશને છોડી શકતા નથી, ત્યારે તે બીજા પ્રાણિઓથી તો કેમજ છોડી શકાય.

આ ઉપર જણાવેલાં વિરક્ત દશા ઉત્પન્ન કરનારાં કઠણ કારણો મનુષ્ય મેળવી શકે ત્યારેજ ખરી વિરક્તદશાને તે પ્રાપ્ત થાય. અને જ્યારે ખરી વિરક્ત દશાને મનુષ્ય પ્રાપ્ત થાય ત્યારેજ અથવા મનને નિયમમાં રાખવાનો માવરો કરવાથી તે મન વશ કરી શકે અને મન વશ થયું એટલે ઇન્દ્રિયો તો તરત મેળેજ વશ થઇ જાય, અને મન તથા ઈન્દ્રિયો વશ થયાં એટલે પછી વંચનાના ઝપાટામાં તે ઘણુંકરી આવી જતો નથી; પણ ઉલટો તે એક મહાનની પંક્તિમાં બેસવા યોગ્ય થઇ જાય છે.

માટે અમે ઈશ્વર પાસે એજ માગીએ છિયે કે આ ભરતખંડની, અધમદશામાં આવી પડેલી પ્રજા પાછી જીતેન્દ્રિય બની મનની લગામ પોતાના કબજામાં રાખી બીજા લોકોએ ડાબપણથી ગુપ્ત રીતે પાથરેલી વચનાની જાળમાં ન ફસાતાં આ આર્યાવર્ત ભૂમિનું ભલું કરી અસંખ્ય શ્રમથી મળેલા આ મનુષ્ય દેહની કૃતાર્થતા કરે

---

## ચૈતન્યસંન્યાસી.

જગન્નાથમિશ્ર નામનો એક વૈદિક બ્રાહ્મણ શ્રીહટથી ગંગાવાસના ઉદ્દેશથી નવદ્વીપમાં આવીને રહ્યો હતો. ચૈતન્ય એ જગન્નાથમિશ્રનો પુત્ર હતો. તેની માતાનું નામ શચી હતું. ચૈતન્ય ૧૪૮૪ ઇસવી સનના ફાગણ મહિનામાં નવદ્વીપમાં જન્મ્યો હતો. એનું બીજું નામ નિમાઈ હતું એ ગૌરવર્ણ હતો એ વાસ્તે લોકો એને ગૌરાંગ પણ કહેતા હતા

ચૈતન્યની અસાધારણ મેધા અને બુદ્ધિ હતી. પંડિત વાસુદેવ સાર્વભૌમ નામના એક પ્રસિદ્ધ અધ્યાપકની આગળ ચૈતન્ય વિદ્યા શીખવાને પ્રવૃત્ત થયો. એ અધ્યાપકના ઉપદેશથી તેણે થોડા દિવસમા ન્યાયશાસ્ત્રમાં વિલક્ષણ વ્યુત્પત્તિ મેળવી. વાસુદેવ સાર્વભૌમના બીજા વિખ્યાત શિષ્ય રઘુનંદન અને રઘુનાથ નામના હતા. વાસુદેવે મિથિલાથી ન્યાયશાસ્ત્ર લાવીને નવદ્વીપમાં એનું અધ્યયન કર્યું. નવદ્વીપમાં બે માઈલ પશ્ચિમમાં વિદ્યાનગર નામની જગ્યાઉપર પ્રથમ વાસુદેવે ન્યાય-શાસ્ત્રનું વિદ્યાલય પ્રતિષ્ઠિત કર્યું. ચાહે તે હો. ચૈતન્ય સર્વદા એકાગ્રમનથી શ્રીમદ્ભાગવતનો પાઠ કરતો હતો. એ ગ્રંથનો વિષય તેના મનમાં એવો દૃઢ પ્રકાશિત થઇ રહ્યો હતો કે, તે કદીએ ભુલી ગયો નહિં.

નવદ્વીપ બંગાલ દેશનું એક પ્રસિદ્ધ સ્થાન છે મુસલમાનો જ્યારે આ દેશમાં આવ્યા ત્યારે એ સ્થળમાં બંગાલની રાજ્યધાની હતી. પૂર્વે નવદ્વીપ અભ્યાસનેવાસ્તે એવું પ્રસિદ્ધ હતું કે ઉડિયાથી લઇને લાહોર અને દક્ષિણાપથથી લઇને નેપાળસુધી સર્વ સ્થાનઉપરના છોકરાઓ એ સ્થાનમાં સંસ્કૃત શીખવા

આવતા. નવદ્વીપમાં જે સઘળા પ્રસિદ્ધ પંડિત વર્તમાન હતા; તેઓને વાસ્તે બંગાલ આજપણ આદરને યોગ્ય થઈ રહ્યું છે. સ્મૃતિશાસ્ત્રનો વિખ્યાત અધ્યાપક રઘુનંદન હતો. હાલ બંગાલમાં અનેક ક્રિયાકાંડ રઘુનંદનની વ્યવસ્થા પ્રમાણે થાય છે. રઘુનાથ શિરોમણિની અસાધારણ વિદ્યાથી અને સમજણથી કાશી અને મિથિલા ઇત્યાદિ સ્થાનના મોટા મોટા પંડિતોને પણ વિસ્મય થતો, અને સંસ્કૃત જાણનારા લોકો રઘુનાથઉપર સર્વદા ભક્તિ અને શ્રદ્ધા કરતા. તે રઘુનાથ શિરોમણિનું વાસસ્થાન નવદ્વીપમાં હતું. એના સિવાય બીજી ક્રિયાઓનેવાસ્તે નવદ્વીપની વધારે પ્રખ્યાતી હતી. કૃષ્ણાનંદ સાર્વભૌમ નામે નવદ્વીપના એક દાંભિકના યત્નથી બંગાલ દેશમાં કાલીપૂજાની પદ્ધતિની સૃષ્ટિ થઇ, અને આજકાલ બંગાલમાં જે જગદ્ધાત્રીની પૂજા થાય છે તે નવદ્વીપના રાજા કૃષ્ણચંદ્રે પ્રથમ કરી હતી.

આ પ્રસિદ્ધ સ્થાનમાં ચૈતન્યની બાલ્યાવસ્થા વીતી હતી. ચૈતન્ય અધ્યવસાય અને પરિશ્રમથી અલ્પવયમાં લખતાં વાચતાં શીખીને વિલક્ષણ અભિજ્ઞ અને બહુદર્શી થયો હતો. એ અભિજ્ઞપણા અને બહુદર્શીપણાથી તે ઉદારભાવે ધર્મપ્રચાર કરવામાં પ્રવૃત્ત થયો. ચૈતન્યને માટે એ વખતે બંગાલદેશમાં ઈશ્વરભક્તિ અને ઈશ્વરનિષ્ઠા વિલક્ષણ પ્રબલ થઈ પડી. ચૈતન્ય જે સમયે ધર્મપ્રચાર કરવાને પ્રવૃત્ત થયો તે સમયે યુરોપખંડના જર્મની દેશમાં પણ એક ધર્મપ્રચારક વર્તમાન હતો. તેનું નામ લુથર હતું.

ચૈતન્યે લક્ષ્મી નામની એક સુંદરી કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું. પરંતુ કેટલાક દિવસપછી, સાપ કરડ્યાથી લક્ષ્મીનું મૃત્યુ થયું. વિષ્ણુપ્રિયાનામે બીજી એક કુમારીની સાથે ચૈતન્યનો વિવાહ થયો. બાલ્યાવસ્થામાં ચૈતન્યને પિતૃવિયોગ થયો હતો, તેનો ભાઈ વિશ્વરૂપ સંન્યાસી થયો હતો, તેથી માતાનાં ભરણપોષણનો ભાર ચૈતન્યના ઉપર પડ્યો હતો. ચૈતન્ય એ વાસ્તે થોડો કાળ સંસારમાં રહ્યો હતો.

ચૈતન્ય સર્વદા હરિકીર્તન અને શ્રીકૃષ્ણની ઉપાસનામાં વ્યાપ્ત રહેતો હતો. એ કીર્તન પ્રતિરાત્રે શ્રીરામ નામે ચૈતન્યના એક બંધુના ઘરમાં થતું. એક વેળા ચૈતન્ય શિષ્યોને સાથે હરિકીર્તન કરતો કરતો બજારમાંથી જતો હતો, એવા સમયમાં જગાઇ અને માધાઈ નામે બે ભાઈએ પ્રાણનો સંહાર

કર્યો. એનાથી ચૈતન્યના સાથીઓના ઘણાકનાં માથાં ફાટી ગયાં, અને મૃદંગ ભાગી ગયું. એ લડાઇમાં છેલ્લે ચૈતન્યનોજ જય થયો. જગાઇ અને માધાઈએ ચૈતન્યની વિશુદ્ધ ઈશ્વરભક્તિ અને હૃદયની સહનતાથી મુગ્ધ થઇને વૈષ્ણવ-ધર્મ અવલબન કરી ચૈતન્યનું શિષ્યપણું ગ્રહણ કર્યું એના પછી ચૈતન્યે નવ-દ્વીપના એક કાજિને પોતાના ધર્મમાં દીક્ષા આપી.

આ વીશ વર્ષની ઉમરમાં ઘરથી ભાગીને અને સ્ત્રી છોડીને ચૈતન્ય રાતની વેળાએ કાલનામાં જઇને સસારધર્મ ત્યાગ કરીને સંન્યાસી થયો સં-ન્યાસ ગ્રહણ કરીને તેણે જુદાં જુદાં સ્થાનમા જઈને ધર્મપ્રચાર કરવાનો આરંભ કર્યો. ચૈતન્ય જાતિભેદ માનતો ન હતો. સર્વ જાતિના લોકોને પોતાના ધર્મમાં લાવતો હતો. તેણે પ્રથમ ગૌડિની પાસે રામકાલી નામના સ્થાનમાં જઈને, કેટલાક મુસલમાનોને શિષ્ય કર્યા. એના પછી શાંતિપુરમાં આવીને અદ્વૈત આચાર્ય નામે તેના એક શિષ્યના ઘરમાં માતાની સાથે મોલાકાત કરી. ચૈતન્ય નિરંતર માતૃભક્ત હતો. અને માતાને પરમ દેવતા જાણીને શ્રદ્ધા રાખતો. વૃદ્ધા શચી પોતાના પરમ સ્નેહવાન્ તનયને સન્યાસી જોઇને ઘણી દુઃખિત થઈને રડવા લાગી; તેના રૂદનથી ચૈતન્યના હૃદયમાં પણ અત્યંત વેદના થઇ અને આંખમાંથી આંસુ પડ્યાં. શચી રડતી રડતી બોલી કે "બેટા નિમાઇ! તારા ભાઈ વિશ્વરૂપે જેમ કર્યું, તું તેમ કરતો ના. તું સન્યાસી થવા છતાં પણ બાલપણની વાત ભુલી જતો ના" ચૈતન્યે ઉત્તર આપ્યો. કે "માતા! બહુ યુગમાં પણ હું તમારૂં ઋણ ફેડી શકીશ નહિ. આ દેહ તમારોજ છે; તમે જે હુકમ કરશો તેનું હું સર્વ વખતે પ્રતિપાલન કરીશ. સન્યાસી થયાથી મેં સંસારના સર્વ વિષય છોડ્યા છે ખરા, પરંતુ તમોને કદિ છોડી શકતો નથી."

ચૈતન્ય શાંતિપુરથી શ્રીક્ષેત્રમાં ગયો. એ જગ્યાઉપર શ્રીકૃષ્ણનો અવ-તાર જગન્નાથ દેવની ઉપાસનામાં, તેનો ઘણો વખત નીકળી ગયો. ચૈ-તન્યે શ્રીક્ષેત્રમાં સાર્વભૌમ આચાર્ય નામે એક વિખ્યાત પંડિતની સાથે મોલાકાત કરી અને ભગવદ્ગીતાના સંબંધમાં એ પંડિતની સાથે તેનો વિચાર થયો.

કેટલાક દિવસ શ્રીક્ષેત્રમાં રહીને ચૈતન્ય દંડકારણ્યમાં જવા નીકળ્યો. તેણે રસ્તામાં શ્રીરંગપટ્ટનની (મહીસુરના રાજ્યનું પ્રધાન નગર) શોભા જોઈને અતિશય પુલકિત થયો અને કાવેરી નદીમાં સ્નાન કરીને પરમ સંતોષ પામ્યો.

આસ્તે આસ્તે ચૈતન્ય સેતુબંધરામેશ્વરમાં પોહોંચ્યો. દક્ષિણાપથમાં જે સર્વ પંડિત રહેતા હતા તેઓની સાથે ચૈતન્યની મોલાકાત થઇ અને સઘળાઓએ ચૈતન્યનો ઉદારભાવ, સરલ વ્યવહાર અને શાસ્ત્ર-જ્ઞાન જોઇને સુખી થયા. દક્ષિણાપથમાં રેહેવાને સમયે અનેક રાજા ચૈતન્યને પોતાની બરોબર માન અને આદાર આપતા. ભોગસુખ તેણે ત્યાગ કર્યું હતું તેથી ચૈતન્ય ઘણેખરે કોઇ રાજ-સભામાં જતો ન હોતો. પંડિત સાર્વભૌમ આચાર્યે એક વેળા ચૈતન્યને જગન્નાથના એક પ્રધાન ઉપાસક ઉડિષ્યાના રાજા પ્રતાપરૂદ્રની સભામાં લઈ જવાનો અનુરોધ કર્યો હતો. પરંતુ ચૈતન્યે વિલક્ષણ વિનય અને નમ્રતાની સાથે તે અનુરોધ તોડી નાખ્યો.

ચૈતન્યનો બંધુ શ્રીવાસ જ્યારે નવદ્વીપમાં જવા નીકળ્યો ત્યારે ચૈતન્યે એક વસ્ત્ર અને જગન્નાથદેવનો કંઈક પ્રસાદ શ્રીવાસના હાથમાં આપીને કહ્યું, કે " ભાઈ શ્રીવાસ ! આ વસ્ત્ર અને પ્રસાદ મારી માને આપજે. હું સંન્યાસી થવાથી ઘરમાં રહી શકતો નથી, અને મનગમતી તેની સેવા કરી શકતો નથી, એથી જે અપરાધ થયા છે તે જાણે ક્ષમા કરે. મેં મૂર્ખના પ્રમાણે કામ કર્યું છે. મૂર્ખ સંતાન માતાની આગળ ક્ષમા પામવાને સંપૂર્ણ અધિકારી છે." ચૈતન્ય જે નિરંતર સરલસ્વભાવ અને માતૃ-ભક્ત હતો તે આ વાતથી સારી પેઠે સપ્રમાણ થાય છે.

ચૈતન્ય દક્ષિણ દેશથી પોતાના શિષ્યોને મળવાને માટે પાછો બંગાલમાં આવવાને નીકળ્યો. કટક આગળ આવીને તેણે એક મુસલમાન જમીનદારને પોતાનો શિષ્ય કર્યો. એ જમીનદાર નાનાપ્રકારાનાં કુકર્મમાં આસક્ત હતો. ચૈતન્યે તેને અનેક ઉપદેશ આપીને પાપકામથી સંપૂર્ણરીતે દૂર કર્યો. એના શિવાય તેણે ઉડિષ્યાના ઉત્તર પશ્ચિમમાં અનેક બીજાને પણ પોતાના ધર્મમાં દીક્ષિત કર્યા.

ચૈતન્ય બલભદ્ર ભટ્ટાચાર્ય નામે એક સંગીની સાથે વૃન્દાવનમાં જવા નીકળ્યો. કાશીમાં તેને જોવાને માટે ઘણા લોક એકઠા થયાં. ચૈતન્ય કાશીના બ્રાહ્મણોની સાથે ધર્મસંબંધમાં અનેક સદાલાપ કરીને અલાહાબાદ ગયો. એ જગ્યાઉપર રૂપ નામના એક પ્રધાન શિષ્યની સાથે તેની મોલાકાત થઇ.

સુખમય સંસાર લાગે સર્વને, છેવટ છેજ લઢાઈ,
કેવી ભવ કેરી ભવાઈ ;—સાચી સંસારમાં ન સગાઇ.
માનવ જન્મ અમૂલ્ય તથાપિ, તે પંચભૂતે રચાઈ ;
નાશ થતાં ક્ષણ વાર ન લાગે. કાળનાં ચક્રે કપાઈ,
હરિ હાય જાય હણાઇ ;—સાચી સંસારમાં ન સગાઈ.
આ ભવ સ્વપ્નસમાન ખરેખર, તોપણ છે દુઃખદાઈ ;
તેમાં તપે સહુ રાતદિવસ જન, તાપ ત્રિધાથી તવાઇ .
રહી નહિ કોઈની રાઈ ;—સાચી સંસારમાં ન સગાઈ.
મેલો મમત્વ અને માન મનથી, પરહરી આશા પરાઈ ;
સત્સંગ રાખો સહુ શુભ જનનો. લાગે ભુવનમાં લાહી,
વળે કૂપ ખોદે ન કાંઇ ;—સાચી સંસારમાં ન સગાઇ.
સંપ સદાચારમાં ચિત્ત ચોડી, હટે ન લેશ હઠાઈ ;
વિષયતણી લાખમાંહિ લગારે. જાય ન જીવ જડાઇ.
ત્યારે આપણી સરસાઇ ;—સાચી સંસારમાં ન સગાઈ.

---

## વેદધર્મસભાને બક્ષીસ.

લખવાને ઘણી ખુશી ઉપજે છે કે મુંબઈના રેહેવાસી નીચે લખેલા સદ ગૃહસ્થોએ સદરહુ સભાના ધ[illegible] [illegible] બક્ષીસ આપી છે. તે વેદધર્મસભા મોટા ઉપકાર સાથે ગ્રહણ કરી એ ગૃહસ્થોની આભારી થાય છે.

શેઠજી રતનશી ગોકળદાસ હા. હીરજી રતનશીએ પોતાની ખુશીથી અને ઉદારતાથી રૂ. ૫૦ પચાસ આપ્યા.

શેઠજી વસનજી ખીમજીએ બાઇ મોંઘીનાં લગ્ન થયાં તેના આનંદના નિમિત્તથી રૂ. ૫૦ પચાસ આપ્યા.

શેઠજી પુરષોત્તમ ઓધવજીએ પોતાના પુત્ર વલ્લભદાસનો સંબંધ થયો તેની ખુશાલીમાં રૂ. ૨૦ વીશ આપ્યા.

શેઠજી વીરજી રવજીએ પોતાને ત્યાં પુત્રનો જન્મ થયો તેના આનંદના નિમિત્તથી રૂ. ૨૦ વીશ આપ્યા.

શેઠજી રણછોડદાસ ખીમજીએ પોતાના પુત્ર વલ્લભદાસનો સંબંધ થયો તેની ખુશાલીમાં રૂ. ૧૦ દસ આપ્યા.

વેદધર્મસભા.

# મુકતશાસ્ત્ર.

એના પ્રથમ ભાગમા જગતચિતાર સત્ય વર્ણસં પાપપુણ્યવાળી દરેક પ્રકારની રીતીનો નિર્ણય ભાષા–શાસ્ત્ર અને તે મનુષ્ય ક્યારથી શીખ્યો ને ક્યારથી થઈ છે 'ભાષા શીખની ? એમા ઈશ્વરકૃત ભાષાનો ખુલાસો તેમજ સૃષ્ટિની મુખ્ય ભાષાઓના મુખ્ય ગ્રંથોના હેતુ ઉપરથી જગતમા જે યોગ ધર્મો ચાલ્યા છે જેમા વેદની હકીકત, વેદના અંગો ઉપનિષદો શાસ્ત્રો પુરાણો એ સર્વની ગુપ્ત ખુબીમા શિવ, વિષ્ણુ શક્તી વિગેરેના અલૌકિક ઐશ્વર્યનુ આત્મપદ વર્ણન, તેમા શ્રીકૃષ્ણના ઐશ્વર્યનો ખુલાસો શુકયોગીએ પરીક્ષતને આપેલુ પવિત્ર જ્ઞાન વિગેરે સ્પષ્ટ કર્યું છે બાદ બૌધ જૈન ચાર્વાક વિગેરે તત્વ સંપ્રદાયી વિવચનમા પંડિત ડારવીનની શીનસુરી જેનો સાગરશ ઈશ્વરી પદની અજ્ઞતા દરશાવે છે બાદ હિબ્રુ ગ્રીક એરબીક લેટીન શ્રીક વિગેરે ભાષાના મુખ્ય ગ્રંથ જેમા તોરેત, એનજીલ જબ્બુર કુરાન ગાથાવાણી વિગેરેનો સૂક્ષ્મ સાગરશ જે ઉપરથી બીજી પ્રજાઓમા જગતના મરધમ એકજ ઇશ્વર તરફને એ લખે છે તેનો બુદ્ધિપૂર્વક વિચાર

બીજા ભાગમા કાળક્રમાનુ, પૃથ્વી ક્યારે પેદા થઈ તે બાબત પછી દેહથી આ મા ન્યારો છે જેમા ચારે અવસ્થાઓનુ બયાન પછી ઈશ્વર નિરાકાર છે કે સાકાર અને પુનરપિ જન્મ છે કે નહી

ત્રીજા ભાગમા અષ્ટાંગ યોગ જેમા યમ નિયમ, પ્રણાયામ, આસન વિગેરેનુ દોહન તેમા દશ પ્રકારના ધ્વનિની અનહદ ગર્જના ષટચક્રોમા શ્વાસનુ ગમન સમાધિ ઉતારવા કિંવા ચઢાવવાની ક્રિયા મૃત્યુની સમજ, કાળચક્રનુ સ્પષ્ટ શ્વાસ ઉતરાથણી સર્વાંગ સુપાતાળના દ્રશ્યપણાથી ગજક્રિયા પરકાયાપ્રવેશ અષ્ટમહાસિદ્ધિ વિગેરેનો દેખાવ તેમજ જ્ઞાનયોગમા ઈશ્વરની જ્યોતિની પ્રાપ્તિ કબીર ગોરખ વિગેરે યોગીઓના ગુહ્ય ચુરમ તેમા અવિદ્યા વર્ણન જીવઈશ્વરનો અંતર્યામી અખલિત પ્રસાદ કંપનાનુ અસલરૂપ એમા દરેકના મનની કલ્પના જાણવાની કળા મન બુદ્ધિ વિગેરે તત્વમા થનાર ફેરફાર ને સમજવાની યુક્તિ સ્વરૂપ ભાસ્ય દરગમુને ચર્મચક્ષુનુ જ્ઞાન આકાશ વાણીની સમજ

ચોથા ભાગમા ઈશ્વર આત્માના સ્વભાવનો ખુલાસો દષ્ટિસૃષ્ટિવાદ અવિદ્યાની પીડાના દ્રષ્ટાની દ્રષ્ટિ, મુમ્તારસ્થતિ અનેક ધર્મના સિદ્ધાન્તોનો એકપણાનો ખુલાસો, જેમા મૃત્યુ મરણ આત્મદર્શન થકી ભૂત, ભવિષ્ય વર્તમાનનુ જ્ઞાન અનિત્ય સ્થિતિમા માનાવામનો ખુલાસો આપ્યો છે આગાઉથી કીંમત ચાર અને પાછળથી ૬ રૂપીઆ પડશે નુબર્ડ હેરાલ્ડ પ્રીંટીંગ પ્રેસમાં છપાય છે

દેઃ નામભાઈ નગનજી ઉર્ફે કાળીદાસ

/

# आर्य धर्मप्रकाश.

ARYA DHARMA-PRAKASH

पुस्तक १२ मु. फाल्गुन, संवत् १९४० अंक ४ थो.

वसंततिलका.

अग्रे मनो हरिण ते विषयाधकूपा
श्चितादुरंतदववन्हिदिशाथ पार्श्वे ।
पृष्टे च काळगजरस्तदिहार्यधर्मा-
रण्य समाश्रय शरण्यमवित्यसौख्य ॥१॥



छपावी प्रगट करनार
वेदधर्मसभानी कार्यभारमंडळी.

मुंबईनगरे.
सुबोधप्रकाश छापखानामा छाप्युं
सन १८८४ ईसवी

मूल्य वर्ष १ नो रू. १॥ अगाउथीज.
टपालखर्च आना ३ जूदू.

# आर्यधर्मप्रकाश.

શતક ૧૨ મું.  ફાલ્ગુન, સંવત્ ૧૯૪૦.  અંક ૫ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मोहमुद्गर.

षोडशपज्झटिकाभिरशेषः शिष्याणांकथितोभ्युपदेशः ।
येषांनैषकरोतिविवेकं तेषांकःकुरुतामतिरेकम् ॥१६॥*

આ સોળ શ્લોકના વ્યાખ્યાઓથી શિષ્યોને સાર ઉપદેશ કર્યો છે. જેને તે વિવેક (એટલે આ સારૂં અને આ નરતું અથવા આ આચું અને આ ખોટું એમ સમજવાની શક્તિ) નથી કરતો તેને આથી વધારે બીજો બોધ કોણ કરે? આરંભથી માંડીને અંતસુધીના સઘળા શ્લોક આપણે વાંચી ગયા. તે ઉપર એક દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે જેટલી જાતનો સદુપદેશ કહિયે એટલી જાતના સદુપદેશનો સાંસારિક અને વ્યાવહારિક રીતે સમાવેશ થઈ જાય છે. પેહેલા શ્લોકમાં ધનની તૃષ્ણાનો ત્યાગ કરી જે મળે તેમાં સંતોષ રાખી ચિત્તમાં રાજી રેહેવાનું; બીજા શ્લોકમા દ્રવ્યવાળાને દીકરાથી પણ બીક લાગે છે અને ધનથી કશુ ખરૂં સુખ થતુ નથી માટે તેને અનર્થરૂપ જાણવું અર્થાત્ તેથકી નિસ્પૃહ રેહેવાનું; ત્રીજા શ્લોકમાં જ્યાસુધી ધન મેળવાની શક્તિ હોય ત્યાંસુધી સર્વ સંબંધી અથવા પરિવાર પ્રીતિ રાખે છે પણ અશક્ત થયા એટલે કોઈ ભાવ પણ પુછતું નથી એ સારાંશ ઉપરથી સંસારમાં સહુ સ્વાર્થથી સગાંછે એમ સમજી અતિ આસક્તિ છોડવાનું, ચોથા શ્લોકમાં આ વિચિત્ર સંસારની વિચિત્ર રચનામાં સ્ત્રીપુત્રાદિક શરીર હોય ત્યાંસુધી છે પછી કોઇ કોઈનું નથી માટે હું કોણ છું અને ક્યાંથી આવ્યો છું એ વિચાર ઉપરથી આત્મતત્વ ઓળખવાનું; પાંચમા શ્લોકમાં જેને કાળ ક્ષણવારમાં નાશ કરી નાંખે છે એવાં ધન, મનુષ્યસંપત્તિ અને યુવાવસ્થા, એ

* તેવા ભાવના છંદ.

સોળજ કવિતાવડે અશેશ, શિષ્યો કાજ કર્યો ઉપદેશ;
જેને ન કરે કાંઇ વિવેક, તેનો કોણ કરે અતિ રેક?

આદિનો ગર્વ ન કરતાં તત્કાળ સમજી જઇ ઈશ્વરમાં મન જોડવાનું; છઠ્ઠા શ્લોકમાં જીવન કમળનાં પાનમાં પડેલાં પાણીના ટીપાની પેઠે ચપળ છે માટે જ્યાં સુધી તે વર્તમાન છે ત્યાંસુધીમાં સંસાર તરવામાં વહાણરૂપ સત્સંગતિ કરી લેવાનું; સાતમા શ્લોકમાં જેને આત્મતત્ત્વનું જ્ઞાન ન થયું હોય તેવા મૂઢલોકો નરકના અધિકારી થાય છે માટે આપણે તેવા ન થતાં કામક્રોધાદિકનો ત્યાગ કરી પોતાનું સ્વરૂપ ઓળખી લેવાનું; આઠમા શ્લોકમાં વૃદ્ધાવસ્થા આવી અંગ સાવ શીથિલ થઈ અશક્ત થઈ મરણની અણીઉપર આવે છે તોપણ આશા તેને છોડતી નથી અને તે આશાને છોડતો નથી; સારાંશ કે એવી જન્મ-મરણ આપનારી આશાને અળગી કરી દઇ સ્વસ્થ શરીર હોય ત્યારથી નિરાશ રહી ઉત્તમપદમાં લક્ષ લગાડવાનું; નવમા શ્લોકમાં સંસારનાં સર્વે દુઃખને દૂર કરનાર અને ક્ષણિક સુખમાં નહિ લપટાવનાર ઉત્તમ સુખનાં સાધનરૂપ વૈરાગ્યની મહત્તા જાણી તેને ગ્રહણ કરવાનું; દશમા શ્લોકમાં પરમગતિને પામવાનું પરમ સાધન સમદૃષ્ટિ છે માટે આ શત્રુ અને આ મિત્ર એવો સ્વપરભેદ મટાડી સંધિવિગ્રહને વેગળા કરી સમચિત્ત થવાનું; અગિયારમા શ્લોકમાં આ સર્વ જગત્ માયાની જાળરૂપ સમજી અને ઈશ્વર સર્વમાં એકસરખા રહેલા જાણી કાંઇ પણ રાગ-દ્વેષ ન કરતાં ભેદબુદ્ધિ તજી દઇ અભેદબુદ્ધિ અંતઃકરણથી રાખવાનું; બારમા શ્લોકમાં બાલ્યાવસ્થા રમતમાં નહિ જવા દેતાં, યુવાવસ્થામાં તરૂણીમાં આસક્ત ન થઈ જતાં અને વૃદ્ધાવસ્થામાં ચિંતા ચિતાને સ્વાધીન ન થતાં ઈશ્વરમાં મન લાગાડવાનું; તેરમા શ્લોકમાં જેમ જેમ દિવસ રાત ઋતુ અને કાળ જતાં જાય છે તેમ તેમ આપણું આયુષ્ય ઓછું થતું જાય છે તે જાણ્યાવિના આપણે લાંબી આશાને વળગી રહિયે છિયે માટે તેમ નહિ કરતાં આયુષ્ય છે ત્યાંસુધી તેને સાર્થક કરવાનું અને વૃથા વખત ન જવા દેવાનું; ચૌદમા શ્લોકમાં જ્યાંસુધી જન્મ લેવો પડે છે ત્યાંસુધી મોત થયા વગર રહેતું નથી અને ફરીને માતાના ઉદરમાં આવ્યા વગર ચાલતું નથી એવો આ સંસારનો મોટો દોષ જાણીને તેમાં માનેલો ખોટો સંતોષ મેલી દઇને ફરીને જન્મ-મરણનો ફેરો ટળી જાય તેવાં સાધન કરી લેવાનું; પંદરમા શ્લોકમાં બ્રહ્માથી માંડીને કીડીથી પણ ઝીણા સૂક્ષ્મદર્શક યંત્રથી પણ ભાગ્યે જણાય એવા જંતુ સુધી સર્વે નાશવાળા છે, તેમ આ-

પણે પણ તે સાથેજ છિયે માટે ઉત્પન્ન થયેલાનો નાશ થતા વૃથા શોક ન કરવાનું અર્થાત્ સર્વે નાશાત્મક છે અને આ શરીર પણ તેવાજ ધર્મનું છે માટે આ નાશાત્મક ધર્મવાળા સંસારમા નિત્ય નાશ થનારૂં શરીરજ પાછુ લેવુ ન પડે તેવુ સાધન કરી સુખદુ:ખમા સરખુ મન રાખી પ્રારબ્ધકર્મ ભોગવતા સર્વ શોકને મેલી માત્ર ઈશ્વરમા પ્રેમ પરોવવાનુ ; અને સોળમા શ્લોકમા પદ૬ શ્લોકમાં આપેલા ઉપદેશથી જો કાઇ બોધ ન થાય તો તેને વિશેષ કોઇ ઉપદેશ ન હોવાને લીધે બોધ ન થવાથી તે સદૈવ અજ્ઞાનનુ પાત્રજ રહી જવાનુ સુચવ્યુ છે આટલી બાબત જે સૂચવી છે તેમા સઘળા વિધિનિષેધરૂપ ઉપદેશો ગ્રહણ કરનારની યોગ્યતા પ્રમાણે સમાઇ જાય છે અર્થ અનર્થરૂપ છે, સબંધ ખોટો અથવા સ્વાર્થનો છે, જગત્ અસત્ય અને ઈન્દ્રજાળ જેવુ છે, ઈશ્વર સર્વવ્યાપક એક છે અને સમદૃષ્ટિપણુ થવુ એ અતિ સુખરૂપ છે એ આદિ જે જે મુખ્ય મુખ્ય બોધના વિષય તેમા છે તેથી કાઇ થોડો બોધ થતો નથી સદાચાર આદિકનો બોધ પણ તેની સાથેજ સમાઇ ગયેલો સમજવો. દયા દાન, ધ્યાન અને ઈશ્વરારાધન પણ એમા સમાય છે સત્ય શુ અને અસત્ય શુ એ પણ એમા સમાય છે. હવે માત્ર સમજવાનુ આપણા હાથમા છે બોધ આપનારા સમયપ્રમાણે અને અવકાશપ્રમાણે બોધ લખી જાય તે ઉપરથી ન્યુનાધિક સઘળુ વાચનારે સમજી લેવાનુ છે આ ઉપરથી આપણે જાણી શકશુ કે ખોટા મોહને તોડવામા સોળ શ્લોકમા સમાયેલો બોધ ઘણો છે કદી એમ કરતા જો આપણને કે બીજાને બોધ થયો નહીં અને મોહની જાળ તુટી નહીં તો પછી તેને માટે બીજો કશો બોધ છે નહીં અને હોય તો લાગવાનો પણ નહીં અધિકારની વાત પણ આ પ્રસગે જાણવી યોગ્ય છે જેનો જેટલો અને જેવો અધિકાર હોય તેને તેટલો અને તેવો બોધ થાય છે એકજ જાતના ઉપદેશમાથી અનેક પ્રકારના સારા અથવા માઠા બોધ લોકો લઇ શકે છે જેઓ સર્વ સારા ઉપદેશમાથી સારો બોધ લે છે તેઓ ધન્ય છે, અને જેઓ સારા ઉપદેશમાથી નઠારો બોધ લે છે તે ધન્ય નથી વિશેષ બોનિયે તો નઠારા દુર્જનાદિકના ઉપદેશોથી પણ જે સદૈવ સારોજ બોધ લે છે તેઓને તો અતિ ધન્યવાદ આપવો જોઇએ, પણ એવા અધિકારિયો વિરલા હોય છે ઉપદેશ આપનારાઓ સઘળાને માટે બોધ આપે છે તેને સ

હણુ કરનારા અધિકારી અને અનધિકારી એવા બે ભેદના લોકો હોય છે. સદુપદેશ સાંભળી તેનો સારો ઉપયોગ કરે તે અધિકારી કહેવાય અને સદુપદેશ સાંભળી તેનો ખોટો ઉપયોગ કરે તે અનધિકારી કહેવાય. એક કોઈ વિદ્વાન્ બ્રાહ્મણે નાના ગામડામાં ભીખા પટેલને ઘેર જઈને ચોમાસાના ચાર મહિના સુધી ભારતની કથા કરી. સમાપ્તિને સમયે પટેલે હજાર પાંચસો કોરીની પેદાશ કરી આપીને પટેલ પોતાને અતિ ધન્ય માનવા લાગ્યો. રાજી થયેલા બ્રાહ્મણે પણ ચાલવા ટાણે વિચાર કર્યો કે પટેલે આપણાઉપર બહુ ઉપકાર કર્યો તેથી ધર્માત્મા જણાય છે માટે એમને મારી કથાથી કેવોક બોધ લાગ્યોછે તે હું પુછતો જાઉં જેથી સારો બોધ લાગ્યો હોય તો મારી આજસુધીની મેહેનત નિષ્ફળ ન જાય. આમ વિચારી બ્રાહ્મણે પટેલને જઈ પુછ્યું કે કહો પટેલ! તમે ભારત સાંભળીને શો બોધ લીધો? પટેલે જવાબ દીધો કે ભાઈઓની સાથે અને ભત્રીજાઓની સાથે વેર કરી જશ પણ તેને ભાગ ન આપી સઘળું આપણે પચાવી પડી ખાઈ-પીઈ ખુશીમાં રહી સુખ ભોગવવું એ આપણે તો સમજ્યા. બ્રાહ્મણ તો આશ્ચર્યથી મોંમાં આંગળી ઘાલી પટેલાણી શું સમજ્યાંછે તે જાણવાની ઇચ્છાથી તેની પાસે ગયો અને પુછ્યું કે કહો પટેલાણી! તમે ભારત સાંભળીને શો બોધ લીધો છે? પટેલાણીએ જવાબ દીધો કે દેર જેઠના છોકરાંને દુઃખી કરવાં, તેનાં ધનમાલ હોય તે લુટી લઇ પોતાનાં છોકરાંને આપવાં અને મરવું ત્યાંસુધી પણ પોતાની વાત મેલવી નહીં. આ વચન સાંભળી વધારે આશ્ચર્ય અને ખેદ પામી પટેલના દીકરાની મોટી વહુ પાસે વધારે જાણવા માટે ગયો અને પુછ્યું કે કહો વહુ બાપા! તમે ભારત સાંભળીને શી શીખામણ લીધી? વહુએ જવાબ દીધો કે ગોરબાપજી! મેંતો એવી શીખામણ લીધી કે દ્રૌપદી જેવી મહાસતીને પણ પાંચ પતિ થયા હતા અને સતી કહેવાતાં તો આજે કલિયુગમાં આપણાં જેવાને તેટલા પતિ થાય ત્યાંસુધી તો સતી કહેવાઇએ. બ્રાહ્મણે તો આ વચન સાંભળી માથું ધુણાવી નિશ્વાસ મેલી તેને ઉત્તર આપ્યો કે, બાઈ! તારા સમજવામાં પણ મણા નહીં અને મારા વાંચવામાં પણ મણા નહીં. આટલું બોલી પોતાને ઉતારે આવી પોતે કરેલા ભારતનાં શ્રવણનો સર્વને અવળો બોધ થયો તેનો પશ્ચાત્તાપ કરી પોતાને ગામ જવા તૈયારી કરવા લાગ્યો. તૈયારી કરતાં આવા દુર્બુદ્ધિનાં માણસો પાસેથી

મળેલું દ્રવ્ય કશા કામનું નહીં માટે તેને અહીંજ બંધ બેસારી કાલે અહીંથી નીકળી જવું એમ વિચારી મળેલાં દ્રવ્યથી મોતીચુરના લાડવા કરાવી માણસોને અને પશુપક્ષીઓને ખવરાવી દીધા બીજે દિવસે તે પટેલનો અને પોતાના ધંધાનો ધિક્કાર કરતો તે બ્રાહ્મણ પોતાને ગામ જવા નીકળ્યો. અધિકાર વગરનાં માણસોને ગમે તેટલો બોધ હોય તોપણ તે વૃથા થાય છે અને સારા બોધથી તેનાં નઠારાં આચરણોમાં વધારો થાય છે. અરે પ્રભુ! એવાં માણસો આ સંસારસમુદ્રને કેમ તરી શકશે અને તેના જન્મ-મરણનાં દુઃખ કેમ ટળી શકશે? આમ વિચાર કરતો પેહેલો બ્રાહ્મણ બે ત્રણ મૈલ નીકળી ગયો ત્યા બે ચાર વડનાં ઝાડના ઝુંડનીચે બે કોસ ચાલતા હતા. તેના ચલાવનાર માંહેથી એક માણસે એ મહારાજને દૂરથી બોલાવી આગતાસ્વાગતા કરી સર્વ વૃત્તાંત પુછ્યુ. બ્રાહ્મણે તો પોતાના સર્વ વિચારો અને પટેલઆદિની અવળી સમજણ સઘળી તેની પાસે કહી દીધી તેની પાસે કેહેવાનુ કારણ એજ કે તેની સાથે તેનો રોજનો સારો પરિચય હતો કેમકે તે પેહેલા ભીખા પટેલનો નાનકડો પુત્ર હતો. બ્રાહ્મણની વાત સાંભળી પટેલના પુત્રે કહ્યુ કે મહારાજ! આપ વિવેકી થઇને ભૂલો છો કેમ? એનામાં સમજણ ન હોય તે ક્યાં લેવા જાય? એઓ ભારત જેવી કથાનો ઉલટો સાર સમજ્યાં તેમાં તમારે ખેદ કરવાનું કશું કારણ નથી. જેના જેવા સંસ્કાર અને જેની જેવી બુદ્ધિ હોય તેવું તેને સુજે છે અને તે કરેછે, ત્યારે આપ શા માટે શોક કરોછો? પટેલના પુત્રનાં આવાં સમજણવાળાં વચન સાંભળી બ્રાહ્મણનું મન જરા હલુ થયું અને તાપ સઘળો શાંત થયો તેથી પુછ્યુ કે—ભાઇ! તમારા વિવેકથી મને સંતોષ થાય છે મને લાગે છે કે ઈશ્વરે તમને સારી સમજણના કર્યા છે તેથી ભારત સાભળીને તમને કાંઈ વધારે સારી સમજણ આવી હશે માટે તમે શુ શીખામણ લીધી છે તે મને કહો તો મને વધારે સંતોષ થાય. પટેલના પુત્રે બ્રાહ્મણને તે દિવસ પોતાની વાડીયે રોકીને સીધાપાણીની સોઇ કરી આપી મધ્યાન્હ સમયે બ્રાહ્મણ જમીને તૈયાર થયો તે સમયે પોતે પણ નાસ્તો પાણી કરી પાસે આવીને કહ્યુ કે મહારાજ! મોટા મોટા વિદ્વાનો પણ ભારતનો પુરો સાર નહિ સમજતા હોય તો હું તો કોણ માત્ર છું, તોંપણ આપની દયાથી હું એટલું તો સમજ્યો છું કે, પ્રાણીમાત્ર ઉપર સરખી દયા રાખવી. કોઇ સાથે ક્લેશ કરવો નહીં, જુઠું બોલવું નહીં,

અન્યાય કરવો નહીં. જ્ઞાતિસાથે કે કુટુંબસાથે ક્લેશ રાખવો નહીં. સર્વનું શક્તિપ્રમાણે માન રાખવું. વર્ણાશ્રમનો ધર્મ પાળવો, સદાચારથી ચાલવું અને શમદમાદિકથી અંતઃકરણને શુદ્ધ કરી આ ભવસાગર તરી જવા માટે ઈશ્વરમાં વૃત્તિ જોડી દેવી. એટલી શીખામણ મેં લીધી છે. આટલો ટુંકો પણ શ્રેષ્ઠ બોધ પોતાની મારફત પટેલના પુત્રને થયો તેથી બ્રાહ્મણે પોતાની મેહેનત સફળ માની, પટેલના પુત્રનાં વખાણ કર્યાં અને પછી પટેલના પુત્રને આશીર્વાદ આપી પોતાને ઘેર ગયો. પટેલના પુત્રે પણ પોતાને થયેલા બોધથી જેટલો બોધ બીજાને થયો તેટલો કર્યો અને પોતે પોતાનું ઉત્તમ સાધન કરવા લાગ્યો તે જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધી કર્યું. આમ અધિકારીમાં ફેર હોય છે. સર્વનાં અદૃષ્ટ અને સર્વનાં કર્મનાં ફળ સરખાં હોતાં નથી તેથી તેમ થવાનો સંભવ છે. કોઈ કોઇ વાર કસાઇના કુળમાં ઉત્પન્ન થએલા અતિ દયાળુ અને અહિંસક થઈ ઉત્તમ માર્ગ લહે છે. તેમ કોઇ કોઇ વાર અતિ દયાળુ વર્ગમાં ઉત્પન્ન થયેલા અતિ નિર્દય અને અતિ હિંસક બની અધમાચરણ કરેછે. આમ પ્રારબ્ધની વિચિત્રતા છે ત્યાં કશો બોલવાનો અવકાશ નથી. આપણે તાત્પર્ય તો એ લેવાનો છે કે જેઓ અનધિકારી છે તેને માટે તો કશો બોધજ નથી; પરંતુ જેઓ અધિકારી છે તેઓને માટે બોધ છે. તીવ્ર અને મંદ એમ બે પ્રકારના અધિકારી હોય તેમાં તીવ્ર અધિકારીને થોડા સમયમાં અને થોડા ઉપદેશમાં ઘણો બોધ થઇ જાય છે અને મંદ અધિકારીને ઘણે સમયે અને ઘણા ઉપદેશથી થોડો બોધ થાય છે. આ ઉપરથી સમજાશે કે આચાર્યજીના મોહમુદ્ગરના ઉપદેશથી અધિકારી હશે તેને પછી થોડો કે ઘણો બોધ થઇ જશે જહરમ. કોઈ શંકા કરે કે જ્યારે અધિકારપ્રમાણે સઘળું થાય છે ત્યારે પછી પ્રયત્નની શી જરૂર છે? આનો ઉત્તર એ છે કે અધિકારપ્રમાણે સઘળો બોધ થાય છે તે વાત તો ખરી છે પરંતુ તેમાં પ્રયત્ન કરવું એ એને વધારે અનુકૂળ છે અને કદી અનુકૂળ ન હોય તો પણ નિરંતરનો અભ્યાસ છે એપણ મંદ અધિકારીને તીક્ષ્ણ અધિકારી જેવા કરી દેછે. તીક્ષ્ણ કે મંદ અધિકારીને ઉપદેશ કર્યો હોય તે તેના અધિકારને યોગ્ય ઉત્તેજન આપનાર થઈ પડે છે માટે મહાપુરુષો સમજને અનુસરી સદુપદેશ કરે છે. કોઇ વખતે એમ પણ બને છે કે વગરસાદ પોતાના પરોપકારી સ્વભાવથી આકાશમાં વરસે છે તેમાં કેટલા બિંદુ આપણાં જો

તેટલા મોતી થાય મચ્છના મુખમા પડે તેટલા ઝેર થાય અને પાણીમા પડે તેટલા મોતીના જેવી આકૃતિવાળા થાય તેમ સત્પુરુષો પણ પોતાના દયાળુ સ્વભાવથી સર્વદા બોધ આપ્યાજ કરે છે આ અધિકારી અને આ અનધિકારી એવો વિષમભાવ તેઓ રાખતાજ નથી આમ છતા જે જે પાત્રમા ઉપદેશ પડે છે તે તે પાત્રોમા સદ્ગુરુની યોગ્યતા પ્રમાણે તેનુ ફળ થાય છે કોઇ ઉત્તમ અધિકારી હોય તો તેને તરત સારો બોધ થઈ જાય છે અને કોઇ અધિકારી ન હોય તો તેને ઉત્તમ બોધને બદલે અવળો બોધ થાય છે આટલા માટે નિરતર ઉત્તમ અધિકારીજ થવુ જોઈએ અધિકાર વગર વ્યવહારમા પણ કોઇ પદ મળી શકતુ ત્યારે પરમાર્થની શી વાત કરવી? સત્પુરુષોના ઉપદેશ અધિકારી થઈ કઠે રાખ્યા હોય તો અત્યત શોભા આપે છે કઠે ધારેલા સોનાના કે હીરામોતીના ઘરેણાની તો માત્ર દેખવાનીજ શોભા છે બાકી તેનો સ્પર્શ અતિ કઠોર હોય છે તેમ દેખવામા સારા લાગે પણ વખતે જીવને જોખમમા નાખી દે સત્પુરુષોના સદુપદેશરૂપ કઠાભરણ તો સદૈવ ભય વગરનુ અને નિરતર શોભા આપનારુ છે તે જ્યારે આપણે ધારણ ન કરિયે ત્યારે બીજા ખોટા ઘરેણા ધારણ કર્યા તો પણ શુ અને ન કર્યા તો પણ શુ? જ્યા સુધી સાચી વસ્તુ સાચી છે એમ સમજવામા આવતુ નથી ત્યાસુધી કોઇપણ પૂર્વના પાપરૂપ વિઘ્નનુ જોર હજી આપણા હૃદયમાથી ખસ્યુ નથી એમ સમજવુ દૂધનો રગ નિરતર ધોળો છે તે જ્યારે નિરતર પીળો લાગે ત્યારે સમજવુ કે આપણી આખમા કમળો છે તેમ સાચી વાત હોય તે ખોટી લાગે ત્યારે સમજવુ કે આપણે એટલા દોષવાળા છિયે સમજીને કર્તવ્ય એજ છે કે શુદ્ધ થવા પ્રયત્ન કરી છેવટ યોગ્ય અધિકારી થઇ સદુપદેશ ગ્રહણ કરી જન્મ મરણના ફેરા ટળવા પ્રયત્ન કરવુ ઉત્તમ અધિકારી એકદમ થઇ જવુ એ વાત સેહેલી નથી ઉઘાડી તરવાર લઇને ઉભેલા સીપાઇઓના સમુદાયમાથી કોઇ પણ ઘવાયાવિના આરપાર ઉતરી જવુ એ જેવુ કઠણ છે તેના કરતા પણ આ કામ ઘણુ કઠણ છે મહાશૂરવીરો એવા મામલામાથી આરપાર ઉતરી જાયછે અને એમ કરતા કદી વચમા કપાઇ જાય તોપણ તેને ઉત્તમ સ્થાન મળે છે પરન્તુ ઉત્તમ અધિકારી થનારને તો જો વચમા રહે તો ઉત્તમ ફળ થતુ નથી અનેક વિષયોની વાસના તેને વધારનાર વાચવા સાભળવાના સાધનો અને વિષય

રસમાં બુડેલાના દેખવામાં આવતાં ખોટાં સુખોથી મનુષ્ય ઘવાઈને વચમાંજ તુટી પડે છે. એવી રીતે ઘવાએલો કેમ આગળ સારો અધિકાર પામી શકે? આવું કઠણ કામ પણ મનુષ્યને કરવાનું છે; કેમકે વિવેકશક્તિ એટલા માટેજ ઈશ્વર તરફથી મનુષ્યને મળી છે. પોતાનો અધિકાર પોતે ન સાચવતાં અધિકારને ઘટે નહીં તેવું નઠારું કામ કરનારને અધિકાર છીનવી લઈને ઉપરથી યથાયોગ્ય દંડ થાય છે એ વાત આપણે વ્યવહારમાં પણ નજરે જોઈએ છિયે. પરમાર્થ વિચારમાં પણ એમજ સમજવું. મનુષ્યનો અધિકાર સારાસાર સમજી અને સત્યાસત્ય સમજી સારનો અને સત્યનો સંગ્રહ કરવાનો છે. તેમ જો ન કરે તો ઈશ્વરના તરફથી અપરાધી થાય છે અને તેથી મનુષ્યત્વરૂપ અધિકાર તેનો છીનવાઈ જાયછે અને અઘટિત કાર્યના દંડમાં યમયાતના અને પશુપક્ષી આદિના અવતાર ભોગવવાનું માથે આવે છે એમ વિચારવાન્ પુરૂષો કહે છે. સોળ શ્લોકમાં જેજે ઉપદેશ આવે છે તે ઉપદેશને યોગ્ય રીતે હૃદયમાં ઉતારી પરમાર્થ અને વ્યવહારને સુધારવો જોઈએ. એ સુધારવા ઉત્તમ અધિકારી થવું એ ગમે તેવું કઠણ છે તોપણ મનુષ્યશરીર મળ્યું છે માટે ગમે તેવું કઠણ હશે તોપણ તે કામ પાર પડ્યા વગર રેહેવાનું નથી. પણ પ્રયત્ન કરવું તે આપણા હાથમાં છે. જાણી બુજીને અવસર જવા દઈએ તો પછી શું થાય? ખોટી મમતાની જાળમાં ગુંથાઈ રહીએ અને પછી દુઃખ પામીએ તેમાંથી કોણ છોડવે? સત્પુરૂષોનાં વાક્યો પ્રસિદ્ધ રીતે બોધ આપેછે તે હૃદયમાં ઉતાર્યાવગર દુઃખમય સંસારમાંથી સુખ મેળવવા ઇચ્છા રાખીએ તે ક્યાંથી મળે? એ માર્ગથી સુખ થવાનું નહીં અને સુખ શું પદાર્થ છે તે ઓળખાવાનું પણ નહીં. એમ થવાથી છેક વિવેકવગરના આપણે મૂર્ખમાંજ ગણાવાના. મૂર્ખ થયો એને પછી ડાહ્યો કરવાને કશા ઉપાય કામે લાગતા નથી. ભર્તૃહરી પણ સાક્ષી આપે છે કે—

'शक्योवारयितुंजलेनहुतभुक्छत्रेणसूर्यातपो
नागेन्द्रोनिशितांकुशेन समदो दंडेन गोगर्दभौ।
व्याधिर्भेषजसंग्रहैश्चविविधैर्मंत्रप्रयोगैर्विषं
सर्वस्यौषधमस्तिशास्त्रविहितंमूर्खस्यनास्त्यौषधं ॥'

(અગ્નિ પાણીથી હારી શકાય છે, સૂર્યનો તાપ છત્રથી રોકી શકાય છે, મદોન્મત્ત હાથી તીક્ષ્ણ અંકુશથી વારી શકાય છે, લાકડીથી બળદ અને ગધેડાને હાંકી શકાય છે, નાનાપ્રકારના ઓષધના સંગ્રહથી રોગ મટાડી શકાય છે અને મંત્રના પ્રયોગોથી ઝેર ઉતારી શકાય છે; એમ સર્વનું ઓસડ શાસ્ત્રમાં કહેલું છે પણ મૂર્ખનું ઓસડ તો છેજ નહીં.)

આ પ્રમાણે મૂર્ખપણાનું ઓસડ નથી મૂર્ખપણું તે આપણું અજ્ઞાનજ છે. અતિ અસાધ્ય રોગનેમાટે જેમ ઓષધના ઉપચાર વૃથા જાય છે તેમ અતિ અજ્ઞાનનેમાટે પણ પછી કોઇપણ ઉપચારો કામે લાગતા નથી; માટે એવાંજ આચરણ રાખવા કે અજ્ઞાનનો અસાધ્ય રોગ અંગમાં પ્રવેશજ કરે નહીં. અજ્ઞાનનું અસાધ્ય રોગની પેઠે ઓસડ નથી એમ કેહેવાનો હેતુ એજ કે અતિ અજ્ઞાનીને પછી બોધની વાત અંતઃકરણમાં ઉતરતી નથી. કદી કાંઈ પરાણે બે બોલ કહ્યા કે સંભળાવ્યા હોય તો કંઠપ્રાણવાળા મનુષ્યને જેમ ગળે ઓષધ ન ઉતરે તેમ તેને ગળે ઉતરતા નથી જ્યારે એમ થાય ત્યારે અજ્ઞાન ટળેજ કેમ ? આટલાસારૂ ઉપાય નથી એમ કહ્યું બાકી ઉપાય તો એવા એવા છે કે લોઢાને પારસના સ્પર્શથી સોનું થતા જેટલી વાર લાગે તેટલી વારમાં અજ્ઞાન મટીને ઉત્તમ અધિકારીને જ્ઞાન થતા વાર લાગે અર્થાત્ તત્કાળ જ્ઞાન થાય તેવા અનેક ઉપાયો છે, પણ કોણ જાણે શો ચમત્કાર છે કે એવા ઉપાયો પણ ઘણે ઠેકાણે અફળ જાય છે. અને તેથી અધિકાર કે પછી ઈશ્વરકૃપાવગર જ્ઞાન નથી થતું એમ કહ્યાવગર ચાલતું નથી. આટલામાટે સારાં કર્મ કરી ઈશ્વરકૃપા મેળવવા અને જ્ઞાન પ્રાપ્ત થવા બાળપણથીજ પ્રયત્ન રાખવું જોઈએ; કેમકે બાળપણનો અભ્યાસ આગળ ઉપર અતિ દૃઢ થાય છે. જો બાળપણથી અભ્યાસ રહે નહીં તો પછી અજ્ઞાનનાં મૂળ ઊંડાં જામી ગયા પછી ઉખડતાં ઘણાં કષ્ટ પડેછે. સૂર્ય અસ્ત થવાથી થયેલું અંધારૂં ચાર પહોર પછી ટળી જાય છે, પણ અજ્ઞાનરૂપ અંધારૂં તો જો ઉત્તમ સાધન સંપાદન કરી મનુષ્યજન્મમાં ટાળ્યું નહિ તો પછી અનેક જન્મેપણ ફરી મનુષ્યજન્મ મળ્યાવિના અને મળીને ઉત્તમ સાધન થયાવિના ટળતું નથી. આટલા હેતુથી દયાળુ પુરૂષો પરોપકારબુદ્ધિથી બોધ આપે છે તે ઉપર લક્ષ પહોંચાડવું જોઇએ. વિષયાદિકનાં ક્ષણિક સુખોતરફ નો પરોપકારિઓનું પણ લક્ષ

લાગે છે ત્યારે આપણે ઉત્તમ પ્રાણીની ગણતીમાં કેમ ગણાઇ શકિયે? સ્મરણ રાખવું જોઈએ કે વિષયસુખમાં આસક્ત રહેવું એ કામ પશુપક્ષી આદિ પ્રાણીઓનું છે; અને તેથી વિષયસુખથી વિરક્ત રહેવાનું અને ઈશ્વરનું સ્વરૂપ ઓળખી નિવૃત્તિથી અતિ આનંદ કે બ્રહ્માનંદમાં રહેવાનું કામ આપણું છે. સમુદ્રમાં વહાણ ચલાવનાર ખલાસી સુખાણને મેલી દઇ તોફાન લાગવા દઇ પોતાના વહાણને મધ્યસમુદ્રે બુડાડી દેવા પ્રયત્ન કરે તો તેની મૂર્ખતા કોણ મટાડે અને કોણ તેને ત્યાંથી બચાવે? તેમજ સંસારસમુદ્ર તરવાને મળેલું ઉત્તમ શરીરરૂપ વહાણ ચોતરફથી વિષયાદિક સુખના અને આધિ-વ્યાધિના પવનના ઝપાટા વાગવા દઈ સન્માર્ગરૂપ સુખાણ મેલી દઈ પાર નહિ ઉતરતાં વચમાં બુડી જવા ઇચ્છા કરિયે તો કોણ બચાવે? પોતાનું ભલું પોતે સમજ્યાવગર ઉપાયો છતાં પણ થાય નહીં માટે પોતે પોતાની મેળે સમજવું અને ઉપાયો કામે લગાડવા. આપણે સારું ભણ્યા છિયે, સંસારનાં સુખ-દુઃખ જાણિયે છિયે. કોઇને કાળ અચાનક ઝપાટામાં લે તે સમયે તો સંસારની કેટલી સત્યતા અને કેટલો સંબંધ છે તે જાણિયે છિયે, દ્રવ્યનેમાટે બાપ-દીકરો વઢીમરતા જોઈ તે વખતે સંસારમાં કોની સગાઇ ખરી છે તે અનુ-ભવિયે છિયે, વૃદ્ધાવસ્થામાં મરણ પામતા પુરુષો અતિ અશક્ત હોવાથી અને આશાતૃષ્ણામાં બુડેલા હોવાથી કેવા પીડાય છે તે જોઇ તેવું આપણને ન થાય એમ ઈચ્છિયે છિયે, આપણી આગળ જે જે જગતમાં સારા-નરતા બનાવ બને છે તે જોઇએ છિયે અને તેમાં અળગા રહીને અને ક્યાંઇ ભેળા ભળીને ભાગ લઇએ છિયે તોપણ આપણે આપણું કલ્યાણ કરવાને ઇચ્છતા નથી એ શું થોડું આશ્ચર્ય છે!! જેને ખાવું પીવું અને દ્રવ્ય સંપાદન કરી વિષયસુખ ભોગવવું એજ કર્તવ્ય હોય અને તે સિવાય સઘળું અસત્ય સમ-જતા હોય તેનેમાટે તો કશું બોલવું યોગ્યજ નથી; પણ જેઓ ઠીક તેવા નથી પણ કંઇક સમજે તેવા અને આસ્થાવાળા છે તેનેમાટે બોલવું યોગ્ય લાગે છે. વિવેકી પુરુષો વિવેક શીખવે છે. આચાર્યજીના શ્લોક ઉપરથી આપણે વિવેક ગ્રહણ કરવો જોઇએ. જો એટલાથી આપણને કશો વિવેક ન થાય તો પછી એથી વધારે લાંબા બોધથી પણ થઇ શકે નહીં. જો આટલા-થીજ કંઇ અંતઃકરણ સારાસાર વિચાર કરવા માંડે તો પછી વધારે બોધ

કોઇ આપે તે બરોબર અનુભવમા આવ, તે શિવાય આવે નહીં આ ખોટુ અને આ સાચુ તથા આ સારૂ અને આ નરસુ એમ ઓળખીને સાચુ અને સારૂ હોય તે ગ્રહણ કરવુ એનુ નામ વિવેક કહેવાય સંસારવ્યવહારમા તો આપણે એ વાત સમજવામા અતિ કુશળ છિયે, પરંતુ પરમાર્થવિચારમા અતિ પાછળ છિયે માટે એ વિષયમા પણ પાછળ ન રહેવામાટે આવા ઉપદેશોનુ શ્રવણ-મનન રાખવું જોઇએ, જેથી ઇશ્વરકૃપા અને પોતાના પ્રયત્નથી પરમાર્થવિષયમા પણ આપણે આગળ થઇ ઉત્તમ સુખના પાત્ર થવુ એમ થાય ત્યારેજ આ સાડાત્રણ હાથનું હાડમાંસ ચામડાનું પૂતળુ અમુલ્ય કિંમતનું ગણાય અને તેની અમુલ્યતા સફળ થાય માટે બાળકે બાળપણથી, જુવાને જુવાનીથી અને વૃદ્ધે વૃદ્ધપણથી કાળનો વિશ્વાસ મુકયાવિના ઉત્તમ કામનો આરંભ કરી દેવો એમાજ આપણુ ઉત્તમ હિત સમાયેલુ છે (મોહમુદ્ગર પુ૩)

---

## पोताना दोष कोइ न देखे.

લે. કેશવલાલ હરિરામ

દોષ જો હોય બીજાને, માટે આપણ ટોળના.
ન સૂઝે નિજની વાત, પેખના તે માથ તોળના

અહો, ઈશ્વરે આ જગતની કેવી અદ્ભુત રચના કરીછે કે, પોતાનો મેરૂ જેવડો દોષ હોયતો પણ તે કોઇના જાણવામા આવતો નથી અને બીજાનો પરમાણુ જેવડો દોષ હોય તોપણ તે તુરત નજરે ચડી આવેછે ઘણા લોકો ગમે તેવા પોતે દુર્ગુણી હોય પણ તેવિષે કઇ વિચાર ન કરતા પારકા દુર્ગુણો પર ટીકા કરવા મંડી જાયછે ઘણા લોકો પોતે અજ્ઞાનીના અધિપતિ હોય પણ તે નજરે ન આવતા બીજાનાથી કઇ ભૂલથી તેનુ અજ્ઞાનનુ કામ થઇ ગયુ હોય તોપણ તેને અવખોડવામા પોતાનુ પાંડિત્ય વાપરે છે ઘણા લોકો પોતે અભિમાનનુ પુતળુ હોય, પણ તે જાણવામા નહિ આવતા બીજા સામાન્ય અભિમાન રાખનારાઓનુ અભિમાન પોતાની દૃષ્ટિમા આવી જવાથી તેવિશે પોતાના ડાહ્યા ડાહ્યા વિચારો દેખાડવા મંડી જાયછે ઘણા લોકો પોતે લોભમા લપટાએલા હોય પણ તેવિશે કંઈ વિચાર ન આવતા માત્ર બીજાઓના લોભની અયોગ્યતા બતાવવા બહાદુર બની જાયછે ઘણા લોકો પોતે વિરસ

ભિલાષથી ભરપૂર હોય, પણ તે એકતરફ મેલી બીજાઓની વિષયીપણાંની નિંદા કરવા મંડી જાયછે. ઘણા લોકો પોતે વખતે ક્રોધથી લાલચોળ થઇ જતા હોય પણ બીજાના ક્રોધપર તરત દૃષ્ટિ પડવાથી તેને તિરસ્કારનું પાત્ર ગણેછે. ઘણા લોકો પોતે મત્સરથી ભરપૂર હોય પણ તેનો કંઈ વિચાર ન આવતાં બીજાઓના સંદિગ્ધ (સાચા-ખોટાવિષે સંદેહભરેલા) મત્સરમાં દોષ મેલે છે. ઘણા લોકો પોતે આલસ્યના આશ્રયરૂપ હોય પણ બીજાનું આલસ્ય જોઈ તેને નિંદા કરવા યોગ્ય માની બેસે છે. ઘણા લોકો પોતે આ સંસારને સાચો માની સારાંનઠારાં કામો કરતા હોય પણ બીજાથી તેવાં કૃત્યો અજાણતાં થઈ જાય તોપણ તેને પશુસમાન સમજી બેસેછે. ઘણા લોકો પોતે વિપત્તિનો વખત આવ્યે બાવરા બની જાય તેવા હોય પણ તે સ્વપ્નમાં પણ લક્ષમાં નહિં લેતાં વિપત્તિના વિકાળ ઝપાટાથી વિહ્વળ બની ગએલ બીજાં મનુષ્યોનું બીકણપણું અને ગભરૂપણું લોકોને જણાવવામાં પોતાનું ડાપણ ડોળવા મંડી જાય છે. ઘણા લોકો પોતે કપટથી ભરેલા હોય પણ બીજાનું કપટીપણું વર્ણવી તેઉપર પોતાની ચતુરાઇના વિચારો જણાવવા મંડી જાયછે. ઘણા લોકો અક્કલને અને પોતાને લાખો ગાઉનું છેટું હોય પણ બીજાની મંદ બુદ્ધિઉપર પોતાના કુતર્કો તરત કરવા માંડેછે. એ પ્રમાણે જેમ ચોતરફ લોહ પીવાની લાલચથી ફરનારી માખીઓ બીજાં ઠેકાણાં હોય પણ તેઉપર નજર ન રાખતાં વ્રણને દેખી તરત તેને ચોટી બેસેછે, તેમજ ચારેકોર પારકા દોષો જોવામાં સાવધાન રહેલી મનુષ્યોની દૃષ્ટિઓ પણ ગુણોપર કાંઈ લક્ષ ન આપતાં દોષને તરત દેખી શકે છે. મનુષ્યમાં ગમે તેવી સુજનતા હોય, ગમે તેવી સરલતા હોય, ગમે તેવી સુશીલતા હોય, ગમે તેવી સદ્વિદ્યા હોય, ગમે તેવી સુકીર્તિ હોય, ગમે તેવી શૂરતા હોય, ગમે તેવી દૃઢતા હોય, ગમે તેવી સાહસિકતા હોય, ગમે તેવું કળાકૌશલ્ય હોય, ગમે તેવી ઉદ્યોગશક્તિ હોય, ગમે તેવું અંગબળ હોય, ગમે તેવી માનસિક સત્તા હોય, ગમે તેવી ચતુરાઈ હોય, અને શૌર્ય, ધૈર્ય, ગાંભીર્ય તથા ઔદાર્ય એપણ ગમે તેવાં હોય તો પણ તેપર કાંઇ લક્ષ ન આપતાં માત્ર પરમાણુ જેવડો પણ દોષ મનુષ્યોનું દ્દદસચક્ષુ તરત શોધી કાઢેછે; અને 'અકલ અંધારે વેચાણી છે' એ કેહેવત પ્રમાણે પોતે પોતાનો કંઈ પણ દોષ હોય તે દેખતા નથી, તેથી પોતે કેમ જાણે

સાવ સદ્‌ગુણી અને સર્વજ્ઞ હોય તેમ તરત બીજાઉપર ટીકા કરી, ડાપણુ ડોળવા મંડી જાયછે. પોતાની વાતનો તોલ તો તેની સાથે લેશ માત્ર પણ નહીં કરતાં ઉપરથી ડોળ ભરેલો ઉપદેશ દેવા મંડી જાય છે.

परोपदेशेपांडित्यं. ( સર્વ મનુષ્યો બીજાઓને ઉપદેશ દેવા વખતે ઘણુંજ પાંડિત્ય વાપરછે. ) એ વાક્યપ્રમાણે આજના કેટલાએક લોકો મોટા ડોલથી ભાષણો કરી ઊંચા હાથવડે કેમ જાણે ખરો માર્ગ દેખાડતા હોય તેમ બીજાઓને ઉપદેશ દેવા મંડી જાયછે. પણ પોતાથી તે ભાષણપ્રમાણે વરતી શકાય છે કે નહિં તે વિચારની કલ્પના પણ તે વખતે તેના મગજમાં આવતી નથી. અને પછી ભાષણકર્તા પોતે ભાષણપ્રમાણે નહિં વરતી શકવાથી તેનું 'પોથાં માંયલાં રીંગણાં' એ કેહેવતપ્રમાણે થાય છે.

કેટલાંએક મનુષ્યો કોઇ માણસ જ્યારે કંઇ મહાવિપત્તિમાં આવી પડેલ હોય, અને અતિ તીવ્ર તથા જેની ખામી કોઇ દિવસ પણ પૂરી શકાતી નથી, તેવો સ્ત્રી પુત્ર કે મિત્ર આદિનો અકસ્માત્ ખેદકારક બનાવ બનવાથી આ અનિત્ય સંસારથી કંટાળી ગયો હોય, અથવા કંઇ તેવાંજ બીજાં કારણોથી દુઃખમય જીવિતવાળો થઈ ગયો હોય, તો તેવાં મનુષ્યને પોતે કેમ જાણે તેવા વખતમાં પણ વજ્રમય હૃદય રાખનાર હોય તેમ જીવ્હા ઈંદ્રિયથી ઉપરનો ડોળભરેલો ઉપદેશ આપેછે. પણ अनुभवघटितो विजानाति। ( દરેક બાબતમાં જેને અનુભવ થયો હોય તેજ તેની સારાઇ-નરસાઇ જાણી શકે, ) એ પ્રમાણે જ્યારે દૈવયોગથી તે પોતે તેવાં દુઃખનો અનુભવી થાય ત્યારે બીજાઓને પોતે ઉપદેશ વખતે જણાવેલી પંડિતતા કેમ જાણે પલાયન કરી ગઇ હોય તેમ કાંઇ કામ લાગતી નથી, પણ માત્ર પારકાને ઉપદેશ દેવા વખતે તે વાચાળપણું બતાવી આપે છે. કેટલાએક પુરૂષો કોઈ માણસ દીનદશાને પ્રાપ્ત થયો હોય અથવા કંઇ ખોડવાળો હોય કે વ્યવહારદશામાં ચાલતા નિયમથી કંઇ ઓછો હોય તો તેની ઠેકડી કરવા મંડી જાયછે; પણ પોતાનો વિચાર અથવા પોતે તેવી સ્થિતિમાં હોય અને કોઇ ઠેકડી કરે તો તે કેવી લાગે એવો વિચાર કરતા નથી; પણ પછી જો અનુભવપાત્ર થાય તો એની મેળે પોતાની પૂર્વની અયોગ્યતા તેને માલમ પડે છે.

કેટલાએક લોકો બધું ઈશ્વરાર્પણ બુદ્ધિથી બીજાઓને અર્પણ કરવા.

કેટલાએક લોકો સત્ય પાળવું જુઠું ન બોલવું ઇત્યાદિ ઉપરના ભાષણોથી, કેટલાએક પુરૂષો દેશોન્નતિને માટે અથવા બીજી કેટલીએક બાબતોને માટે શરીર પર્યન્તની અપેક્ષા નહિં રાખવા ઉપદેશ કરતા માલમ પડેછે પણ તે માત્ર બીજાને બાવા બનાવી દેવાજ, બાકી પોતે તો અંદરથી તે ક્રિયાથી વિમુખ હોયછે. बहुरत्नावसुंधरा। ( પૃથ્વી અનેક રત્નવાળી છે ) તેથી તેવા એટલે પોતાના અંતઃકરણમાં હોય તે પ્રમાણેજ ઉપદેશ કરનારા તથા પોતે પણ વર્તનારા લોકો પૃથ્વીમાં હશે ખરા પણ તેવા કવચિતજ આપણી નજરે પડેછે. એ પ્રમાણે આ સંસારમાં બોલે કંઇ અને ક્રિયા કંઈ બીજીજ કરે એવા ઘણા લોકોનો ભાગ જોવામાં આવેછે. આ પણ ઉપરથી ખોટો ડોળ બતાવનારૂં એક જાતનું દુર્જનપણું ગણાય, કેમકે સજ્જન પુરૂષોનાં તો સ્વભાવથીજ મન વચન અને કર્મ એકસરખાંજ હોયછે. એ વિષે એક વિદ્વાન્ લખે છે કેઃ—

' यथा चित्तं तथा वाचो यथा वाचस्तथाक्रिया।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता' ॥

( જેવું પોતાના હૃદયમાં હોય તેવુંજ સત્પુરૂષો ભાષણ કરે છે અને જેવું ભાષણ કરે છે તેવીજ તેઓની ક્રિયા હોય છે. સારાંશ એ કે સત્પુરૂષોનાં મન વચન અને કર્મ એકસરખાંજ હોય છે. )

આ કળિકાળના નિયમપ્રમાણે જેના મન વચન અને કર્મ એકસરખાંજ હોય તેવા પુરૂષોનો થોડોક ભાગજ આ ભૂમંડળને શોભાવતો હશે. તેવા લોકો આવા કપટમય વખતમાં વધારે અભ્યુદય નહિં પામેલા જોવામાં આવવાથી કેટલાએક લોકો દૈવાધીન અભ્યુદયમાં પોતાના કુતર્કથી કપટને કારણરૂપ સમજી મન-વચન-કર્મથી જુદી જુદી ક્રિયા કરનારા જોવામાં આવે છે.

સજ્જન પુરૂષો તો ખોટા ઉપરનો ડોળ ન બતાવવો એજ સારૂં ગણી જેટલું પોતાનું મન કબુલ કરતું હોય અને જેટલું પોતાનાથી થઈ શકે તેવું હોય તેટલુંજ બોલે છે. અને જેટલું બોલે તેટલું અને તે પ્રમાણેજ કરી બતાવે છે. આમ કરવું એ ઘણુંજ વખાણવા યોગ્ય છે.

ઉપરથી ડોળ કંઈ બતાવવો અને મનની તથા શરીરની ક્રિયા કંઈ જુદીજ જાતની ચલાવવી, આમ કરવાથી માણસ એમ સમજતાં હશે કે બીજાઓનેજ ફાંસો ઘાલી આપણે અડચણવિના પાર ઉતરશું પણ તે તેનું માનવું

ભૂલ ભરેલું હોય છે; કેમકે શેરનેમાથે સવાશેર મળી રહે છે. અને अत्युग्रपुण्यपापानामिहैवफलमश्नुते । (જો પુણ્ય અથવા પાપ ઘણાંજ તીવ્ર કરેલાં હોય તો તેનું ફળ આ લોકમાંજ મનુષ્યને ભોગવવામાં આવે છે.) એ વાકય પ્રમાણે જો તે કર્મ વધારે જોખમ ભરેલું હોય તો તો તેનાં ફળ તેને જીવતાં-સુધિમાં એક વખત આ ભવમાંજ ચાંખવાં પડે છે. અને કદાચિત્ તે સાધારણ હોય તોપણ તેને પરિણામે પરમેશ્વરના તરફથી તેનો બદલો મળ્યાવિના રહેતો નથી. માટે પરમેશ્વરનો ભય રાખી લોકોને જુઠી રીતે ન ભમાવતાં પોતાનું મન કબુલ કરે અને પોતે પણ તે પ્રમાણે વર્તી લોકોને ખાત્રી કરાવી શકે તેવું લોકને હિતકારક બોલવું એજ ઘણું સ્તુત્ય છે.

'મામલામાં ન હોય તો માટી' એ કેહેવત પ્રમાણે કોઈ પણ તેવી આપત્તિ પોતાઉપર ન આવી પડી હોય ત્યાંસુધી માણસને બીજાની વાતમાં ડાપણ ડોળવાનું બહુ મન થાય છે. પણ જ્યારે તેવીજ આપત્તિ પોતાઉપર આવી પડે ત્યારે અનુભવ થયે બીજાની વાતમાં ડાપણ ડોળવા વિષેની પોતાની પ્રથમ થયેલી ભૂલ તેના જાણવામાં આવે છે. પણ સઘળે ઠેકાણે તેમ થતું નથી; કેમકે તેવા અપરાધી લોકો ઘણુંકરી તેવી વિપત્તિમાં આવી જતા નથી, જેથી પોતાને અનુભવ નહિ થવાથી પોતાની કસુર તેને માલમ પડતી નથી. પણ અનંતચક્ષુવાળા ઈશ્વરને તો તે કશું જાણવા બહાર નથી. મનુષ્યો સારી-નઠારી હિત-અહિત જે કાંઇ ક્રિયા કરે છે તે ગમે તેવી રીતે છાની અને તે કોઇના જાણવામાંજ નથી એમ ભલે માને પણ સર્વવ્યાપક જગદીશ્વર તો જુદા રહી એ સઘળું જોયા કરે છે. માટે પ્રાણિમાત્રે જે કંઈ ક્રિયા કરવી તે ઈશ્વરનું દૃષ્ટાપણું પોતાના ધ્યાનમાં રાખી કરવી જોઇએ. તેમજ તે ક્રિયા કરનાર માણસને ઠેકાણે આપણે હોઈએ અને આપણે ઠેકાણે એ હોય તો યોગ્ય લાગે કે અયોગ્ય એમ પોતાના ગંભીર મગજમાં વિચાર કરી પછી પોતાના અમુલ્ય અંતઃકરણના કાંટામાં તેનો તોલ કરી પછી કરવાની છે. પોતાના મગજમાં યોગ્યાયોગ્ય કે સારાસાર વિચાર કર્યાવગર અને અમુલ્ય અંતઃકરણના કાંટામાં તેનો તોલ કર્યાશિવાય તેમજ પોતાની વાતનો કંઈ વિચાર કર્યાવિના માત્ર પારકાને કેહેવામાં પોતાનું ડાપણ ડોળ્યા કરવું એ કંઈ સદાચરણની કે સદ્ગુણની ગણનામાં ગણાય નહીં.

આ જગતમાં સદાચરણ એ એક મોટું શ્રેયનું સાધન છે. સદાચરણથી સારો યશ થાય છે, લોકોની પ્રીતિ વધે છે, અને મનુષ્ય કેટલાએક સદ્ગુણોનું પાત્ર થાય છે; દુરાચરણ તો તેને દેખી દૂરથીજ નાશી જાય છે. પ્રારબ્ધની અનુકૂળતા હોય તો સદાચરણથી વિદ્યાનું, સમૃદ્ધિનું અને જુદી જુદી જાતના વૈભવોનું પાત્ર થવાય છે. સદાચરણ એજ ખરૂં મનુષ્યોનું ભૂષણ છે. મનુષ્ય જેવો સદાચરણથી શોભે છે તેવો નથી શોભતો હીરાથી કે નથી શોભતો માણિક્યથી કે નથી શોભતો સોનાનાં સાંકળાં પોંચી બાજુબંધ વેઢ વીંટી આદિથી ગમે તેટલાં ડોકમાં ઘરેણાં ઘાલ્યાં હોય તેથી; પણ જો સર્વ ભૂષણોનું પણ ભૂષણરૂપ સદાચરણ ન હોય તો તે સર્પના ભારા બરોબર છે. અને કદી બીજાં કશાં ઘરેણાં ન હોય પણ જો માત્ર એક સદાચરણ હોય તો તે મનુષ્યને વધારે શોભાવે છે. આભૂષણો માત્ર શરીરનેજ ઉજ્વળ કરે છે પણ આ સદાચરણ તો શરીરને કુળને જાતિને અને પોતાનાં સગાંસંબંધિઓને પણ ઉજ્વળ કરે છે. વળી બીજાં આભૂષણોને તો ચોરથી ભય હોય છે, રાજાઓનાથી તે હરી શકાય છે અને વખતે તેનો ક્ષય પણ થઈ જાય છે; પણ આ સદાચરણને તો નથી ચોરનો ભય નડતો, નથી રાજા તરફથી ભય નડતો અને નથી કોઇનાથી ક્ષય કરી શકવાનો ભય નડતો; માટે સદાચરણ એજ સર્વોત્તમ ભૂષણ છે અને સર્વ સુજ્ઞ પુરૂષોએ એજ અવશ્ય સંપાદન કરવાનું છે. માણસે ગમે તેટલું દ્રવ્ય મેળવ્યું હોય, ગમે તેટલાં સુખ સંપાદન કર્યાં હોય, ગમે તેટલા હુન્નરોમાં હુશિયાર થયેલા હોય, ગમે તેવો સદુદ્યોગ શોધી કાઢ્યો હોય, ગમે તેવી સદ્વિદ્યા સંપાદન કરી હોય, ગમે તેવો સુયશ મેળવ્યો હોય, ગમે તેટલા સદ્ગુણોથી સુશોભિત હોય, ગમે તેવો શૌર્યવાન્ હોય, ગમે તેવો ધૈર્યવાન્ હોય, ગમે તેવો બુદ્ધિમાન્ હોય, ગમે તેવાં ગાંભીર્યથી ભરપૂર હોય, ગમે તેવો ઉદાર ચિત્તનો હોય, ગમે તેવો સહાસથી સંપન્ન હોય, ગમે તેવો મળતાવડા સ્વાભાવનો હોય, ગમે તેવો વિનયી હોય, અને ગમે તેવા ઉતમ વિચારના મગજનો હોય પણ જો માત્ર એક સદાચરણથી વિહીન હોય, તો તે આ જગતમાં ખરી પૂર્ણતાને પામેલા પુરૂષોની પંક્તિમાં કદી પણ ગણાય નહીં. મન વચન અને કર્મ એ એકસરખાં અને એકજ જાતનાં રહેવાં એ એક સદાચરણનો માર્ગ છે.

(અપૂર્ણ.)

# शुक्र नीतिसार.

## अध्याय १.

જેનાથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, અને આ આખા જગતનો આધાર જેનાઉપર રહેલો છે તે પરમેશ્વરનું પ્રણામપૂર્વક પૂજન કરી, દૈત્યોએ વદન પૂજન અને સ્તુતિ કરી પ્રાર્થના કરાયેલા શુક્રાચાર્યે ન્યાયને અનુસરી સંક્ષેપથી નીતિનો સાર નીચે પ્રમાણે તે દૈત્યોને કહ્યો ॥૧॥

શુક્રાચાર્ય કેહેછે કે—પહેલા સ્વયંભૂ ભગવાન્ બ્રહ્માએ લોકોનુ હિત કરવામાટે એક કરોડ શ્લોકનુ નીતિશાસ્ત્ર કહેલુ છે અને તે પછી લોકોનો અભ્યુદય થવા માટે અને અલ્પ આયુષ્યવાળા રાજા આદિ પ્રાણિઓને (સન્માર્ગ દેખાડવા માટ. સંક્ષેપેકરી બ્રહ્માએ કહેલા તે નીતિશાસ્ત્રનો સાર વસિષ્ટ આદિ મને અમોએ યુક્તિઓથી વિસ્તારવાળો કરી રચેલ છે ॥૩॥

જો કે બીજા વ્યાકરણ આદિ શાસ્ત્રો તો ઘણા છે પણ તે ક્રિયાના માત્ર એક દેશનેજ બતાવે છે એટલે પોતપોતાનો જે વિષય હોય તેનેજ તે સિદ્ધ કરી આપે છે, પણ તે સાધારણ રીતે સર્વ લોકોપયોગી નથી અને આ નીતિશાસ્ત્ર તો સર્વ મનુષ્યોને જીવતાસુધી ઉપયોગી છે અને લોકોની મર્યાદા બાંધનાર છે ॥૪॥

આ નીતિશાસ્ત્ર, ધર્મ, અર્થ અને કામ એ ત્રણેય પુરૂષાર્થોના કારણરૂપ છે અને મોક્ષને પણ આપનાર છે, માટે રાજાઓએ નિરતર યત્નથી તેનુ જ્ઞાન મેળવવુ અને પછી તે પ્રમાણે ચાલવુ * ॥૫॥

જે નીતિશાસ્ત્રના વિશેષજ્ઞાનથી રાજા પ્રજા વિગેરે શત્રુઓનો પરાજય કરી શકે તેવા અને લોકોને આનદ ઉપજાવનારા થાય છે તે નીતિમાં નિરતર અતિ અનુરાગ થયેલા રાજાઓ સમર્થ થાય છે ॥૬॥

---

*જો કે નીતિશાસ્ત્ર સર્વને સરખુ ઉપયોગી છે પરતુ 'यथाराजा तथाप्रजा' એ વાક્ય પ્રમાણે જેવો રાજા તેવીજ પ્રજા થાય છે, કેમકે પ્રજાનો ઘણોખરો આધાર રાજાઉપર રહેલ હોય છે, માટે જો રાજા નીતિવાન્ થાય તો પછી પ્રજા પોતાની મેળેજ નીતિવાળી થઈ જાય એમ ધારીને ઉપરના શ્લોકમાં નીતિશાસ્ત્રનું જ્ઞાન રાજાઓએ વિશેષેકરી યત્નથી મેળવવુ એમ કહેલુ જણાયછે

* વ્યાકરણ વગર શું શબ્દાર્થોનું જ્ઞાન નથી થતું? અર્થાત્ થાય છે.

તેમજ ન્યાયશાસ્ત્રના તર્કો જાણ્યા વગર સ્વભાવસિદ્ધ પૃથ્વીઆદિ પદાર્થોનું શું જ્ઞાન ન થાય? અર્થાત્ થાયજ. કાર્ય, તેનું અનુષ્ઠાન અને તેના નિયમોનું જ્ઞાન શું મીમાંસાશાસ્ત્રવગર ન થાય? (અર્થાત્ થાય.)

વેદાંતશાસ્ત્રના જ્ઞાન વગર દેહપર્યંત બધી વસ્તુઓ નાશ પામવાના સ્વભાવવાળીજ છે અને માત્ર એક આત્માજ નાશરહિત છે, એવું જ્ઞાન શું ન થાય? (અર્થાત્ થાય.)

પરંતુ ઉપરનાં એ વ્યાકરણઆદિ શાસ્ત્રો તેતે મતને અનુસરનારા જે જે પુરૂષો હોય છે, તેણેજ નિરંતર ગ્રહણ કરી રાખેલાં હોય છે અને માત્ર તે સર્વ શાસ્ત્રો પોતપોતાનાજ મતનું પ્રતિપાદન કરે છે. તો તે શાસ્ત્રોથી શું વ્યવહાર કરનારા પુરૂષોને જોઈતું બુદ્ધિનું ચાતુર્ય થઇ શકે? અર્થાત્ ન થઈ શકે. ૧૦

જેમ સર્વ પ્રાણિઓનું શરીર ભોજન વગર નભી શકતું નથી; તેમજ સર્વ લોકોના વ્યવહારની મર્યાદા નીતિશાસ્ત્રવગર થઇ શકતી નથી. ૧૧

નીતિશાસ્ત્ર સર્વ મનુષ્યોના મનોરથને પૂર્ણ કરનાર છે, માટે તે સર્વ મનુષ્યોએ માન્ય રાખવા જેવું છે. અને રાજાઓને તો તે અત્યંત અવશ્યનું છે; કેમકે રાજા બધી પ્રજાનો ધણી ગણાય છે. ૧૨

જેમ અપથ્ય ભોજન કરનારા પુરૂષોના કેટલાક રોગો તત્કાળ થાય છે, અને કેટલાએક રોગો કાળેકરીને થાય છે, તેમ નીતિવગરના રાજાઓને કેટલાએક શત્રુઓ તત્કાળ અને કેટલાએક શત્રુઓ કાળાંતરે થાય છે. પરંતુ જે રાજા નીતિવાન્ હોય તેને જેમ પથ્ય ભોજન કરનારને તત્કાળ અથવા કાળાંતરે પણ કોઈ રોગ નથી થતા તેમ તત્કાળ અથવા કાળાંતરે પણ કોઈ શત્રુઓ થતા નથી. ૧૩

રાત્રિદિવસ પ્રજાનું પાલન કરવું અને દુષ્ટ લોકોને દંડ દેવો એજ રાજાનો પરમ ધર્મ છે; પરંતુ પ્રજાનું પાલન કરવું અને દુષ્ટોને દંડ દેવો એ બેય નીતિવિના થઇ શકતાં નથી. ૧૪

---

* કદાચિત્ કોઇ એમ શંકા કરશે કે, વ્યાકરણ આદિ શાસ્ત્રોના જ્ઞાન શિવાય શબ્દ આદિનું જ્ઞાન ન થવાથી નીતિશાસ્ત્રનું જ્ઞાન થવું એ વાત અસંભવિતછે. તો તે ઉપર કહે છે.

રાજાઓને અનીતિ એજ મોટા છિદ્રરૂપ છે એ નિરતર ભય ઉપ-જાવે છે, શત્રુઓને વધારે છે અને બળનો ક્ષય કરનાર છે, એમ કહેન છે ૧૫

જે રાજા નીતિને છોડી દઇ પોતાની ઇચ્છાપ્રમાણે વરતે છે તે પરિણામે દુખી થાય છે અને તેવા સ્વતત્ર રાજાની સેવા કરવી તે તરવારની ધારને પોતાની જીભથી ચાટવા જેવુ છે ૧૬

નીતિને માર્ગે ચાલનારા રાજાની સેવા સુખે કરી શકાય છે અને અનીતિમાન્ રાજાની સેવા દુખેકરી બની શકે છે. જે રાજા નીતિને માર્ગે ચાલતો હોય અને બળવાન્ હોય તેને લક્ષ્મી ચારે તરફથી આવી મળે છે ૧૭

જેવી રીતે સઘળો દેશ પ્રેરણા નહીં કર્યાં છતા રાજાનુ હિત કરનાર થાય તેવી રીતે રાજાએ પોતાના હિતસારૂ નીતિ ધારણ કરવીજ જોઇએ. ૧૮

જે રાજા નિરંતર અનીતિનેનીધે ઉપરની બાબતમા (એટલે પ્રેરણા નહીં કર્યા છતા જેથી પ્રજા હિતમગ્ક થાય તેવે નીતિને માર્ગે ચાલવામા ) ગાફલ રહે છે, તેના દેશના મનુષ્યો બીજા દેશાતરમા જઈ વસે છે, તેનુ સૈન્ય પણ વિખરાઈ જાય છે, અને કારભારી વિગેરે રાજકીય મડળ પણ તેથી જુદાઈ રાખવા લાગે છે (મારાશ કે તેવી જાતનો રાજા થોડા વખતમા રાજ્યથી ભ્રષ્ટ થાય છે ) ૧૯

તપના બળથી મનુષ્ય તેજસ્વી, શાસ્ત્રપ્રમાણે વ્યવહાર કરનાર, રક્ષક અને લોકપ્રિય થાય છે માટે એમ જણાય છે કે રાજા પણ પૂર્વજન્મના તપના બળથી અને નીતિપ્રમાણે ચાલવારૂપી આ જન્મના તપના બળથી આ પૃથ્વીને ભોગવે છે ૨૦

વર્ષાઋતુ, શિશિરઋતુ અને ગ્રીષ્મઋતુ, તથા નક્ષત્રની ગતિ, તેનુ રૂપ અને સ્વભાવ,તથા ઈષ્ટ,અનિષ્ટ અધિક અનેન્યુન એવા વ્યવહારથી કાળ ભેદ પામે છે ૨૧

પ્રાણિઓને સદાચાર પ્રમાણે ચલાવનાર એટલે વ્યવહાર પ્રમાણે ચલાવ-નાર રાજા છે, માટે રાજાનો વ્યવહાર એજ સત્યયુગ આદિ સર્વ કાળનું કારણ છે ( એવિષેનો વિસ્તાર ૬૦ મા શ્લોકથી આગળ જાણવામા આવશે. ) જો કાળજ વ્યવહારમા પ્રવૃત્તિ કરવનાર હોય તો તે તે વ્યવહારથી થતો શુભ કર્મ કરવાપણારૂપ અને અશુભ કર્મ કરવાપણારૂપ ધર્મ કર્તાને કેમ લાગે? ( ન લાગવો જોઈએ કેમકે કાળજ બધુ કરાવે છે તેથી કાઇ કર્તા પોતાની સ્વતત્રતાથી કરતો નથી, માટે તેનામા ઉપરના ધર્મોનો આરોપ ન ઘટે

પણ કાળમાં ઘટે. છતાં ઉપરના ધર્મોનો આક્ષેપ કર્તામાં કરાય છે તેથી એમ જણાય છે કે, વ્યવહાર કરાવવામાં કાળનું કારણ નથી.) ૨૨

જો આપણે આપણા ધર્મપ્રમાણે નહીં ચાલિયે તો રાજા આપણનો દંડ કરશે, એવા ભયથી લોકો પોતપોતાના ધર્મમાં નિષ્ઠાવાળા થાય છે. અને જે પોતાનાં ધર્મમાં નિષ્ઠાવાન્ થાય તે આ લોકમાં તેજસ્વી પણ થાયછે. ૨૩

પોતાના ધર્મપ્રમાણે ચાલ્યાવગર સુખ મળતું નથી, કેમકે પોતાનો ધર્મ પાળવો એજ એક મોટું તપ છે. જે રાજાએ પોતાના ધર્મનું પાલન કરવારૂપ તપ સારી રીતે કરેલું હોય છે, તે રાજાને ત્યાં દેવતાઓ પણ કિંકર થઈ રહેછે; ત્યારે આ જગતમાં મનુષ્યો કિંકર થઈ રહે તેમાં શું આશ્ચર્ય? માટે રાજ્યાભિષેક થયો હોય અથવા ન થયો હોય તો પણ જ્યારે રાજા પોતાની બુદ્ધિથી, બળથી અથવા પરાક્રમથી રાજ્યનો ધણી થાય ત્યારે પોતાના ધર્મમાં તેણે સદા આસક્ત રહેવું. નિર્દોષપણાથી દંડ દેવા લાયક જે હોય તેને દંડ દેવો, નીતિથી પ્રજાનું પાલન કરવું, અને યોગ્ય દંડ દઈ તથા મોટા મોટા ભય દેખાડી પ્રજાને નિરંતર તેના ધર્મપ્રમાણે વર્ત્તે તેવી કરવી. જો તેમ ન થાય તો રાજાના તેજની હાનિ થાય છે. ૨૭

નિરંતર બુદ્ધિથી વિચાર કરી કામ કરનાર રાજા પાસે કદી થોડો પૈસો હોય તોપણ તે વૃદ્ધિ પામે છે. અને પરાક્રમના તથા બુદ્ધિના બળથી તેમજ ધનથી પશુપક્ષી આદિ પણ વશ થઈ જાય છે. (ત્યારે પછી મનુષ્યની તો શી વાત કેહેવી?) ૨૮

તપના ત્રણ ભેદ કહેલા છે. એક સાત્વિક, બીજું તામસ અને ત્રીજું રાજસ. (તેમાં સત્વગુણથી કરેલું તપ સાત્વિક કેહેવાય છે. તમોગુણથી કરેલું તપ તામસ કેહેવાય છે અને રજોગુણથી કરેલું તપ રાજસ કેહેવાય છે.) એ ત્રણ જાતના તપમાંથી જે રાજા જેવી જાતનું તપ કરે છે, તે રાજા તેવી જાતનો એટલે કરેલા તપને યોગ્ય બળ અને ગુણવાળો થાય છે. ૨૯

જે રાજા પોતાના ધર્મનું પાલન કરતો હોય, ગોતરફથી પ્રજાનું રક્ષણ કરતો હોય, અશ્વમેધાદિક સર્વ યજ્ઞો કરતો હોય, શત્રુઓના સમૂહનો પરાજય કરનારો હોય, બહુ દાન આપતો હોય, ક્ષમાવાળો હોય, બળવાન હોય, વિષયસુખમાં અથવા ઐશ્વર્યમાં પણ જે ઈચ્છા વગરનો હોય અને વૈરા-

ભવાન્ હોય, તે રાજા મત્વગુણી કહેવાય છે અને તે રાજા અતે મોક્ષ પામે છે ૩૧

જે રાજા ઉપર જણાવેલા ગુણોથી રહિત હોય, નિર્દય હોય, મદ્ય પીવાને લીધે થયેલા વિકારથી અથવા અહકારથી ઉન્મત્ત બની ગયો હોય, હિસા કરનાર હોય અને ખોટુ બોલનાર હોય, તે રાજા તામસ એટલે તમોગુણી કહેવાય અને છેવટ તે મૃત્યુ થયા પછી નરકમા જાય છે ૩૨

---

## चैतन्यसंन्यासी.

સાધણુ પાને ૮૫ થી

વિનય, નમ્રતા અને સરલતામા હરિદાસ સર્વ અશે તેના ગુરૂને મળતો હતો એક વેળા હરિદાસ કોઈ અરણ્યમા એક ઝુપડી બનાવીને, ઉપાસનામા પ્રવૃત્ત થયો રામચદ્રખા નામે તે જગ્યા ઉપરનો એક જમીનદાર હતો હરિદાસની ઉપાસનાનો ભગ કરીને તેને અવળે રસ્તે આણુવાને પુષ્કળ યત્ન કર્યો, પરતુ હરિદાસની ધર્મ નિષ્ઠામા રામચન્દ્રખાનો સઘળો યત્ન મિથ્યા થયો

ઈશ્વરની ચિતા અને ઈશ્વરની ઉપાસનાએ ચૈતન્યને મરણસમયે ગાડો કરી મૂક્યો હતો ઈશ્વરનુ ભજન કરતો કરતો તે ધરતીઉપર એક વારે સજ્ઞારહિત થઇ પડ્યો એવી રીતે ઉન્મત્ત ભાવથીજ તેનુ જીવન પુરૂ થયુ કહેવાય છે એક વેળા વસતકાલની રાત્રિમા પૂર્ણચન્દ્રનો પ્રકાશ હતો અને સમુદ્રનો શામવર્ણુ પાણીમા અત્યત શોભા વધારતો હતો, તે સમયે ચૈતન્ય તે શોભા જોઈને ઉન્મત્તના જેવો થઈ ગયો, અને યમુનાના કાળા રગના પાણીમા શ્રીકૃષ્ણ જલ-ક્રીડા કરે છે એમ મનમા લાવીને સમુદ્રમા પડવા ગયો ચૈતન્યને જલમાં ડુબતો જોઇને બેભાન અવસ્થામા માછલા પકડવા જાળ પાથરી બેઠેલા પારાધીએ પકડીને કાઠે કાઢ્યો કિનારે આવ્યા છતા પણ તેને ચેતના થઇ નહિ ચૈતન્ય એવી અચૈતન્ય અવસ્થામા આ લોકમાથી અદૃશ્ય થયો

એવી રીતે૪૮ વર્ષની ઉમ્મરમા બગદેશના એક પ્રસિદ્ધ મનુષ્યે આચરણુ કર્યું ઉદારતા, સરલતા અને ઈશ્વરભક્તિમા ચૈતન્ય બગાળ દેશમા અદ્વિતીય હતો ચૈતન્ય સર્વને સરખો આદર કરતો, અને સર્વને સમાનભાવથી જોતો હતો તેણે ભારતવર્ષના અનેક સ્થાનમા ફરીને, ઘણાને પાપકર્મથી વેગળા

કરીને પરમ ધાર્મિક કરી મૂક્યા હતા. ચૈતન્ય દુઃખિઓનાં દુઃખ મટાડવા સર્વદા યત્ન કરતો, અને રોગમાં ઔષધ અને શોકમાં સાંત્વના આપીને સહુને સહાય કરતો. ચૈતન્યે સર્વ પ્રકારનું ભોગસુખ ત્યાગ કર્યું હતું. સારૂં ખાઈશ, સારાં વસ્ત્ર પેહેરીશ, એમ બોલીને કોઈની આગળ પણ કદી પ્રાર્થના કરતો ન હોતો. તે સામાન્ય સંન્યાસીના વેશથી, અને સામાન્ય દરિદ્રના ભાવથી, વ્યાહેકાર કરતો, કેવળ ધર્મપ્રચાર અને પારકાનો ઉપકાર કરતો હતો. એવી રીતે પરોપકાર, ધર્મપરાયણતા અને ઈશ્વર-નિષ્ઠામાં ચૈતન્યનું નામ આજ સુધી પૃથ્વીના સર્વ સભ્ય દેશમાં પ્રકાશમાન રહ્યું છે.

નારાયણ હેમચન્દ્ર.

# ઓનરેબલ હંટર સાહેબનું પત્ર.

લંડનના ટાઇમ્સ નામના પત્રમાં પ્રસિદ્ધ થયેલા કલકત્તા હાઈકોર્ટના જડજોના ઇલબર્ટ બિલવિરૂદ્ધના પત્ર ઉપરથી વડીસરકારની લેજીસ્લેટીવ કાઉન્સીલના મેંબર ઓનરેબલ હંટર સાહેબે અત્રેથી તેજ પત્રમાં તા. ૨૭ મી સપ્ટંબરને રોજ જે લખાણ કરી મોકલ્યું છે તેની એક પ્રત અમને મળી છે. કલકત્તાની હાઇકોર્ટના જડજોએ એ બિલની વિરૂદ્ધ લખાણ કરેલું છે તેને રદ કરી, સદરહુ બીલનો હેતુ હાલ અમલમાં લાવવાની અગત્ય બતાવવાને તેમણે ઘણો સારો પ્રયત્ન કરેલો છે. તેઓ સાહેબ લખે છે કે "હું ધારૂં છું કે હિંદુસ્તાનની સરકારે હાલ ગમેતો સદરહુ બીલનો ઉદ્દેશ અમલમાં લાવવો કે ગમેતો ઘણા સેક્રેટરી ઓફ સ્ટેટે તથા પાર્લામેંટે અને મહારાણી કયેસરેહિંદે પોતે આ દેશના લોકને જે વચન આપેલાં તે સર્વ તોડવાં" અત્રેની પ્રજાને વિલાયતની સરકારે આપેલાં વચન તોડી ફક્ત વર્ણભેદ ઉપરથીજ સદરહુ બીલનો હેતુ ખોટો ઠરાવીને અમલમાં ન લાવવાથી "હિંદુસ્તાનની પ્રજાને ઘણીજ કંપારી છુટશે." કલકત્તાની હાઇકોર્ટના જડજો એમ કેહેવા માગે છે કે "આ બીલના ઉદ્દેશવિષે ઉપક્રમ કરવાની હાલ અગત્ય હતી નહીં, કેમકે દેશી સિવિલિયનોની સંખ્યા ઘણીજ થોડી છે અને ઘટતી જાય છે".

આ તકરારવિષે ઓનરેબલ હંટર સાહેબ લખે છે કે જ્યારે સન ૧૮૬૧ માં અને ૧૮૭૨ માં ક્રિમીનલ પ્રોસીજર આક્ટ થયા ત્યારે દેશી સિવિલિયનો

ફક્ત ચારજ હતા, પણ હાલ તો લોર્ડ લીટન સાહેબના ઠરાવ પ્રમાણે થયેલા સિવિલિયનો સુધાત ૩૨ દેશીઓ છે દેશી સિવિલિયનની સખ્યા થોડી છે ને ઘટતી જાય છે એમ કેહેવાને હવે પુરતુ કારણ ક્યા રહ્યુ? વિશેષમા હવે કરવાનો વિચાર એવો છે કે આ દેશીઓમાના સર્વે વધતે વધતે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા સેસનજડજ થવાના, ને થોડાએકતો ( ૮ ) ક્યારના થયા પણ છે, ત્યારે જે સત્તા તેમનીજ બરાબરીના અગ્રેજ અમલદારો ભોગવે છે તેજ તેમને ફક્ત વર્ણભેદને લીધે ન આપવી એ કેવુ ગેરવાજબી છે? આમ જોતા પણ સદરહુ સત્તા દેશીઓને આપવાની સરકારને ઘણીજ વાજબી જરૂર જણાઇ આવે છે એ પણ જાણવા જેવુ છે કે બગાલામા જેટલા દેશી સિવિલિયન છે તેમાનો અર્ધભાગ તો વિલાયતમા બારીસ્ટર થયેલો છે, ને જેઓને સદરહુ હક મળવાનો છે તેવા તો સર્વે બારીસ્ટરોજ છે એ સર્વે દેશીઓની કામ કરવાની રીતવિષે એટલુજ કેહેવુ બસ છે કે આ પ્રસગે જે પ્રચડ વિરોધ આ દેશમા ચાલી રહ્યો છે તેમા પણ તેમના પ્રમાણિકપણાવિષે અથવા હોશીયારીવિષે કોઈએ શકા કરી નથી

કેટલાક એમ કેહે છે કે મહારાણીના સન ૧૮૫૮ ના જાહેરનામામા જે લખેલુ છે કે ' બને ત્યાસુધી સર્વ જાત ને વર્ણના લોકને તેમની લાયકી અને હોશીયારીપ્રમાણે સર્વ પ્રકારની નોકરીમા દાખલ કરવા," તેમા "બને ત્યાસુધી" એ શબ્દોનડેજ હાલના પ્રશ્નનો ખુલાસો થઇ જાય છે અર્થાત્ અગ્રેજઉપર દેશીને સત્તા આપવી કે નહિ એ વાતનો સિદ્ધાત એ વચનથી નીકળતો નથી આ વિષે હટરસાહેબ લખે છે કે જે વાક્યનો અર્થ પાર્લીમેંટ તથા જુદા જુદા પ્રધાનોએ અને ગવર્નરજનરલોએ આજસુધીના ઠરાવ અને પ્રચારથી નિર્ણય કરી બતાવેલો છે તે વાક્યવિષે હાલ બાધ ઉઠાવવામા કાઇ ફળ નથી

છેવટે હટર સાહેબ લખે છે કે પોતાના હાથમા સદરહુ બીલ એકદમ પસાર કરવાની સત્તા છતા પણ પોતાના પ્રતિપક્ષિઓને તકરાર કરવાનો પુરતો વખત આપી લોર્ડ રીપન સાહેબે બહુ ડહાપણ વાપરેલુ છે આ પ્રશ્નનો નિર્ણય જો કે પાર્લીમેંટના પ્રધાનોને હાથ છે તોપણ એટલુ તો કહીજ શકાય કે પાર્લામેંટ અથવા વિલાયતની પ્રજા આજ ૨૫ વર્ષના જે કૃત્યોથી

અહીંના લોકની વફાદારી દૃઢ થતી ગઇ છે તેવાંજ કૃત્યો કરવાને ભા ગ્યેજ પ્રસંગો આવશે.



## હોરિ.

ખેલ ખેલો તો ખેલો વિચારી, આવો સમય ન મેલો વિસારી; ખેલ
માનવજન્મ વસંતસમય છે, આજ સુઘડ નરનારી;
વીત્યો વૃથા તો ફરી નહિ આવે, એથી ખરી શી ખુવારી ?
રહે ભવનો ભયહારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
નીતિ સરોવર શીતલ જલનું, નાંખે મલિનતા નિવારી;
ફૂલ અને ફળરૂપ સુસાધન, અત્યંત આનંદકારી,
નિરંતર અતિ ગુણકારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
સંતોષ મંદ સુગંધી સમીર છે, પ્રેરક તેના પુરારી;
તાપ ત્રણેય તરત તે ટાળે, તન-મનને ઠીક ઠારી,
અનુમતિ એમ અમારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
સત્સંગ કેસર રંગ કેસરી, પ્રીતિ પરમ પિચકારી;
સદ્ગુણરૂપ ગુલાલ લાલથી, વૃત્તિ રમાડો તમારી;
ઉડાડી વિનયરૂપ વારિ;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
રમતાં ને જમતાં રામરટણે, પ્રેમ પવિત્ર વધારી;
શમ-દમની શુભ સરલ રીતિએ, સંચરવું સુખકારી,
અવર રીતિ સવે નઠારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
ઉત્તમ અત્તર તેમ અરગજા, ચંદન તો ચિત્તહારી;
શુદ્ધ સદાચાર સંપ સરલતા, તે સુખ સર્વની બારી,
હૈયે હોય જો હુશિયારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.
નારી નિવૃત્તિ કરી પ્રાણપ્યારી, મોહ મમત્વને મારી;
હરિ-હરનાં ચરણે ચિત્ત ચોડો, જેમ હુકમ સરકારી,
કહુ કર બેય પસારી;—ખેલ ખેલો તો ખેલો વિચારી.

# પુસ્તકોની પોહોંચ.

**हज़ार वर्षनु पचाग.**—છપાઈ પ્રગટ કરનાર દાદાભાઈ શરીફભાઈ તરફથી અમને મળ્યું છે તે સ્વીકારીએ છીએ. આ અપૂર્વ યોજના કરીને કરેલું પંચાગ લોકોને ઘણું ઉપયોગી થઈ પડે તેવુ છે બાર આગળ લાંબા અને નવ આગળ પોળા કાર્ડપર એક હજાર વર્ષના તારીખ ને વાર જોઈ શકાય એવી ગોઠવણ કરતાં રચનારના મગજને ઘણીજ તસ્દી પડી હશે તે મકુબ થશે એટલા માટે ઘણી ખુશી ઉપજે છે. માત્ર અંગ્રેજી તારીખ અને વાર જોવાનુ ગુજરાથી પંચાંગ છે. કેમ જોવું તે તેમા સમજણ આપી છે. કીમત આના ચાર છે મેહનત પ્રમાણે કીમત વધારે નથી લોકોમા જ્યારે તેનો મોટો વિસ્તાર થઇ હજારો કાપી ખપે તેવુ છે ત્યારે તેની કીમત ઘણી નરમી હોય તેમ બેય પક્ષને વધારે લાભ છે માટે હવે પછીની આવૃત્તિની કીમત થોડી થાય તો તેનો વિસ્તાર વધારે થશે દરેક ગ્રહસ્થને અને નોકરીઆતને તે ઉપયોગી છે. મુંબઇના ગુજરાતી બુકસેલર પ મેથી મળશે

## જાહેર ખબર.

આ ચોપાનિયું જેના ઉપર આવતુ હોય તેમને હવે પછી ન રાખવાની મરજી હોય તો તેમણે મોકલેલા અંક અથવા લવાજમ મોકલી ચોપાનિયુ બંદ કરવાનુ સુચવવુ

તેમજ જેમની ઉપર આ ચોપાનિયું મોકલવામાં આવે તેમને રાખવા મરજી ન હોય તો મેહરબાની કરી ટીકટ ચોડી પાછો મોકલવો એમ ન થયા સુધી તેમને નિરંતર ગ્રાહક તરીકે સમજશું.

---

હુ નીચે સહી કરનાર સર્વને જાહેર કરૂછુ કે, કચ્છ માંડવીમાં હાલ મે ખાનગી "વિદ્યાસંગ્રહ પુસ્તકાલય" ઉઘાડેલ છે. તેમાં સ્કુલ ઉપયોગી તથા વાર્તા, નાટક, ધર્મ બાબતના પુસ્તકો તથા ન્યુસપેપરો, તથા ચોપાનીઆ તથા સર્વ જાતની ચોપડીઓ જેમને વાચવા બાદ, તથા વેચાતા જોઇતા હોય તો તેમને અમારે ત્યાંથી ઘણી કિફાયત કિંમતે મળશે. કેમાણ ભારફીક ... આથમણી શેરીમા મચના કુવા પાસે લખ્યુ

માગશર વદ ૫ સોમે સંવત ૧૯૪૦. છગનલાલ વ. દુલીચંદ

કચ્છ માંડવી વિદ્યાસંગ્રહ પુસ્તકાલય

## शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીનજનને દાડી દયા દૃષ્ટિએ.
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્‌ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

## पुस्तकपरीक्षा.

ભાવિવિલાસ નામની ચોપડી શ. જેરામ પી. રઘુનાથે છપાવી પ્રસિદ્ધ કરી છે તે અમને મળી છે. તેમાં હિંદુસ્તાની વાણીમાં દોહા કુડલિયા તથા છપ્પા ભાવિની પ્રબળતા ઉપર શ્રી. હરજીવન મહારાજ પોરબંદર નિવાસીએ કરેલાં તે સોળ પેજ ૧૪ પૃષ્ઠમાં છાપેલાં છે. એમાં ભાવિવિષેનો અભિપ્રાય ઠીક દર્શાવ્યો છે. લખનાર મહારાજ પોરબંદરના નિવાસી હતા અને રામ ગુરૂનો તેને સત્સંગ હતો એમ કહેવાય છે. આ ચોપડીની કીંમત આનો દોઢ છે. તે પ્રખ્યાત બુકસેલરોપાસેથી અહીં મળે છે.

## सर्वेने माटे अगत्यनी सूचना.

(પોસ્ટખાતાંની ખબર.)

પોસ્ટખાતાં તરફથી સારી રીતે સૂચના આપ્યા છતાં પણ બહારના મુંબાઈ સાથે સંબંધ રાખનારા લોકો વતાવાર પુરું શરનામું કાગળપર કરતા નથી જેથી તે કાગળો જનરલ ઓફીસમાં લઇ ગયા પછી શાખા હાફીસોમાં લાવી વેંચાઇ શકાય છે માટે પોસ્ટખાતું એવી ઈચ્છા ધરાવે છે કે બહારગામના લોકોએ જે કાગળો લખવા તે ઉપર મોહોલ્લો ચકલો કે લેનો અને ઠેકાણું પુરૂં લખવું ને બનતાં સુધી ઘરનો નંબર પણ લખવો. આમ થવાથી મુંબઇમાં રેહેનારને કાગળ વેલો મળશે. અને તેનો જવાબ પણ વેલો વાળી શકાશે. આ લાભ લેવાને મુંબઇના સર્વ વેપારી વર્ગે પણ પોતાના આડતીઆઓને આ ખબરની સાથે ઠેકાણું લખી મોકલવું તેથી ઘણો ફાયદો છે. કેમકે ઠેકાણું ન લખવાનો ચાલ તેઓમાં વધારે દેખાય છે. તા. ૭-૩-૮૪. તંત્રી.

## સૂચના.

૧૯૪૦ ના માગશરના અંકમાં ચંદ્રપ્રભાચરિત્ર અપૂર્ણ છે ત્યારપછીનો થોડો ભાગ રહી ગયો છે તે આ નીચે લખેલ છે તે વાંચ્યા પછી ચોથા અંકનો ચંદ્રપ્રભાચરિત્રનો સંબંધ મળે છે

મગરો પ્રદેશ માંડુગ્યમય થઇ જતા ઉચ્ચતપા ચાલી નીકળ્યા તે વખતે પણ શ્લોક લખતા ગયા છે પરંતુ તે ઠેકાણે તે શ્લોક નહીં લખતા તેનો અર્થજ લખ્યો છે અને અહીં શ્લોક યાદ આવતાથી શ્લોક લખ્યા છે

---

## चंद्रप्रभाचरित.

---

( સાધણ પાને ૪૮ મે )

नात्रस्थेन मानवेन देवेन दानवेन वा ।
हठात्सद्म्वहोरात्र पाटिकावर्मपेष्यति ॥
दैवादेवागतेनात्र पूर्वस्य पश्चिमस्य वा ।
गिरेरेषा गुण सेव्या नतु स्थैर्यमिहकाचित् ॥

અહો અહીં અહોરાત ન રહી દેવ દાનવો,
ન રહો હઠથી રહેતા થશે સ્ફુટિક માનવો
જો ભાઇ દૈવયોગેથી આવી આવી ચડે કદિ,
પામેના પર્વતોમાં ( ગાળવો છેદ એક દિ

પછી પોતે શિવજીને વૃક્ષોને સરોવરોને અને ડુંગરા આખાય પ્રદેશને પ્રણામ કરીને ફરી સમાગમને માટે મનમાં ઈશ્વરપ્રાર્થના કરી અતિ પ્રિય જનના વિયોગની ઝંખના અને તેવું સગાંઓના હૃદયમાં દુખ આવે તેટલું અને તેવું દુઃખ ઉત્પન્ન થયું તે તેઓ સ્વજનના વિયોગથી થતા લાગે આંખમાંથી અશ્રુની ધારા પડવા લાગી કંઠ ગદ્ગદ થઇ ગયો અને ચિત્ત ઉદાસ થઇ ગયું પણ શો ઉપાય? પોતાનાજ અવિચારીપણાનું ફળ પોતે ભોગવવું પડે તેમાં કોનો દોષ?

# आर्यधर्मप्रकाश.

पुस्तक १२ मुं.　　ચૈત્ર, સંવત્ ૧૯૪૦.　　અંક ૬ ઠ્ઠો.


॥ यतोधर्मस्ततोजयः ॥

## समदृष्टिपणु.

अही वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा
मणौ वा लोष्ठे वा कुसुमशयने वा दृशादि वा ।
तृणे वा स्त्रैणे वा मम समदृशो याति दिवसा
क्वचित्पुण्यारण्ये शिवशिवशिवेति प्रलपत ॥

(હુ કે જે સર્પમા અને મોતીના હારમા, બળવાન્ શત્રુમા અને સગાં-સબંધીમા, મણિમાં અને માગીના ઢેફામા, ફૂલની શય્યામા અને પાષાણમા ઘાસમા અને સ્ત્રિયોના સમુદાયમા સમદષ્ટિવાળો છુ તેના દિવસો કોઇ પવિત્ર અરણ્યમા શિવનુ રટણ કરતા ચાલ્યા જાય છે)

આ પદ્ય ભર્તૃહરિનું છે. એમા કેવુ ઉત્કૃષ્ટ સમદષ્ટિપણુ અને વિરાગીપણુ દેખાડ્યુ છે? અતિ સમદષ્ટિમાં તો એ પ્રમાણે બોલવાનો પણ સભવ નથી, પરતુ એવી દશા તો કોઇ મહાપુરુષોનીજ હોય છે, તોપણુ આટલેસુધી પહોચવુ એપણુ ઘણુ કઠણુ છે જેને જ્ઞાન ઉત્પન્ન ન થયુ હોય એવા બાળકને સમદષ્ટિ હોય છે તે માત્ર અતિશય અજ્ઞાનનેલીધે છે જો એ પ્રમાણે બાલ્યાવસ્થા વીત્યા પછી કોઇને સમદષ્ટિ થાય તો તે અતિભાગ્યશાળી સમજવો વ્યવહારમા સમદષ્ટિને કેટલાક ઉપયોગી ગણતા નથી એ વાતને અમે લેશ પણ મળતા આવતા નથી વ્યવહાર અને પરમાર્થ એમ બેય માર્ગમા સમદષ્ટિ અતિ સુખ આપનારી છે, પરતુ તે મળવીજ પેહેલાં તો કઠણુ છે જગતમાં સમદષ્ટિવાળા પુરૂષો હોય છે ખરા, પણ તેવાએ પૃથ્વીના કોઇએક દેશમા ખુણેખાચરે હશે તેથી તેવિષે આપણે ખરી ખાતરી કરી શકતા નથી, તેનુ પ્રત્યક્ષ પ્રમાણ વર્ત્તમાનકાળની પ્રજા ઉપરથી સહજ જણાઈ રહે છે સર્પને અને મોતીની માળાને સમાન દેખે, શત્રુ અને મિત્રને સરખા જુવે, મણિમા

અને કાંકરામાં ભિન્નતા ન જાણે, ફૂલની પથારીમાં અને પાણાની પાટમાં જુદાઈ ન જાણે, તૃણમાં અને તરૂણીવર્ગમાં સમાનદૃષ્ટિવાળા રહે, અને એ શિવાય પણ રાગદ્વેષથી અને સંસારનાં સુખદુઃખથી અનેક સુખદુઃખને અને રાગદ્વેષને ન પામે એવો કોણ જોવામાં આવે છે? રાગદ્વેષાદિકથી અને કામક્રોધાદિકથી જેનાં હૃદય કટાઇ ગયાં હોય એવા વિષમદૃષ્ટિવાળા લોકો ચારેકોર નજરે પડે છે. કોઈ કોઈને મારે છે, કોઈ કોઈને પૂજે છે, કોઈ કોઇથી દુઃખ પામે છે, કોઇ કોઈથી સુખ પામે છે, જેનેવિષે મમત્વ બંધાયું હોય તેનું મરણ થાય તો રૂવે છે, જેમાં મમત્વ બંધાયું ન હોય તેનું મરણ થાય તો રોતા નથી, પોતાનો માનેલો પદાર્થ જાય તો ખેદ કરે છે, પોતાનો ન માનેલો હોય તે જાય તો કશું થતું નથી, જેની ઉપર શત્રુભાવ હોય તેને કાંઇ વિપત્તિ આવે તો રાજી થાય છે. અને જેનીઉપર સ્નેહભાવ હોય તેને વિપત્તિ આવે તો દુઃખી થાય છે. પોતાના કરી લીધેલાને દ્રવ્ય આપે છે, સારો અધિકાર આપે છે, સુખ ઉપજાવે છે અને તેના અવગુણો અંતરમાં આવતા નથી. જેને પોતાના કરેલ નથી અથવા જેની ઉપર કાંઇ વૈરભાવ હોય તેને કોઈ કાંઇ કરતા નથી અને ઉલટું દુઃખ ઉપજાવે છે ને તેના અવગુણો ગાય છે. કોઈ વિષયાદિકની કામનાઓ કર્યા કરે છે, કોઇ દ્રવ્યાદિકનો લોભ કર્યા કરે છે, કોઇ મોહમાં ઊંધાચીતાં કામ કર્યા કરે છે, કોઇ મદમાં મદી રહે છે, કોઈ મત્સરમાં મરડાતા ફરે છે, કોઈ બીજાનું બુરૂં કરી પોતાનું પેટ ભરે છે, કોઈ પારકું બગાડી પોતાનાનું સુધારે છે, કોઈ બીજાને દગો દઈ પોતાની બહાદુરી માને છે, કોઇ સિંહ કે સર્પાદિકથી બીહે છે, કોઈ ફૂલની કે મોતીની માળાને ગળે બાંધે છે, કોઇ કોઈ પદાર્થને સુગંધી ગણી સુંધે છે, કોઈ કોઈ પદાર્થને દુર્ગંધી ગણી તજી દે છે, કોઈ કોઈ પદાર્થને મીઠો કે પોષણકારક સમજી ખાય છે, કોઇ કોઇ પદાર્થને નઠારો ગણી તજી દે છે, કોઇ કોઈ કાર્યમાં લાભ દેખે છે, કોઇ કોઇ કામમાં હાનિ દેખે છે, કોઇએક પૃથ્વીના વિકારરૂપ પદાર્થને નિર્મૂલ્ય ગણે છે, કોઈએક પૃથ્વીના પદાર્થને અતિ મૂલ્યવાળો ગણે છે, એમ આ સારૂં ને આ માઠું, આ લાભ ને આ હાનિ, આ મારૂં ને આ તારૂં, આ ખોટું ને આ સાચું, આ દુઃખ આપનારૂં ને આ સુખ આપનારૂં, આ ખારૂં ને આ મીઠું, આ કાળું ને આ ગોરૂં, આ ઉંચું ને આ નીચું, આ હલકું

દષ્ટિપણું ન હોવાથી અનેક પ્રકારના મનોરથથી વ્યાકુલ થયેલા ચિત્તવાળા શું સુખે સુવે છે? સ્વપ્નમાં પણ તે સુખે સુતા નથી. તેમજ મોહની જાળ કે જે જાળથી સારા-માઠાની સમજણ ભૂલી જવાય છે તેનાવડે જેને કશું પણ કર્તવ્ય સુજતુ નથી એવા પુરૂષો અહીં સુખ પામતા નથી, તેમ પરલોકમાં પણ તેને સુખ નથી. અહિંના નાનાપ્રકારના મનોરથ અને ક્ષણિક સુખવાળા ભોગમાં આસક્ત થઇ રહે છે તેમાં તેઓને અતિ દુઃખ છે તોપણ તેમાં તેઓ દુઃખબુદ્ધિ કરતા નથી અને છેવટ નરકના અધિકારી થાય છે. આવી રીતે વિષમદૃષ્ટિથી મનુષ્યની ગતિ થાય છે. જેઓની ઉપર ઈશ્વરકૃપા નથી અને જેઓનાં પ્રારબ્ધ સારાં નથી તેઓ એવી માઠી દશામાં આવી પડે છે, નહિ તો એવો અવળો માર્ગ સુઝે જ શા માટે? આસુરીભાવનાં નઠારાં આચરણોથી તેનું ફળ આવી નઠારી દશારૂપ થાય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરમાં મદી રહેલા, પરને પીડા કરનારા, અદેખા અને ક્રૂર કર્મ કરનારાઓ આસુરીયોનિનેજ યોગ્ય છે. આસુરીયોનિમાં જન્મેલાનો સ્વભાવ આસુરી હોવાથી કર્મ પણ તેવાંજ કરે છે અને તેથી છેવટ ઈશ્વરને ઓળખ્યા વિના અધમગતિને પામે છે. શ્રીભગવાન્ કહે છે કેઃ—

તાનહંद्विषतःक्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥
आसुरींयोनिमापन्ना मूढाजन्मनिजन्मनि ।
मामप्राप्यैवकौंतेय ततोयांत्यधमांगतिम् ॥

(તે દ્વેષ કરનારા અને કઠોર સ્વભાવવાળા અમંગળ અધમ પુરૂષોને જન્મમૃત્યુરૂપ સંસારનેવિષે નિરંતર આસુરીયોનિમાં નાખું છું. આસુરી યોનિને પામેલા તે મૂઢપુરૂષો હે અર્જુન! જન્મે જન્મે મને પામ્યાવિનાજ એથી પણ વધારે નઠારી ગતિને પામે છે.)

આવી રીતે મનુષ્યપ્રાણીની દુઃખમય દશા થાય છે. એના મુખ્ય હેતુરૂપ તો કામ, ક્રોધ અને લોભ એ ત્રણજ છે. માટે એ ત્રણ દોષ જેને વશ થાય તેને નઠારી ગતિ થાય નહીં. આ ત્રણ શત્રુને વશ ત્યારે ન થવાય કે જ્યારે સમદૃષ્ટિપણું સર્વાંગે વ્યાપી ગયું હોય. કોઈ પણ જાતનું ફુરણું ઉત્પન્ન ન થાય એવા સમદૃષ્ટિવાળા પુરૂષો દુર્લભ છે. નાના બાળકને જેમ કોઈ શત્રુ-મિત્ર

નથી, કાઇ સારૂ અને માઠું નથી, તથા દેહનું પણ ભાન નથી, તેમ જેને સાવ દેહનુ ભાન ન રહે તેવી સમદ્દષ્ટિ થવી સાવ સેહેલી નથી જેઓને તેવી સમદ્દષ્ટિ થાય તેના મોટા ભાગ્ય અને તે પૂર્ણ પુણ્યવાન્ છે જેને તેવી સમદ્દષ્ટિ ન થાય તેમણે સાવ નિરાશ ન થતા વ્યવહારમાં સમદ્દષ્ટિ સપાદન કરવી જેટલુ પોતાનાનુ સારૂ ઇચ્છવુ તેટલુ પારકાનુ સારૂ ઇચ્છવુ, જેટલુ પોતાને દુ ખ થાય તેટલુજ બીજાને થાય એમ જાણી સર્વ પ્રાણીઉપર દયા રાખવી, જેટલી સુખ ભોગવવાની ઈચ્છા પોતાને હોય તેવીજ બીજાને થાય એમ જાણી કોઈના સુખમા ભંગ કરવો નહીં, જેવી પોતાને સપત્તિ વહાલી હોય તેવી બીજાને હોય માટે કોઈની સપત્તિનો નાશ કરવો નહીં, જેટલા આપણે છેતરાઇએ તો દુ ખી થાઈએ તેટલા બીજા પણ થાય માટે કોઈને છેતરવા નહી, જેના મેણા સાભળી આપણે દુ ખી થઇએ તેવા બીજાપણ દુ ખી થાય એમ જાણી કોઇને મેણા મારવા નહીં, એમ જેવુ પોતાનુ અને પોતાના વહાલા સગાનુ સારૂં ઇચ્છીએ અને સારૂ કરિયે તેટલુ સર્વ પ્રાણિયોનુ ઈચ્છવુ અને યથાશક્તિ કરવુ એ વ્યાવહારિક સમદ્દષ્ટિ કેહેવાય એ સમદ્દષ્ટિ આ લોકમા અને પરલોકમા લાભકારક છે પણ અફસોસની વાત એ છે કે એટલુ પણ અજ્ઞાન લોકો કરી શકતા નથી જેઓ દૈવી સપત્તિના પુરષો હોય છે તેને સહજ તેવી સમદ્દષ્ટિ થયાવિના રેહેતી નથી કેમકે તેઓ નિરતર મનને વશ રાખે છે, ઇન્દ્રિઓને આધીન રાખે છે, પ્રીતિથી સત્પાત્રને દાન આપે છે, પોતાના નિત્ય-કર્મ કરે છે, તપ તપે છે, સ્વભાવ નરમ રાખે છે, મન વાણીથી પણ કોઇને કાઇ દુ ખ દેખતા નથી, ખોટુ બોલતા નથી, રીશ કરતા નથી, સારા કર્મ કરી ફળની ઇચ્છા રાખતા નથી કોઇનું ભુડુ બોલતા નથી, વિષયભોગમા લાલચ રાખતા નથી, સર્વ ઉપર દયા રાખેછે, કોઈ એ વેણ કેહે તો સાભળી રેહેછે દુ ખ પડે તો હાયવોય કરતા નથી, પવિત્રતા રાખે છે, કોઈનું ભુડુ કરતા નથી અ-ભિમાન રાખતા નથી, અને સસારની મર્યાદા સાચવે છે એવા આચારવાળા ક્રમેકરી ઉત્તમ સમદ્દષ્ટિને પણ પામવાને પ્રયત્ન કરે તો પામી શકે માત્ર અતિ અભ્યાસની જરૂર છે કે જે અભ્યાસથી મન એક ઈશ્વરમાજ રમ્યા કરે ને ઈશ્વરમય બધુ જોયા કરે ચારેકોરે વિષમપણાથી દુ ખમા ઉદ્વેગ પામ-નારા અને સુખમા ઇચ્છા રાખનારાને જોઇ બહુ ખેદ ઉપજેછે આવાઓને

સમદૃષ્ટિ એ શું છે એ સમજાવવું એપણ મેરૂ પર્વતને ઉખેડવા જેવડું પ્રયત્ન છે. નીતિને સાચવનાર અને સદાચારને સાચવનાર પણ સમદૃષ્ટિ છે. ગમે તો રાજા હોય, ગમે તો કાર્યભારી હોય, ગમે તો સેનાપતિ હોય, ગમે તો ન્યાયાધીશ હોય, ગમે તો જમીનદાર હોય, ગમે તો વેપારી હોય, ગમે તો બ્રાહ્મણ હોય, ગમે તો ક્ષત્રિય હોય, ગમે તો વૈશ્ય હોય, ગમે તો શૂદ્ર હોય, ગમે તો સ્ત્રી હોય, ગમે તો પુરૂષ હોય, ગમે તો બાળક હોય, ગમે તો બ્રહ્મચારી હોય, ગમે તો ગૃહસ્થ હોય, ગમે તો વાનપ્રસ્થ હોય અને ગમે તો સન્યાસી હોય, એ સઘળાવિષે પોતપોતાની યોગ્યતા અથવા અધિકાર પ્રમાણે સમદૃષ્ટિ અવશ્ય જોઇએ. જોસમદૃષ્ટિ ન હોય તોઅનેક પ્રકારનો અન્યાય થાય, ક્લેશ થાય, અને દુ:ખનાંઝાડ ઉગે છે.આવા હેતુથી પોતામાં સમદૃષ્ટિ ન હોય તો કામક્રોધાદિકને જીતી, ઇન્દ્રિયોને વશ કરી અને મનને મારીને સંપાદન કરવી. વ્યવહારમાં સમદૃષ્ટિ આવી હોય તો તે સમદૃષ્ટિ પારમાર્થિક સમદૃષ્ટિને પોષણ કરનારી થાય છે. માટે કોઈ પણ મનુષ્યપ્રાણીને સમદૃષ્ટિ કલ્યાણ કરનારી છે. અમે ખેદ પામિએ છિયે કે સમદૃષ્ટિનો ખરો અર્થ જાણ્યાશિવાય વર્તમાકાળમાં કેટલાક તેનો અવળો અર્થ લઈ ભાગી લોકોને અવળે માર્ગે ચડાવે છે. મુખ્યમાં પારકાં ધનમાલ લેવામાં કે ભક્ષ્યાભક્ષ્યનો ભેદ ન રાખવામાં કે વર્ણાવર્ણનો ભેદ ન રાખવામાં સમદૃષ્ટિને ખોશી ઘાલે છે. એ સાવ ખોટી યોજના છે અને એથી અતિ પશ્ચાત્તાપ થાય એવાં ફળ થાય છે. દેહનું ભાન ન રહે એવી દશા ઈશ્વરમાં મન જોડાઇ જવાથી થાય છે ત્યારે જાત્યાદિભેદ સ્વાભાવિક રીતે રેહેતો નથી એ વાત ખરી છે પણ તેમાં ને આમાં કીડીમાં અને હાથીમાં જેટલો ફેર હોય તે કરતાં હજારગણો વધારે ફેર છે. અને એવી દશા કોઇકજ પુણ્યવાન્ પામે છે. માટે સહુએ પોતપોતાના જાતિધર્મ કુળધર્મ, અને લોકમર્યાદા સાચવીને વ્યવહારમાં સમદૃષ્ટિવાળા થાય તે ઉત્તમોત્તમ રીતીનો સુખ લેવાનો માર્ગ છે. જેથી આલોક અને પરલોકથી ભ્રષ્ટ થવાય, વર્ણાશ્રમના ધર્મને હાનિ પોચે, અને જગતમાં નિંદા થાય તેવી કોઇ પણ રીતિને સમદૃષ્ટિ નામ આપી શકાતું નથી. સમદૃષ્ટિમાં કેટલા ગુણ સમાય છે તે આગળ કહ્યું છે માટે પ્રયત્ન કરવું તો સદ્ગુણો સંપાદન કરી અમે બતાવેલી વ્યાવહારિક સમદૃષ્ટિને ધારણ કરવું કે જેથી કોઇ દિવસ પણ પારમાર્થિક સમદૃષ્ટિને

કોઈક દિવસે પણ પામવાનો સંભવ રહે અમારો હેતુ એવોછે કે લોકો ખરાંને ખોટું અને ખોટાંને ખરૂં ન સમજે પણ ખોટાંને ખોટું અને ખરાંને ખરૂં સમજે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि । शुनि चैवश्वपाके च पंडिताः समदर्शिनः ॥

(વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં, અને ચાંડાળમાં, પંડિતો સમાનદૃષ્ટિ રાખનારા છે.) એવાં વચનોનો અભિપ્રાય પણ જો અવળો સમજાય તો અતિ હાનિ કરે છે યાદ રાખવાનું એ છે કે समदर्शिनः એનો સમાનદૃષ્ટિવાળા એવો અર્થ છે. અર્થાત્ સર્વ ઉપર સરખી દયા રાખવી અને કોઈને વધારેઓછાં લેખીને માનાપમાન કે સુખદુઃખ દેવાં નહીં. પંડિતો કે જેઓ ખરાં તત્વને પોચી ગયા હોય છે તેઓને તો એની મેળેજ સમાનદૃષ્ટિ થઇ જાય છે જેઓ નથી સમજતા તેઓ તો પરાણે સમદૃષ્ટિપણું લેવા જાય છે, અને પંડિતાઈનો ડોળ ઘાલી સમદૃષ્ટિનો અર્થ વર્ણાશ્રમના ખાવાપિવાઆદિના નિયમોને ટાળી નાંખવામાં વાપરેછે હશે, હવે તે વાત લાંબી થઇ જાય છે. માત્ર સમજવાનું એ છે કે સહુ કોઈએ પોતાની કીર્તિ થવા માટે, જગત્‌માં સુખ થવાને માટે અને પરિણામે સારી ગતિ થવા માટે, સઘળા સદ્‌ગુણો સંપાદન કરી, શરીર માંહેના સર્વ શત્રુઓને વશ કરી અને મનને વશ કરી વ્યાવહારિક સમદૃષ્ટિ સંપાદન કરવી. અને છેવટ ઉત્તમ સમદૃષ્ટિ કે જે અતિ દુર્લભ છે અને જેમાં કોઇ પણ જાતના વિકારો નથી તેના અધિકારી ઈશ્વરકૃપાથી થવું. જે સર્વ ગુણવાળી સમદૃષ્ટિવાળો હોય તે ઈશ્વરને પ્રિય છે તેવિષે શ્રીભગવાન્ આ પ્રમાણે કહે છે.—

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतःस्थिरमतिर्भक्तिमान् मे प्रियो नरः ॥

(શત્રુ અને મિત્રને વિષે સરખો, માન અને અપમાનને વિષે સરખો, ટાઢ અને તડકાનેવિષે સરખો, સુખ અને દુઃખનેવિષે સરખો, સંગરહિત, નિંદા અને સ્તુતિ જેને સરખી છે, વાણીને વશ રાખનાર, જે મળે તેમાં સંતોષવાળો, ઠેકાણા વગરનો, સ્થિર બુદ્ધિવાળો અને ભક્તિવાળો પુરૂષ મને પ્રિય છે.)

આ ઉપરથી સહુએ એવું જાણવાનું છે કે જે કોઈ ગુણ લેવાય તે લેઈને ઈશ્વરને પ્રિય થવા માટે પ્રયત્ન કરવું. એકાએક કોઈ કામ થઈ જતું નથી પણ ધીરેધીરે થાય છે માટે સમદૃષ્ટિ માટે પણ ધીરેધીરે પ્રયત્ન કરતાં કરતાં આગળ વધતા જવું જેથી ઈશ્વરકૃપાથી ધારેલી ધારણા પાર પડ્યા વગર રહે નહીં.

---

## पोताना दोष कोइ न देखे.

( સાંધણ પાને ૧૧૨ થી. )

મન-વચન-આદિની એકસરખીજ સ્થિતિ રાખવી એટલે જેવું પોતાનાં મનમાં હોય તેવુંજ બોલવું અને જેવું બોલવું તેવીજ ક્રિયા કરવી એ એક મનુષ્યનું કર્તવ્ય કર્મ છે અને તે પરિણામે સર્વના હિતરૂપ છે. એથી ઉલટું ચાલવું એટલે મન-વચન-કર્મ એકસરખાં નહિ રાખતાં મનમાં કંઇ હોય અને ઉપરથી મોટાં મોટાં ભાષણો કરવાં અને પોતાની ક્રિયા કંઇ બીજીજ રાખવી એ એક દુરાચરણના પેટામાં ગણિએ તો તે ખોટું કહેવાય નહીં. માણસને પોતાની વિદ્વત્તા દેખાડવાની હોય તો બીજાની વાતમાં ડાપણ ડોળવાથીજ તે જણાય છે તેમ નથી પણ તે દેખાડવાનાં બીજાં અનેક સ્થળો છે અને તે દેખાડવાના પ્રસંગો પણ અનેક આવી જાયછે. પણ તે ખરેખરી ઝવેરાતનેમાટે છે માટે ખરેખરી ઝવેરાત સંપાદન કરવી.

કેટલાએક લોકો એમ માનતા હશે કે આ કળિકાળમાં ઈશ્વરનું મહાત્મ્ય કંઈ પણ જોવામાં નથી આવતું અને જો તે આ જગતમાં જાગ્રત હોય તો સદાચરણ સેવનારા સુજનોને કેમ સહાય થતા નથી અને તેને કેમ દુર્દશાના પંજામાંથી છોડાવતા નથી. ઇત્યાદિ કુતર્કો કરી ઈશ્વરવિષે કંઈ બીજીજ કલ્પના કરતા હશે પણ એ તો કલ્પના માત્ર છે. સત્યના બેલી સર્વસાક્ષી ઈશ્વર આ જગતમાં જાગૃતજ છે, પણ તે વિપત્તિના પરિણામમાંજ નજરે પડેછે. ત્યાંસુધી માણસ જો હિંમત રાખી એક ટેકવાળો થઈ સદાચરણના સન્માર્ગે ચાલ્યો જાય તો ઈશ્વર તેને અદૃશ્ય રીતે સહાય થઈ તેનું ફળ તેને જરૂર આપે છે. મનુષ્યે ઉપરના ખોટા ડોળ છોડી દઇ પારકાંને ઉપદેશ દેવામાં પોતાનું જૂઠું પાંડિત્ય નહિં વાપરતાં સદાચરણને સુપંથે ચાલવું અને મન-વચન-કર્મ સદા

એકસરખાજ રાખવા કે જેથી કદાચિત્ પ્રથમ તો દુખ વઠવુ પડે પણ પછી સત્યબધુ ઈશ્વર છેવટ તેજ રીતેથી પ્રસન્નથઇ સર્વે સુખની સપત્તિ આપશે

આટલેસુધી લખાણથી જે લખવામા આવ્યુ તે ઉપરથી કદી એવી શકા ઉઠે કે પોતે સદ્ગુણી હોય તોજ બીજાને કહી શકે એવો પ્રતિબધ હોવાથી સિક્ષાનો પ્રચાર ઓછો થઇ જવાથી અને આપણને કોઈ કાઇ કહેશે એવો ભય ભાગી જવાથી પ્રજાને ઘણી હાનિ થશે આવી શકા ઉઠે તે પેહેલા તેનો સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરનામા આવે તો તેનું સમાધાન આજ વિષયમા છે જેઓ પોતે પોતાના દોષ જાણ્યાવિના બીજાની નિદા કરે છે અને ઠેકડી કરે છે તેનેમાટે સઘળો ઉપરનો આડબર છે અમે તો એમ માનિયે છિયે કે દુર્ગુણી દુખી કે નિદાને પાત્ર હોય તેવા લોકો પણ તેવે પ્રસગે ઉપદેશ દેવાને યોગ્ય છે એમ જો ન બને તો જગતમા સનળા સદ્ગુણી સારા કામ કરનારા અને મન વચન અને ક્રિયાને એક રાખનારા ન હોવાથી સદુપદેશનો માર્ગ બધ પડી જતા ઉછરતી પ્રજાને સદ્ગુણ શીખવાનુ અટકી પડે બાપ ગમે તેવો લોભી ક્રોધી કે કામી હોય અથવા ગમે તેવો દુર્ગુણી હોય તોપણ તેણે પોતાના પુત્રને સારો થવામાટે બોધ આપવોજ જોઈએ માતા ગમે તેવી સારા માઠા આચરણની હોય પરતુ પુત્રીને સદાચરણ શીખવવા શીખામણ દેવી જોઈએ સાસુ ગમે તેવા સ્વભાવની હોય પરતુ વહુને સુધારવા જે બોલ રીતે કામનુના સભળાવવા જોઇએ એ તો ખરૂજ છે કે સદ્ગુણી હોઇને સદ્ગુણ શીખવવા બોધ આપવો એ ઉત્તમ છે પરતુ ઈશ્વરેચ્છાથી કે કર્મયોગથી તેમ ન બન્યુ તો વિના સદ્ગુણે પણ પોતાના છોકરાને કે લાગતાવળગતા સ્નેહીયોને સદ્ગુણ શીખવવા બોધ આપવો એ કોઈ પણ રીતે પાપકર્મ નથી પરતુ ઉલટુ પુણ્યનુ કર્મ છે અને એથી ઈશ્વર પણ અનુગ્રહ કરે એવો સભવ છે સાવ પશુજેવા બાળકોને સારો બોધ આપી સારે માર્ગે વાળવા એ પણ કાઈ થોડુ પુણ્ય નથી જેઓ સાવ પશુજેવા હોય છે અને પોતે દુર્ગુણી હોઈને પોતાના લાગતાવળગતા સ્નેહીઓને અને પોતાની પ્રજાને દુર્ગુણો શીખવે છે તેનાજેવો મહાપાપી અને નરકનુ પાત્ર કોઇ પણ ન સમજવો કોઈ માણસ વિપત્તિમા કે આધિ વ્યાધિ કે ઉપાધિના ઝપાટામા આવી જાય તે વખતે ગમે તેવા દુર્ગુણીએ અથવા તેના જેવી સ્થિતિવાળા માણસે સામાને

સુખ થાય તેવા બોલ બોલવા ને ધારણા આપવી એ પણ કાંઇ નિંદિત કામ નથી. 'ડાઇ સાસરે જાય અને ઘેલી શીખામણ દે' એ કેહેવત પ્રમાણે પણ સારો ઉપદેશ કોઇ રીતે નિંદા કરવા યોગ્ય નથી. ઘણા માણસો પોતે લુચ્ચા-લફંગા હોઇને બીજાની લુચ્ચાઇ કે લફંગાઈવિષે વખતે સાચી અને વખતે ખોટી વાતો ઉડાડે છે. એટલુંજ નહીં પણ સારા માણસોના સમાજમાં પોતે દુર્ગુણીના સરદાર છતાં સિદ્ધ બની સાચા માણસને બનાવે છે એ ઘણુંજ નિંદિત કામ છે. એવો પ્રચાર હાનિકારક છે એમ દેખાડવાને માટેજ આ વિષયનો આરંભ છે. આપરથી સમજાયું હશે કે ગમે તેવો માણસ ગમે તે સમયે સારો બોધ આપે કે હિતને માટે શીખામણ આપે તો તે ઉપયોગી છે માટે તેમાં કશું ખોટું નથી; પણ ગમે તેવો માણસ ગમે તે સમયે નઠારો બોધ આપે કે અહિતનો માર્ગ બતાવે તે સારો અને ઉપયોગી પણ નથી. અમે તો એમજ માનિયે છિયે કે કોઈ માણસ ગમે તેવો દુર્ગુણી હોય તો પણ જો બીજાને તેવા દુર્ગુણોમાં નહિ પડવા દઈ સારે માર્ગે ચડાવે તો તે સદ્ગુણી છે. અને કોઇએક માણસ ગમે તેવો સદ્ગુણી હોય તોપણ બીજાને તેવો સદ્ગુણી નહિ કરતાં નઠારે માર્ગે ચડાવે તો તે દુર્ગુણી છે. આમ માનિયે છિયે, પરંતુ એમ ઘણુંકરીને જોવામાં આવતું નથી; કેમકે સહુ પોતપોતાના અધિકારપ્રમાણે જગત્માં વર્તે છે. જેઓ દુર્ગુણી અને નઠારા સ્વભાવના હોય છે તેઓ સદુપદેશ આપી શકતા નથી અને જેઓ સદ્ગુણી છે તેઓ નઠારો ઉપદેશ આપતા નથી એવોજ તેનો સ્વભાવ હોય છે. કોઈકજ વખતે ઈશ્વરેચ્છાથી એથી વિપરીત બને છે. ભૂલ એ પણ એક મનુષ્ય પ્રાણીનો સ્વભાવ છે. સદ્ગુણી, વિદ્વાન અને પ્રખ્યાત માણસ પ્રારબ્ધયોગથી કાંઇ ભૂલ કરે છે કે કાંઇ અડચણમાં આવી પડે છે ત્યારે કોઇપણ રીતે તેની બરાબરી ન કરી શકે એવા બીજા દોઢડાહ્યા લોકો તદ્વિષે ટીકા કરે છે તે કેવળ અવિચારનું કામ છે. તેમજ કોઇ ગરીબ સ્થિતિના માણસથી કાંઇ હલકું કામ થઇ ગયું કે કાંઈ વિપત્તિમાં આવી પડાયું તો તેથી ચડતિ સ્થિતિના માણસે વધારે પડતું બોલવું એપણ કંઈક અવિચારનું કામ છે માટે તેમ ન થવું જોઇએ. એમ થાય તોજ પોતાના ગુણદોષ જણાયા કેહેવાય. કોઇને બે અક્ષર કેહેવા હોય કે લખવા હોય તો તે પેહેલાં પોતાના પિંડનો વિચાર કરી લેવો કે, હું કોણ છું' અને મને કેવાનો

ધર્મ છે કે નહીં, હું કહીશ તેથી તેને સારૂં લાગશે કે માઠું, એના કરતાં સ્થિતિ અને બુદ્ધિએ ચડીયાતો છું કે ઉતરતો, એ બધો વિચાર કરીને પછી જો સામા ધણીનું હિત ઇચ્છતા હોઈએ અને બધી વાતે યોગ્ય હોઇએ તો કહેવાને કંઇ હરકત નથી. સારો બોધ બાળકનો પણ ગ્રહણ કરવો એ ન્યાયથી સાંભળનાર પણ સમજુ હોય તો આપણું બોલવું અથવા લખવું ગ્રહણ કર્યાવગર પણ રહે નહીં; પરંતુ અફસોસની વાત એજ છે કે સર્વ વાતે ખરોખરી નહીં ધરાવનારા સદ્ગુણવિનાના વિવેકરહિત વાચાળ પુરૂષો 'પગ બળતા બેસી દઈને ડુંગર બળતો જુએ,' એ કહેહતપ્રમાણે પોતાથી ગમે તેવી સારી સ્થિતિના અને વિદ્યાવયઆદિથી પોતાથી મોટા માણસને કાંઇ સહજ વાતમાં અધર ઉડાવે છે એટલુંજ નહિ પણ બે ચાર સારા માણસોમાં પણ તેની હલકાઈ પ્રસિદ્ધ કરેછે. એવા મૂર્ખલોકો કાળની ગતિને અને પ્રારબ્ધકર્મને જાણતાજ નથી. તેઓ પોતાની વાચાની ચપળતામાં માત્ર મગરૂરી ધરાવે છે અને પૃથ્વીના પતિ હોય તેટલો પવન રાખે છે આથીકરીને સુજ્ઞનો તો કોઈ વાતનો ધોખો કે અદેખાઇ રાખતા નથી, પણ તે વાતને સમજનારા દુર્લભ છે. આ ઉપરથી સાર એવો લેવાનો છે કે જેઓ પોતાના ગુણદોષ તપાસ્યાવિના પારકાના ગુણદોષઉપર ટીકા કરે છે તેઓ કાંઇ સારૂં કરતા નથી; માટે માણસે તેવા દોષથી નિરંતર બચી જવું જોઈએ જેઓ વિદ્યાથી કે ધનથી ભલે ન્યુન હોય તોપણ જેઓ અવસ્થાથી અને સંસારના અનુભવથી મોટા હોય તેઓ કદી ગુરૂજન અથવા હિતેચ્છુ હોય ને બાળકોને સુધારવા માટે ગુણદોષના બે બોલ કહેનો તે યોગ્ય છે અને એટલામાટે તેઓએ ગમે તે વિચાર કરીને કહ્યા હોય તોપણ તે સહુએ ગ્રહણ કરવા યોગ્ય છે એવા ગુરૂજનો હિત કરવાના હેતુથી કદી નિંદારૂપે કે બીજે કોઈરૂપે બોલી જાય તો તેથી ઉછરતી પ્રજાએ સારો બોધ લેવો જોઇએ બોધ લઇને પણ શીખવું જોઈએ, કે પોતાનું પેટનું તપાસ્યા વિના બીજાના ગુણદોષ ઉપર દુર્જનપણાથી ઘસારો કરવો નહીં વિદ્યા વિવેક આદીનું તો એજ ફળ છે જો તેમ ન થયું તો ખારી જમીનમાં પડેલું વર્ષાદનું પાણી જેમ મિથ્યા છે તેમ વિવેક વગર અપાત્રમાં પડેલી વિદ્યા પણ વૃથા છે. કોઇને ગુણ કરવાના હેતુથી કે ખરા અંત કરણથી ભલે ઓછા જ્ઞાનના હોઈએ તોપણ સુજ્ઞે તેવા બે બોલ કે

હેવાને કશી હરકત નથી; તેમ સાંભળનારાઓ ગમે તેવા મહાવિદ્વાન્ અને ચતુરશિરોમણિ હોય તોપણ તેને સાંભળવામાં કાંઇ હાનિ નથી; કેમકે એ ક્રિયા સ્નેહને અનુસરી અને હિત કરવાના હેતુથી થાય છે માટે સદૈવ સુખ છે. આમ છે માટે બીજાને બોધ આપવા થોડા ગુણવાળા માણસે પણ પછાત પડવું ન જોઇએ. જો કદી પોતાની અયોગ્યતા જાણી શરમને લીધે પછાત પડે અને તેવાઓનું સાંભળનારાઓ સાંભળવામાં પછાત પડે તો સ્નેહસંબંધમાં ઘણી હાનિ થાય છે અને વ્યવહારને કેટલેક અંશે ધક્કો લાગે છે. માટે એ પ્રચાર નિર્મળ રીતે એમને એમ ચાલવો જોઇએ. જે પ્રચાર અભિમાનથી પોતાના ગુણદોષ તપાસ્યાવિના બીજાની નિંદા કરવારૂપ છે તે બંધ પડવો જોઈએ. જો તે કોઈ રીતે બંધ ન થાય તો તે અતિ અનર્થ કરેછે. માટે સહુએ સદ્ગુણી થઈ પોતે સુધરી પછી પરને સુધારવા પ્રયત્ન કરવું.

---

## जन्म चरित्र विषे.

લે. કેશવલાલ હરિરામ

આ અનાદિ લાગતા નશ્વર જગતમાં અનેક પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. તેમાં મનુષ્ય પ્રાણી સર્વોત્કૃષ્ટ છે. આ સર્વોત્કૃષ્ટ જાતિમાં અનેક પુરૂષો અને અનેક સ્ત્રિયો કેટલાંક દેશનો ઉદય કરનારાં. કેટલાંક ધર્મનો ઉદય કરનારાં, કેટલાંક રણસંગ્રામમાં સામે પગલે મરનારાં. કેટલાંક સ્વધર્મ પાળનારાં, કેટલાંક મોટાં પરાક્રમ કરનારાં, અને કેટલાંક પોતાનું આયુષ્ય વૃથા કરનારાં ઉત્પન્ન થયાં છે, થાય છે અને થવાનો સંભવ છે. કોઈવાર ઉત્કૃષ્ટ મનુષ્યો કીર્તિ પામવા યોગ્ય હોય તે કાર્યપ્રસંગે અપકીર્તિના પાત્ર થઇ જાય છે અને કોઇવાર અપકીર્તિને પામવા યોગ્ય હોય તે પ્રસંગનેલીધે કીર્તિને પામે છે એ પણ એક કાળની વિચિત્રતા બહુ આશ્ચર્ય પમાડે છે. છેક પૂર્વકાળમાં મહાપુરૂષ કે સાધ્વી સ્ત્રીનાં ચરિત્ર સાવ ન લખાતાં એમ ઇતિહાસ સાંભળવાથી કહી શકાતું નથી. મધ્યભાગમાં કંઇક તેવું થયું હશે તે ખરૂં છે. હાલ કેટલાનાં એવું આવે છે કે ઇતિહાસ કે ચરિત્ર લખવાની રૂઢી નહીં હોવાથી કેટલીક બાબતમાં આપણે આર્ય દેશવિષેની માહીતીમાં પાછળ છિયે. સુધરેલા દેશમાં ઇતિહાસ અને ચરિત્ર લખવાનો ચાલ વિશેષ છે. કેટલાક તો એમ શંકા કરે છે કે ઇન્દરમાં

એકાદનું જન્મચરિત્ર હોય તો તેને વાચવા સાભળવાનો વખત આવે પણ બધાના ચરિત્રો હોય તો એકેનુ વાચવા-સાભળવાનુ બને નહીં દરેક સાધારણ સ્થિતિનુ માણસ પોતાનુ ચરિત્ર લખી જાય તો તેના છોકરાને માત્ર થોડુ ઘણુ ઉપયોગી છે ખરૂ બાકી સાર્વજનિક રીતે તે ઉપયોગી નથી સાર્વજનિક રીતે તો જે મહાન્ પુરૂષ કે સાધ્વી સ્ત્રી હોય તેનુજ ચરિત્ર ઉપયોગી અને સુધારો કરનાર થાય છે બહુ પ્રચાર જન્મચરિત્ર લખવાનો અતિ પ્રશસ્ય ગણી નથી શકાતો પછી તેમજ પ્રવાહ ચાલે તો તે કાળનો પ્રવાહ છે એટલે અટકવી શકાય નહીં ઈતિહાસ અને જન્મચરિત્રમા ફેર એટલા માટે છે કે ઇતિહાસમા સારી નરસી બધી દેશ અને રાજ્યસબંધી બાબતો સમાય છે અને ચરિત્રમા તો અમુક માણસના ગુણકર્મના સબધમાજ લખાય છે જેણે દેશનુ ભલુ કર્યું હોય અથવા ધર્મસબંધી મોટો સુધારો કર્યો હોય અથવા માણસથી થવુ અશક્ય હોય તેવુ કામ કર્યુ હોય તેનુ ચરિત્ર લખાય પણ તેથી અવળા આચરણવાળાનુ ચરિત્ર લખાય નહીં અને કદી તેવા માણસના ચરિત્રો પણ ધિકારક સમજી લખાય તોપણ તે ધાર્મપ્રમાણે મહાપુરૂષના જન્મચરિત્રની પેઠે બોધકારક કે સતોષ આપનાર હોતા નથી ઇતિહાસમા તો સારા નઠારા બધાની વાત આવે, કેમકે તે વગર તો તે લખાય નહીં અને સારૂ માઠુ સમજાય નહીં વળી સ્વાભાવિક એવોનિયમ છે કે એકનુસારૂ કેહેતાબીજાનુનઠારૂ એનીમેળેજ પ્રતિપાદનથઇજાય જન્મચરિત્રો કોના લખવાયોગ્યછે એ વિચારકરવા બેસિયે તોપણ ઘણી દીર્ઘદૃષ્ટિ પોહોચાડવી પડે છે લખનારાઓ તેપ્રમાણે દીર્ઘદૃષ્ટિ પોહોચાડી લખી ગયા છે, લખતા હશે અને લખશે તોપણ તેમા જે જે પ્રતિબધ છે તે જાણવાની જરૂર છે જેઓ પ્રથમ ગરીબ સ્થિતિમા હોઇને પાછળથી મહાલક્ષ્મીવાન્ થઇ હજારોને પાળનાર અને મહાપરાક્રમી થયેલ હોય, જેઓ શમદમાદિક સાધનથી સપન્ન થઇ મનને સ્વાધીન કરી ઈશ્વરના સ્વરૂપને પોચી બીજાઓને પાપકર્મથી છોડાવે તેવા સમર્થ થયા હોય, જેઓએ પોતાની અલૌકિક વિદ્યાથી જગતને આશ્ચર્ય પમાડેલ હોય, જેઓ પોતાના અલૌકિક ઉદ્યમથી જગતને અતિ ઉપયોગી થઇ પડ્યા હોય, જેઓ સહાયવિના પણ મોટી મોટી વિપત્તિમાથી પોતાનીજ બહાદુરીથી બચ્યા હોય, જેઓએ પોતે અનેક ઉપાધિયો વેઠીને પોતાના દેશની મોટી સેવા બજાવી હોય, જેઓએ પોતાનાં

પરાક્રમોથી અસંખ્ય શત્રુઓનો સંહાર કરી જગતમાં ત્રાસ બેસાડ્યો હોય, જેઓએ ધર્મના વિષયમાં મોટા સુધારો કરી પ્રખ્યાતી મેળવી હોય, જેઓ કોઇથી ન જીતાય એવા કામક્રોધાદિકને જીતીને જન્મમરણનો ફેરો ટળે તેવાં સાધનો કરી લઈ બીજાઓને બોધ આપવા નિસ્પૃહ થઇ ફરતા હોય, જેઓએ ખરી વિદ્યા અને ખરા ગુણથી ઘણા લોકોની પ્રીતિ મેળવી હોય, જેઓએ મોટા મોટા પ્રાચીન શોધો કરી પ્રજાને અત્યંત લાભ આપ્યો હોય, અને જેઓ અતિશય બળ, અતિશય વિદ્યા, અતિશય ઉદ્યમ, અતિશય કળા, અતિશય સદ્ગુણ, અતિશય પરોપકાર, અતિશય બોધકશક્તિ, અતિશય દેશાભિમાન, અતિશય જાત્યાભિમાન્, અને અતિ ધનવાળા હોઇને જગતને અતિ ઉપયોગી થઇ પડી કીર્તિ કરી ગયા હોય તેઓનાં જન્મચરિત્રો લખવાં જોઇએ. આમ મોટા પુરૂષોનાં ગુણકર્મથી સંયુક્ત જન્મચરિત્ર લખવાં જોઇએ પરંતુ જેનું જન્મચરિત્ર લખવામાં આવે તે પુરૂષ તેવા ગુણનો કે તેવી શક્તિનો હતો કે નહીં એ જાણવાને અને સમજવાને વિશ્વાસ બેસે એવું કશું સાધન નથી એમ કેટલાક કહે છે. આમ કેહેવાનું કારણ એ છે કે જન્મચરિત્રો લખનારાઓ જેનું જન્મચરિત્રલખવાનું હોય તેના ઉપકારનાં, પ્રેમનાં કે સંબંધઆદિનાં મોઠાં દબાણથી દબાએલા હોય છે તેથી હોય તે કરતાં વધારે લખી દેવાનો શક ઉત્પન્ન થાય છે. એમજ કોય વિદ્યા શીખવાનાં દબાણથી કે ગુરૂશિષ્યાદિનાં દબાણથી દબાએલા હોય તેવા પુરૂષો જન્મ ચરિત્ર લખે છે તેથી પણ સાચી વાતનો નિર્ણય થઇ શકે નહીં. જે પ્રખ્યાત પુરૂષનું જન્મચરિત્ર લખવાનું હોય તેની સાથે લખનારને કોઈ પણ જાતનો અને તેમાં પણ ભક્તિનો સંબંધ હોય તો તેનાથી કાંઇપણ તેનું નઠારૂં ચરિત્ર લખાઈ શકાય નહીં; કારણ કે તેના મનમાં પોતાની ઉપરના ઉપકારથી અથવા પૂર્ણ સ્નેહથી સામાના દોષ ગુણરૂપ દેખાઇ રહે છે. આમ જેનાં જન્મચરિત્ર લખવાં જોઇએ તેવા અને જન્મચરિત્ર લખનાર ઘણા હોય તેથી જન્મચરિત્ર કદી લખાય તોપણ તેની સાચાઇનું પ્રમાણ કેટલું છે તે જાણવામાં આવતું નથી. જેનું જન્મચરિત્ર લખાયેલું હોય તે માણસ તો હયાત હોય નહીં એટલે લખાયેલા ગુણો તેમાં છે કે તેથી વધારે કાંઇ છે તેપણ જાણી શકવું કઠણ હોવાથી લખ્યું હોય તે ઉપરજ માત્ર આધાર રાખવો પડછે. આથી કાંઈ આપણને નુકશાન નથી એમ માનિયે તે પણ

સૂક્ષ્મદ્દષ્ટિથી વિચારીએ તો જણાશે કે જે અસલથી ઘણાનાં જન્મચરિત્રો લખવા માંડે તો સાચાં અને ખોટાં એક પંક્તિમાં આવી જવાથી જે ફાયદો જન્મચરિત્રથી થાય છે તેમાં હાનિ પહોંચે છે. જ્યારે કોઇ પણ જાતના સંબંધથી કે પ્રીતિથી જન્મચરિત્ર લખાય તે અતિશયોક્તિ ભરેલુંજ હોય એમ ખાત્રી થાય છે ત્યારે એવો સિદ્ધાંત નીકળી શકે છે કે કોઈ પણ જાતના સંબંધીએ કે પ્રેમી માણસે જન્મચરિત્ર લખવુ યોગ્ય નથી. પોતાનું પોતાને સારૂં લાગે એ કેહેવત જે જગતમાં ચાલે છે તે પણ આ ઠેકાણે ઉપયોગી છે. વર્તમાનકાળમાં કેટલાક પોતાના વિદ્યાગુરૂનું, કેટલાક પોતાના મિત્રનું કેટલાક પોતાના પુત્રનું, કેટલાક પોતાના આધારનું કેટલાક પોતાની સ્ત્રીનુ અને કેટલાક પોતાના રાજાનું તેમ કેટલાક પોતે પોતાનું જન્મચરિત્ર લખવા માંડી જાય છે. એમાં વિચાર કરીને જોઈએ તો 'શીદી ભાઈના છોકરાં શીદી ભાઇને વહાલાં' એ કેહેવતપ્રમાણે સહુ વર્તે છે. જેણે ઉત્તમ વિદ્યા શીખવી હોય અને સારો માર્ગ બતાવ્યો હોય તેની નિરન્તર સેવા કરવી અને તેનો ઉપકાર કરી સુખ-દુઃખમાં સહાયતા કરવી એ કામ યોગ્ય ગણાય જેણે પોતાની સાથે ખરો સ્નેહ રાખી સુખ-દુઃખમાં ભાગ લીધો હોય તેના સુખદુઃખમા ભાગ લેવો અને તેની ગેરહાજરીમાં શક્તિપ્રમાણે તેનાં કુટુંબની રક્ષા કરવી તે યોગ્ય ગણાય. જેણે પોતાને ત્યા જન્મ લઇ પુત્રપણુ પામી અતિ સારી વિદ્યા ભણી વિનયવાળો થઈ સેવા કરી હોય તેનેમાટે કાઈ પુણ્યનું કામ કરવુ અને વૈરાગ્ય રાખી સંસારથી વિરક્ત રેહેવુ એ યોગ્ય કામ છે જેણે આપણી દુર્બળ દશામાં સારી દશા થવા ઉત્તમ આધાર આપ્યો હોય કે જેનો બદલો વળી શકે તેવો ન હોય તેની તન-મનથી યથાયોગ્ય સેવા બજાવવી અને તેના કુટુંબને બનતો આશ્રય આપી સુખદુઃખમા ભાગ લેવો એ યોગ્ય કામ છે. જેણે આપણો હાથ ઝાલીને આપણા સુખદુઃખમાં ભાગી થવા પોતાનુ શરીર અર્પણ કર્યું હોય અને જેણે નિરંતર અનુકુળ રહી યથાયોગ્ય સેવા બજાવી હોય તેને માટે તેના દુઃખ-સુખમાં ભાગ લેવો અને તેના કલ્યાણ માટે પુણ્યકર્મ કરી વૈરાગ્યનો આશ્રય કરી સંસારથી વિરક્ત રેહેવુ તે યોગ્ય કામ છે જેણે રાજા તરીકે આપણા જાનમાલનુ રક્ષણ કર્યું હોય તેને પોતાનો પાળનાર જાણી શક્તિપ્રમાણે આ-જ્ઞા ઉઠાવી ગાદીના ભક્ત રહી સારી સલાહ આપ્યા કરવી અને તેના ગુણગાવા

એ યોગ્ય કામ છે. જગતમાં સહુ સહુએ પોતાનો ધર્મ સમજી તે પ્રમાણે વર્ત્તવું તે ઉત્તમ વાત કેહેવાય. આજ કાલ એ પ્રમાણે હોય ન હોય તે વાત તો દૂર રહી પરંતુ જન્મચરિત્ર લખવાને તો સહુ કોઈ આગળ પડી કાગળ ને સાહીને ખરચ કરે છે. સ્ત્રી ગમે તેવી હોય પણ કસકસતી ચોળી પેહેરી ધણીને રાજી કરી શકતી હોય અને કઢીમાં વઘાર સારો દઇ જાણતી હોય કે સાધામાંથીઃ ચઢીને ભરત ભરી જાણતી હોય કે વાંચી લખી શકતી હોય તો તેનું જન્મ ચરિત્ર લખી કાઢવું; કોઈ પણ જાતિના સ્વાર્થથી મિત્રાઇ થઇ હોય તે મિ ગમે તેવો હોય તોપણ તેણે પોતાની સાથે મિત્રાઇ રાખવાથી તેનું જન્મચરિ લખી કાઢવું. વિદ્યાગુરૂએ ગુજરાતી ચોપડિયોના પાઠ શીખવ્યા હોય અથ તો રૂપાવળી શીખવી હોય તેનાવિષે જન્મચરિત્ર લખી કાઢવું; રાજાએ સેજસાજ આશ્રય આપ્યો હોય કે કાંઇ આશ્રય લેવાની ઈચ્છા હોય તો તે જન્મચિત્ર લખી કાઢવું;આવી રીતી બહુ આશ્ચર્ય કરે એવી રીતે ચાલેછે. જેણે એ આપણને ગુણ કર્યો હોય તેનો કદી પણ દોષ જોવો નહીં તે વાત સારી પરંતુ એ માર્ગેથી જન્મચરિત્ર લખવા ઉપર ઉતરી પડવું તે યોગ્ય નથી, કેમ એમ થવાથી ખરા લખનારાઓ અને જેનું જન્મ ચરિત્ર લખવું જોઇ તેવાં ખરાં રત્નો ખોળી કઢાશે નહીં. કેટલીક વાર તો એવી પણ શંકા થ છે કે દ્રવ્યવાન્ માણસ ગમે તેવા સારામાઠા ગુણનું હોય તો તેનું જન્મચરિ તેનું નામ રાખવાખાતર તેના સ્નેહીઓ કે કુટુંબીઓ તરફથી લખાય તેમાં કોણ પ્રતિબંધ કરે? અથવા કોઈ દ્રવ્ય મેળવવા માટેજ તેમ કરે પણ કોણ ના પાડે? આવાં આવાં ઘણા કારણોથી જેનાં જન્મચરિત્ર લખા છે તે યોગ્ય હતાં કે નહીં અને હવે પછી જેનાં લખાશે તે યોગ્ય છે કે ન એ સમજવાને બહુ કઠણ પડે છે.

હવે બીજી અડચણ એ નડે છે કે સદ્‌ગુણી કે મહાપ્રતાપી પ્રખ્ય માણસનું ચરિત્ર તેનો સંબંધી સ્નેહી કે સેવક હોય તે ન લખે તો બીજો લ પણ કોણ શકે? કેમકે તેના જેવો વધારે જાણીતો બીજો કોઈ હોયજ ન પાસે રહેલું માણસ અથવા જેને વધારે પરિચય હોય તેવું માણસ જે જ છે તે બીજો કોઈ પણ સાધનથી જાણી શકતો નથી તેથી સંબંધ, સ્નેહ પરિચય વગરના માણસથી લખાય તેપણ માનવાયોગ્ય અથવા સંપૂર્ણ ર લખાય નહીં.

જેને પરિચય હોય તે જેવુ જાણે તેવુ બીજુ કોઇ ન જાણે તેનિષે ૬ લકુ પણ જાણવાજોગ દૃષ્ટાંત છે કોઇએક સમયે રામચંદ્રજી લક્ષ્મણ સહિત ચાલ્યા જતા હતા તે સમયે તળાવમા ધ્યાન ધરીને નિશ્ચળ થઇ બેઠેલો બગલો જોવામા આવ્યો તેથી બોલ્યા કે 'पश्य लक्ष्मण पपाया बको ध्यानपरायण' (હે લક્ષ્મણ ! સરોવરમા બગલો ધ્યાનમા લાગી ગયો છે તે જુવો ) આ સાભળીને નિરતર તળાવમા રેહેનારા માછના જે બગલાના ગુણદોષ જાણતા હતા તેણે જવાબ આપ્યો કે पथिनो नैव जानात जानात महवासिन ' ॥ (વટેમારગુ હોય તે ન જાણે પણ જે નિરતર સાથે રેહેતા હોય તે જાણે ) આ ઉપરથી જણાશે કે આ અડચણ પણ જેવી તેવી નથી

કદી પોતે પોતાની મેળે પોતાનુ જન્મચરિત્ર લખે તો તે પ્રમાણિકપણે લખાય એવી પણ ખાતરી શી રીતે રહે ? કેમકે માણસ ગમે તેવુ બુદ્ધિવાન્ અને પ્રખ્યાત હોય પરતુ પોતામા જે પ્રસિદ્ધ દોષ રહેલા હોય છે તેપણ તેના જાણવામા નથી આવતા તો પછી સાધારણ દોષો તે કેમ જાણે ? એટલુજ નહીં પણ વખતે પોતાનુ નામ અમર રેહેવા કઇ વધારે કનમ ચનાવી જાય તો લા પોતાના અત કરણ વગર બીજુ કોઈ અટકાવનાર ન હોય વિરૂદ્ધ મતના અને નિરતર ઉદ્દામ રહેનાગ લોકો માણસના મુવા પછી માણસના ગુણ અને કર્મવિષે વખાણે ત્યારે એમ સમજવુ જોઇએ કે એ માણસ ખરે ખર જન્મચરિત્ર લખવા યોગ્ય છે વિરૂદ્ધ મતના લોકો એમ બોલે ખરા પરંતુ તેનુ જન્મચરિત્ર લખવા તે ખુશી હોય નહીં કેમકે પોતાના મનમા રહેલો રોષ તેને તેમ કરવામા અટકાવે આ દુ ખથી પણ જન્મચરિત્ર ઘ નાથી લખાય અને ઘ તુ લખાય તે નમ્ર થાતુ નથી

વળી કેટલાક માણસો ભારે વિદ્યા ભણી ઊંચે દરજ્જે ચડનાથી કે કાઇ પરાક્રમનુ કામ કરવાથી બહારના સદ્ગુણવાળુ જણાતુ હોય પણ અદરના સદ્ગુણોની વખતે ખામી હોય છે, તેમ કેટલાક માણસો બહારના સદ્ગુણો વગરના હોય તોપણ તેનામા અદરના સદ્ગુણો ઘણા સારા હોય છે પરિચય વગરનુ માણસ જન્મચરિત્ર લખે તો અદરના સદ્ગુણદુર્ગુણ રહી જાય અને પરિચયવાળુ લખે તો સ્નેહનેલીધે અદરના દુર્ગુણ જાણવામા ન આવે જે માણસ બહારના પરાક્રમ આદી ગુણવગરનુ હોય તે તો ગમે તેટલા અ-

તરના ગુણવાળું હોય તોપણ બહારના ગુણવગર તેને કોઇ ઓળખે નહીં એટલે તેનું તો જન્મચરિત્ર લખેજ કોણ? જન્મચરિત્ર લખાય છે તે ઘણુંકરીને અંદરના સદ્ગુણ કે સદાચાર માટે લખાતાં હોય એમ વર્તમાનકાળમાં તો જોવામાં આવતું નથી. આવાં કારણોથી પણ જન્મચરિત્રની બાબતમાં સંતોષ ઉપજે તેવું પરિણામ દેખાતું નથી. કેટલીકવાર એમ પણ બને છે કે બહારના અને અંતરના ગુણવાળું માણસ ઈશ્વરેચ્છાથી સર્વથી ઉદાસીન રહેવાથી અથવા તો ક્રોધનેલીધે કોઇની સાથે ઝાઝો પ્રસંગ નથી રાખતું તેમજ પોતાનું નામ કાયમ રાખવા નથી ઈચ્છતું તેથી તેના ગુણો તેના જવા પછી કોઇ સંભારતુંજ નથી; કેમકે જેની સાથે કશોય સંબંધ નહીં તેને કોણ સંભારે ને શી ગરજ? આ કરતાં તો વિરૂદ્ધ પક્ષના લોકો વધારે સારા કે જેઓ પોતાના પ્રતિપક્ષીને છવતાં અને મુવા પછી પણ ગમે તો થોડા ગુણનો કે ગમે તો ઘણા ગુણનો અથવા ગમે તો સારો કે ગમે તો નરતો હોય તોપણ પોતાથી બનતી કીર્તિ કે અપકીર્તિ કર્યાવગર રહેતાજ નથી. આવા મામલામાં જન્મચરિત્ર વિષે કઇ રીતે સંતોષ માની લેવો?

કેટલીકવાર કોઇ ધનના, વિદ્યાના કે બીજા કોઇ મદથી મદીને ધર્મની કેટલીક રૂઢીયો કાઢી નાખવામાં અતિ સાહસ કરી આગળ પગલું ભરી પોતાના જેવી વૃત્તિવાળાઓને રાજી કરે તેથી તેને અનુસરનારાઓ તેને સર્વોત્તમ માની જન્મચરિત્ર લખી કાઢે એમ પણ બને છે. કેટલીકવાર કોઈ પણ જાતિનું બળ ચંચળતાથી મેળવી કેટલીક નવીન રૂઢીયો દાખલ કરી અને નવો પંથ પાડી પોતાને અનુસરનારાઓને પ્રસન્ન કરે અને તે અનુસરનારા તેનું જન્મચરિત્ર લખે એમ પણ બને છે. આ ઉપરથી જણાશે કે કોઈ માણસ કોઈ પણ જાતિના બળથી મનુષ્યના કેટલાક ભાગને પસંદ પડે તેવાં સાહસ કરનાર થાય પરંતુ તેથી સર્વને તે પ્રિય તો ગણાયજ નહીં. આમ છતાં પણ કેટલાક લોકો તેને સર્વપ્રિય અને સર્વોત્તમની ગણનામાં ઝુકાડી દે છે. કેટલીકવાર કેટલાક લખનારાઓ મુવેલાનો પછવાડે શામાટે નિંદા કરવી અથવા દોષ દેખાડવું તો દુનિયાને આંખે અડવું એમ જાણીને પણ પોતે પ્રસિદ્ધ લેખક હોય તોપણ સારૂં સારૂં લખીને બીજાને ભલું મનાવી પોતાને પસંદ પડેલા માણસનું તેમજ નહિ પસંદ પડેલાનું ચરિત્ર લખે છે. આ ઉપ-

રથી જેવું જન્મચરિત્ર લખી શકાય એવા અને લખી શકે એવા કોઈ હશેજ નહીં એમ ધારી બેસવું એ પણ અતિ અન્યાય છે. પૃથ્વી રત્નને ધરનારી છે તેથી તે વસુંધરા કહેવાય છે માટે એવાં રત્ન પણ કોઇ કોઈ સમયે જુદા જુદા સ્થળમાં પાકયાં છે, પાકે છે અને પાકવાનો સંભવ પણ છે. આવાં રત્નો અંધારે ન પડ્યાં રહે તે માટે કદી કોઈ ઉપરના પ્રતિબંધ દૂર કરવાની ઈચ્છા રાખે તો તેમ પણ થવું અશક્ય છે, કેમકે એ પ્રતિબંધ આ જગતના વ્યવહારની સાથે ઉત્પન્ન થયેલા છે તેથી જ્યાંસુધી જગત્ છે ત્યાંસુધી જગતના વ્યવહાર સાથે તે પ્રતિબંધો પણ નિરંતર એમને એમજ રહેવાના. આ પ્રમાણે વ્યવસ્થા છે તોપણ કેટલાક વિચારવંતો નીચે પ્રમાણે બોલે છે. જે પુરૂષો બુદ્ધિબળવડે મોટા અધિકારો મેળવી દેશનો ઉદય કરનારા, સદ્ધર્મ દેખાડનારા અને ચમત્કારિક રીતે અનેક કામ કરનારા હોય તેમનાં જન્મચરિત્રો તેની પાસે રહેનાર પરિચયવાળા માણસેજ લખવાં. લખવા વખતે એવી વૃત્તિ રાખવી જોઇએ કે જગત્કર્તાની આગળ હું આ લેખથી સાક્ષી આપું છું માટે સાક્ષી ખોટી પડશેતો ઉલટો હું દોષભાગી થઇશ. જન્મચરિત્રમાં ગુણ અને દોષ બેય જે પ્રમાણે હોય તેજ પ્રમાણે દર્શાવવા; જેથી ઉછરતી પ્રજા તેવા ગુણો સંપાદન કરતાં દોષને બનતાંસુધી તજી દેવા પ્રયત્ન કરે. દોષ હોય તોપણ એવા મહા પરાક્રમી પુરૂષના દોષ દેખાડવાથી લોકો દોષ શીખી જાય એવો ભય રહે તે વાત પણ ખરી છે, પણ જે એમ દોષનેજ શીખી જાય એવા હશે, તેઓને તો તે મહાન્ પુરૂષનું જન્મચરિત્રજ કશા ઉપયોગનું નથી માટે તેવા અપાત્રની બીકથી દોષ દેખાડવાનું વિસ્મરણ ન કરવુ જોઇએ. એમ છતાં પણ ગુણ-દોષ સાથે લખવાજ નહીં એમ વિચાર આવે તો ગુણનું અને દોષનું એમ જુદા વિભાગ પાડીને લખાણ કરવું. જન્મચરિત્ર પોતાને હાથે લખી રાખવું તેમ તો નહીં બાકી નિષ્પક્ષપાતથી આન્હિક અને પોતાની સ્થિતિ નોંધી રાખી હોય તો જન્મચરિત્ર લખનારને અતિ ઉપયોગી થાય. પોતે પોતાની નોંધ લખવી તેમાં પણ હું ઈશ્વરની આગળ ઉભો છું એમ સમજવું. સદાચારરૂપ શરીરમાંહેના ગુણોવાળા પુરૂષો અથવા સ્ત્રીઓનું પણ વૃત્તાંત ટુંકામાં લખાવું જોઈએ તે પણ એજ રીતે. એ લખવાની પણ ઘણી જરૂર છે કેમકે અંતરના ગુણ આ લોકનું અને પરલોકનું પરમ સુખ સંપાદન કરી આપવાના સાધન

રૂપ છે. બુદ્ધિબળના પરાક્રમથી મોટા અધિકાર મળે કે મોટું સાહસ કરવામાં આવે એનું ફળ માત્ર જેટલાને અનુકૂળ પડે તેટલા જીવતાં અને થોડો કાળ મુવા પછી વખાણે એજ છે. એટલું ખરૂં કે જે ઘણા લોકને સુખ થાય અને ઘણા લોક સારે માર્ગે ચાલે તો તેથી ઉત્તમ ફળ થાય ખરૂં. બહારના સદ્ગુણ વગરના અંદરના સદ્ગુણવાળા માણસો ખુણેખાંચકે હોય છે તેથી જાહેર રીતે તે કોઈના જાણવામાં આવેજ નહીં. જો કદી જાણવામાં આવે તો નજીકના પરિચયવાળા માણસનેજ જાણવામાં આવે. આ હેતુથી તેવાં માણસોની પરિક્ષા કરવામાં સાવચેત રેહેવું જોઇએ. આમ અંદરના ગુણવાળા માણસને શોધી તેનું ચરિત્ર લખનારે પણ નિષ્પક્ષપાતથી સંબંધ સામું ન જોતાં જે ખરા સદ્ગુણો હોય તેજ લખવા; તેમ દુર્ગુણો પણ લખવા જોઇએ.*

આમ વિચાર આપનારાઓએ નિર્ણય ઠીક કર્યો એમ માનિયે, તોપણ ઈશ્વરવગર કોઈ નિષ્પક્ષપાત ન હોવાથી નિષ્પક્ષપાતપણે લખાવું સંભવતું નથી. સંબંધ, સ્વાર્થ, સત્તા અને પોતે સુજનમાં ખપવું, એ એવાં જબરાં છે કે તે નિષ્પક્ષપાત ક્વચિતજ કોઈકનેજ રહેવા દે છે.

અમે સદૈવ જગન્નિયંતા જગદીશ્વર પાસે માગિયે છિયે કે નિરંતર પવિત્ર ચરિત્રો કરનારાં સ્ત્રીપુરૂષો પૃથ્વીઉપર ઉત્પન્ન થયા કરે અને તેઓનાં બોધક જન્મચરિત્રો લખાયા કરે.

---

## चंद्रप्रभाचरित्र.

( સાંધણ પાને ૮૪ થી )

મહાત્માઓની પ્રકૃતિ કાંઇ જુદાજ પ્રકારની હોય છે, મહાત્માઓની કૃતિ કાંઇ જુદાજ પ્રકારની હોય છે, અને મહાત્માઓની કોમલતા કાંઇ જુદાજ પ્રકારની હોય છે. મહાત્માઓ પોતાના શત્રુપ્રત્યે પણ મિત્રતાથી વર્તે છે, મહાત્માઓ પોતાને દુઃખ દેનારને પણ સુખ આપે છે, મહાત્માઓ પોતાના અપકાર કરનારનો પણ ઉપકાર કરે છે, ટુંકામાં બોલિયે તો મહાત્માઓની

---

* નિષ્પક્ષપાતપણે લખતાં પણ ઘણાં લોકનો કે થોડા લોકનો સમુદાય તે માન્ય રાખી શકે તેવો દૃઢ નિશ્ચય ન હોય તો તે પણ લખનારે લક્ષમાં રાખી પ્રસિદ્ધ કરવાની જરૂર છે.

ઉપમા માત્ર મહાત્માઓનેજ આપી શકાય હું એમ માનું છું કે આપ જેવા મહાત્માઓના પ્રભાવથીજ સર્વ જગતનું ક્લ્યાણ થાય છે' ઈત્યાદિ અનેક નમ્રભાવ ભરેલા શૃંગારમંજરીના વાક્યો સાભળી ફરીથી ઉગ્રતપાએ કહ્યુ કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારા નમ્રતાવાળા કોમળ વચનોથી, તારી સરળતાથી, તારી સુશીલતાથી અને તારી વિશ્વહિતૈષિતાથી મારૂં મન ઘણુંજ પ્રસન્ન થયું છે માટે તું કાંઇ પણ શંકા ન લાવતા તારૂં ઇચ્છિત વર માગી લે.' આવા કૃપાપૂર્ણ મુનિરાજના વચનો સાભળી શૃંગારમંજરીએ હાથ જોડી પ્રાર્થના કરી કે 'મુનિરાજ, આ માણસ નિરંતર જે ઈશ્વર પાસે માગે છે તે નિશ્ચે આપ અજાણ્યા નથી તો પણ આપ આજ્ઞા કરો છો તો ફરીથી વિજ્ઞપ્તિ કરૂં છું કે ઈશ્વર આપના તપની સિદ્ધિ નિર્વિઘ્ન કરે, અમારી ઉપર ઉપકાર કરનાર રાજાઓ સદાયકાળ સુખી રહે તથા કલ્હારકલિકા અને લાવણ્યલતિકા એ બેય મારી સખીઓ તરત શાપથી મુક્ત થાય અને જ્યાસુધી તેઓ શાપથી મુક્ત ન થાય ત્યાસુધી હું પણ તેના જેવીજ દશાને ભોગવનાર થાઉં એવી મારી પ્રાર્થના ઈશ્વર પાસે તેમજ આપ પાસે છે એટલું કહી શૃંગારમંજરી બોલતી બંધ થતા ઉગ્રતપા બોલ્યા કે 'પુત્રિ શૃંગારમંજરિ' તારી પ્રથમની પ્રાર્થનાએ તેમજ ત્રીજી પ્રાર્થનાએ તારા પુણ્યોમા ઘણોજ વધારો કર્યો છે પણ તારી બીજી પ્રાર્થના કે જેમા તું તારાઉપર ઉપકાર કરનાર રાજાઓ સદાયકાળ સુખી રહે એવું માગે છે તે થવું કઠણ છે કારણ કે આ વાત તો વેદશાસ્ત્ર પુરાણ અને ઇતિહાસથી પ્રસિદ્ધ છે કે પારકું અહિત ઇચ્છનારનું પુણ્ય નાશ પામેછે, પારકું અહિત ઇચ્છનારનું યશ નાશ પામેછે, પારકું અહિત ઇચ્છનારનું તેજ નાશ પામેછે, પારકું અહિત ઇચ્છનારની લક્ષ્મી નાશ પામે છે પારકું અહિત ઇચ્છનારની કીર્તિ નાશ પામે છે પારકું અહિત ઇચ્છનારની કાંતિ નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારની બુદ્ધિ નાશ પામે છે, અને પારકું અહિત ઇચ્છનારની આરોગ્યતા નાશ પામેછે પારકું અહિત ઇચ્છવું એ મોટામા મોટું પાપ છે, પારકું અહિત ઇચ્છવું એ મોટામા મોટો દુર્ગુણ છે, અને પારકું અહિત ઇચ્છવું એ મોટામા મોટો ઈશ્વરાપરાધ છે વધુ શું પણ પારકું અહિત ઇચ્છનારનું નથી આ લોકમા હિત થાતું કે નથી પરલોકમા હિત થાતું પારકું અહિત ઇચ્છનાર જેમ જેમ પારકું અહિત ઇચ્છેછે તેમ તેમ પોતાનું અહિત થાતુ

જાય છે. જેમ જગત્‌માં પારકું હિત ઇચ્છવું એ બરોબર બીજું પુણ્ય નથી તેમજ જગત્‌માં પારકું અહિત ઇચ્છવું એ બરોબર બીજું પાપ નથી. હવે વિચારી જો કે તારાઉપર ઉપકાર કરનાર રાજાઓએ મારૂં કેટલું અહિત ઇચ્છેલ છે, મારૂં કેટલું અહિત કરાવેલ છે, અને મારૂં અહિત થવામાં કેટલો આનંદ માનેલ છે. હવે તેનું ફળ એજ થયું છે કે તેઓ માત્ર પોતાનાંજ કૃત્યોથી પોતાનાં કૃત્યોપ્રમાણે નોખાં નોખાં નરકોનો અનુભવ કરે છે. તે નરકોથી ક્યારે મુક્ત થશે તે કાંઇ હું કહી શકતો નથી, નરકમાંથી મુક્ત થયા પછી પણ તેઓને કેટલાંક પોતાનાં કૃત્યોપ્રમાણે કૃમી, કીટ, પશુ, પક્ષિયો વિગેરે યોનિયોમાં જન્મ આવશે અને ત્યારપછી નિઃશેષ પાપ થયે મનુષ્ય અવતાર આવશે. હવે તેઓ સદાસુખી રહે એવું વરદાન હું શી રીતે આપી શકું? એવું ઉગ્રતપાનું વચન સાંભળતાંજ 'મુનિરાજ! શું તેઓ અમારા ઉપર પરમ ઉપકાર કરનારા પવિત્ર રાજાઓ નાશ પામ્યા અને તેઓ નોખાં નોખાં નરકોનો અનુભવ કરે છે! હાય ધિક્કાર, હવે જીવવું નિષ્ફળ છે. દયાળુ મુનિરાજ! જો કે અમે તો આપનું અહિત ઇચ્છવામાં અને કરવામાં કાંઇજ ઓછ રાખી નથી તોપણ આપ આપની મહત્તા સામું જોઇ જેટલું બને એટલું અમારૂં હિત કરશોજ એવી મને દૃઢ આશા છે.' એમ બોલતાં તે મુર્છિત થઈ પૃથ્વીપર પડી ગઇ. મુર્છિત થયેલી શૃંગારમંજરીને જોઈ ઉગ્રતપા મુનિને તેણે કરેલી પોતાની ભક્તિથી તથા તેની તે રાજાઓપ્રત્યે શુદ્ધ પ્રીતિ જોઈ ઘણીજ દયા આવી ગઈ. તરત પાસેનાં સરોવરમાંથી શીતલ જળ લઈ આવી છાંટવા માંડયું, પોતાના વલ્કલના છેડાથી પવન નાખવા માંડયો અને ચંદનના પલ્લવો નીચોવી તેનો રસ તેના કપાળ ઉપર ચોપડવા માંડયો, તેથી તેને કેટલીક વારે સંજ્ઞા આવી. નેત્ર ઉઘાડીજુવે છે ત્યાં ઉગ્રતપા પોતાની આ પ્રમાણે સેવા કરતા જોવામાં આવ્યા કે તરત સંભ્રમથી બેઠી થઈ 'પરમ દયાળુ મુનિરાજ! આટલો બધો શ્રમ મારેમાટે શું કરવા લીધો? જો કે આપે આ સમયે મને આ પુનર્જન્મ આપેલ છે તે ઓછો ઉપકાર નથી તોપણ મને મારા ઉપર અપાર ઉપકાર કરનાર રાજાઓ તરફ જે ભક્તિ અને જે પ્રેમ છે તેથી તેઓવિના મને આ જીવિત કરતાં મરણ વધારે સુખદાયક છે. માટે કૃપા કરી પાછી મને સંજ્ઞાવગરની કરો અને તેપણ મારી પ્રિયસખી કલ્હારકલિકા

અને લાવણ્યલતિકા જેમ શિલારૂપ થઈ ગયેલ છે તેમજ હું પણ શિલારૂપ થવા ઇચ્છુ છુ ' એમ બોલતી અને આખોમાથી આસુની ધારાઓ વર્ષાવતી તેના પગમા પડી તેના આવા કરણા ઉપજાવનાર અને હૃદયભેદક વચનો સાભળી ઉગ્રતપાના મનમા ઘણીજ કરણા ઉત્પન્ન થવાથી તે બોલ્યા કે ' મુનિ શૃગારમજરિ ! તુ સારી રીતે જાણે છે કે વિપત્તિની વખતે ધૈર્યવિના બીજુ કાઇજ શરણ નથી માટે ધૈર્યજ રાખવુ જોઈયે પણ જ્યારે તારા મનમા એમજ આગ્રહ છે કે જ્યાસુધી મારી બે સખીઓ શાપથી મુક્ત નથી થઈ ત્યાસુધી હુ પણ તેના જેવીજ દશા ભોગવુ તો હુ તારી ઇચ્છા પ્રમાણે કહુછુ' કે તુ ઈદ્રનીલમણિમય થઇ જાઇશ અને આ પ્રદેશ પણ બધો ઈદ્રનીલમણિમય થઈ જાશે આહી આવીને જે કોય સાયકાળસુધી રેહેશે તે પણ ઈદ્રનીલમણિરૂપ થઇ જાશે અને જે સમયે તમારાજ પ્રાણપ્રિય આ પ્રદેશમા આવી ચડશે ને મારા લખેલા નિયમથી વધારે વાર આહી સ્થિતિ કરશે ત્યારે તેઓ તે તે પ્રદેશમા તે તે મણીરૂપ થઇ જાશે તમે શાપથી મુકાશો તેમાં પણ પ્રથમ તારોજ પતિ આ પ્રદેશમા આવશે અને સાયંકાળસુધી આહિ સ્થિતિ કરશે તેથી તે ઈદ્રનીલમણીરૂપ થઈ જાશે અને તું ઈદ્રનીલપણાથી મુક્ત થઇ દેવકન્યાપણાને પ્રાપ્ત થઇશ પછીથી લાવણ્યલતિકાનો પતિ આહી આવશે ને આહીં મારા લખેલા નિયમથી વધારે રોકાશે તેથી તે સ્ફટિકમણીમય થઇ જાશે અને લાવણ્યલતિકા શાપથી મુક્ત થઈ દેવકન્યાપણાને પ્રાપ્ત થાશે ત્યારપછી કલ્હારમલિકાનો પતિ આ પ્રદેશમા આવશે અને આહી મારા લખેલા નિયમથી વધારે વાર રોકાવાથી તેપણ માણિક્યરૂપ થઇ જાશે અને કલ્હારમલિકા શાપથી મુક્ત થઇ દેવકન્યાપણાને પ્રાપ્ત થાશે' એમ કહી મુનિરાજ બોલતા રહી ગયા કે શૃગારમજરીએ હાથ જોડી વિનંતી કરી કે ' હે દયાળુ મુનિરાજ ! જો કે આપે કૃપા કરી અમારો સર્વનો શાપથી મુકાવાનો સમય બતાવ્યો પણ તે અમારાજ મદભાગ્યથી પાછો દુ સહ શાપરૂપ થયો ; કેમકે જ્યારે જે અમારુ સસારસર્વસ્વ, જે અમારુ હૃદયસર્વસ્વ, અને જે અમારુ પ્રાણસર્વસ્વ, તેજ એક ઈદ્રનીલમણીરૂપ, બીજો સ્ફાટિકમણિરૂપ, અને ત્રીજો માણિક્યરૂપ થઈ જાય પછી અમને દેવકન્યાપણુ પ્રાપ્ત થાય તોપણ શું કામનુ ? કાઇ નહીં તેના કરતા તો તે તે મણિશિલા-

રપ રેહેવું એજ વધારે અમને સુખરૂપ છે; માટે જેમ બને તેમ સર્વેને સાથે સાપથી મૂકાવો એવી મારી પ્રાર્થના છે. (અપૂર્ણ.)

## स्वभाव न फरवा विषे.

### दोहरा.

કડવો કેવળ લીંબડો, સીંચે સાકર તોય;
દૂધ પાય દિનરાત પણ, મીઠો કદી ન હોય.
કાળો કેવળ કોયલો, બહુ દૂધે ધોવાય;
કેસરમાં રસબસ રહે, તોપણ શ્વેત ન થાય.
કસ્તુરી ને કપુરના, ઢગલા કરી દટાય;
પણ દુર્ગંધી ડુંગળી-તણો ન ગંધ હરાય.
સાબૂ સોમણથી ધુવે, વીતે વખત અપાર;
ગણી ન ધોળા રંગની, કદી કોઈ કરનાર.
ઉછેરિયે અમૃતવડે, મોટો મણિધર નાગ;
પણ કરડે જો લેશ પણ, પ્રાણ કરાવે ત્યાગ.
બંધ હજારો બાંધિયે, કરિયે યુક્તિ અપાર;
પ્રવાહવાળું પાણિ પણ, નીચું નિત્ય જનાર.
ભણે શાસ્ત્ર મોટાં ભલે, બહુ સાંભળે બોધ;
સ્વભાવ ટળવો કઠણ છે, કરી રાખવી નોધ.
રાજાના મંદિરવિષે, સુખે સુખડિયો ખાય;
તો પણ સ્વપ્ને સ્વાનથી, વિષ્ટા નહીં તજાય.
સોનાને શુભ પાંજરે, મનહર મેવો ખાય;
તો પણ પામર કાગડો. માંસ જોઇ લલચાય.
સો સો વરસો સૂકવે, વિશેષ તાપ અપાય;
રસ જેવું થઇ જાય પણ, માખણ કઠણ ન થાય.
મુશળ ધારના મેઘથી, રાત દિવસ ભીંજાય;
કાળો પાણો કોઇ દિન, તોપણ નરમ ન થાય.
સ્વભાવનું ઓસડ નથી, કરો ઉપાય અપાર;
બળી જાય પણ શીંદરી, વળ મેલે ન લગાર.

નીચે લખેલા મદદગારોના નાણાં અમને પહોંચ્યાં છે.

| | | | | |
|---|---|---|---|---|
| | | રૂ | આ | પૈ |
| રા મગનલાલ દામોદર પોસ્ટમાસ્તરના.. ... | ૩૯ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ કલ્યાણદાસ નરોત્તમદાસના... .. ... | ૪૦ની સાલના | ૧ | ૮ | ૦ |
| વડોદરા સરકારી ગુ નિ ના હેડમાસ્તરના. ... | ૪૦ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ જમનાદાસ દેવીદાસના ... .. .. | ૪૦ની શાલના | ૧ | ૮ | ૦ |
| રા રા વકીલ ભાઇશંકર નાનાભાઈના . | ૩૯-૪૦ ની શાલના | ૩ | ૦ | ૦ |
| ડાકોર લાઈબ્રેરીના... ... ... ... | ૩૮-૩૯ ની શાલના | ૩ | ૮ | ૦ |
| શેઠ વલભદાસ પુરુષોત્તમના ... ... .. | ૪૦ની સાલના | ૧ | ૮ | ૦ |
| અખંડ પ્રૌઢપ્રતાપ ઠાકોર સાહેબ શ્રી ૭ તખ્તસીંહજી બહાદુર તરફના... ... ... . .. | ૩૮-૩૯-૪૦ ના | ૫ | ૪ | ૦ |
| રા રા શામળદાસભાઈ પરમાનંદદાસના | ૩૮-૪૦ ની સાલના | ૩ | ૬ | ૦ |
| ના રા ઝવેરભાઈ નાથાભાઈ મામલતદાર સાહેબના | ૪૦ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| મહંતશ્રી અમૃતપુરી મહાલપુરીના .. . | ૩૯ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ રતનશી ખીમજી ઓધવજીના .. ... | ૩૯-૪૦ ના | ૩ | ૦ | ૦ |
| શેઠ ખટાઊ વીરજીના ... ... ... .. | ૪૦ની શાલના | ૧ | ૮ | ૦ |
| રા. રા મોહનલાલ ગણપતરામના ... ... | ૪૦ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ નગીનદાસ જમનાદાસના જુના અંકોના . ... ... | | ૨ | ૧૨ | ૦ |
| મુન્શી વજેરામ ઈચ્છારામના ... ... .. | ૩૮-૩૯-૪૦ની | ૪ | ૮ | ૦ |
| રા. અંબાશંકર વિ મોનજીના ... ... ... | ૪૦ની શાલના | ૧ | ૮ | ૦ |
| શાસ્ત્રી મોતીલાલ નાથજીના ... ... ... | ૪૦ની શાલના | ૧ | ૧૧ | ૦ |
| રા લક્ષ્મીદાસ કાનજીના... ... ... ... | ૪૦ની શાલના | ૧ | ૮ | ૦ |
| ખાન અમદરોઠમાન અલીભાઇના ... ... | ૪૦ની શાલના | ૧ | ૮ | ૦ |
| મોના ચકુભાઇ નુરમાહમદ મદીમ લાઈબ્રેરી .. | ,, | ૧ | ૮ | ૦ |

રા. મગનલાલ કૃષ્ણારામના

---

## शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીનજનને દાડી દયાદષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

## સૂચના.

પ્રસિદ્ધ કરવામાં આવે છે કે જે બ્રાહ્મણના છોકરાઓને અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમણે વેદધર્મ સભાની પાઠ શાળામાં આવવું. ઠેકાણું ભૂલેશ્વર નજીક શ્રીરંગીના દેવળ પાસે ઘર નં. ૨૯ માં.

---

રા. હેમચંદ જેચંદના નામને મનિઓરડર ૩-૬-૦ નો મળ્યો છે તેનો ખુલાસો આવ્યાથી વ્યવસ્થા થશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું. વૈશાખ, સંવત ૧૯૪૦. અંક ૭ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## सामान्यधर्म.

લેખક ડેલાવલાલ હરિરામ

हि/ अहिंसासत्यमस्तेय शौचमिंद्रियनिग्रह ।
एतसामासिकधर्म चातुर्वर्ण्येब्रवीन्मनु ॥

( મનુએ ચારે વર્ણને માટે અહિંસા, સત્ય, ચોરી ન કરવી તે, પવિત્રપણું અને ઇન્દ્રિયોનો નિગ્રહ, એ સંક્ષેપથી ધર્મ કહ્યા છે )

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, એ ચાર વર્ણ કહેવાય છે એ ચારે વર્ણને ઉપર કહેલા પાંચે પ્રકારના ધર્મ પાળવા યોગ્ય છે. એકેય વર્ણમાં એ પાંચ પ્રકારમાંથી એક પણ ઓછો હોય ત્યાંસુધી તે ધર્મ પાળવામાં પૂર્ણતા કહેવાય નહીં. હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી કરવી નહીં, પવિત્રપણું પાળવું અને ઇન્દ્રિયોનું દમન કરવું એ જેમ બ્રાહ્મણનું કર્તવ્ય છે તેમજ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનું કર્તવ્ય છે. બીજા સઘળા ધર્માચરણોમાં એ મુખ્ય છે અને એની અંદર પણ સમાઈ જાય છે. તેથી ચારે વર્ણો, આ ધર્મથી આ લોક પરલોકનું સુખ સંપાદન કરવા યોગ્ય થાય છે. શ્રીભગવાને ગીતામાં ચારે વર્ણનાં જુદાં જુદાં કર્તવ્યકર્મ વિસ્તારથી નીચે પ્રમાણે કહ્યાં છે —

शमोदमस्तथाशौचं क्षांतिरार्जवमेवच। ज्ञानंविज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजं॥ ( શમ એટલે મનને વશ રાખવું તે, દમ એટલે ઇન્દ્રિયોને વશ રાખવી તે, પવિત્રપણું, ક્ષમા રાખવી તે, સરળપણું, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકપણું એ સ્વભાવથી થયેલું બ્રાહ્મણનું કર્મ છે ) शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धेचाप्यपलायनं। दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजं ॥ ( શૂરાપણું, તેજ, ધીરજ, ચતુરાઈ, યુદ્ધમાં ભાગવું નહિ તે, દાન દેવું ને ઈશ્વરમાં ભાવ એ સ્વભાવથી થયેલું ક્ષત્રિયનું કર્મ છે ) कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजं। ( ખેડ કરવી, ગાયો પાળવી અને વેપાર કરવો એ સ્વભાવથી થયેલું વૈશ્યનું કર્મ છે ) परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजं॥ ( શૂદ્રનું પણ ચાકરી કરવારૂપ સ્વભાવથી થયેલું કર્મ છે )

લેવા જોઈએ. અહિંસા આદિ સામાન્ય ધર્મો પાળવાથી વર્ણ કે જાતિનો ભેદ ટળી જતો નથી, પરંતુ જેમ જેમ ઉતરતો વર્ણ હોય ને સારાં ધર્માચરણ કરતો હોય તેમ તેમ લોકમાં વધારે કીર્તિને પાત્ર અને પ્રીતિને પાત્ર થઈ છેવટ પરમ પુણ્યને પામે છે. તેમજ જેમ જેમ ઉચ્ચ વર્ણ હોઇને અધર્માચરણ કરતો હોય તેમ તેમ લોકમાં વધારે અપકીર્તિનું અને અપ્રીતિનું પાત્ર થઇ છેવટ અત્યંત અપુણ્યને પામે છે. આ હેતુથી સહુએ પોતાના વર્ણના ધર્મને અનુસરીને સામાન્ય ધર્મને સાથે જોડી દેવા જોઇએ. સામાન્ય ધર્મની સર્વ સ્થળે આવશ્યકતા છે. જેઓ સામાન્ય ધર્મને પાળનારા હોય તેઓનો જાતિધર્મ ઘણી સારી રીતે સચવાઈ શકે છે. એક શૂદ્રને જો કોઇને ત્યાં ચાકરી કરવા રેહેવું હોય અને કોઇને ચાકર રાખવો હોય તો પેહેલાં કયા કયા ગુણની જરૂર પડે છે તેનો સહુએ વિચાર કરી જોવો જોઇએ. સ્વભાવ શાંત હોવો જોઇએ, ઇન્દ્રિયો વશ હોવી જોઇએ, સાચી બોલી હોવી જોઇએ, હાથે ચોખો હોવો જોઈએ, ચોખાઇ પાળી શકાવી જોઇએ, ઈશ્વર ઉપર ભાવ હોવો જોઇએ, ક્રોધ ન હોવો જોઇએ, મોહ ન હોવો જોઇએ, મદ ન હોવો જોઇએ, મત્સર ન હોવો જોઇએ. સહન શક્તિ હોવી જોઈએ. પ્રૌઢપણું હોવું જોઇએ અને સમાનદૃષ્ટિ હોવી જોઇએ. એ આદિ ગુણો હોય તો ચાકરી કરનાર અને કરાવનાર બેય સુખ પામી યોગ્ય લાભ લહી શકે છે. અને ન હોય તો પરસ્પર બેયને દુઃખ થાય છે અને નોકરી તુટી જાય છે વર્તમાનકાળમાં માત્ર હાથનો ચોખો અને કામ કરવાની શક્તિવાળો છે કે નહીં તેટલી વાતનીજ જરૂર રહે છે તો પણ ઉપરના ગુણો જો હોય તો કેવું સારું ? ચાકરી કરવા રૂપ ધર્મ યોગીથી પણ પાળી શકાય નહીં તેવો કઠણ છે એમ કેહેવાનું કારણ પણ એજ છે કે સામાન્ય ધર્મને પાળવા જોઇએ છિયે. અને તે વળી ન પાળી શકાય તેવા પ્રતિબંધો નડે તોપણ પાળવા જોઇએ. એટલા માટે અતિ કઠણ છે. આ ઉપરથી જણાય છે કે સામાન્ય ધર્મ સહુએ અતિ ઉત્સાહથી પાળવો જોઇએ.

વર્તમાનકાળમાં સઘળા વર્ણોમાંથી સામાન્ય ધર્મ ધીરેધીરે અસ્ત થવા લાગ્યો છે તે વાત વિચારતાં અતિ ખેદ ઉપજે છે. જેણે કોઇ દિવસ કોઈને કઠોર વેણ ન કહ્યાં હોય, જેણે મનમાંથી પણ કોઈનું ભુડું ન ઇચ્છયું હોય, જેણે

વિધ રિતની ચોરી ન કરી હોય, જે ખોટું બોલ્યો ન હોય જેણે બધી પવિત્રતા રાખી હોય અને જેણે મનસહિત સઘળી ઇન્દ્રિયો વશ રાખી હોય એવા બ્રાહ્મણો ભાગ્યેજ શોધ્યા જડશે જેમ બ્રાહ્મણો થોડા જડશે તેમ બીજા વર્ણો પણ થોડા જડશે ચારે વર્ણો પોતાના સ્વાભાવિક ધર્મને પણ પાળી શકતા નથી ત્યારે પછી સામાન્ય ધર્મ કે જે સ્વાભાવિક ધર્મને શોભાવનાર છે તે ક્યાંથી પાળી શકાય ? આજકાલની ચાલતી કેળવણી અને ચાલતી વિદ્યા શીખીને કેટલાક પૈસાવાળા કે આબરૂવાળા થયા હશે પરંતુ સ્વધર્મના પ્રીતિ રાખનારા થયા નથી ગમે તેટલો પૈસો અને ગમે તેટલી લાજ જો સ્વધર્મને હાનિ પેંચતા થતા હોય તો તે કશા કામના નથી, પરંતુ જો સ્વધર્મને રાખીને થતા હોય તો કામના છે કેટલાએક નિરપરાધી પ્રાણીઓને મારે છે, કેટલાક કોઈ કારણસર દ્વેષને લીધે કડવા વચન બોલે છે, કેટલાક બોલતું કાંઈ ન સુજે તો બીજાના માથા મનમાંથી અવળું વિચાર્યા કરે છે કેટલાક વેપારમાં કે બીજા સઘળા કામમાં ક્ષણેક્ષણે ખોટું બોલી કપટ કરે છે કેટલાક વિદ્યાની કળાની કે કોઈ ઠેકાણે નાણાંની ચોરી કરે છે કેટલાક, અપવિત્ર પદાર્થનો સ્પર્શ કરે છે, કેટલાક અપવિત્ર પદાર્થને કાંઈ ઉપયોગમાં લે છે, કેટલાક અપવિત્રપણાને ઓળખીને તેનો ત્યાગ કરતા નથી, કેટલાક જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોને નિયમમાં રાખી શકતા નથી કેટલાક ઇન્દ્રિયોનો નઠારે માર્ગે ઉપયોગ કરે છે, એમ સર્વ વર્ણોમાં સરખી રીત જોવામાં આવે છે એવો કોઇકજ પુરૂષ હશે કે જેને જેના કર્મ ઉપરથી આપણે અમુક વર્ણનો ઓળખી શકિયે. જાતિધર્મનો સમુળગો નાશ થવા માંડ્યો છે ત્યાં સામાન્ય ધર્મનાં દર્શનજ ક્યાંથી થાય ? શરીરના બંધારણમાં એક સરખા જાતિના બ્રાહ્મણને અને કોળીને આચરણ કરતા જોઈએ તો બેયના સરખા આચરણ જણાય બેયને સવારમાં નાવાને સાબુ જોઈએ, બેયને શરીર લુવા ટુવાલ જોઈએ બેયને પેરવાને દેશથી બારના ધેતીયા જોઈએ બેયને માથે સરખા વાળ જોઈએ, બેયને ખાવાને દાળ ભાત ને રોટલી જોઈએ, બેયને પેરવા પાટલુન કબજા અને કોટ જોઈએ, અને બેયને સર્વની સલામ લેવી જોઈએ; એમ સર્વે વાતે સમાનપણું થયું છે સમાનપણું શું કેવાય, કેમ થવું જોઈએ તેથી શો ફાયદો છે અને તે કેમ થાય એ વાત કોઈના જાણવામાંજ નથી. માત્ર

ડોકમાં જનોઈ અને કપાળમાં ટીલું હોય તેથી બ્રાહ્મણ ઓળખાય છે; આંટીદાર ફેંટો બાંધતો હોય, કાતરા રાખતો હોય, અફીણ ખાતો હોય અને ગરાસચાસવાળો હોય તેથી ક્ષત્રિય ઓળખાય છે; ઘી-તેલ વેચતો હોય કે કંઇ બીજો વેપાર કરતો હોય તેથી વાણિયો ઓળખાય છે; અને હલકી સ્થિતિમાં નોકરી કરતો હોય તેથી શૂદ્ર ઓળખાય છે. એ શિવાય જાતિધર્મથી ઓળખાઈ શકાય એવું રહ્યું નથી. ઓળખાય એવું નથી રહ્યું તો પણ જો અહિંસા આદિ ધર્મનો વિસ્તાર થયો હોત તો તો સંતોષકારક વાત હતી પણ તેમ થયું નહીં. કેટલેક ઠેકાણે તો બ્રાહ્મણો જનોઈથી ઓળખાય છે પણ બાકીના વર્ણો ઓળખાતા નથી; કેમકે ચારે વર્ણો કાં તો નોકરી કરતા હોય છે અને કાં તો વેપાર કરતા હોય છે. આજકાલ નોકરી કરવી એ ચારે વર્ણને માટે છે, અને વેપાર પણ ચારે વર્ણને માટે છે એમ સમજાયું છે અને ચાલે છે પણ તેમજ. હજી પણ કાળના યોગથી શો ફેરફાર થશે તે અટકળ બાંધી શકાતી નથી. ખરૂં કર્તવ્ય તો એજ છે કે વર્ણના ધર્મ અને કુળના ધર્મ અવશ્ય સર્વે વર્ણોએ પાળવા યોગ્ય છે. અને તેને અંગે અહિંસા, સત્ય, દયા આદિ ધર્મ પાળવા જોઇએ. એ ધર્મ પાળ્યાવિના મનુષ્યપણામાં ખામી રહે છે. લોકો એમ સમજી બેઠા હોય કે વર્ણના ધર્મો અને સામાન્ય ધર્મો પાળવાથી વ્યવહારના સુખમાં હાનિ પોચે છે તો તે સમજણ અવળી છે. વર્ણાશ્રમના ધર્મથી કે સામાન્ય ધર્મથી વ્યવહારમાં હાનિ થતી નથી, પણ લાભ થાય છે. નિરંતર યાદ રાખવું જોઈએ કે ઉત્તમ માર્ગે ચાલવાથી કદી પણ કાંઈ દુઃખ થાય નહીં. અહિંસા આદિ ધર્મોથી જે કાંઇ સુખ થાય છે, જે કાંઇ લાભ થાય છે, જે કાંઇ કીર્તિ થાય છે, જે કાંઈ પુણ્ય થાય છે, અને જે કાંઈ વ્યવહાર સચવાય છે, તે અતિ વખાણવા યોગ્ય છે; અને તે ધર્મોનો અનાદર કરવાથી પુણ્યની હાનિ થાય છે; પછી કીર્તિ આદિ કંઇ બીજો લાભ થતો જોવામાં આવે તો તે નિંદા કરવા લાયક અને ફોકટ છે; કેમકે પરિણામ પાપરૂપ થઇ રહે છે. આપણને ઈશ્વરે મનુષ્યપણું આપ્યું છે તે પાપ કરવાને માટે કે સ્વેચ્છાથી વિહાર કરવાને માટે જો આપ્યું હોત તો આપણને પશુ જાતિમાં શા માટે ઉત્પન્ન ન કરત અથવા શામાટે બુદ્ધિનું બળ આપત ? ઈશ્વરી ઈચ્છા આપણને સારા ધર્મ ને સારાં કર્મને માર્ગે ચલાવવાની છે તેથીજ બુ-

દ્દિની બક્ષીમ કરી છે હવે તેજ બુદ્દિનો અધર્મને માર્ગે ઉપયોગ કરિયે તો પછી એમા કોનો દોષ અને તેથી થતા દુઃખ કોણ ભોગવે ? એમા દોષ આપણોજ અને તેથી થતા દુઃખ આપણે ભોગવવા પડે માટે સર્વ સુખ સંપાદન કરવા, મનુષ્યત્વ સફળ કરવા, અને ક્લ્યાણની વૃદ્ધિ કરવાની ઇચ્છાવાળાએ સદૈવ અહિંસા આદિ અતિ ઉત્તમ સામાન્ય ધર્મ પાળવાજ જોઇએ જેઓએ સાકર ન ખાધી હોય તેને કોઈ સાકરના સ્વાદવિષે, તેના ગુણવિષે અને તેની યોગ્યતાવિષે બોધ આપવા લાગે તો તેને તેનો બોધ પથ્થરઉપર પાણી પડ્યાની પેઠે કાંઇ પણ અસર કરતો નથી તે પ્રમાણે જેઓએ અહિંસાઆદિ ધર્મોની નિર્મળતા, તેની યોગ્યતા અને તેના ગુણવિષે અનુભવ લીધો નથી તેમને જે કાંઈ કહેવુ તે અસરકારક થતુ નથી પરતુ પ્રારબ્ધયોગ સવળો હોય તો તેમા આદર રાખવાની ઇચ્છા થાય છે અને આદર થયો એટલે અનુભવ લઈ શકાય છે એમ જાણી સર્વને તેવિષે જાણીતા કરવાને સહુની ફરજ છે વળી અજાણ્યા માણસને જાણીતો માણસ ખરો માર્ગ ન બતાવે તો તેથી જાણીતો માણસ દોષ ભાગી થાય છે એ હેતુથી અમને જે અનુભવ થયો છે તેને અનુસરી સર્વને સુખના અને પુણ્યના પાત્ર કરવા જોઈએ સસારને અને શરીરને સત્ય માની સ્વતન્ત્ર રીતે ચાલનારા સર્વે વર્ણોને સામાન્ય ધર્મ વગર ઉદ્ધાર કરનારુ અને પવિત્ર કરનારૂ બીજુ સાધન નથી માટે તે સાધન અતિ ઉત્સાહથી સાધવુ જોઇએ આપણે આપણા છોકરાને કે સ્રીને જો કાંઈ રીતિથી વિરૂદ્ધ કરતા અટકાવિયે અને સમજે નહીં તો તેને 'આ તો ઢોર જેવા જણાય છે' એમ કહિયે છિયે પણ તે ઉપરથી અર્થ સમજી આપણે આપણા ઉપર વિચાર કરતા નથી ત્યારે આપણો બોલેલો બોલ આપણને લાગુ પડે છે કે નહીં તે અંતરમા ઉતારી જોવુ જેઓ સારા સચિતવાળા હોય છે તેઓ ઉત્તમ માર્ગઉપર ઉતરવાની વાતને તરત અંતરમાં ગ્રહણ કરી લેછે માટે અમે ઈશ્વર પાસે એવુજ ઇચ્છિયે છિયે કે સર્વે સારા સચિતવાળા થાય, અને ધર્મનો ઉદ્ધાર થાય. ખરૂ વિચારી જોવાથી સહુને જણાશે કે જો ધર્મને માર્ગે નહિ ચાલવામાં આવે તો તેથી કલ્યાણ નથી સસારની સર્વ સગાઇ અને સર્વે પદાર્થો જ્યાંસુધી સ્થૂળ શરીર છે ત્યાંસુધી તે કામના લાગે છે અને પ્રિય લાગે છે પરતુ એ શરીરનુ આયુષ્ય પૂર્ણ થઈ રહ્યુ

એટલે પછી જે ધર્મનું આચરણ થયું હોય અને જે પાપનું આચરણ થયું હોય તેજ જીવને સુખ દુઃખના કારણરૂપ થાય છે. પાપથી પીડા થાય અને ધર્મથી સુખ થાય એમ સાધારણ માણસ પણ જાણી શકે છે ત્યારે માત્ર તે પ્રમાણે કરવાના આળસથીજ શામાટે સુખ થાય તેમ ન કરવું? સઘળું શરીરસાથે નાશ પામે છે અને ધર્મ છે તે શરીર પછે પણ પાછળ આવે છે. એને માટે ઘણા અનુભવિયો પોતાનો અનુભવ દેખાડે છે.—

एक एव सुहृद्धर्मो निधनेप्यनुयातिय: ।
शरीरेण समं नाशं सर्वमन्यत्तुगच्छति ॥

(જે મરણ થતાં પાછળ આવે છે તે ધર્મજ એક સગો છે. કેમકે બીજું બધું શરીરની સાથેજ નાશ થઇ જાય છે.)

આ વાત વિચારી જોતાં સાવ પ્રત્યક્ષ જણાઈ રહે તેવી છે; માટે વિવેકને અનુસરીને પોતાના વર્ણનો, કુળનો, જાતનો અને સામાન્ય ધર્મ પાળવા પ્રીતિવાન્ થવું જોઇએ. ધર્મવિના ઈશ્વરનું સ્વરૂપ ઓળખાતું નથી અને તેને પમાતું પણ નથી; કેમકે અધર્મને માર્ગે ચાલનારાનું હૃદયચક્ષુ નિર્મળ નહીં હોવાથી તે આંધળું થઈ જાય છે. જેનું હૃદયચક્ષુ નિર્મળ હોય છે તેજ ઈશ્વરસ્વરૂપને ઓળખી શકે છે. જેણે નિર્મળ મન કરી ઈશ્વરસ્વરૂપ ઓળખ્યું તેને પછી બાકી શું કર્ત્તવ્ય રહે? પછી તેને કશું કરવાનું રેહેતું નથી. જે માણસ એટલી સ્થિતિએ ન પોચે તેને ગમે તેટલા જન્મ ધારણ કરે તોપણ કરવાનું બાકીજ રહ્યા કરે છે. બ્રાહ્મણનું બ્રાહ્મણપણું, રાજાનું રાજાપણું, વેપારીનું વેપારીપણું, ચાકરનું ચાકરપણું, અને બીજા સઘળા નાના મોટા અધિકારીનું અધિકારપણું, સામાન્ય ધર્મવિના સારી રીતે જળવાઇ શકાતું નથી. સામાન્ય ધર્મવિના જેમ વ્યવહારમાં અનેક અડચણો નડે છે તેમજ પરમાર્થવિચારમાં પણ સામાન્ય ધર્મવિના ચાલતું નથી એ કાંઈ થોડી અડચણ છે?

સામાન્ય ધર્મ અને તેની સાથે વર્ણના ધર્મને ઓછા થતા જતા જોઇએ છિએ તેમાં ઘણા હેતુમાં એક હેતુ એ છે કે છોકરું જન્મીને સમજણું થવા માંડે ત્યારથી, તેને સારે માર્ગે વળવાને કશું જોવામાં આવતું નથી. તેનાં માતાપિતા જે નિત્યનાં સહવાસી હોય છે તેપણ જ્યારે તેને અધર્મનાં આ-

ચરણુ શીખવવા પ્રયત્ન કરે ત્યારે પછી બાળકના સ્વચ્છ અંતઃકરણમાં તેવી નઠારી છાપ જન્મસુધી ન ટળે તેવી પડે તેમાં શું આશ્ચર્ય? ધર્મના વિષયોને જાણનારાં વિદ્વાનોનાં મંડળે સામાન્ય ધર્મ અને જાતિધર્મનાં કોઇ એવાં સ્થળો ઠરાવ્યાં નથી કે જ્યાં બે ઘડી જવાથી ધર્મસંબંધી બે બોલ કાને પડે અને કાંઈક અધર્મવિષયની પડેલી છાપ પડતાં પેહેલાં નિર્બળ થાય. ધર્મસંબંધી ઉપદેશ કે આચરણુસંબંધી ઉપદેશ લેશમાત્ર પણ રહ્યો નથી. પછી ઉછરતી પ્રજાનાં અવળે માર્ગે જવાના સ્વભાવવાળાં મન કેમ સારે માર્ગે ચાલે? અને કેમ બીજા વિપરિત માર્ગમાં તે ન વળગે? આઠ વર્ષનો બાળક હાલની સ્થપાયેલી વિદ્યાશાળામાં શીખવા માંડે તે કળિયુગના પ્રમાણે અરધું આયુષ્ય એટલે ૩૦ વર્ષ જાય ત્યાંસુધી શીખે છે. અને શીખીને કદી ચાર પૈસા કમાઈને પોતાના જેવા સ્વભાવના લોકોમાં વખણાય છે પણ તેનેવિષે ઝીણો વિચાર કરિયે તો સ્પષ્ટ જણાશે કે એ ૨૨ વર્ષ તેણે વ્યાવહારિક વિષયમાં અભ્યાસ કરતાં ધર્મવિષયમાં એક પળ પણ અભ્યાસ કર્યો નથી. વિચારો કે હવે ૩૦ વર્ષે એવાઓને ધર્મની વાત કદી કોઇ કહે તો કેમ ગળે ઉતરે? એટલામાટે જેઓ પોતાનું નઠારું થતાં પણ પારકું ભલું કરનારા ખરા વિદ્વાનો જગત્‌માં હોય તેમણે સર્વે વર્ણો સામાન્ય ધર્મને અને વિશેષ ધર્મને ઓળખે તેવા બોધ લેવાનાં સ્થાનકો સ્થાપવાં જોઇએ, સમય ઠરાવવા જોઇએ અને ધનવાનોએ તેમાં આશ્રય આપવો જોઇએ; કે જેથી ઉછરતી પ્રજા ધર્મવિષય ઉપર લક્ષ આપનારી થાય. આમ થયા વિના સામાન્ય ધર્મ અને વિશેષધર્મ પુષ્ટિ પામી શકશે એમ અનુમાન કરી શકાતું નથી; કેમકે પ્રતિ દિવસે નિરાધાર હોવાથી અવળા ઉતરી જનાર મનને વશ થયેલા લોકો વિપરિત રીતિને વળગતા જાય છે.

## चंद्रप्रभाचरित्र.

( સાંધણુ પાને ૧૪૪ થી. )

એ પ્રમાણે શૃંગારમંજરીનાં વચન સાંભળી ઉગ્રતપા ઘડીમાત્ર વિચારીને બોલ્યા કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારું બોલવું યથાર્થ છે. પણ

તારે અજાણ્યું નહીં હોય કે આ આખું જગત્ દૈવાધીન છે. શું દૈવની પ્રેરણાવિના કોય પણ કાંઇ કરી શકે છે? કાંઈજ નહીં. યોગ, યાગ, તપ, વ્રત, દયા, દાન, વિગેરે અનેક પુણ્યોકરી ઉત્તમ દેવપણાંને પ્રાપ્ત થઇ માત્ર વગર સ્વાર્થે કોયનાં પણ અહિતમાં મનની પ્રવૃત્તિ કરી દેવલોકથી ભ્રષ્ટ થઈ ભૂલોકમાં પડવું એ શું પોતાની ઈચ્છાથી બન્યું છે? તેમજ આ ભૂલોકમાં પણ ઉત્તમ રાજકુળમાં અવતાર લેઈ ઉત્તમ વિદ્યા સંપાદન કરી, ઉત્તમ ગુણો સંપાદન કરી, અને ઉત્તમ સંપત્તિઓ સંપાદન કરી ઉત્તમ રાજ્યાસનો મેળવી સર્વ જગતનું હિત કરવાને બદલે પારકાં અહિત કરવામાં પ્રવૃત્તિ કરી પોતે નરકનું અનુભવી થવું અને પોતાની પ્રાણપ્રિયાઓને પાષાણરૂપ થવું એ શું પોતાની ઇચ્છાથી બન્યું છે? તેમજ આ માણસ કે જેણે સર્વ સુખનો ત્યાગ કરી માત્ર તપનેજ શરણ કરેલ છે તેણે ગમે તેટલો પોતાનો કોઇ અપરાધ કરે તોપણ સહન કરી તેઓનું કલ્યાણજ ઈચ્છવું જોઈયે તેને બદલે પરતંત્ર અબળાઓને દેવકન્યાપણાંથી ભ્રષ્ટ થઈ ભૂલોકની અપ્સરા થવા અને ભૂલોકની અપ્સરામાંથી મણિમય પૂતળીયો થઇ જવા શાપ આપી અનેક વર્ષનાં કરેલાં તપને થોડાં કારણને માટે ઓછું કરવું એટલુંજ નહીં પણ હવે પછી આ પ્રદેશમાં આવનારને માટે પણ શાપ આપી રાખી પોતાનાજ તપરૂપ ઘણે કષ્ટે મેળવેલ ખજાનાને ખાલી કરવા પ્રવૃત્ત થવું એ શું પોતાની ઈચ્છાથી બન્યું છે? સૂક્ષ્મ નજરથી જોતાં તે સર્વ માત્ર દૈવનીજ પ્રેરણાથી બનેલ છે. કોયના પણ હિતને માટે કે અહિતને માટે એક પણ અક્ષર બોલવો તે દૈવની ઇચ્છાવિના કે પ્રેરણાવિના બોલી શકાતોજ નથી. દૈવની ઈચ્છાનું બળ કાંઈ અચિંત્ય છે. દૈવના કર્તવ્યને કોય જાણી શકતું નથી, દૈવનાં કર્તવ્યને કોય અટકાવી શકતુ નથી અને દૈવના કર્તવ્યને કોય ફેરવી શકતું નથી. કોય માણસ કોઇને કાંઇ સારૂં કે નરતું કહે ત્યારે તેના ઉપર રાગ કે દ્વેષ લાવવો તે ભૂલ છે; કેમકે તેમાં તે માણસ દૈવને આધીન છે. જેમ દૈવની પ્રેરણા થાય તેમ તે બોલે તેમાં તેનો શું ગુણ કે શું દોષ? કાંઇજ નહીં. જે તેવી રીતે દૈવને નથી ઓળખતો તે તેને તેવે સમયે મોહ પામે છે. પુત્રિ, એ દૈવના વિલાસની વાત શું કહું? દૈવ, નથી દેવ કે નથી દાનવ, દૈવ નથી યક્ષ કે નથી રાક્ષસ, દૈવ નથી સિદ્ધ કે નથી સાધ્ય, દૈવ નથી ગંધર્વ કે નથી

ચારણ, દૈવ નથી વિદ્યાધર કે નથી કિંનર, દૈવ નથી ભૂત કે નથી પિશાચ, પણ એ સર્વને વશ રાખનાર, એ સર્વને પ્રેરણા કરનાર, અને એ સર્વને પોતાની ઇચ્છા પ્રમાણે ક્ષણમાં હસાવનાર અને ક્ષણમાં રોવરાવનાર અચિંત્ય શક્તિવાળું અતર્ક્ય મહિમાવાળું અદ્ભુત ક્રિયાવાળું તે દૈવ છે. જે દૈવને આધીન દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, સિદ્ધ. સાધ્ય, વિદ્યાધર, ગંધર્વ, ભૂત, પ્રેત. પિશાચ, મુનિ, માનવ, પશુ, અને પક્ષિઓ વિગેરે પ્રાણિયોથી પરિપૂર્ણ અનેક બ્રહ્માંડ છે, તે દૈવ બીજી કાંઈજ વસ્તુ નથી પણ માત્ર પોતપોતાનું પૂર્વજન્મનું કૃતજ છે. જે જે કૃત હસતે મોઢે આનંદથી કરેલ હોય છે તેનાં પરિણામનું ફળ રોતે રોતે મોઢે ચાખવું પડે છે એ કાંઈ ઓછું આશ્ચર્ય છે? આપણુંજ કરેલું કર્મ તે ઉપર કહેલી શક્તિવાળું થઈ પડે છે માટે પ્રથમ કર્મ કરતી વખતજ વિચારવું જોઈયે કે આનું પરિણામ શું આવશે. આ વખતે કરેલો વિચાર કાંઈજ ઉપયોગી નથી. જે કાંઇ મારાથી બોલાયું છે તે દૈવની પ્રેરણાથીજ બોલાયું છે. માટે તેમાં ફેરફાર થાય તેમ નથી. તોપણ મારાથી બનશે તે હું તારી નિર્મળ ભક્તિને લીધે તારા હિતનો વિચાર કરીશ.' આ પ્રમાણે ઉગ્રતપાનું બોલવું સાંભળી શૃંગારમઞ્જરી બોલી કે 'મુનિરાજ! જેવી આપની આજ્ઞા. ત્યારે હવે મને તે શાપને આધીન કરો.' આ વચન સાંભળી 'પુત્રિ! તું ઈન્દ્રનીલમણીરૂપ થઈ જા'. એવું વચન મુનિયે કહ્યું કે તરત તે ઈન્દ્રનીલમણીરૂપ થઇ ગઇ. (અપૂર્ણ.)

---

# અમે તે હવે કેટલીક છૂટ આપિયે?

વર્ત્તમાનકાળમાં કેટલોક સુધરેલો કહેનો તો વર્ગ સ્ત્રિયોને છૂટ આપવાના સંબંધમાં સુધરેલા વિચારો જણાવે છે. તેઓ એ વિચારો જણાવતાં પહેલાં હિંદુઓની સ્ત્રિયોને કેટલી છૂટ મળેલી છે ને કેટલી હવે મળવી જોઈએ તે વિષે વિચાર કરતા જણાતા નથી. સ્ત્રિયોને છૂટ જોઇએ એવા શબ્દ તેઓ મોઢામાંથી કાઢે છે ખરા પરંતુ છૂટ એટલે શું કહેવાય, તેની અવધી કેટલી અને તેનો હેતુ શો? ઈત્યાદિ વિચાર પણ તેઓ ભાગ્યેજ કરતા હશે. તેઓ માત્ર એમજ સમજે છે કે સ્ત્રિયોતો ગુલામગીરીની સ્થિતિમાંજ નિરંતર દિવ-

સો ગાળે છે. પણ તેમ નથી. પ્રજામાં કેળવાયેલો ભાગ ઘણો છે ને તે ભાગ જેવી ઘટે તેવી રીતે યથાયોગ્ય સ્ત્રિયોને સુખ આપે છે. સ્ત્રિયોને જેઓ સુખ આપનારા અને છુટ આપનારા છે તેઓ જ્યારે હજી પણ વધારે છુટ આપવાનાં ભાષણો સાંભાળે છે અને વર્ત્તમાનપત્રોમાં વિષયો વાંચેછે ત્યારે તેઓ એકાએક તપી જઇને ' અમે તે હવે કેટલીક છુટ આપિયે'. એમ બોલી ઊઠેછે. આ ઉપરથી એમ સમજાયછે કે સ્ત્રિયોને છુટ ઘણી મળી છે અને તે છુટથી તેના સંબંધિયોને કાંઈપણ દુ:ખ થવા જેવું થયું છે. એવાઓને જ્યારે પુછિયે છિયે કે ભાઈઓ! તમોએ શી અને કેવી તરેહથી સ્ત્રિયોને છુટ આપીછે? ત્યારે તેઓ ઉભરાઇ જતું પોતાનું હૃદય આપમાણે ખાલી કરે છે.

શું અમે થોડી છુટ આપી છે? નાની છોકરીઓને સમજવા શીખે ત્યારથી નિશાળે બેસારિયેછિયે. બાર કે ચૌદ વરસની થાય ત્યાંસુધી તેઓ મેહેતાજી પાસે અભ્યાસ કરે છે. એટલાં વર્ષસુધી તેને પરણાવવાનું બંધ રાખિયેછિયે. છોકરીઓને કાનમાં પેરવાને હેરિંગ, પગમાં પેરવાને બુટ મોજા, શરીર ઢાંકવામાટે ફેલકાં અને લેગાં તથા માથું ઢાકવાને ભરત ભરેલી ટોપીઓ કે ઝીણીઓઢણીઓ લઈ આપિયે છિયે. બાળલગ્ન ઘણાં નથી થવા દેતા પરંતુ યોગ્ય થયા પછી તેનાં લગ્ન કરિયે છિયે. જેઓને અમે પરણીને લાવિયે છિયે તેઓને અમે અમારા ઘરનો એક પરમેશ્વર સમજીએ છિયે. એનેમાટે ભાતભાતનાં સુંદર ઝીણાં વસ્ત્રો. કબાટ શણગારવાના નકશીદાર કાચના પદાર્થો, પાસે રાખવાના અત્તર આદિ સુગંધી પદાર્થો. કીનખાબના રેજાઓ, સોનેરી કે ઝીકની કોરો, અને અનેક બીજા ઉપયોગી પદાર્થો ખરીદ કરિએ છિયે. તેને વાંચવામાટે નાટક, ગાયનો અને અરેબિયન નાઇટ જેવી વાતો ખરીદ કરાવીને વાંચવાને ભલામણ કરિયે છિયે. વિવાહવાજનમાં મનમાનતાં વસ્ત્રાભૂષણો પેરી માલવાને અનુમતિ આપી મોકલિયે છિયે. ગમે તેવા અમે આબરૂદાર હશું તો પણ મુસલમાનોના વખતથી પેશી ગયેલી કેટલીક ઓઝલ રાખવાની રીતિને દૂર કરી સાધારણ સરસામાન લેવા જવાને અને વ્યાપારી જનોની સાથે વાતચિત કરવાને અમે આનાકાની કરતા નથી. કોઈ સમયે કોઈને ત્યાં કાંઈ સારો અવસર હોય તો શરીર સુંદર દેખાય તેવાં વસ્ત્રો પેહેરી ત્યાં જવાને સૂચવિયે છિયે અને બધી સ્ત્રિયો મળી ગીત કે ગરબા લટકાં કરીને ગાય તે

અમને પસંદ પડતી રીત છે એવું જણાવી ખુશી થઈએ છિયે શું આનું નામ છુટ ન કેહેવાય? આટલેથીજ અમે કાંઇ અટક્યા નથી ઘરમાં પણ કાંઇ કામકાજ ન કરે કે રીસાઇને સુઇ રહે કે કોઈને ધમકાવે તો તે તેનો રોફ અમે ચાનના દઇએ છિયે કદિ કાંઈ માંદા માજા થાય તો, ઓસડનેમાટે દોડમ-દોડ કરી મેલિયે, માથું ચાપિયે, પગ ચાપિયે અને કેટલાક તેને સારૂં લાગે તેના ચતુરાઈ ભરેલા વચનો બોલી તેને માન આપિયે છિયે અમારા મોંમાથી તુકાર તો કદી નીકળતો નથી અમારી માતાને અમે એક નામે અનેકવાર બોલાવી હશે પરંતુ પરણી આણેલીને સ્વપ્નમા પણ એક નામે બોલાવી નથી કાંઈ વાંકમાં જે અને આપિયે કે પત્નીનું કહેલું ગમ કાંઈ ભૂલી જઈએ તો અમે તેના આપેલા મેણા અને ટપકો મહન કરિયે છિયે, પરંતુ તેને તેના ગમે તેવા વાંકમાટે અમે ચુંકારો પણ કરતા નથી અમારા પોતાના બાળકોને અમારાથી કાંઇ કેહેવાઈ ગયું હોય કે સિક્ષા થઇ હોય તો પત્નીતરફથી જે ઠપકો મળે તે અમારે સાંભળવો પડે, પરંતુ જો રીસ ચડવાને લીધે તેણે કાંઇ બાળકને સિક્ષા કરી હોય તો અમારાથી એક અક્ષર પણ કેહેવાતો નથી માત્ર ધીરે સ્વરે સમજાવીને તેમ કરવાનું તેને કારણુંજ પુછિયે છિયે એને અનુકુળ કરી આપવાનેમાટે ભાઈ, બેહેન, ભોજાઇ કે માતાપિતાનીસાથે અવિવેક વાપરિયે છિયે આટલેથીજ કાંઇ અમે અટકતા નથી ગમે તો આખું અંગવસ્ત્રોથી આખો દિવસ ઢાંકી રાખે કે ગમે તો એકજ વસ્ત્ર પેહેરી બેદરકારથી ફર્યા કરે તેમા અમે કશી કાળજીજ રાખતા નથી કેડઉપર ગાસ્વાળી પડખે ઓમેલે સરૂંગટો છાતીઉપર હોય તો પણ શું અને ખશી ગયો હોય તો પણ શું, પારદર્શક વસ્ત્રથી શરીર દેખાતું હોય તો પણ શું અને ન દેખાતું હોય તો પણ શું, આવી સ્થિતિમા કોઇ દેખીજાય તો પણ શું અને ન દેખીજાય તો પણ શું, ઘરના નોકરો ચાકરો કે વમનાયા લોકોસાથે તોછડ માડમાડ દિલ દકાય તેવા એકજ લુગડાના પેરવેશથી કાર્યપ્રસંગની વાતો કરવામા તેમને શરમ લાગતી હોય કે ન લાગતી હોય તેની અમે કશી ગરજ નથી રાખતા. શું આટલી છૂટને છૂટ ન કેહેવાય? આટલેથીજ અમે અટકતા નથી. નાટક, ભાડુંની ભવાઇઓ, કે બીજા તમાસા આગળિયે વગરડી જોવા તેડી જઈએ છિયે જાહેર જગાઓમા ફોટોગ્રાફની છબીઓ લેવરાવવા તેડી જઈએ છિયે

સાંજને સમયે ગાડીમાં બેસારીને કે પગે ચાલતાં હવા ખાવા તેડી જઇયે છિયે. ઘડીવાર પણ તેનું મન દુઃખાય તેવી રીતે વર્તતા નથી. એનો એકે બોલ નીચે પડવા દેતા નથી. એનેમાટે નોકરીની કે વ્યાપારની પણ ઝાઝી દરકાર રાખતા નથી. મોટી મોટી દેશદેશની સુધારાની વાતો તેની આગળ કરિયે છિયે અને સર્વ વાતે બંધાઈ રહેલાનીપેઠે રહિયે છિયે. એમને જરા ઉદાસી થાય તો અમે મહા વિચારમાં પડીજઈ ગાભરા બની જઇ તેની ઉદાસી મટવાને ઝટપટ પ્રયત્ન કરિયે છિયે. શું આનું નામ છૂટ ન કેહેવાય? આથી તે અમે કેટલીક વધારે છૂટ આપીએ? ઘરનું એક જરા જેટલું પણ કામ હોય તેનેમાટે પણ અમે તેને તસ્દી લેવા દેતા નથી અને માત્ર સાંગામાંચી કે ચાકળાઉપર બેસારીને કેનવાસનાં કે હીરનાં કે મોતીનાં ભરત ભરાવિયે છિયે. તો પણ હજી લોકો સ્ત્રિયોને છૂટ નથી આપતા એવો અમારા ઉપર આરોપ મૂકે છે તે હવે ખમાતો નથી. હવે ક્યા પ્રકારની છૂટ બાકી રહી છે તે અમે જાણી શકતા નથી માટે સ્ત્રિયોની હીમાયતી કરનારા લોકોએ જણાવવું જોઇએ કે આવી જાતની છૂટ હજી સ્ત્રિયોને જોઇએ તો તેપ્રમાણે અમે છૂટ આપવાનું યત્ન કરિયે; કેમકે જેમ તેમ કરીને સ્ત્રિયોને સુખી કરી અમને સુખી થવાનું મન છે. લોકો ગમે તેમ મનમાં ધારતા હોય પરંતુ અમે અમારા પ્રાચીન પુરૂષોના વિચારો કે પુસ્તકનાં પ્રમાણોઉપર પણ નજર રાખી નથી. પતિ પરદેશ જાય ત્યારે સ્ત્રીને કેવી રીતે વર્તવું તે વિષે લખાયેલું છે કેઃ—

'क्रीडाशरीरसंस्कारसमाजोत्सवदर्शनं ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका' ॥

(ક્રીડા, શરીરનો સંસ્કાર, સમાજ અને ઉત્સવનું દર્શન, હસવું. અને પારકે ઘેર જવું એ સઘળું જેનો પતિ પરદેશ ગયેલો હોય તે સ્ત્રીએ તજવું જોઈએ.)

આ ઉપર અમે કશું લક્ષ રાખ્યું નથી. અમે પરદેશ ગયા હોઇએ ત્યારે તેઓ મનગમની ક્રીડા કરે છે, પુરૂષો આદિકના સમાજોમાં જાય છે, કોઈને ત્યાં ઉત્સવ હોય તો તે જોવાને જાય છે. આંખ ચાંદલો કરવા આદિ બધા શરીરના સંસ્કાર કરે છે, શરીરે મેહેલાં રેહેતા નથી, મરજી મુજબ જ્યાં જેવો પ્રસંગ ત્યાં તેવું હસે છે અને ઠઠ્ઠામશ્કરી કરે છે તેમજ પારકે ઘેર પણ જાય છે. એ સઘળું જો અમે છૂટ આપી ન હોય તો કેમ થઈ શકે?

એ બાબતમાં અમારૂં કશુ ચાલતુ નથી તેથી અમે ખોટી બડાઈ મારિયે છિયે એમ જો બીજાને લાગે તો તે ન લગાડવાને અમારી પાસે ઉપાય નથી. આ મને તો એમ લાગે છે કે એવી બાબતો પંગણે પળાવવામાં કેટલીક જાતનો વેહેમ રહેલો કહેવાય છે માટે આપણે તેવા વેહેમ સુધરેલા થઇને રાખવા ન જોઈએ. આવાં કારણોથી અમે પરદેશ જઇએ તોપણ તેમને કશો અમુક રીતે ચાલવું એવો વિધિનિષેધનો ઉપદેશ કરતા નથી. તેમ તેઓ અમને પુછતાં પણ નથી અને સમજતાં પણ નથી કહો હવે એ શું થોડી છૂટ ? જે જે પુસ્તકો કે વાતોમાં સ્ત્રીએ પતિને પરમેશ્વરરૂપ માનવો અને તેના સબંધિયોને યોગ્ય માન આપવુ એવી બાબત સમાયેલી હોય તેવાં પુસ્તકોને અને વાતોને અમે ધિક્કારી કાઢીયે છિયે અને તેને કાને કે નજરે પડવા દેતા નથી. એનું કારણ શું હશે ? એનું કારણ એજ કે જો તેવી વાતો વાચે કે તેવાં પુસ્તકો વાંચે તો તેથી કાચા મનની હોય તો વળી બિચારી પરાધીન રેહેવામાં પોતાનું કલ્યાણ માની બેસે તેથી તેને ગુલામગીરી ભોગવવી પડે અને અમારો છૂટ આપવાનો જે હેતુ છે તે પાર પડે નહીં. વળી સ્ત્રીએ કાંઇ પણ કામ સ્વતંત્રતાથી ન કરવાવિષે એવું વચન કહેવાય છે કે——

'बाल्यया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेष्वपि' ॥

( બાળક, જુવાન અથવા વૃદ્ધ સ્ત્રીએ પણ ઘરનું પણ કાંઇ કામ સ્વતંત્રતાથી કરવું નહીં ) સારાંશ કે બાળપણમાં માતાપિતા વિગેરેની સંમતિથી, જુવાનીમાં પતિની સંમતિથી અને ઘડપણમાં પુત્રાદિની સંમતિથી કામ કરવું. સંમતિવિના ઘરમાં પણ કામ કરવુ નહીં, એમ કહે છે ત્યારે પછી બહારનું કામ તો સ્વતંત્રતાથી સ્ત્રીજાતિથી કેમજ થઇ શકે ?

પણ એ વાતઉપર પણ અમે બીલકુલ લક્ષ આપતા નથી. સહુ સહુએ પોતપોતાનું કામ પોતપોતાની મરજી પ્રમાણે કરવું તેમાં વળી સ્વતંત્રપણું અને અસ્વતંત્રપણુ શું હોય ? એ તો સઘળો વેહેમનો વિચાર છે. ગમે તો બાળક હોય, ગમે તો જુવાન હોય કે ગમે તો વૃદ્ધ હોય તેને સઘળે પોતપોતાના કામમાં સંપૂર્ણ છૂટ છે. બહારનાં કામોને માટે પણ અમારા તરફથી કશું બંધન નથી તો પછી ઘરના કામમાટે કેમ બંધન કરિયે ? આજે શું કામ ક્રિ-

યોએ કર્યું અને તેમાં કેટલું યોગ્યાયોગ્ય થયું તે વિષે વાત પણ અમે કાને સાંભળતા નથી, કેમકે જીવ છે તે કદી કાંઈ અમને ન ગમે તેવું તેનાથી થયું હોય તો ફરીને તેવું ન થવાને કહેવું પડે તેથી તેની સ્વતંત્રતાને ઝાંખ લાગે જે કાંઈ તે કરે છે અને તે સમજે છે તે બરાબર છે એમજ અમે માની રહેલા છિયે. અમારા મનમાં જો તેઓને છૂટ આપવા વિચાર ન હોય તો ઉપરના વાકય પ્રમાણે શામાટે અમલ કરિયે નહીં? પુરૂષજાતિથી શું નથઈ શકે તેવું છે? વળી ખરચ કરવા આદીમાં અને ઘરને સંભાળવા આદીમાં તેના ધર્મવિષે એવું કહેવામાં આવે છે કેઃ—

"संयतोपस्करादक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयोःपादवंदनं भर्तृतत्परा' ॥

(ઘરનો સામાન બરાબર ગોઠવનારી, ડાહી, રાજી રહેનારી, ખરચ નહીં કરનારી અને સ્વામીને તત્પર રહેનારી સ્ત્રીએ સાસુ-સસરાને પગે લાગવું) સારાંશ એ છે કે ઘરનો સરસામાન સાફ રાખી યોગ્ય રીતે ગોઠવવો, ડહાપણુ વાળું થવું, રાજી રહેવું, શક્તિ ઉપરાંત ખરચ કરવું નહીં, સ્વામીને આધીનં રેહેવું અને સાસુ-સસરાનો આદર રાખવો એ કુળવાન સ્ત્રીનો ધર્મ છે.

આ ઉપર પણ અમે કશું લક્ષ રાખ્યું નથી તે માત્ર સ્વતંત્રતા આપવા માટેજ. ઘરનો સામાન બરોબર ગોઠવાય કે સાફ થાય ન થાય તો ચલાવી લઈએછિયે, બોલવા-ચાલવાનું ડહાપણ હોય ન હોય તો તે પણ ચલાવી લઇએ છિયે, રાજી રહેતી હોય કે ન રહેતી હોય તો તે પણ ચલાવી લઈએ છિયે, શક્તિ ઉપરાંત ખરચ કરાવે તો તે પણ ચલાવી લઈએ છિયે, અમારે આધીન રહે ન રહે તોપણ ચલાવી લઈએ છિયે, અને સાસુસસરાને માન આપે ન આપે તો પણ ચલાવી લઈએ છિયે. અમારામાનો એવો કોકજ ભાગ્યશાળી હશે કે જેની સ્ત્રી પોતાની મેળેજ ઉપરના શ્લોક પ્રમાણે વરતી છૂટનો લાભ લેવા ઇચ્છતી ન હોય. અને કદી કોઇ હઠીલી થઈને તેની પોતાની મેળેજ પોતે બંધન ઈચ્છનારી અને છુટને તરછોડનારી થાય તો એમાં પછી પુરૂષોનો શો અપરાધ અને તેમ ન થવા દેવાને શો ઉપાય? પણ આમ બનવું કઠણ છે. અમે અમારે ધંધેથી ઘેર આવિયે ત્યાં બે ચાર ઠામ, બે ચાર કપડાં અને છોકરાંનાં રમકડાં પગમાં અથડાય. શાંત થઈને બેસા ન

હોઇએ ત્યાં કાંઈ પ્રપંચની વાત નીકળે માંહ મરજીથી વિરુદ્ધ પડી ગયું હોય તો આવિયે તેનું મોઢું ચગાવીને બેસે અમારી ગેરહાજરીમાં પંદર કમાતા હોઇએ તો પચીશનું ખર્ચ કરી મેલ્યું હોય ને વળે વારે આભૂષણ વસ્ત્રાદિકનું કરવાને સૂચવે આધીન થઈને રહેવું તે શું કહેવાય તે ન જાણતી હોય એટલે સ્વામીને આ વખતે શું ગમે છે તે તો ક્યાંથી વિચારી જાણે ? અને ન જાણે ત્યારેપછી માતા-પિતાને પગે લાગવું કે આદર આપવા તે તો રહ્યો પણ તેનું ચીંધેલું કામ પણ તે ભય રાખીને શી રીતે કરે ? આ બધા અમારી આપેલી સ્વતંત્રતા (છૂટ) ના ફળ કાંઈ અમને ઓછો આનંદ આપતા નથી ! ગમે તેટલી મેહેનત કરીને કે ઉદાસ થઈને ઘેર આવ્યા હોઇએ તો સ્ત્રી તરફથી બે બોલ વિનય-વિવેકના સાંભળવાની આશા ન રાખતાં અમેજ વિનય-વિવેકના બોલ પ્રથમથી બોલી તેની ઉદાસી દૂર કરી અને તેને સર્વ વાતે પ્રસન્ન થાય તેવું કરી અમે અમારા મનને સંતોષ માની લઇએ છિયે, અને અમે જે કરિયે છિયે તે રીતિથી વિરુદ્ધ નથી એમ સમજીએ છિયે તો આનું નામ છૂટ ન કહેવાય ? અને ન કહેવાય તો પછી દુનિયામાં એથી બીજી છૂટ કયા ભાગમાં વતાઇ રહી છે તે અમે જાણી શકતા નથી સુધારાના આગેવાનો પોતે તો કરતા હોય ન કરતા હોય તો તેનું મન જાણે પણ અમે તો તેના વચન ઉપર સુખ થવાને અને લેવાને જેમ તેઓ બોલે લખે છે તેમ કરતા જઇએ છિયે તેમ છતાં પણ સ્ત્રીઓ ગુલામગીરી ભોગવે છે એમ બોલતાં બીલકુલ વાર લગાડતું નથી આજ તો સ્ત્રિયો વાંચી લખી શકે છે માટે પુરુષો તેમને છૂટ આપે છે કે નહીં તે વિષે સ્ત્રિયો જ્યારે સાક્ષી આપે ત્યારે માનવામાં આવે એમ લાગે છે કોઈ પણ પ્રકારથી સ્ત્રિયોને દુઃખ થાય તેવું કશું અમે રાખ્યું નથી સરલ વચન બોલવું એ સ્ત્રીનો ધર્મ છતાં તે કડવું બોલે તો પણ અમે સાંભળી રહીયે છિયે, પતિને પ્રિય અને હિત હોય તેવું બોલવું એ સ્ત્રીનો ધર્મ છતાં અહિત અને અપ્રિય બોલે તે અમે સાંભળિયે છિયે, ઝાઝું બોલવું કે વાદ કરવો નહિ એ સ્ત્રીનો ધર્મ છતાં જે કજિયો ટંટો થાય તે જોઇએ છિયે, કરકસર કરવી એ સ્ત્રીનો ધર્મ છતાં ગમે તેટલું ખરચ કરે તે ઉપાડીએ છિયે. ધર્મમાં અને અર્થમાં વધારો કરાવવો એ સ્ત્રીનો ધર્મ છતાં ઉલટો તેમાં વિરોધ થાય તેવું કરે તે અમે ખમી રહિને છિયે ભૂલવું નહીં

એ સ્ત્રીનો ધર્મ છતાં વારંવાર ભૂલ કરે તો ગણકારતા નથી. શાંત અને ગરીબ થઇને રેહેવું એ સ્ત્રિયોનો ધર્મ છતાં છકી જાય છે તે અમે સુખરૂપ માની લઇએ છીએ, ધીરજ રાખવી એ સ્ત્રિયોનો ધર્મ છતાં એકાએક તપી જાય છે તે અમે સહન કરિએ છિયે, પારકું કે પોતાનાનું સારૂં જોઇને પ્રસન્ન થવું એ સ્ત્રિઓનો ધર્મ છતાં અદેખાઇ કરે છે તે અમે લેખતા નથી, મીઠું બોલવું એ સ્ત્રિયોનો ધર્મ છતાં કડવાં વચન બોલે છે તે અમે શ્રવણ કરિયે છિયે, નિરભિમાનપણું રાખવું એ સ્ત્રીનો ધર્મ છતાં અભિમાની થઇ પડે છે તે અમે મોટાઇરૂપ માનિયે છિયે, કોઈના ગુણદોષ જણાય તો તે હૃદયમાંજ રેહેવા દેવા એ સ્ત્રિયોનો ધર્મ છતાં ચાડિયાપણું કરે છે તે અમે ચતુરાઇમાં લેખિયે છિયે, સર્વ ઉપર દયા રાખવી એ સ્ત્રીઓનો ધર્મ છતાં નિર્દય થઇ કોઇને દુઃખ દે છે એ અમે દાબી રાખીયે છિયે, સર્વ ઉપર સ્નેહ રાખવો એ સ્ત્રીનો ધર્મ છતાં પરસ્પર દ્વેષ કરાવે છે તે અમે ગણકારતા નથી, સ્વામીની સેવા કરવી એ સ્ત્રીનો ધર્મ છે છતાં અમે તેની સેવા કરિયે છિયે, સગાં-કુટુંબીમાં સંપ રખાવવો એ સ્ત્રીનો ધર્મ છતાં તે કુસંપ કરાવે છે અને અમે સંપ કરાવિયે છિયે, એમ અનેક પ્રકારના તેના દોષોઉપર અને તેનાં રીત ભાતનાં ઉલટાપણાંઉપર અમને જરા પણ અણગમો ઉપજતો નથી. એનું કારણ જો છૂટ નહિ તો બીજું શું કેહેવાય? અરે એતો એ પણ જીવતાં અને મુવા પછી સ્વામીને અનુરક્ત રેહેવું એ સ્ત્રીનો ધર્મ છતાં અમે પુનરૂઢાહમાટે ઉત્તેજન આપ્યા કરિયે છિયે એથી મોટી છૂટ જગતમાં બીજી કઇ છે ? 'उपचर्यः क्रियासाध्व्या सततं देववत्पतिः' ( સાધ્વી સ્ત્રીએ પતિની દેવની પેરે પરિચર્યા કરવી. ) આ મહામુનિ મનુનાં વાક્યનો પણ અમે અતિ અનાદર કરિયે છિયે. અને તેને બદલે 'स्त्रियोदेव्योगृहश्रियः ( સ્ત્રિયો દેવીરૂપ અને ઘરની લક્ષ્મીરૂપ છે ઇત્યાદિ વાક્યોને અનુસરીને સઘળો વ્યવહાર ચલાવિયે છિયે.

હવે જો પુછાવો તો એટલી છૂટ આપવાની રહી છે કે રસોઇ કરવી, વાસણો સાફ કરવાં, ભરત ભરવાં, દાણા સુામા કરવા, લુગડાં સાંધવાં, છોકરાં સાચવવાં, અને રાતાં કપડાં પેહેરવાં; એ આદિ જે કામ એમને કરવાનાં છે તે અમારે કરવાં અને એમને છૂટાં કરવાં. અમને તો લાગે છે કે અમારી દશા આમારાજ દોષથી એવી થવાને હવે ઘણી વાર નથી; કેમકે અમારી

સ્ત્રિયો છૂટ લેવાને માગણી કરે છે ત્યારે પછી એકબીજાના કામ બદલાવવાની માગણી કેમ નહીં કરે? સુધરેલો વર્ગ જ્યાં ત્યાં બોલે છે કે સ્ત્રિયો પણ ઈશ્વરની સૃષ્ટિમાં છે, એમને પુરૂષના કરતાં શું ઓછું છે કે તેમને પુરૂષની બરોબર હક ન મળે? આ બોલો સ્ત્રિયોને મીઠા સાકર જેવા શામાટે ન લાગે? ન લાગે એવો ભાગ છે તે તો કાળો પથર પલળે તોજ તેવાં વાક્યો માને તેમ છે.

આ તેઓના ઉભરાતાં હૃદયનો ઉભરો અમે સાંભળી બહુ ગંભીરતાથી વિચાર કર્યો ત્યારે અમને લાગ્યું કે છૂટ આપવાના સંબંધમાં લોકો હવે સારી પેઠે જાણીતા અને વેહેમ વગરના થયા છે. જેઓ જરા વેહેમવાળા છે તેઓનો વેહેમ તેઓના મનમાંજ રહે છે કેમકે દેખાદેખીને લીધે પોતાની મેળે સ્ત્રીઓ છૂટ લેછે તેથી કશું તેમનું ચાલતું નથી સ્ત્રિયોને છૂટ આપવા માટે હવે ઘણા ઉપદેશની જરૂર નથી. (અપૂર્ણ)

## કરમેતી બાઈ.*

દક્ષિણ દેશના ખાન્ડલ નામમાં એક રાજા હતો, તેના પુરોહિતનું નામ પરશુરામ હતું પરશુરામ પંડિતની કન્યાનું નામ કરમેતિબાઇ હતું. રાજા અને પુરોહિત પરમ વૈષ્ણવ હતા. પેહેલા વૈષ્ણવો સ્ત્રીને અને કન્યાને વિદ્યા શિખાડતા લખવા વાચવાનો અભ્યાસ કરીને ધર્મના ગ્રંથ વાંચે એવો તેઓનો મુખ્ય ઉદ્દેશ હતો કરમેતિ અલ્પ વયમાંજ વિદ્યાવાળી થઇ. વિદ્યા શીખવા સાથે વૈષ્ણવધર્મમાં અતિ શ્રદ્ધા થઈ પરશુરામ પંડિતે વિદ્યાવાળા સાધ્વી કન્યાનું સત્પાત્ર જોઇને દાન કર્યું પણ કરમેતિબાઇ વગર ઇચ્છાએ પરણી તેથી પરણ્યા પછી પતિને ઘેર જવાને તેને જરા પણ મન થયું નહિ કરમેતિનો એવો વ્યવહાર જોઇને સર્વે આશ્ચર્ય પામ્યા તે એકાંતમાં એસીને ઈષ્ટદેવતાનું ચિંતન કરતી, ઘેલીની પેઠે કદી હસતી, કદી રડતી, અને કદી તો ઉંચે સ્વરે 'હે નાથ!' એમ બોલીને કંપી ઉઠતી. કૃષ્ણભક્તિરૂપ કલ્પલતાથી પોતે સજ્જડ બંધાઇ ગઇ, તેનેલીધે તે નિરંતર તે વિના બીજું કશું જાણતીજ નહીં.

* આમા કેટલાક શબ્દ વાક્યાદીકનો ફેરફાર અને કાઢ ઘાલ કરવાની જરૂર પડવાથી તેમ કર્યું છે

એવી રીતે કેટલાક દિવસ ગયા પછી ધણીને ઘેર લઈ જવાને સારૂં પાછો યત્ન કરવા લાગ્યા પણ કરમેતિને સંસાર ગમતો નહિ તેથી તે 'સાસરે જવાથી કુસંગ થશે, વિષયરૂપી ચોર મન-બુદ્ધિને હરણ કરશે, કૃષ્ણભક્તિ-રૂપ સ્પર્શમણિ હારી જઇશ, તો પછી હું શું કરીશ?' એવો વિચાર કરતાં કરતાં પૃથ્વી ઉપર પડી ગઇ અને રડવા લાગી. છેવટ છૂપી રીતે વૃન્દાવનમાં ભાગી જઈને રેહેવાનું તેણે નક્કી કર્યું.

એવો નિશ્ચય કરીને કરમેતિ મનના અનુરાગથી ઘરમાંથી બહાર નીકળી. ચોતરફ દરવાજા બંધ હોવાથી બીજે માળેથી નીચે કુદી પડી. અતિ ભક્તિથી ઉંચેથી પડતાં શરીરમાં વેદના થઈ નહિ. નીચે પડતાંજ વૃન્દાવનની તરફ ચાલવા માંડ્યું. સવારે પરશુરામ પંડિતે ઘરમાં દીકરી ન દેખવાથી ચોતરફ શોધ કર્યો. લોકધર્મના ભયથી પરશુરામને નીચું જોવા જેવું થયું તેથી રાજાની આગળ જઇને કહ્યું કે 'મહારાજ! મારાં નાક-કાન કપાયાં છે, કેમકે મારી કન્યા રાતની મળતી નથી, પછી મનના દુઃખથી જંગલમાં ગઇ કે પાણીમાં ડુબી મરી તે કાંઇ જાણતો નથી.' રાજાએ તે સાંભળીને હૃદયમાં ઘણો ખેદ પામી કરમેતિનો શોધ કરવાને માટે ચારે બાજુ માણસો દોડાવ્યાં. કરમેતિને દૂરથી પોતાને શોધવા માટે માણસો આવતાં જોઈ ઉજડ વગડામાં છપાવાનો ઉપાય કોઈ સુજ્યો નહીં. છેવટ સામે એક મરેલો ઊંટ પડેલો હતો તેના પેટ પછવાડે જઈને ભરાઇ બેઠી તેથી દુર્ગંધથી તેની આગળ કોઇ પણ આવ્યું નહિ. કરમેતિ ત્રણ દિવસ સુધી ઉપવાસ કરીને તે દુર્ગંધવાળા ઊંટની પાછળ કૃષ્ણના કીર્તનરૂપ અમૃતરસથી મગ્ન હતી. ચોથે દિવસે ગંગામાં સ્નાન કરીને શુદ્ધ થઇ. એવી રીતે ઘણા કષ્ટથી ચાલતી ચાલતી વૃન્દાવનમાં પોહોચી. વૃન્દાવન જોવાની ઘણા દિવસની ઇચ્છા પરીપૂર્ણ થઇ તેથી અતિ આનંદે બ્રહ્મકુંડના કાંઠા ઉપરના ઘોર અરણ્યમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતી બેઠી.

પરશુરામ પંડિત કન્યાથી વિખુટો પડતાં શોકાતુર હૃદયથી શોધ કરતો કરતો વૃન્દાવનમાં ગયો. સારી પેઠે વનમાં શોધ કર્યો પરંતુ કાંઇ પણ કરમેતિનો પતો લાગ્યો નહિ. એક દિવસ એક ઊંચા ઝાડ ઉપર ચઢીને ચોતરફ જોવા લાગ્યો તો એકદમ બ્રહ્મકુંડના તીર ઉપરનાં ઘાટાં અરણ્યમાં દીકરીને દીઠી. ઝાડ ઉપરથી ઉતરીને સંગીઓને સાથે લઇને દીકરી પાસે ગયો.

યા જઇને જુવે છે તો કરમેતિ ધ્યાનમા લાગેલી હતી કંઈ પણ બહારનું જ્ઞાન તેને હતુ નહીં અને બેઉ આંખમાથી દડ દડ પાણીની ધારા વહેલી હતી એ જોઇને પરશુરામનું હૃદય ગળી ગયુ તે વેળાએ કરમેતિને પોતાની કન્યા છે એવો ભાવ તજી દઇ તેને પોતે પ્રણામ કર્યાં

થોડા વખત થયા પછી કરમેતિને ભાન થયુ સામે પિતાને જોઇને પ્રણામ કરીને નીચુ મોઢુ કર્યુ પરશુરામે ઘણો વિનય બતાવીને કહ્યુ કે 'બેન ! ઘેર ચાલો વગડામા વસવાનું પ્રયોજન શુ ? ઘરમા બેસીને ઈશ્વર ભજન કરો તમે ભાગ્ય વગની શોભા છો તમને જોઇને હું અમૃત સાગરમા નાહ્યા જેવો શાંત થયો છુ " આ સાભળી કરમેતિ બોલી કે 'પિતાજી ! મારી એટલી સ્તુતિ કેમ કરો છો ? ભક્તિરૂપ સિંધુના આનંદરૂપ તરંગમા મારૂ મન બુડયુ છે તે હવે ઉઠી શકશે નહિ મારા શરીરને લઈ જવાનું શુ કારણ છે ? એટલા માટે હવે આગ્રહ કરશો નહીં મારી આશા છોડીને ઘેર જાઓ જે માણસનું મૃત્યુ થયુ છે તેને વાસ્તે બીજી આશા કેમ કરો છો ? એટલા માટે આપ ઘેર જઇને કૃષ્ણસેવા કરો મારા દુ:ખથી ઝેર ન પીતા કૃષ્ણપ્રેમામૃત પીજો તેનાથી બહુ સુખી થશો ને દિવસે દિવસ આનંદની વૃદ્ધિ થશે ' એ વાત બોલતી બોલતી કરમેતિ મૂર્છિત થઈ ગઇ પરશુરામ કન્યાનો ભાવ જોઇને તેને હજારો ધન્યવાદ આપીને પોતાને ધિક્કાર આપવા લાગ્યો પછી પંડિત પરશુરામે રડતા રડતા ઘેર આવીને સર્વ વાત રાજાને કહી રાજા તે સાભળીને કરમેતિને જોવાને માટે વૃન્દાવનમા ગયા ત્યા જઇને જુવે છે તો તે બાઇ જમુનાના કિનારા ઉપર બેસીને કૃષ્ણનુ નામ ગાતી હતી રાજાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા કરમેતિએ પણ રાજાને પ્રણામ કર્યો રાજાએ તે બાઇને રેહેવાને વાસ્તે બ્રહ્મકુંડને તીરે એક ઝુંપડી બનાવવાનું કહ્યુ પણ બાઇએ કહ્યુ કે જમીન ખોદવાથી ઘણા જીવની હિંસા થશે એટલા માટે એવુ કામ કરવુ નહીં તોપણ રાજાએ અનેક વિનય અને આગ્રહ કરીને એક પાકી ઝુંપડી બનાવી આપી તે ઝુંપડીનું ચિન્હ આજ પણ છે

એવી રીતે કરમેતિ બાઇએ બહુ દિનસુધી ફળ મૂળ ખાઇને તપસ્યા કરીને સમાગનો ત્યાગ કર્યા

# शाहजादा ड्युक आफ एलबनीनुं दुःखदायक मरण.

આ લખવાને અતિ દુઃખ ઉપજે છે કે આપણાં માયાળુ માનવંતાં મહારાણીના નાના પુત્ર ડયુક ઓફ એલબનીનું અચાક મરણ થયું છે. નામદાર શહાનશાહાનુ ઉપર આવી પડેલા અત્યંત વજ્રપાત જેવાં દુઃખમાં અહીંની સઘળી પ્રજા અરેરાટીના ઉચ્ચાર સાથે ખેદ કરતી લાગ લે છે. ફ્રાન્સમાં કેન્સ મધ્યેની નાટકશાળા આગળ તા. ૨૭-૩-૮૪ ગુરૂવારને રોજ પડી ગયો તે વખતે ઘણી ઇજા થયેલી ધારવામાં આવેલી ન હતી. પણ શુક્રવારની રાતે બેશુદ્ધ થઇ એ બજાને સુમારે ૩૧ વર્ષની ભર જુવાનીમાં આ સંસાર છોડી ગયો છે. કહેવાય છે કે માથે લોહી ચડી જવાથી મરણ નીપજ્યું.

આ રાજકુમાર તા. ૭-૪-૧૮૫૩ ને રોજ બકીંગહામના મેહેલમાં જન્મ્યો હતો. ૧૮૭૨ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થયા પછી તેણે ડી. સી. એલની પદવી મેળવી હતી. ૧૮૮૧ માં પારલામેન્ટની બેઠક લીધી હતી અને ૧૮૮૨ માં એપ્રીલની ૨૭ મી તારીખે વિંડસર ક્યાસ્ટલમાં પીમોંટના શાહાજાદાની શાહજાદી હેલીના ફ્રેડ્રીકા આગસ્ટાની સાથે લગ્ન થયાં હતાં. જે પછી તેને પાર્લમેન્ટ તરફથી મળતાં દોઢ લાખનાં લવાજમમાં વધારો થઇને અઢી લાખ રૂપિયાની સાલગીરી થઈ હતી. આથી જણાશે કે તેને પરણનારના દુઃખનો કંઈ પાર રહ્યો નહીં. તેમને એક પુત્રી તા. ૨૫-૨-૧૮૮૩ ને રોજ અવતરેલી છે.

મરનાર શાહાજાદો નાઈટ ઓફ ધી ગારટર, નાઈટ ઓફ ધી સબ, નાઇટ ગ્રાન્ટ કમાંડર આફ ધી સ્ટાર આફ ઇન્ડિયા, નાઇટ ગ્રાન્ટ કમાંડર આફ સેંટ મેચીલ વિગેરે ખીતાબો ભોગવતો હતો. વિદ્યાભ્યાસ તરફ તેનું વધારે વલણ હતું ધર્મખાતાનરફ પણ એમનો આશ્રય હતો. જાહેર લખનારા તરીકે તેણે સારી પિખ્યાતી મેળવી હતી. કેળવણીની હાલત પર તેણે એક અસર કારક ભાષણ કર્યું હતું. સાધારણ વર્ગમાં કેળવણીનો ફેલાવો કરવાના સંબંધમાં તેણે કરેલી ટીકા એક ઓલે રૂપી હતી. થોડી મુદત ઉપર નામદાર મહારાણીની એક વહાલી પુત્રી મરણ પામી હતી અને આ વખતે પોતાના

વ્હાલા પુત્રનું મરણ થયું એ અતિ અસહ્ય દુ:ખ આવી પડ્યું પણ ઈશ્વરી નાવ આગળ શો ઉપાય

---

## संसारने शा माटे धिक्कार?

### हरिगीत.

સુખ માનિયે જેનેવિષે તે દુ:ખદાયક થાય છે
તેમજ જણાતા દુ:ખદાયકથી સદા સુખ થાય છે;
પણ છે નહિ સુખ લેશ પણ પશુ પક્ષિ કે નરનારને.
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
ગુણિજન ઘણા ગુથાઇને ગોથા ઘણા ખાતા ગયા,
સુખિયા ગણાતા જે જનો તે દૈવથી દુખિયા થયા,
મુનિવર મરી ખૂટા બધા પામ્યા નથી પણ પારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
સંબંધ સાચો હોય પણ પૈસા વિના કાચો અરે,
આ ઠાઠમાઠ નજરવડે દેખાય તે જુઠા ઠરે,
લુટે લફંગા લોક પરધનધામ ને પરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
ચાડી અને ચુગલાઈ ચારે કોરથી ચમકાવતી,
લુચ્ચાઇ ને લોકાઇ ભાડભવાઈ પણ ભડકાવતી,
સમજે નહીં જન કોઇ પણ નિજ કર્મ કે આચારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
આશા અને તૃષ્ણા નદીમા લોક ગળકા ખાય છે,
મદ મોહ કામ ક્રોધ તેમજ લોભથી લુંટાય છે,
સમજણ વિના માથે વહે પંડિતપણાના ભારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
જુઠી બધી જંજાળ તે સાચી સદા સમજાય જે

---

## शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીનજનને દાડી દયાદષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

### નીચે લખેલા સદ્ગૃહસ્થોના નાણાં પોહોચ્યાં.

| | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|
| રા. રા. ગીરજાશંકર મણિશંકર ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| નડિયાદ લાઈબ્રેરીના ... ... ... ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| રા. રા. બળવંતરાય દીનાનાથ વકીલના ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| મે. સા. હરિદાસભાઈ વિહારિદાસના... | ૩૮ થી૪૦ ની શાલસુધીના | ૫ | ૪ | ૦ |
| મોની રામજી ભગવાનના ... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| ઠા. કેશવજી પુરશોત્તમના ... ... ... | ૪૦ ની શાલના | ૧ | ૮ | ૦ |
| શેઠ વનરાવનદાસ પુરશોત્તમના ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| શેઠ જેઠા પુરશોત્તમના ... ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| રા. રા. દેશાઇભાઈ કાળીદાસ વકીલના ... ... | ૩૯–૪૦ ના | ૩ | ૬ | ૦ |
| શેઠ દામજી આગપાળના ... ... ... ... | ૩૯–૪૦ ના | ૩ | ૩ | ૬ |
| રા. ઇચ્છારામ હરગોવિંદદાસના. ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| શેઠ વિઠલદાસ ગોકળદાસના ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| રા. વકીલ ચીમનલાલ કપુરચંદના ... ... | ૩૯ તથા ૪૦ ના | ૩ | ૬ | ૦ |
| રા. સા. કેશવલાલ હીરાલાલ દફતરદારના ... | ૩૭ થી ૪૦સુધીના | ૬ | ૧૨ | ૦ |
| દોશી હીમજી લખમીચંદના ... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. રા. પનજી નથુ ગોંદડ કારભારી સાહેબના. | ૧૯૩૯–૪૦ ના | ૩ | ૬ | ૦ |
| મે. સા. ખાન શ્રી ૭ શહામત ખાનજીના ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| શા. મુળજી પુરશોત્તમના... ... ... ... ... | ૩૯–૪૦ ના | ૩ | ૦ | ૦ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું. | જ્યેષ્ઠ, સંવત્ ૧૯૪૦. | અંક ૮ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मन अथवा चित्त.

पतितं पशुरपि कूपे निःसर्तुं चरणचालनं कुरुते ।
धिक्त्वां चित्त भवाब्धेरिच्छामपि नो बिभर्षि निःसर्तुं ॥*

(કુવામાં પડેલો પશુ પણ બહાર નીકળવા પગ ચલાવે છે પણ હે ચિત્ત! તું તો ભવસાગરને તરવાને ઇચ્છા પણ કરતું નથી માટે તને ધિક્કાર છે)

ઘણો ઘણે ઠેકાણે આપણે મનનો તિરસ્કાર કરાતું વાંચિયે છિયે અને સાંભળિયે છિયે. તેને તિરસ્કાર થવાનું કારણ તેની ઘણું કરી પાણીના જેવી નીચી ગતિ જ છે. પાણીને ઊંચે માર્ગે ચડાવવાને જેમ અનેક યંત્રોના સાધનો જોઇએ છિયે તેમ મનને ઊંચે માર્ગે ચડાવવાને પણ અનેક સાધનો જોઈએ છિયે. જેમ યંત્રાદિક સાધનો દૂર કરતાં પાણી પણ પોતાની નીચ ગતિ પકડી લેતાં વાર લગાડતું નથી. તેમજ મન પણ તેને ઊંચે માર્ગે ચડાવનાના સાધનો બંધ પડતાં પાછું પોતાની નીચી ગતિને પકડી લેછે. આ તેની ટેવને માટેજ નિરંતર તે નિંદાય છે. ગમે તેટલા બંધ બાંધીને ઊંચું ચડાવેલું પાણી બંધની સહાયતાથી ઊંચું રહ્યા કરે તોપણ તેમાંનો થોડો ભાગ જો માર્ગ મળે તો નીચેજ પડે છે" તેમ કોઈવાર સાધનોવડે બંધાઈ ઊંચે માર્ગે વહ્યા કરતું મન જો જરાક પણ માર્ગ મળે તો તેમાંથી અવકાશ પ્રમાણે તરત નીચે ચાલ્યા માંડે છે. પાણી તો નિરાકાર અને દૃશ્ય વસ્તુ છે પણ મન તે નિરાકાર અને અદૃશ્ય વસ્તુ છે. એનામાં જે કાંઈ બળ છે તે માપી શકાતું નથી. પરંતુ

---

* ગીતિ તેવાજ ભાવની

કુવે પડેલો પશુ પણ ચરણ ચલાવ બહારની સરવા
ધિક્કાર ચિત્ત તુંને ભવસાગર ઈચ્છતું નથી તરવા

એટલું કહી શકાય કે એ મન સર્વ જગતનાં માણસોને પોતાને આધીન કરી લે છે તેથી માણસો કરતાં તેમાં વધારે બળ છે. એના કરતાં વિશેષ વિચાર કરિયે તો ઇતિહાસાદિકથી એમ પણ નિશ્ચય થાય કે દેવતાઓને પણ તે મન પોતાને આધીન કરી લે છે માટે તે દેવ કરતાં પણ બળવાળું છે. એ એવા દાવપેચ રમી શકે છે કે કોઈ પણ દેવદાનવની ઉપર ચડી બેસવા સમર્થ થાયછે. સિંહજેવાં લાખો બળવાળાં પ્રાણિયો ભેળાં કરવાથી પણ જે મોટા બળવાળા યંત્રો બની શકવાનો સંભવ નથી તે યંત્રો એક બળવગરના મનુષ્ય પ્રાણીમાં રહેલું મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોની સહાયતાથી કરી શકે છે તેથી બળિયામાં બળિયું, તેમજ ઝીણામાં ઝીણું અને મોટામાં મોટું તેને કહી શકાય. કાગડાની આંખ ફરવાની ચપળતાને, દીવાની અણીની ચપળતાને, પીપળાનાં પવનથી હલતાં પાનની અણીની ચંચળતાને, લક્ષ્મીની ચંચળતાને અને વીજળીની ચંચળતાને તો હજાર રીતે તે હસી કાઢે છે. મનની ચંચળતા આગળ એ સર્વેની ચંચળતા કશી ગણતીમાંજ નથી. તે નિરાકાર, ઝીણામાં ઝીણું અને અલ્પ આશ્રયવાળું છતાં ચંચળ હરણની હડીને, વાજમાં આવેલા વાજીના વેગને, તાર આગગાડી અને આગબોટની ગતિને, વિશ્વમાં વ્યાપક વાયુના વેગને અને ગરૂડાદિ પક્ષીઓની ગતિને પાછળ રાખે છે. એને પોતાની બરોબર થવા દેતુંજ નથી. જગતમાં એવો કોઈ પણ ગતિવાળો પદાર્થ નહિ હોય કે જે મનની ગતિને એકવાર પણ પકડી પાડે. એવો કોઇ પણ રસાયનનો પ્રયોગ નહીં હોય કે જે સવળી રીતે તે મનની ગતિને માઠી પાડી શકે. એવું કોઇ પણ ઔષધ કે મંત્ર નહીં હોય કે જે મનની ગતિને સવળી રીતે મંદ પાડી શકે. ટેલીફોનને અને તારને ફરી વળતાં હજીએ વાર લાગે પરંતુ મનને ફરી વળતાં તો કશી વાર લાગતી નથી. છેટામાં છેટે અને ઝીણામાં ઝીણે તથા કઠણમાં કઠણ વસ્તુમાં તે પેશી જઈ ક્ષણવારમાં તેનો અનુભવ લેવરાવે છે. કાને સાંભળેલાં અને આંખે દીઠેલાં સ્થળોમાં તે સ્મરણમાત્રમાં જઈ આવીને પોતાની ચંચળતા જણાવે છે. જાગ્રત અવસ્થામાંજ તે એવી શક્તિવાળું છે તેમ નથી, પણ સ્વપ્નમાં પણ લાખો કે કરોડો ગાઉની મુસાફરી કરે છે અને ક્ષણમાત્રમાં વિવિધ રૂપે પોતે બનીને વિવિધ પ્રકારનાં સુખદુઃખ પોતાની ઉપર લેઈ લે છે. એ મન નિરંતર કર્મયોગથી ભમતં રહેવાથી

સત્ય માર્ગને ભૂલી અસત્ય ઉપર વળગી જાય છે તેથી પરમાર્થવિષયને ઓળખતું નથી. એ મન ઘડીકમાં મનુષ્યને રાજા બનાવે છે અને ઘડીકમાં રાંક બનાવે છે, તેમજ ઘડીકમાં દુઃખી બનાવે છે અને ઘડીકમાં સુખી બનાવે છે; અને તેસાથે પોતે પણ એવું ભળી જાય છે. સમજુ છોકરૂં જો કજિયો કરતું હોય તો જેમ પોતાનું ધાર્યું થયાવિના લાખ વાતે પણ કજિયો છોડતું નથી તેમ મન પણ પોતાની ધારેલી વાત પાર પડ્યા વિના પોતાનો આગ્રહ છોડતું નથી એવું હઠીલુ છે. આ પંચભૂતથી બનેલા મનુષ્યના સ્થૂળ શરીરમાં જે ભાગને હૃદય કહેવાય છે તે ભાગ મનને રહેવાનું સ્થાનક કલ્પાય છે. એ મન દશ ઇન્દ્રિયોનું નાયક થઇને તે ઇન્દ્રિયોને ઇચ્છાપ્રમાણે ચલાવે છે. સારૂં કે નરતું થવાનો આધાર એ મન જેવે માર્ગે ઇન્દ્રિયોને દોરે તે ઉપર છે. આવા કારણથી મનના બે વિભાગ પાડવા જોઈએ તે એવી રીતે કે એક સારૂં મન અને એક નરતું મન. આ શરીરને રથ લેખિયે, તેમાં રહેલા જીવને બેસનાર લેખિયે, મનને સારથી લેખિયે અને ઇન્દ્રિયોને ઘોડા લેખિયે તો બરોબર ઉપમા આવી રહેછે. જેમ સારથી સારો અને બેસનારને આધીન હોય તો તે ઇચ્છાપ્રમાણે સારે માર્ગે ઘોડાને ચલાવે છે, તેમ મન સારૂં અને આધીન હોયતો ઇન્દ્રિયોને સારે માર્ગે ચલાવે છે જેમ સારથી નઠારો અને આધીન ન હોય તો ઘોડાને નઠારે માર્ગે ચલાવે છે, તેમ મન નઠારૂં અને સ્વતંત્ર હોય તો ઇન્દ્રિયોને નઠારે માર્ગે ચલાવે છે આ ઉપરથી મનનેજ સુખદુઃખનું, સારાંનરતાંનું, અથવા બંધ-મોક્ષનું કારણ લેખ્યુ છે. શ્રીવિદ્યારણ્ય સ્વામી લખે છે કેઃ—

मनएव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतं ॥

(મનુષ્યોને બંધાવાનું અને છૂટું થવાનું કારણ મનજ છે. વિષયમાં આસક્ત થયેલું મન બંધનનેમાટે અને વિષયવિનાનું મન મુક્તિનેમાટે કહેલ છે.)

આ ઉપરથી જાણવામાં આવશે કે શબ્દાદિક વિષયોમાં આસક્ત થવાથી મલીન થયેલું મન કલ્યાણ કરતું નથી પણ જો વિષયોથી વિમુખ થઇ નિર્મળ થયું હોય તો કલ્યાણ કરે છે. આમ છે ખરૂં પરંતુ મન સારૂં થવું અને સારૂં રહેવુ એ એના સ્વભાવ ઉપર નજર કરતા ઘણુંજ કઠણ કામ છે

એમ અનુભવિયો કહે છે. અનુમાન એમ થાય છે કે નિર્વિકાર ચિત્ત રેહેવામાં કાંઇ પણ પૂર્વનાં પુણ્યની જરૂર છે. જો તેમ ન હોય તો સર્વનાં મન સરખી રીતે સર્વને આધીન અને નિર્મળ થવાં જોઈએ. વળી જ્યાં 'મનુષ્ય શું નથી કરી શકતું' એ વાત વિચારિયે ત્યાં પ્રથમની વાત ભૂલી જવાય છે. એ બેયને સમાન રાખિયે તો એમ નિશ્ચય થાય છે કે પૂર્વપુણ્ય અને પોતાના પ્રયત્નથી મન નિર્મળ કરી શકાય છે. પૂર્વપુણ્ય ઓછાં હોય અને ઉદ્યમ બધા ઊંધા હોય તો મન નિર્મળ થાય નહીં. તેમજ ધનવાનપણાથી કે નિર્ધનપણાથી પણ કાંઇ મનને નિર્મળ થવાપણું નથી. ભર્તૃહરિ કહે છે કે—

भीक्षाशनं तदपि नीरसमेकवारं शय्या च भूः परिजनो निजदेह मात्रं ।
वस्त्रं सुजीर्णशतखंडमयी च कंथा हा हा तथापि विषयान्नजहाति चेतः ॥

(ભીખીને ખાવાનું તે પણ રસવગરનું એકવાર મળતું હોય, સુવાને ધરતી હોય, ચાકરમાં માત્ર શરીર હોય, પેહેરવાને જુનાં ચીથરાંના કટકાનો કંથો હોય તોપણ અતિખેદની વાત છે કે ચિત્ત વિષયોને મેલતું નથી.)

આવા દાખલાઓ આપણે આપણા ઉપરથી અને બીજા ઉપરથી જોઈ શકિયે છિયે. ભાગ્યશાળી પુરૂષો એવા આ અવનીમાં વિરલા હોય છે કે જેનું નિર્મળ મન રહે છે. મલિન મનના લોકો તો નિરંતર નજરે પડેછે. મન અતિ ચંચળ અને વિષયો તરફ જનારૂં તથા વિહ્વળ કરી નાંખે એવું બળિયું છે. ઘણીવાર તેનું પરાક્રમ આપણે વિચિત્ર રીતે કાને સાંભળેલિ છિયે. અર્જુને ભગવાનને કહ્યું છેકે,—

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दढं ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करं ॥

(હે શ્રીકૃષ્ણ ! મન ખરેખર ક્ષોભ કરનારૂં અને અતિ બળિયું છે, તેને વશ કરવાનું વાયુને વશ કરવાની પેઠે અતિ કઠણ છે.)

હજારો અક્ષૌહિણી સેનાને સંગ્રામમાં સંહાર કરનાર અર્જુન જેવા બાણાવળીનો અનુભવ સત્ય છે. મહાબળવાળા પુરૂષો પણ મનની આગળ નિર્બળ થઇ જાય છે ત્યારે નિર્બળ પુરૂષો તો એની આગળ શી ગણતીમાં છે? વાયુ કદી કોઇ કળાથી કે રસાયનપ્રયોગથી વશ થતો હોય તો પણ મન વશ કરવું એ તેનાથી પણ કઠણ કામ છે. સારૂં અને નરતું મન એમ બે પ્રકારનાં

મન છે એમ કહ્યું તેથી કાંઈ મનનો મૂળસ્વભાવ ટળી જતો નથી. ગમે તો પવિત્ર જળનો પ્રવાહ હોય કે ગમે તો મલીન પાણીનો પ્રવાહ હોય તો પણ તેની મૂળ ગતિમાં કાંઇ વધઘટ થતી નથી. માત્ર તેના ઉપયોગમાં અને તેથી થતાં કાર્યમાં ન્યુનાધિકપણુ છે. મન આવું નઠારૂં છે ત્યારે આપણે શું કરવું એવો સવાલ ઉઠે છે. એનું સમાધાન એ છે કે એવાં બળવાળાં મનને પણ વશ કરીને નિર્બળ કરી નાખવું. એનેમાટે જે ઉપાયો જોઇએ તે આપણી પાસેજ છે. કોઇ પણ કામનો અભ્યાસ કર્યો હોય તો તે અભ્યાસનેલીધે સેહેલથી કરી શકાય છે. આપણાથી ન બને એવા ખેલો આપણે પશુઓને કરતાં જોઈએછિયે એ માત્ર અભ્યાસનું ફળ છે. મનુષ્યપ્રાણી દૈવી કારીગરી કરે, કે રાક્ષસી બળ દેખાડે એ પણ અભ્યાસનું ફળ છે. આપણે આપણાં મનને અભ્યાસથી નિર્મળ કરશું અને આધીન રાખશું તો કરવા માંડ્યા પછી અશક્ય નથી. અર્જુનને ઉપદેશ આપતાં શ્રી ભગવાન્ કહે છે કે —

असंशय महाबाहो मनो दुर्निग्रहं चलं ।
अभ्यासेन तु कौंतेय वैराग्येणच ग्रह्यते ॥

( હે અર્જુન ! મન વશ ન થાય એવું અને ચંચળ છે તે ખરૂં છે પણ અભ્યાસથી તથા વૈરાગ્યથી તે નિયમમાં રહે છે. )

આ ઉપરથી જણાશે કે ગમે તેવું ચચળ અને વશ ન થાય તેવું મન હોય તોપણ જો આપણે સાધન કરિયે અને વૈરાગ્યવાન્ થઈએ તો વશ થાય છે. સાધનોથી અભ્યાસ થયો એટલે મન વશ કરવું અતિ સેહેલું છે. જ્યારે એ યુક્તિથી મન વશ કરવું સેહેલું છે એમ જાણ્યું ત્યારે પછી તેને વશ કરવાનાં સાધનોનો અભ્યાસજ માત્ર કઠણ છે એમ સિદ્ધ થાય છે. સારાં પ્રારબ્ધ સત્શાસ્ત્રનો સંગ, સત્પુરૂષોનો સગ, યોગ્ય આહાર-વિહાર અને સર્વ નામરૂપ આદિ પદાર્થો ઉપર વૈરાગ્ય રેહેવો, એ બધાં કારણો મન વશ થવાનાં છે. આ સાચુ અને આ ખોટું એવો પ્રથમ બોધ થયાવિના વૈરાગ્ય થવો સંભવતો નથી માટે તે સાથે સત્યાસત્ય જાણવું એ પણ સાધનરૂપ છે. આમ છતાં પણ સાધનોને અને મનને પરસ્પરાશ્રય છે. મન સ્થિર અને નિર્મળ થયેલું હોય તો સાધનો થઈ શકે છે અને સાધનો થઈ શકે છે તો મન નિર્મળ અને સ્થિર થાય છે. આ ઉપરથી એમ સમજાય છે કે જ્યાં જેવો પ્રસગ હોય ત્યાં

તેવું સમજવું જોઈએ. અહીં મનને નિર્મળ, સ્થિર અને વશ કરવાનો પ્રસંગ છે માટે સાધનોને આશ્રયે મનને તેવું થવાનું સમજવું જોઇએ. વિષયોમાં અનાસક્તિ, સત્ય વસ્તુનો આદર અને અસત્યમાં અનાદર, એ મન નિર્મળ કરવાનાં સાધનો કહેણુ હોવાથી મન સારૂં થવામાં કહેણુપણું કેહેવાય છે. સારાં સાધનો હોય તો મન સારૂં થાય અને નરતાં સાધનોથી મન નરતું થાય એવો પણ સંસવ છે. મન સારૂં એટલે શુદ્ધ કેહેવાય અને નઠારૂં એટલે અશુદ્ધ કેહેવાય છે. જેનાં મન અને ઇન્દ્રિયો બેય અશુદ્ધ હોય તેને સારૂં થવાનાં સાધનો સુજતાં નથી અને જેને ઇન્દ્રિયો અને મન શુદ્ધ હોય તેને નિરંતર કલ્યાણનાંજ સાધનો સુજે છે. જેને મન અશુદ્ધ અને ઇન્દ્રિયો શુદ્ધ હોય તથા જેને મન શુદ્ધ અને ઈન્દ્રિયો અશુદ્ધ હોય તેને કલ્યાણ થવાનાં સાધનો સંપાદન કરતાં મેહેનત પડે છે પણ ક્રમે કરીને ઈન્દ્રિય અને મન પછી શુદ્ધ થઇ જાય છે. મન સારૂં-નરતું થવાનું કારણ વિચારતાં પ્રારબ્ધયોગ કલ્પાય છે, તેને કેટલાંક પ્રબળ કારણોથી સત્ય માન્યાવગર ચાલે તેમ નથી; પણ પ્રારેબ્ધને આધારે સાવ પડયું રેહેવું એ અનર્થની વાત છે. મનને બે પ્રકારનું થવામાં બીજાં કારણ આપણે ગોતિયે તો તે એજ છે કે મનની પ્રજાજ મનને બે રૂપે કરેછે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા, તૃષ્ણા, ઇર્ષ્યા, રાગ, દ્વેષ, હર્ષ, શોક, અસત્ય. એ આદિ અનેક દુષ્ટ પ્રજા મનને છે. તેજ રીતે દયા, ક્ષમા, સંતોષ, સમદૃષ્ટિ, વિરાગ, શાંતિ, દાંતિ, શ્રદ્ધા, ધૈર્ય, ઔદાર્ય, વિવેક વિચાર, સરલપણું, સત્ય, એ આદિ સારી પ્રજા પણ અનેક છે. પ્રારબ્ધયોગથી કે કોણ જાણે કોઈ બીજાં અચિંત્ય કારણથી દુષ્ટ પ્રજાની ઉપર મન તરત વળે છે. પેહેલાંથી સારી પ્રજા ઉપર વળ્યું હોય તોપણ નઠારી પ્રજા ઉપર વખતે વળી જાય છે; પણ પેહેલાંથી નઠારી પ્રજાઉપર વળ્યું તો પછી તે સારી પ્રજા ઉપર પ્રીતિ રાખતુંજ નથી. મૂર્ખ મન એવી રીતે દુષ્ટ પ્રજાને વશ થાય છે કે પછી તે તેની પ્રજા વાનરાની પેઠે જેમ નચાવે તેમ નાચે છે અને જ્યાં દોરે ત્યાં દોરાઈ જાય છે. એ મનની એવી સ્થિતિ થવાથી જીવની પણ તેજ દશા થાય છે કેમકે તે જીવનો સારથી થઇને દુષ્ટ પ્રજાને વશ થઈ જતાં ઇન્દ્રિયોરૂપી ઘોડાને દુષ્ટ પ્રજાની ઇચ્છાપ્રમાણે ચાલવા દે છે. આનું શું પરિણામ આવે તે વાંચનારેજ વિચારવું. આ પ્રકારના મનને નઠારૂં મન કેહે-

વાય અને તેથી વિપરિત રીતે સારી પ્રજાને આધીન હોય તે સારૂ મન કેહે વાય વિદ્યારણ્ય સ્વામી વદે છે કે —

मनो हि द्विविध प्रोक्त शुद्ध चाशुद्धमेवच।
अशुद्ध कामसपर्क शुद्ध कामविवर्जित ॥

( મન શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારનુ કેહેવાય છે કામથી યુક્ત હોય તે અશુદ્ધ અને કામરહિત હોય તે શુદ્ધ કેહેવાય છે

આ ઉપરથી જણાશે કે દુષ્ટ પ્રજાને વશ થવાથી મન અશુદ્ધ અને સારી પ્રજાને વશ થવાથી શુદ્ધ છે આપણે યુક્તિ એવી કરવાની છે કે મન કોઇ રીતે દુષ્ટ પ્રજામા પ્રીતિ બાધે નહીં જો તેમા પ્રીતિ બાવે તો તેને અને તેની દુષ્ટ પ્રજાને વકરી ગયેલી ઇન્દ્રિયો ઊડા ખાડામા નાખી દે છે 'इन्द्रियाणि प्र माथीनि हरति प्रसभ मन ' ( ક્ષોભ પમાડનારી ઈન્દ્રિયો બળથી મનને ખેચી જાય છે ) એમ શ્રીભગવાન્ પણ કહે છે જો મન એ દુષ્ટ વિકારોને વશ ન થાય તો મનને ઇન્દ્રિયો ખેચી શકતીજ નથી, પરતુ ઉલટુ મન ઈન્દ્રિયોને ઊચે માર્ગે ખેચી લઇ જાય છે ઇન્દ્રિયો મનને અને મન ઇન્દ્રિયોને દુષ્ટ વિષયો તરફ ખેચે છે એ બેય એક બીજાને પરસ્પર ખેચે છે તે વાત ખરી છે પરતુ મનની ઇચ્છાવિના ઇન્દ્રિયો તેને ખેચી શકે એ વાત પણ અસભવિત છે મન પોતાની સ્વાભાવિક ચ ચળગતિથી પેહેલા રૂચે તેવા દુષ્ટ વિષયોને ઇન્દ્રિયોદ્વારા લક્ષમા લેઇને ત્યા પોતાની વૃત્તિ બેસાડે છે કે જે વૃત્તિ પછી ઇન્દ્રિયોને તેજ વિષયઉપર ખેચી જાય છે ઇન્દ્રિયો સાધનરૂપ છે ખરી પણ કરનાર સઘળુ મનજ છે મન સ્વપ્નઅવસ્થામા કે મૂર્છાવસ્થામા કે સુષુપ્તિમા હોય તો જાગ્રતની ક્રિયા કશી થતી નથી આ ઉપરથી જણાશે કે મનને આધીનજ ઇન્દ્રિયો છે, તોપણ મન પોતેપોતાની મેળે નઠારા વિકારને અને ઇન્દ્રિયોને વશ થઈ દુ ખ ભોગવે છે આપણે એ મનના પણ ઉપરી હોવાથી તેને નિયમમા રાખવાનુ કામ આપણુ છે આપણે હજાર પદરમો રૂપિયા ખરચીને કોઇ ગાડી લીધી હોય તે સુખ થવા માટે લીધી હોય તેમછતા અશ્વને હાકનાર સારો ન હોવાથી જો તેથી ઉલટુ દુ ખ થાય તો એમા આપણીજ ભૂલ કેહેવાય. તેમ સુખ એટલે કલ્યાણ થવાના હેતુથી આ મનુષ્ય શરીર લેવામા આવ્યુ છે તેમા ઇન્દ્રિયો સારી ન હોવાથી દુ ખ થાય તો તેમા આપણી ભૂલ છે ઇન્દ્રિયોને વશ રાખવાથી

સારૂં થાય છે તે આપણે માન્ય રાખી વિચાર કરીજોઈએ તો જણાશે કે મન વશ થયા વગર ઇન્દ્રિયો વશ થતીજ નથી; માટે જે યત્ન કરવું તે મન વશ કરવાને માટે કરવું જોઇયે. અગ્નિયંત્ર (ઇન્જન) માં વરાળથી ફરતું મોટું ચક્ર જ્યાંસુધી ચાલ્યા કરતું હોય ત્યાંસુધી તે ચક્રને આધારે ચાલતાં બીજાં ચક્રો પણ ચાલ્યા કરે છે. કદી કોઈ કળવડે બંધ કરે તો તે બંધ થાય પરંતુ તેની ચાલવાની શક્તિ અંદરથી બંધ થતી નથી તેથી કળ ખસી જાય તો પાછાં ચાલવા માંડે છે; પરંતુ જો મૂળ મુખ્ય ચક્ર છે તે બંધ થાય તો પછી નાનાં ચક્રો એનીમેળે બંધ પડે છે અને કોઇ ચલાવવા ધારે તો પણ મોટું ચક્ર ચાલ્યા વિના તે ચાલતાં નથી. આ ઠેકાણે ઈશ્વરી સત્તાથી ચાલતાં મનને ઇન્જનને ઠેકાણે અને ઇન્દ્રિયોને તેનાં ચક્ર ઠેકાણે જાણવાં જોઈએ. મન ક્રિયા કરે તો તેના આકર્ષણથી ઈન્દ્રિયો જોર કરે છે પણ મન જો ક્રિયા વગરનું થઈ જાય તો ઈન્દ્રિયો સેહેજજ તેવી થઈ જાય છે. કોસના પાણીનો પ્રવાહ ધોરિયામાં ચાલ્યો જતો આડે માર્ગે ઉતરી જતો હોય તો તેને આડી પાળ કરવાથી તે પ્રવાહ અટકે છે ખરો પરંતુ જો તેનું મૂળ જે કોસનું પાણી પડવાનું થાળું છે ત્યાંથીજ બંધ ન કર્યું હોય તો છેવાડે કરેલી પાળ તુટી જઇને પ્રવાહ પાછો તેજ આડે માર્ગે ચાલતો થાય છે; માટે મૂળ બંધ કરવાની જરૂર છે. તેજ પ્રમાણે મનની વૃત્તિનો પ્રવાહ ઈન્દ્રિયોરૂપ દ્વારથી નઠારા વિષયોમાં ઉતરી જતો હોય તો તે ઈન્દ્રિયોની ક્રિયા બંધ કરવી જોઇએ; પણ જો મૂળ મનની ક્રિયા બંધ થઇ ન હોય તો ઈન્દ્રિયોની ક્રિયા બંધ થઇ શકતી નથી માટે પેહેલાં મનની ક્રિયા બંધ થવી જોઇએ. માકડાંના જેવું ચંચલ અને મૂર્ખ મન સ્થિર ન રહી શકે એમ ધારવામાં આવે તો એનો પણ ઉત્તમ ઉપાય આપણા પાસે છે. જેમ નીચે ચાલ્યાં જતાં જલનો પ્રવાહ બુદ્ધિબળવડે યોજેલા યંત્રોથી ઊંચે ચડાવાય છે તેમ મનોવૃત્તિનો પ્રવાહ પણ નઠારા વિષયોમાંથી ખેંચી લઇને સારા વિષયો તરફ ઇન્દ્રિયોને માર્ગે વળાય છે. આમ થયું એટલે પછી અકલ્યાણ થવામાંથી આપણે બચી ગયા એમ સમજવું. મન પ્રથમથી તેની સારી પ્રજા જે સંતોષ આદિ છે તેને આધીન થઈ જાય તેમ કરવું જોઈએ. એમ કરવાથી સારા વિષયોમાં ઇંદ્રિયો લાગીને નઠારાને મેલીદેશે. સારા વિકારોને આધીન થયા પછી અને સારી થયેલી ઈન્દ્રિયોને આશ્રયે સારા

વિષયોમાં જતા પછી મન તે ઇન્દ્રિયોને વશ થઇ જાય તોપણ તેમાં કશી હાનિ નથી સારથી સારો હોય અને ઘોડો સારો હોય તો પછી આપણી ગાડી કશી કાળજી ન રાખિયે તોપણ ધારેલ સ્થાનકે પોચાડે છે, તેમ મન પણ તે પ્રમાણે ધારેલુ ઉત્તમ પદ સાધી આપે છે સારે માર્ગે ચાલતાં અને સદ્વિચાર કરતાં પછી મન અને ઇન્દ્રિયો શાંત થઇ જાય છે જેનુ મન શાંત અને નિર્વિકલ્પ થયુ તેના જેવો કોઈ સુખી નથી શ્રીભગવાન્ કહે છે કે –

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तम ।
उपैति शांतरसज ब्रह्मभूतमकल्मष ॥

( શાંત મનવાળો યોગી શાંતરસથી ઉત્પન્ન થયેલુ ઉત્તમ બ્રહ્માનંદનું સુખ પામે છે )

આ પ્રમાણે સુખ પામવાનું કારણ મનનો નિગ્રહ છે એ નિગ્રહનું કામ ઉતાવળે થતું નથી, માટે ધિરેધિરે યત્નથી કરીને મનને આત્મામાં જોડી દેવું જોઇએ જ્યાંસુધી ચિત્ત શાંત થતુ નથી ત્યાંસુધી જન્મ-મરણરૂપ સંસાર મટી શકતો નથી, પણ ચિત્ત શાંત થયુ હોય તો પછી સંસાર ટળી જાય છે વૃત્તિનો નાશ થયાથી અગ્નિ જેમ લાકડા ન હોવાથી એનીમેળે શાંત થઇ જાય છે; તેમ મન પણ એનીમેળે શાંત થઇ જાય છે મનની શાંતિ એજ સંસારની નિવૃત્તિ છે એટલામાટે વિવેકી પુરુષોએ મનને શાંત કરવા સાર વૃત્તિનો વિનાશ કરવો જોઈએ

મન વશ કરવાની વાત આજકાલ લોકોને પ્રિય લાગતી નથી. જ્યારે કોઇને મન વશ કરવામાટે કે ઇન્દ્રિયો નિયમમા રાખવા માટે કહેવામા આવેછે ત્યારે તેઓ માત્ર એટલુંજ કહે છે કે 'એ કામ તમને સોપ્યુ છે' આ તેઓનુ બોલવુ અવિચારનુ છે તેવિષે અમને કશો ખેદ નથી, પરંતુ તેઓ ખોટા ભ્રમથી ભૂલીને દુ ખ ભોગવે છે તેથી અમને ઉકરાટો આવેછે. મુનિવરોને જીતી લેનાર મન સાધારણ વિષયાસક્ત લોકોને જીતીને દુ ખના દરિયામાં ફેકી દે તે વાત કાંઈ આશ્ચર્યવાળી નથી તેમ ન થવાને માટે જ્યારે સાધનો આપણે દેખિયે છિયે ત્યારે તે સાધનો આગમાઠેમા પડતાં મેલવા એ અતિ ખેદની વાત છે. અભિમાની લોકો એમ જાણતા હશે કે અમે અમારા શત્રુઓને જીતશું કે અમારા સામા પક્ષવાળાને હરાવશું, પણ એ વાત એની ભૂલ ભરેલી છે.

જે માણસ પોતે પોતાના મનને અને મનને આશ્રયે રહેલી ઇન્દ્રિયોને જીતી ન શકતાં તેને તાબે થઇને માંકડાંનીપેઠે નાચ્યા કરેછે તે માણસ બીજાને શું જીતી શકનાર છે ?. જેનું મન વશ ન હોય તે માણસો ક્ષણિક સુખ મળે તેમાં આનંદથી ઘેલા બની જાય છે અને કોઈ આપત્તિ આવી પડે તો ગાંડા બનીને હાયવોય કરેછે. એવા અવિવેકીઓને સંપત્તિમાં કે વિપત્તિમાં શું કર્તવ્ય છે તે તલભાર પણ સુજતું નથી. એક સર્પને હજારો કીડિયો જે સમયે વળગે છે, તે સમયે તે ચોતરફથી ખેંચાય છે અને ઘણી વેદનાથી પછડાટિયો ખાઇને આયુષ્ય પૂર્ણ થઈ રહ્યું હોય તો મરણવશ થાય છે. તેમજ હજારો કે લાખો મનની વૃત્તિયો માણસને કીડીને બદલે વીંછીના જેટલી વેદના ઉત્પન્ન કરી ચોતરફથી આમ તેમ ખેંચે છે. આમ છતાં પણ માણસ નથી જાણતો કે આ આટલું બધું દુઃખ આપનાર મન કે જે નિરંતરનું વૈરી છે તેને જ્યારે આપણે તાબે ન કર્યું ત્યારે પછી આપણું જોર શા કામનું ? પોતાના સઘળા દુષ્ટ વિકારો સહિત મન સદૈવ સર્વને ગુલામગીરી આપતું રહેછે પણ આપણે તેને જ્યારે ગુલામ કરીયે ત્યારેજ આપણું મનુષ્યપણું ખરૂં. કોઇ પણ પદાર્થ આપણો છે પણ પદાર્થના આપણે નથી. આપણો ચાકર, આપણી સ્ત્રી, આપણાં છોકરાં કે આપણાં સંબંધી એક થોડું-ઘણું અપમાન કરે, કે અનુકૂળ રીતે ન ચાલે તો તેને યથાયોગ્ય સિક્ષા કરવામાં આવે છે. અવળે ભાગ્યે કદી તેને સિક્ષા કરવાને કે સ્વાધીન રાખવાને શક્તિમાન ન થયા હોઇએ તો પણ તેનાં અપમાનથી આપણે અતિદુઃખ માનિયે છિયે અને તેઓ આપણને સ્વાધીન રેહેવાં જોઇયે એમ જાણિયે છિયે. આજ વ્યવહાર પ્રમાણે મન આપણું છે પણ તે આપણી ઉપરવટ થઇને આપણનો તિરસ્કાર કરે છે અને અવળું ચાલે છે એટલુંજ નહીં પણ નિરંતર આપણને પીડા કર્યા કરે છે તેમ છતાં આપણે તેને કશું કરી શકતા નથી, એ શું કેહેવાય ? જ્યારે ઝીણામાં ઝીણા મનને વશ ન કરી શક્યા ત્યારે પછી બીજું આપણે શું વશ કરશું ? રાઇ જેટલો અગ્નિ પણ જો તેને અનુકૂલ સાધનો મળતાં જાય તો એટલો બધો વધી જાય છે કે તે આખાં જગતને બાળી નાંખે, તેમ નાનુંસરખું મન જો તેને અનુકૂલ સાધનો મળતાં જાય તો તે એટલું બળવાળું થાયછે કે ચોરાશી લાખ કેહેવાતાં જન્મ-મરણનાં દુઃખમાં આપણને નાખે છે. આ વાતનું આપણે ધ્યાન

રાખ્યાવિના તેને અનુકૂલ આચરણ કરિયે છિયે એ કેટનુ અજ્ઞાન ! આમ કરવાથી મન પ્રસન્ન રહે છે પણ આપણને પછી પ્રસન્ન રેહેવાનો અવસરજ આવતો નથી નાનુ બાળક જે જે ફદફતુર કરે તેતે સઘળા ક્બુલ રાખીને તેને ગમતુ કરી આપનામા પ્રીતિવાળા પુરૂષો બાળક બેસારે તો બેસે, બાળક ચલાવે તો ચાલે, અને સર્વ વાતે પેના બળક કરતા પણ બાળક થઇ જઈ જરા પણ પોતાના બાળકને કચવાવા દેતા નથી આથી પરિણામ એ થાય છે કે લાડ લડાવેનુ બાળક એવુ તો સ્વતત્ર અને અપલક્ષણુ થાય છે કે તેઓ તેના તરફનો તિરસ્કાર પામતા પરાધીન થઇ દુ ખ પામે છે આ જન્મમા પછી તેઓએ સુખની કે શરમની આશાજ રાખવી ખોટી છે આ પ્રમાણેજ મન જે જે ફદફિતુર કરે તે સઘળા કબુલ રાખીને તેને ગમતુ કરી આપવામા આપણે પ્રીતિવાળા થઈને મન બેસારે તો બેસીયે અને મન ચલાવે તો ચાલિયે અને મન કરતા પણ વધારે મર્ખ થઇને લેશપણ તેને કચવાવા દેતા નથી આથી પરિણામ એ થાય છે કે લાડ ડાવેલા બાળકની પેઠે તે અતિ સ્વતત્ર અને અપલક્ષણવાળુ થાયછે કે જેથી આપણે તેનાથી તિરસ્કાર પામી પરાધીન થઇ દુ ખ પામિયે છિયે આ મનુષ્યજન્મમા પછી આપણને સુખશાતિ થવાની આશાજ રાખવી તે ખોટી છે સુખશાતિ મેળવવાની કદી કોઈ સારા યોગથી ઇચ્છા થાય પણ પાણીના પુરમા તણાતા પુરૂષને જેમ ઇચ્છા હોય તોપણ કાંઠે નીકળવુ કે પાછુ મૂળસ્થાનકે જાવુ કઠણ છે તેમ મનની વૃત્તિના પ્રવાહમા તણાતા પુરૂષને કે સ્ત્રીને પણ તે સુખશાતિ મળવી કઠણ છે નાથ કે સિહ એ મહાક્રૂર અને ઘાતકી પ્રાણી છે એ પ્રાણીના પજામા આવેનુ માણસ કદી છૂટતુ નથી તો પણ વખતે છૂટી જાય છે એમ માનિયે પરતુ મનરૂપ સિહના પંજામા પકડાએના માણસથી તો છૂટાતુજ નથી. શુ આ કાઈ થોડુ દુ ખ છે ? ઘણીનાર માણસ કોઈ સબધીના મરવાની કે ધનના જવાની આપત્તિ આવી પડે ત્યારે તે એટનો બધો શોક અને રડાકુટ કરે છે કે તે જોઈને સામાની આખમા પાણી આવ્યા વગર રહે નહીં આટલી બધી રડાકૂટ મનની મૂર્ખતાનેલીધેજ થાય છે અને છેવટ આ અમુલ દેહપણ નાશ પામી જાય છે મનમા જો દુ ખ માન્યુ તો દુ ખ જણાય છે અને મનમા જો સુખ માન્યુ તો સુખ જણાય છે વખતે આપણે સુખ મા

નવા જોઇએ તો પણ મન માનવા દેતું નથી. એમને એમ દુષ્ટ વિકારોમાં પણ સુખ-દુઃખ મનનેલીધે થાય છે માટે એ મનજ જો સંકલ્પ-વિકલ્પથી રહિત થઇ સ્વાધીન થયું હોય તો પછી આપણને સુખ-દુઃખ રેહેતાંજ નથી. સ્વાધીન મન કરીને તેને ઉત્તમોત્તમ સુખ લેવાના કામમાં જોડવું એજ આપણું કર્તવ્ય છે. જેમ લાડ ન લડાવેલું છોકરું ડાહ્યું અને આપણી ઇચ્છાપ્રમાણે ચાલનારું થાય છે તેમ લાડ ન લડાવેલું મન પણ સદ્વિચારમાં ચતુર અને આપણી ઇચ્છાપ્રમાણે ચાલનારું થાય છે. મન વશ થઇ નિર્વિકલ્પ દશા ભોગવતું હોય પછી પ્રાણ વગરના દેહ જેવી ઇન્દ્રિયો કોઇ રીતે અવળા વિષયોઉપર ઉતરવા શક્તિવાળી થતીજ નથી. આટલામાટે જ્યારથી સમજવા શીખિયે ત્યારથીજ મનની વૃત્તિયોને અને તે સાથે ચાલનારી ઇન્દ્રિયોને સવળે માર્ગે ચલાવવા માંડવી જેથી પાછળથી પસ્તાવો કરવાનો કે દુઃખ ભોગવવાનો સમય આવે નહીં. જગતમાં જેઓ મનનું બરોબર સ્વરૂપ અને પરાક્રમ જાણે છે તેઓ તેને વશ રાખવાના ઉપાયો કરી કોઇ દિવસપણ પોતાનું ધાર્યું ઉતારે છે પણ જેઓ મનને ઓળખતા નથી તેઓથી કાંઇ થતું નથી. આવું જાણવું એપણ સંગઉપર આધાર રાખે છે. માણસમાં કોઇપણ જાતની સમજણ આવે છે તે જનસમુદાયના સંગથી આવે છે. 'અરેરે શું કરિયે સાળું મન વશ રેહેતું નથી.', એમ બોલનારાઓ જે કારણથી એમ કહે છે તે ઉપર વિચાર કરતાં એમ જણાય છે કે તે વાત સાચી છે, પણ એમ હારી જવાથી કશું સારૂં પરિણામ આવતું નથી. મન વશ નથી થતું એટલું પણ જો જાણ્યું તો હવે તેને જરૂર વશ કરવું જોઇએ એમ જાણી ઉત્તમ પ્રયત્ન થવા માંડે તો વશ કેમ ન થાય? માટે નથી થતું તો પણ આપણે તેને વશ કરશું એવો નિશ્ચય રાખી પ્રયત્ન કરિયે તો જરૂર તે સફળ થાયજ. સમુદ્રમાર્ગે દેશાટણો કરિયે છિયે અને રણસંગ્રામમાં સામે પગલે લડવા જઇ એછિયે ત્યાં 'કાંતો આ પાર ને કાંતો તે પાર' એમ કેમ આગ્રહ રાખિયે છિયે? નિશ્ચય વગર અને દેખીતાં સુખને છોડ્યાવગર મોટાં ફળની આશા રખાય નહીં. મનને નિર્મળ કરવા કે જીતવા પ્રયત્ન કરવું છે તેમાં કોઈ પણ જાતનું એવું કામ નથી કે જેથી શરીરને કોઇપણ જાતનું સંકટ ખમવું પડે. જે સાધનો કરવાનાં છે તે સઘળાં નિર્મળ રહીને કરવાનાં છે. તેમાં માત્ર બુદ્ધિનેજ શ્રમ આપ-

વાની જરૂર છે બુદ્ધિમા વિવેકને જોડીને મનને સન્માર્ગે ચડાવવામા બીજા જે સાધનો જોઈએ તે સઘળા આપણે સાધી શકિયે તો સઘળા સેહેલા છે પણ જો ન સાધી શકિયે તો અતિકઠણ છે એ વાત અનુભવ ઉપરથી સિદ્ધ થઇ શકે તેવી છે કોઈપણ માણસ આ કામ સેહેલુ છે કે કઠણ છે એમ બીજાના કેહેવાઉપર આધાર રાખે તે કરતા પોતે કરી જોઇ અનુભવ કરે તો તે વિષે બરાબર ખાત્રી થાય છે માટે અમારી ભલામણ એ છે કે મહુએ મનને માટે જેટલા સાધનો છે તેટલા સઘળા કરી જોઇને અનુભવ કરવો વ્યવહારના વિચારમા અને પરમાર્થના વિચારમા સવ રીતે મન સારૂ હોય તોજ સુખ થાય છે ' તે સિવાય કોઈપણ પ્રકારે સુખ થવાની આશા નથી આટલા માટે વ્યવહારને અનુસરી રેહેનારાઓએ અને પરમાર્થને અનુસરી રેહેનારા બંધનથી મુક્ત થવા ઇચ્છા કરનારાઓએ, જેને જેમ ઘટે તેવા સાધનોથી મનને શાંત, અને નિર્મળ કરવાની જરૂર છે જેનુ ચિત્ત સ્વાધીન થયુ છે તે સદાય સુખી છે વશ થયેલા નિર્મળ મનથીજ સસારનુ બધન ટાળી શકાય છે અને ઈશ્વરસ્વરૂપનો આનદ અનુભવાય છે પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખનારાઓએ વ્યવહારવિષયમા અને પરમાર્થવિષયમા અનુકૂળ થાય તેમ મનને સ્થિર અને નિર્મળ કર્યુ હોય તો પણ તેનો વિશ્વાસ કરીને કદી રેહેવુ નહી ખરેખર સ્થિર મન થાય તે કદી ફરતુ નથી તે વાતનો નિશ્ચય છે, પરતુ ખરેખર સ્થિર આપણે કરી શકતાજ નથી તેથી બળી જવાનો સભવ છે આટલામાટે તે આપણને છેતરે નહી તેનુ ધ્યાન રાખવુ જેમ કોઇ કિમિયાગર કે જાદુગર હોય ને આપણને છેતરે છે તેમ મન પણ જો ગાફલ રહ્યા તો છેતરી શકેછે ગાફલ રેહેવાથી મન છેતરે છે કે નહી એ વાતનો નિશ્ચય કરવામા કાઇ સાર નથી માટે બુદ્ધિબળનો, શરાતનનો સુવિચારનો, ચતુરાઈનો, અને વિદ્યાનો સદુપયોગ કરી સાવધાન રહીને સર્વે કામ સાધે જવા મુનિ લોકો પણ ગમે તેવા વશ થયેલા મનનો વિશ્વાસ કરતા નહીં તેનુ કારણ પણ એજ કે તેનો છેતરવાનો સ્વભાવ છે આટલામાટે એને છેતરવુ પણ આપણે ન છેતરાવુ એથીજ આપણુ સાર છે

# अमे ते हवे केटलीक छूट आपिये ?

( સાંધણ પાને ૧૬૩ થી. )

હવે જો પુછાવે તો એટલી છૂટ આપવાની રહી છે કે રસોઈ કરવી, વાસણો સાફ કરવાં, ભરત ભરવાં, દાણા સામા કરવા, લુગડાં સાંધવાં, છોકરાં સાચવવાં, અને રાતાં કપડાં પેહેરવાં, એ આદિ જે કામ એમને કરવાનાં છે તે અમારે કરવાં અને એમને છૂટાં કરવાં. અમને તો લાગે છે કે અમારી દશા અમારાજ દોષથી એવી થવાને હવે ઘણી વાર નથી; કેમકે અમારી સ્ત્રિયો છૂટ લેવાની માગણી કરે છે ત્યારે પછી એક બીજાનાં કામ બદલાવવાની માગણી કેમ નહીં કરે? સુધરેલો વર્ગ જ્યાં ત્યાં બોલે છે કે 'સ્ત્રિયો પણ ઈશ્વરની સૃષ્ટિમાં છે. એમને પુરૂષના કરતાં શું ઓછું છે કે તેમને પુરૂષની બરોબર હક ન મળે?' આ બોલો સ્ત્રિયોને મીઠા સાકર જેવા શા માટે ન લાગે? ન લાગે એવો ભાગ છે તે તો કાળો પથર પલળે તોજ તેવાં વાક્યો માને તેમ છે.

આ તેઓનાં ઉભરાતાં હૃદયનો ઉભરો અમે સાંભળી બહુ ગંભીરતાથી વિચાર કર્યો ત્યારે અમને લાગ્યું કે છૂટ આપવાના સંબંધમાં લોકો હવે સારીપેઠે જાણીતા અને વેહેમ વગરના થયા છે. જેઓ જરા વેહેમવાળા છે તેઓનો વેહેમ તેઓના મનમાંજ રહે છે કેમકે દેખાદેખીનેલીધે પોતાની મેળે સ્ત્રિયો છૂટ લેછે તેથી કશું તેમનું ચાલતું નથી. સ્ત્રિયોને છૂટ આપવા માટે હવે ઘણા ઉપદેશની જરૂર નથી. લોકો સારીપેઠે કેળવણીને લીધે સમજે છે કે સ્ત્રી છે તે પુરૂષનું અરધું અંગ છે. તેમ પુરૂષના સંસર્ગથી સ્ત્રી પણ સમજે છે કે હું પુરૂષનું અરધું અંગ છું. સ્વતંત્રતા આપવાનું ધોરણ કાંઈક ન્યુનતાવાળુ હોવાથી જે જે લોકોએ સ્વતંત્રતા આપવાના લાભમાં લોભ રાખ્યો તેઓ પાછળ જતાં જરા પસ્તાયા હોય એમ જણાય છે આ વાત ખોટી નથી. સ્વતંત્રતાનો ખરો અર્થ એ છે કે, સ્ત્રિયોપાસે ગધા મજુરી નહિ કરાવતાં, અને સાજેમાંદે સંભાળ લેવાનું નહિ ચૂકતાં તેમને પોતાની પેઠે રાખીને પરસ્પર લગ્ન વખતે થયેલા કરાર પ્રમાણે ચાલીને સુખ લેવું.

આ વાત ભૂલાઇ જવાણી અને ગમે તેમજ વર્તવું એ વાત યાદ રહી ગઈ તેથી લોકો દુઃખ પામતા હોવા જોઈએ. માટે હવે છૂટ આપવાવિશે

સ્ત્રિયોના હિમાયતીઓએ છૂટ એટલે શુ ને તે કેવી રીતે અને કેટલેસુધી આપવી જોઇએ તેનું ટાચણ આપવુ જોઇએ જે કાઇ કામ હોય તે મર્યાદાવાળુ હોય તો તે શોભે છે, અને તે પાર પડી તેનુ પરિણામ સારૂ ઉતરે છે જો મર્યાદા ન હોય તો તે શોભતું નથી અને પાર પડી પરિણામ સારૂ આવતું નથી સ્ત્રિયો અતિ સ્વતંત્ર થઇ જાય કે પુરૂષની ઉપરવટ થઈ જાય એવી જાતની કોઈ પણ છૂટ સારી કેહેવાય નહીં આજદિવસસુધીમા કોઇ પણ પુસ્તકમા એવુ ભાગ્યેજ જોવામા આવશે કે પુરૂષ કરતા સ્ત્રી વધારે સ્વતંત્ર અને પુરૂષને પણ આધીન રાખનારી નીકળે * અને તેમ કદી કોઇ કાળે બન્યું હશે કે બનતું હશે તો તેનું પરિણામ સારૂ ઉતરી શક્યુ હશે નહીં મૂળ આ જગતનું મંડાણુજ શાસ્ત્રાધારે તપાસિયે તો સ્ત્રી કરતા પુરૂષનું પ્રાધાન્ય વધારે જણાશે અને તે ઉપરથી જણાશે કે સ્ત્રી સ્વતંત્ર નથી પણ પુરૂષ સ્વતંત્ર અને સ્ત્રીને સ્વાધીન રાખનાર છે પ્રકૃતિ અને પુરુષ એ સર્વ જગતને આદિ કેહેવાય છે પ્રકૃતિ એટલે માયા અને પુરૂષ એટલે ઈશ્વર એ બેયના યોગથી ઉત્પત્તિ થઈ કેહેવાય છે પુરૂષને પ્રકૃતિ આધીન છે પણ પ્રકૃતિને પુરૂષ આધીન નથી કદિ આધીન ગણિયે તો પણ જેટલી માયા આધીન હોય તેટલો પુરૂષ આધીન હોય નહીં પ્રકૃતિ પુરૂષના સ્વરૂપમા વિચાર કરશું તો તેમા પણ પ્રકૃતિનુ મલિનપણુ અને પુરૂષનુ નિર્મળપણુ જણાશે આ વાત કરવાથી વિષયાંતર થાય માટે તે મેલી દઈએ અને ચાલતી વાત ઉપર આવિયે સારાંશ એ છે કે અનાદિકાળથી સ્ત્રીવર્ગ સ્વતંત્ર નથી અને જો હશે તો માત્ર પુરૂષની ઇચ્છાપ્રમાણેજ સ્વતંત્ર હશે આમ છે ત્યારે સ્વતંત્રતા મારેજ કેવળ શ્રમ કરવો તે ફોકટ છે જો કાઇ સ્ત્રિયોને શીખવવાનું હોય તો તે હવે એટલુજ છે કે તેઓ સદ્ગુણવાળા, સારી વિદ્યાવાળા, શીળ સાચવનારા, દયાળુ અને સદાચાર તથા ધર્મ પાળનારા થાય એ શિવાય બીજુ જે શીખવવાનુ છે એ સ્વચ્છાચ્છંદન ન્યાયની પેઠે છે જગતમા એવુ કોઇ પણ માણસ નહીં હોય કે જે હાથે કરીને પોતાનુ અહિત કરે અજાણતા, ભ્રમથી, કે દેખાદેખીથી, અથવા શીખવણીથી ભૂલ થઈ જાય

* સદ્ગુણને લીધે સ્વામી આધીન રહે તે વાત જુદી છે માટે તે વિચાર જુદો રાખવો જોઈએ

તો તે ભૂલને જાણીને તજીદેવી એ મનુષ્યનું કર્ત્તવ્ય છે. ઘણા લોકો એમ અનુમતિ આપે છે કે પંક્તિભેદ કરવો નહીં. એનો સાર જોઇએ તો એ છે કે ભોજન કરવા બેઠેલા સહુ સરખા જાણીને એકને ગોળ ને એકને ખોળ આપવા જેવું કરવું નહી; કેમકે તેમ કરવાથી દોષ લાગેછે. આ ઉદાહરણ આપણે પણ અહીં ઉપયોગી છે. સ્ત્રી અને પુરૂષ ઈશ્વરસૃષ્ટિનાં પ્રાણી હોવાથી બન્નેને સરખા હક હોવાથી બન્ને પરસ્પર સરખા સુખનાં અધિકારી છે માટે જેટલું સુખ પુરૂષને મળતું હોય તેટલુંજ સ્ત્રીને મળવું જોઈએ. આમ છે ખરૂં પરંતુ તેમાં બારીક નજર બીજી ઘણી કરવી પડે છે. ઈશ્વર તરફથી સ્ત્રી-પુરૂષમાં જેટલો ભેદ થયેલો છે તેટલો સ્ત્રી-પુરૂષોને રાખવાની જરૂર છે. સવ્ય અને અપસવ્ય અથવા ડાબું ને જમણું એ ભેદ જો આપણે માનિયે છિયે તો સ્ત્રી અને પુરૂષમાં પણ તેટલો ભેદ છે. સ્ત્રી છે તે પુરૂષનું ડાબું અંગ છે એ વાત પ્રસિદ્ધ છે. જો કે આખુંય અંગ એકસરખી રીતે પોષણ કરવા લાયક છે તો પણ આ ડાબું અને આ જમણું એટલો ભેદ આપણા શરીરમાં છે તો તેટલોજ સ્ત્રી-પુરૂષના જોડામાં હોવો જોઈએ. આ ઉપરથી સમજવાનું છે કે પુરૂષ જમણું અંગ છે અને સ્ત્રી ડાબું અંગ છે માટે પુરૂષ મુખ્ય ભોક્તા અને સ્ત્રી ભોગ્ય હોવાથી તે પુરૂષને આધીન અને પુરૂષને અનુસરી તેને અને પોતાને સુખ થવાના ઉપાયો કરવાની અધિકારીણી છે. પુરૂષ સ્ત્રીને આધીન રેહેવાને યોગ્ય નથી તેમ કેટલીક બાબતમાં સ્ત્રીને બરોબરી આપવાને યોગ્ય નથી. જેટલું સુખ પોતાનાં અંગને અપાતું હોય તેટલુંજ સ્ત્રીને આપવું જોઇએ તે તો જાણે નિશ્ચય છે, પરંતુ તેથીકરીને સ્ત્રીપણાનો કે પુરૂષપણાનો ભેદ ટળી જતો નથી. હેતુ માત્ર હવે એટલોજ છે કે સર્વ પ્રકારનાં સુખ સ્ત્રિયોને મળવાં જોઇએ, પોતાના વ્યવહારને ઉપયોગી વિદ્યાભ્યાસ તેણે કરવો જોઇએ, અને પુરૂષને સર્વ રીતે સહાયકારક થઈ તેનાં સુખ-દુઃખમાં ભાગ લેવો તથા પોતાનો ધર્મ પાળી પતિને પ્રસન્ન રાખી કીર્તિ સંપાદન કરી પરમગતિનાં અધિકારીપણાને પાત્ર થવાય તેવું પ્રયત્ન કરવું જોઈએ. એ શિવાય સ્ત્રિયોને બીજી રીતે કશું સુખ મળી શકતું નથી. ઈશ્વરી પ્રતિબંધોથી અને બંધારણથી એવું જણાઇ શકે છે કે પુરૂષ અને સ્ત્રીની યોગ્યતા તથા કર્તવ્ય એકસરખાં નથી માટે એવિષે વૃથા પ્રયત્ન કરીને ફોકટ કાળ ગુમાવ્યા કરતાં માત્ર

સુખ સંપાદન કરવાનો એનીએ રીતિ ઉપરથી સરળ માર્ગ શોધી લેવો જોઈએ આપણા પ્રાચીન પૂર્વજોએ જે જે ધર્મો બાંધેલા છે તે ઘણા સૂક્ષ્મ વિચારના છે, માટે તે તે યોગ્ય ધર્મો શ્રી પુરૂષોએ સ્વતંત્ર વિચાર વેગળે મૂકી લક્ષપર લેવા જોઈએ એમ કરવાથી સંસારનુ સુખ લેવાશે, છૂટ એટલે શુ તે સમજાશે, અને પછી સ્ત્રિયોને છૂટ નથી અપાતિ તે વિશેના ઉદ્ગાર આવવા બંધ પડી જશે જુનુ બધુ નાખી દેવાનુ સમજવામા અતિ હાનિ છે ઘરમા બે હજાર વરસનુ જુનું સોનુ પડ્યુ હોય કે જુનો ચંદ્રોદય રસ પડયો હોય કે જુની ઝવેરાત પડી હોય તો તે શુ નગમા થઈ ગયા સમજ વા? જગતમા કંઈ નગમુ કે નિરૂપયોગી કે નિષ્કારણ થયેનુ નથી, એમ સમજી જુની રીતભાત આચાર-વિચાર, અને બીજી સઘળી બાબતમા પણ ક્ષણવાર વિચાર કરવામાટે રાખીને પછી સ્ત્રિયોની છૂટ ઉપર લક્ષ દોડાવવુ કાળની ગતિથી તો શુ થશે એમ કહી શકાતુ નથી લોકોની વૃત્તિ પણ કાળ પ્રમાણે ફરતી જાય છે આમ છતા આપણે સાન ઉદ્ધત થઈ જવુ નહી પરંતુ જે કરવુ તેઉપર આગળ પાછળ વિચાર કરવો અને જુના પુસ્તકો તથા વૃદ્ધોની વાતો વાચી-સાભળી તેને વર્તમાનકાળના વ્યવહારસાથે મેળવીને સરળ માર્ગઉપર ઉતરવુ બુદ્ધિવાનનું લક્ષણ એજ કે ગુચવણમા પડેની વાતને પાશરી ઉતારવી, પણ પાશરી વાતને ગુચવણમા નાખવી એ બુદ્ધિવાનનુ લક્ષણ નથી સર્વેએ આ વિષયમા કરવાનું એ છે કે સારી વિદ્યા સારા અંગ ઢ કાય તેવા વસ્ત્રો અને ધાતુના અને સદ્ગુણના ઘરેણાથી સ્ત્રિયોને શોભીતી કરવી તેમજ તેમને એક પોતાનું અર્ધાંગ જાણી તથા ઘરની લક્ષ્મી જાણી પોતાની બરોબર સુખ આપી તેના અવગા દુખ દૂર કરવા સ્ત્રીએ આના બદલામા સર્વ સદ્ગુણોથી યુક્ત થઈને, તથા કુળજાતિને અનુસરી સર્વ રીતભાતને જા ણીને પોતાના પતિને અનુરક્ત રેહેવુ તેને ઘરના કામમાન્જની ચિંતાથી મુક્ત કરવો, ઈશ્વરબુદ્ધિથી તેનુ હિત અને પ્રિય કરવુ ઘરની અને પ્રજાની સભાળ રાખવી અને ઘરનો ભારભાર ઉપાડી લઇ સ્વામીને પ્રસન્ન રાખી પોતે પ્રસન્ન રહી જીતેંદ્રિય રહી પોતાના પિંડને અને કુળજાતિને શોભાવવા યોગ્ય વાત એ છે કે પુરૂષ જેમજેમ સ્ત્રીને સર્વ વાતે સુખ આપતો જાય અને સર્વ ગુણસ પન્ન કરતો જાય તેમતેમ સ્ત્રીએ સ્વામીને સ્વાર્થે આધીન રહી લાજ મર્યાદા

સાચવી, ધર્મ-સદાચારનું ચિંતવન રાખી પોતાના ગુણને અને વિચાને શોભાવવાં. આમ જો ન થાય તો પુરૂષે લીધેલો શ્રમ અને સ્ત્રીની તેઉપરથી આવેલી સમજણ સાવ નિષ્ફળજ છે. ગમે તેવી દ્રવ્યવાળી, વિદ્યાવાળી કે ગુણવાણી સ્ત્રી પતિને ઈચ્છિત હોય તેટલુંજ કરે આચરે તેથી સારૂં છે. તેથી વિપરિત થાય તો તેથી કશું સારૂં નથી. કેટલાક સાવ અજાણ્યા લોકોમાં સ્ત્રીવર્ગને કંઇક મુશકેલીયો ખમવી પડતી હશે એમ જાણવામાં આવે છે પરંતુ તેવા ભાગ ભાષણો કરવાથી કે લખાણો કરવાથી સમજે તેમ નથી. જેવો તે ભાગ સ્ત્રીઓની યોગ્યતા ન સમજનારો છે તેમ સ્ત્રિયોપણ એવી વિપરિત સ્વભાવની છે કે તેમને ગાંઠે નહીં. આમ છતાં કેટલીક વાર સ્ત્રિયોને બંધન વધારે થાય છે તે ન થવાનેમાટે માત્ર ખરી કેળવણીનો પ્રસાર જોઈએ તો ઈશ્વરેચ્છાથી એની મેળે સરખાઇ આવે છે.

---

## चतुराई.

લે. કેશવલાલ હરિરામ

સઘળાં જગતનાં સ્ત્રી-પુરૂષોએ ચતુરાઇનો અર્થ પોતપોતાની ઇચ્છા પ્રમાણે સમજી લીધેલો જણાય છે. એક પુરૂષ એક વિષયમાં ચતુરાઇ માનતો હોય તો બીજો તેથી જુદાજ વિષયમાં ચતુરાઇ માનતો હોય. એક સ્ત્રી અમુક જાતિનાં આચરણમાં ચતુરાઇ માનતી હોય તો બીજી તેથી વિપરીત આચારમાં ચતુરાઇ માનતી હોય. એમ સહુસહુની પ્રકૃતિને અનુસારે ચતુરાઇ કલ્પે છે. વળી તે સાથે એમ પણ સહુ માની લે છે કે મારામાં જે સમજણ કે જે ચતુરાઇ છે તેવી બીજામાં નથી. રાજા અને રંક એ ચતુરાઇના વિષયમાં સરખા અભિમાની હોય છે. ગમે તો કોઇ સારા આચરણમાં ચતુરાઈ માને કે ગમે તો કોઇ નઠારામાં ચતુરાઇ માને તેને કોઇ પ્રતિબંધ કરતું નથી. પ્રત્યેક માણસનાં સ્વભાવ, ગુણ અને કર્મ જુદાં જુદાં હોવાથી કલ્પનાઓ જુદે જુદે રૂપે દેખાય છે. કોઈ સંસ્કૃત ભાષા ભણી વાદવિવાદ કરવામાં ચતુરાઇ લેખે છે; કોઈ ઇંગ્રેજી ભાષા ભણીને તેજ ભાષામાં વાતચિતનો વ્યવહાર ચલાવવામાં ચતુરાઇ લેખે છે; કોઇ અનેક પ્રકારના જગત સત્ય કરવાના તર્કો કરવામાં ચતુરાઇ લેખે છે; કોઇ ઈશ્વરના અસ્તિત્વને અળસાવવાના તર્કો કરવામાં ચતુરાઈ

લેખે છે, કોઇ ભૂગોળના ભારે જ્ઞાનમા ચતુરાઇ લેખે છે, કોઇ ખગોળના અખુટ જ્ઞાનમા ચતુરાઈ લેખે છે, કોઈ ગ્રહનક્ષત્રો વિષે અનેક જાતિના અનુમાન બાધવમા ચતુરાઇ લેખે છે, કોઇ પ્રાચીનને અપ્રમાણિક ગણવામા ચતુરાઇ લેખે છે, કોઈ અર્વાચીનને પ્રમાણિક ગણવામા ચતુરાઈ લેખે છે, કોઇ વિચિત્ર પ્રકારના યત્રો શોધી કાઢવામા ચતુરાઇ લેખે છે, કોઇ રસાયનના પ્રયોગોમા પ્રવીણપણુ પામવામા ચતુરાઈ લેખે છે, કોઇ આકાશમા વિમાન ઉડાડી શકવાની શક્તિ મેળવવામા ચતુરાઇ લેખે છે, કોઇ અનેક પ્રકારના પદાર્થો બનાવવામા અને પ્રતિ દિવસ તેમા નવો ફેરફાર કરતા જતા લોકોને અતિ આશ્ચર્ય ઉપજાવવામા ચતુરાઈ લેખેછે, કોઇ વાદ્ય યત્રો બનાવવામા ચતુરાઇ માને છે, કોઇ ગાનકળામા કુશળ થવામા ચતુરાઇ માને છે, કોઇ નાયકાઅલકારને ઓળખવામા ચતુરાઈ લેખે છે, કોઇ કારભાર કરવામા ચતુરાઇ લેખે છે, કોઈ સેનાધ્યક્ષ થવામા ચતુરાઈ લેખે છે, કોઇ શત્રુની સામે સગ્રામ કરવામા ચતુરાઇ લેખે છે, કોઈ ઘરને ખુણે ઘલાઇને શરીરને સાચવી રાખવામા ચતુરાઇ લેખે છે, કોઇ પડ્રસ ખાવાના સ્વાદમા ચતુરાઈ માને છે, કોઇ અતિ આહાર કરી શકવાની શક્તિમા ચતુરાઇ માને છે, કોઇ અનેક પ્રકારની કસરત કરવામા ચતુરાઇ લેખે છે, કોઈ અનેક પ્રકારના જાદુના ખુબી કરનારા ખેલો કરવામા ચતુરાઇ માનેછે, કોઇ ઉદરને બીલાડાની પેઠે છેતરવામા ચતુરાઇ માને છે; કોઇ હરણને સિંહની પેઠે મારી નાખવામા ચતુરાઈ લેખે છે, કોઇ વ્યાપારમા ખોટુ બોલી સામાને છેતરી ધનવાળુ થવામા ચતુરાઇ લેખે છે, કોઇ ચાડી કરીને પારકાના કાન ભરવામા ચતુરાઇ લેખે છે, કોઇ બીજાની ઉપર આળ ચડાવવામા ચતુરાઇ લેખે છે, કોઈ કડવા વેણ કાઢીને પારકા કલેજા બાળવામા ચતુરાઇ માને છે, કોઇ સસારમા રચીપચી રેહેવામા ચતુરાઇ લેખે છે, કોઇ સસારને તિરસ્કાર કરી અસગ રેહેવામા ચતુરાઇ લેખે છે, કોઇ ફુટડફતા કપડા પેહેરવામા ચતુરાઈ માને છે, કોઇ ઝીણા વસ્ત્રો વાપરવામા ચતુરાઇ લેખે છે, કોઈ માથે વિચિત્ર વાળ રાખવામા, મુછનો મરોડ સારો કરવામા, ભમરની મભાળ રાખવામા, આખમા સોઇરા આજવામા અને સુગધી તેલ તથા અત્તર અગે લગાડવામા ચતુરાઇ લેખે છે, કોઇ નાતવરા કરવામા ચતુરાઇ લેખે છે, કોઈ બુટમોજા ઘાલી ચસમા ચડાવી ગળે ગળપટા

વીટી સાંજ સમયે હવા ખાવા જવામાં ચતુરાઇ લેખે છે; કોઇ નવા પંથો ઉભા કરવામાં ચતુરાઇ લેખે છે; કોઇ પ્રાચીન પંથો તોડવામાં ચતુરાઇ માને છે; કોઇ પુનર્વિવાહનો પ્રચાર કરવામાં ચતુરાઇ લેખે છે; કોઈ જ્ઞાતિ-જાતિના વ્યવહાર તોડવામાં ચતુરાઇ લેખે છે; કોઈ મોટી મુસાફરી કરવામાં ચતુરાઈ લેખે છે; કોઈ ઘરને ખુણે માત્ર પેટ ભરી બેસી રહેવામાં ચતુરાઇ લેખે છે; કોઇ કામને આધીન થઇ અનેક કુકર્મ કરવામાં કે અનેક સુખ ભોગવવાની ઇ-ચ્છામાં ચતુરાઇ લેખે છે; કોઈ ક્રોધાંધ થઇને અનેક અયુક્ત કામ કરવામાં ચતુરાઇ સમજે છે; કોઇ મદમાં અને કોઇ મત્સરમાં મદી જઈ સર્વને તરણા સરખા લેખવામાં ચતુરાઇ લેખે છે; કોઇ સુંદર અલંકાર બનાવી શકવામાં ચતુરાઇ લેખે છે; કોઇ સુંદર વસ્ત્રો બનાવી શકવામાં ચતુરાઇ લેખે છે; કોઈ શરીરની સુઘડતા રાખવામાં ચતુરાઇ લેખે છે; કોઇ સારૂં લખી શકવામાં ચતુરાઈ લેખે છે; કોઇ સારૂં રાંધી શકવામાં ચતુરાઇ લેખે છે; કોઈ શરીરનાં અતિ બળથી બે મણુ બોજો ઉપાડી શકવાની શક્તિથી ચતુરાઇ લેખે છે; કોઇ ઊંડાં પાણીમાં પહોરવાર તરી શકવામાં ચતુરાઇ લેખે છે; કોઇ ભાંડભવાઈઓ કરી માણુસોને પ્રસન્ન કરવામાં ચતુરાઇ લેખે છે; કોઇ પુસ્તકો લખી બહાર પાડવામાં, કવિતા કરવામાં અને જન્મચરીત્રો લખવામાં ચતુરાઇ લેખે છે; કોઇ રાજ્યની ઉથલપાથલ કરવામાં ચતુરાઈ માને છે; કોઈ માથે આવેલા અપરાધમાંથી છળ કરી છૂટી જવામાં ચતુરાઈ લેખે છે; કોઈ સિંહાદિક પ્રા-ણિયોને કે સર્પાદિકને વશ કરવામાં ચતુરાઇ લેખે છે; કોઈ વાયુને વશ કરી તેનાથી અનેક યંત્રો ચલાવવામાં, કોઈ અગ્નિને આધીન કરી તેનાથી અનેક યંત્રો ચલાવવામાં, કોઇ વીજળીને વશ કરી તેનાથી વ્યવહારનાં કાર્યો સેહેલા-ઈથી સાધી લેવામાં, કોઈ કાળના નિયમમાં રસાયનોથી ફેરફાર કરી શકવાની શક્તિમાં અને કોઈ જનાવરોપાસે માણુસોનું કામ કરાવવાની કળામાં ચતુરાઈ લે-ખે છે; કોઇ શબ્દાલંકારથી બોલવામાં ચતુરાઇ લેખે છે; કોઈ બોલેલાં કે લખેલાં વાક્યમાંથી અનેક અર્થ કાઢીને અનેક પ્રકારે વીંખી નાંખવામાં ચતુરાઇ લેખે છે; કોઇ સંપને પરહરવામાં ચતુરાઈ લેખે છે; કોઈ ચોરી કરવામાં ચતુરાઇ લેખે છે; કોઈ હીરા—મોતીની પરીક્ષા કરવામાં ચતુરાઇ લેખે છે; કોઈ દુનિ-યાના શોધમાં ચતુરાઇ લેખે છે; એમ સહુએ જુદી જુદી રીતે ચતુરાઇ માની

લે છે. જેમ પુરૂષો પોતપોતાનાં જુદાં આચરણોમાં ચતુરાઈ માની લે છે તેમ સ્ત્રિયો પણ ઉપરનાં આચરણોથી અને તે શિવાયનાં બીજાં કેટલાક આચરણોથી ચતુરાઇ માની બેસે છે. કોઈ સારા રૂપમાં ચતુરાઈ માની લે છે; કોઈ કજિયો કરીને સામી આવનારને હરાવવામાં ચતુરાઇ માની લે છે; કોઇ કુટુંબમાં ક્લેશ કરાવવાની યુક્તિમાં ચતુરાઈ માની લે છે; કોઈ સુંદર વસ્ત્ર પેહેરી લટકો કરી ચાલવામાં ચતુરાઇ માની લે છે; કોઈ સારૂં રાંધી શકવાની અને સારા વઘાર દેતાં આવડવાની શક્તિથી ચતુરાઇ માની લે છે; કોઇ ઘર સારૂ રાખી શકવાથી ચતુરાઇ માની લે છે; કોઈ લાંબે રાગે ગરબા ગાવામાં ચતુરાઇ માની લે છે; કોઇ લાજ માથોડા લેપવામાં ચતુરાઈ માની લે છે; કોઇ ધણીને આધીન કરવામાં ચતુરાઈ માની લે છે; કોઇ મેણાં મારી પારકાં કલેજાં બાળવામાં ચતુરાઇ માની લે છે; કોઈ સુંદર વેણુ સમારવામાં ચતુરાઈ માની લે છે; કોઇ આંખ ચાડલા કરવામાં ચતુરાઈ માની લે છે; કોઇ બાળકોનું રક્ષણ કરતાં આવડવામાં ચતુરાઇ માની લે છે; કોઇ ઘણી ધનવાળો હોવામાં ચતુરાઈ માની લે છે; કોઇ પોતાની વાત રેહેવામાં ચતુરાઇ માની લે છે; કોઇ સારૂં ભરત ભરતાં આવડવામાં ચતુરાઇ માની લે છે; કોઈ સારૂં શીવતાં આવડવામાં ચતુરાઇ માની લે છે; કોઇ મોઢું ચડાવી રીસાઇને સુઈ રેહેવામાં ચતુરાઈ માની લે છે; કોઇ રાજમાર્ગમાં રાજિયા ખોલાવતાં આવડવામાં ચતુરાઇ માની લે છે; કોઇ નાત-જાતમાં સારૂં રોતાં આવડવાથી ચતુરાઇ માની લે છે; કોઇ ભાષા ભણીને કાગળો લખવામાં ચતુરાઇ માની લે છે; કોઇ વાચતાં લખતાં આવડવામાં ચતુરાઇ માની લે છે; કોઈ ધણીનું મન મેળવવામાં ચતુરાઈ માની લે છે. કોઇ ધણીને ધમકાવવામાં ચતુરાઇ માની લે છે; કોઈ રાજકાજના પ્રપંચ ડોળવામાં ચતુરાઇ માની લે છે; કોઈ અતિ સાહસ કરવામાં ચતુરાઇ માની લે છે; કોઇ વિચારવગરનાં વ્રતાદિક કરવામાં ચતુરાઈ માની લે છે; એમ અનેક પ્રકારે જેને જેમ ગમે તેમ સ્વભાવ પ્રમાણે ચતુરાઇ માની લઈને સહુ સહુના મનમાં મોટાઇ માની બેસે છે. કોઇ પણ માણસ જગતમાં એવું નથી કે જે પોતે પોતાની ચતુરાઈથી બીજાની ચતુરાઇને વધારે સારી ગણે. 'હું જે જાણું છું અને કરૂં છું તે સારૂંજ છે અને તેવું કોઇ કરી શકે તેમ નથીજ'

એ વિચાર ક્ષણવાર પણ માણસમાંથી જતા નથી. આ વિષયમાં એક ભીખારી અને એક લક્ષાધિપતિ એ બેય સરખા ઉતરે છે. માણસો જે જે ચતુરાઈઓ માની લે છે; તેમાં કેટલીક ચતુરાઈઓ વ્યવહારને સુધારનારી હોયછે, કેટલીક વ્યવહારને બગાડનારી હોયછે, કેટલીક પરમાર્થને સુધારનારી હોય છે, કેટલીક પરમાર્થને બગાડતારી હોય છે, કેટલીક શરીરને સુખ આપનારી હોય છે, કેટલીક શરીરને દુઃખ આપનારી હોય છે અને કેટલીક સાવ નિષ્ફળ જાય તેવી હોય છે. એવા કોકજ ભાગ્યશાળી હોય છે કે જેઓ વ્યવહાર અને પરમાર્થ સુધારનારી ચતુરાઈને શોધી કાઢીને ગ્રહણ કરે. જગતમાં ચતુરાઇઓ આ કહી એટલીજ નહિ પણ બોલતાં ને લખતાં પાર ન આવે એટલી ચતુરાઇઓ વિદ્યા, કળા અને ઉદ્યમ વિષેની છે. અને તે સઘળી મનુષ્યમાત્રમાં જે જેવો પાત્ર તેમાં તેવી ચતુરાઈ રહે છે. પણ તે ચતુરાઇ શા કામની કે જેથી આ લોક-પરલોકનું કશું સાધન સંપાદન ન થાય? પાણી કાઢવાને માટે પૃથ્વી ખોદવામાં આવે છે તેમાં જો પાણી ન નીકળે તો તેને માટે કરેલો શ્રમ મિથ્યા છે, તેમ માનવામાં આવતી ચતુરાઈથી કલ્યાણ સંપાદન ન થાય તો તે ચતુરાઇ મિથ્યાજ છે. કાંઈ પણ સારું હોય તેનું નામ ચતુરાઈ કહેવાય, તેમ છતાં જ્યારે માની લીધેલી ચતુરાઇથી કંઇ પરિણામ સારું ન ઉતરે ત્યારે પછી તેને ચતુરાઈ નામ આપવું એ પણ ખોટું છે. પૃથ્વીને ઉથલપાથલ કરી નાંખે, કાળના નિયમો ફેરવી નાંખે અને દેવને દંડ કરે એવી ચતુરાઈનું પ્રાણી પણ જ્યાં સુધી પોતાનું કલ્યાણ શામાં છે તે નથી જાણતું ત્યાંસુધી તે ચતુરપણાંને યોગ્યજ નથી. જેથી કલ્યાણ ન થાય તેવી ખોટી ચતુરાઈને તો નાગડદાઈ કે લુચાઇ કે મૂર્ખાઈતુંજ નામ આપવું જોઇએ. અનેક પ્રકારની આ મૂર્ખાઇએ જગતને વશ કર્યું છે તેમાંથી ભાગ્યશાળી હોય તેજ પોતે પોતાની મેળે સમજી માર્ગ શોધી લે છે. તે શિવાય ચતુરાઇનો ફાંકો રાખનારા બેય લોકને બગાડીને મનુષ્યજન્મ મફતમાં ખોવે છે. મનુષ્યજન્મ પામીને આયુષ્ય ફોકટ જવા દેવું તે ફોતરાં ખાંડતાં દીવેલ ફોકટ જવા દીધા જેવું છે. દીવેલ તો ફરીને પણ પૈસાવડે મળે પણ આ મનુષ્યશરીર કરોડો પૈસા ખરચતાં કે કરોડો ઉપાય કરતાં મળતું નથી. એ શું થોડી હાનિ છે? આ શરીર ક્ષણભંગુર અને મળમૂત્ર તથા હાડચામની કોઠી છે; તોપણ તેનાથી જે કામ થાય છે

તે અતિ ઉત્તમ અને બીજા કોઇ શરીરથી થઈ શકતુ નથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર મોટા પુરૂષાર્થ જગતમા કેહેવાય છે એ પુરૂષાર્થ સાધવાનુ સ્થાનક આ શરીર છે એટલામાટે એવા અપવિત્ર અને અવિશ્વાસ્યને અમુલ્ય કેહેવામા આવ્યુ છે આવા અમુલ્ય શરીરને ખોટી ચતુરાઇનો આશ્રય કરી જવા દઇએ એ જેવી બીજી મૂર્ખાઇ કયી કહેવાય તે કાઇ સમજાતુ નથી અવળે માર્ગે ચાલવાની કેટલીક ચતુરાઈ કે જેથી પાપ થાય છે તે તો જાણે કેવળ મૂર્ખાઈજ છે, અને સારે માર્ગે ચાલવાની કેટલીક ચતુરાઈ છે તે ડાહાપણ છે, કેમકે સારે માર્ગે ચાલવાથી કોક દિવસ પણ સારો લાભ થાય છે ખરામા ખરી ચતુરાઇ એજ છે કે જે આ લોક અને પરલોકને સુધારી જીવનુ કલ્યાણ કરે છે એ શિવાયની જેટલી ચતુરાઈ છે તેટલી સવળી ગાડાઈ છે કહ્યુ છે કે—या लोकद्वयसाधिनी तनुभृतां सा चातुरी चातुरी (માણસોમા બેય લોક સાધી આપનારી જે ચતુરાઈ છે તેજ ચતુરાઇ છે) સારાશ કે જેથી બેય લોક સુધરે તેજ ચતુરાઇ કહેવાય બીજી ચતુરાઇ તે ચતુરાઈ કહેવાય નહીં પશુ પક્ષિયો પણ કેટલીક ચમત્કારિક ચતુરાઇવાળા હોય છે કોઈ સારૂ ચાલી શકે છે, કોઇ સારૂં બોલી શકે છે, કોઈ રગમા સુદર હોય છે, કોઈ સારૂ ઉડી શકે છે કોઇ પાણીમા પેસી જાય છે, કોઇ આકાશમા ચડી જાય છે, કોઇ વિચિત્ર કોતરો અને માળાઓ બનાવે છે, કોઇ વિચિત્ર પ્રકારે ખોરાક મેળવે છે, કોઇ સારી યુક્તિથી પોતાનુ રક્ષણ કરે છે, કોઇ કપટથી બીજાને મારી નાખે છે, કોઈ વાણીનુ ઘણુ ચચળ હોય છે, કોઈ વગર ઓનાવ્યે ઓનતુ નથી, કોઇ ધણીને વશ કરે છે, કોઇ ધણીને વશ થઈ જાય છે, કોઇ મનગમતી મુસાફરીઓ કરે છે, કોઇ પાણીમા તરે છે, કોઇ ભાતભાતના મેવા ખાય છે, કોઇ માણસોને જીવાડનાર થઇ પડે છે અને કોઇ મનુષ્ય જેવા પ્રાણીને પણ છેતરી લેનાર હોય છે આમ જ્યારે પશુ પક્ષિઓ પણ ચતુરાઇવાળા સ્વાભાવિક છે ત્યારે મનુષ્યને તો વધારે જ્ઞાનવાળા ઈશ્વરે કર્યા ત્યારે તેમા કેમ ચતુરાઇ ન હોય? પરતુ જ્યારે પશુ પક્ષિયોના જેવીજ ચતુરાઈ મનુષ્યોને મળે ત્યારે મનુષ્યમા અને પશુ પક્ષીમા શો ફેર? સમજવાનુ એ છે કે પ્રારબ્ધયોગથી અને પુણ્યનેલીધે જ્યારે મનુષ્યજન્મ મળ્યો છે, ત્યારે બીજી ખોટી ચતુરાઇઓને ચૂલે ચડાવીને જે ખરી ચતુરાઈઓ

હોય કે જેથી આ લોક અને પરલોક સુધરતો હોય તેને વિષે પ્રીતિ બાંધવી જોઇએ. જેથી આ લોક અને પરલોક સુધરે તેવી ચતુરાઈ જાણવાને પરમેશ્વરે સહુનામાં અમુલ્ય બુદ્ધિબળ આપ્યુંછે તેનો ઉપયોગ કરવો જોઈએ. તોપણ કદી મંદાધિકારીને તે ન સુજે તો તેને માટે કહેવાનું એટલું છે કે કામ ક્રોધાદિકને વશ્ય રાખી, સદાચરણને માર્ગે ચાલી, સર્વ વ્યવહાર ચલાવતાં ઈશ્વરનું સ્વરૂપ ઓળખી સર્વ વાતે અસંગ રહી સાર શોધતાં રેહેવું. જેટલી બુદ્ધિ અને જેટલી ચતુરાઇ આ માર્ગમાં કામે લાગશે તેટલીજ સફળ છે. તે વિના બીજા કામમાં લાગી તે સાવ નિષ્ફળ છે. લોકો કહે છે સુખ ભોગવવા માટે મનુષ્ય શરીરછે તો તે વિષે અમે આગ્રહ કરતા નથી; પણ પેહેલાં વિચાર કરવો જોઇએ કે સુખ એટલે શું? જો વિષયોનાં સુખને ખરૂં સુખ માનવામાં આવતું હોય તો તે પશુ-પક્ષિઓને અને કીડાઓને પણ સ્વચ્છંદ રીતે મળે છે. ત્યારે પછી મનુષ્યજન્મની જરૂરજ શી હતી? માટે કદી એવી બાબતમાં ભૂલ ખાવી નહીં. એવાં ખોટાં સુખમાટે આ શરીર નથી પણ ખરાં સુખને ખોળી કાઢવાને માટે આ શરીર છે. એ શરીરનાં સાધનેથી ખરૂં સુખ ખોળી કાઢીને આ લોક તથા પરલોક સુધરે તેવું કરવું તેનું નામજ ચતુરાઇ છે. અપૂર्ण

---

## प्रभुप्रार्थना देहभावनी.

રાગ ભૈરવી અને તાલ દાદરો.



સહાય કરો કૃપાળુ, હું પિડાઉં છું તમારો;
દયા દીનબંધુ લાવી, દુઃખ દરિયેથી તારો;—સહાય.
આશ્રિત કોઈની હું, આશ નહી લેશ કરૂં;
આમર્જ અનાદિ ઈશ, એક છો આધાર મારો;—સહાય.
શેષનાગ પણ પાર, વરણવતાં ન પામે;
નારદાદિ મુનિ મોટા, ગુણ ગાય છે હજારો;—સહાય.
જાણતો નથી હું કાંઇ, સેવવાની શુભ રીત;
સંસારવિષે સતાઉં, આવી હવે તો ઉગારો;—સહાય.
કેશવ કહું શું વધુ, આપછો અંતરયામી;
ટાળવા પ્રભો હવે આધિ. વ્યાધિ ઉપાધિ નિવારો;—સહાય.

आर्यधर्मप्रकाश. માસિક ચોપાનિયાની કીંમત રૂ. ૧ાા તથા ટપાલખર્ચ આના ૩ છે.

श्रीमद् भागवतभाषांतर પાંચ ફારમનું માસિક ચોપાનિયું. વર્ષ ૧ ની કિંમત રૂ૦ ૩ ટપાલખર્ચ આના ૬ છે.

प्रबोधचंद्रोदय नाटक (ગુજરાતી) મુલ્ય દસ આના. ટપાલખર્ચ એક આનો.

पेहेली चोपडी ચિત્રથી બોધ થાય તેવી. મુલ્ય એક આનો. ટપાલખર્ચ અરધો આનો.

पंचीकरण रामगुरुकृत सटीक મૂલ્ય એક રૂપિયો. ટપાલ ખર્ચ બે આના.

सावित्रीचरित्र छायानाटक संस्कृत મોરબી સ્વાઈ રાજપાઠશાળાના શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરનું રચેલું. મૂલ્ય રૂ૦ ૧ ટપાલખર્ચ આના બે.

विपत्तिविषेना संस्कृत पत्रनुं भाषांतर મૂલ્ય છ આના ટપાલખર્ચ અરધો આનો.

अनसूयाभ्युदय સંસ્કૃત. મૂલ્ય અઢી આના ટ૦ અરધો આનો.

अनसूयाभ्युदय ગુજરાતી. મૂલ્ય આના અઢી. ટપાલખર્ચ અરધો આનો.

सत्यनारायणनी कथा ગુજરાતી કવિતામાં મુલ્ય છ આના. ટપાલખર્ચ અરધો આનો

ઉપરનાં પુસ્તકોવિષે કોઇને કાંઇ લખવું હોય તો ભુલેશ્વર નજીક શીરંગીના દેવળ પાસે ઘર નં૦ ૧૯ માં વેદધર્મસભાની પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રીનેજ લખવું. પુસ્તક લેનારે કૃપાકરી નાણું પેહેલેથી મોકલવાં. નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

આમાનાં કેટલાંક પુસ્તકો મુંબઈમાં પંડિતજી જેષ્ટારામ મુકુંદજીની પુસ્તકની દુકાનેથી મમાદેવી પાસે મળશે.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA PRAKASH

पुस्तक १० मुं   आषाढ, संवत् १९४०.   अंक ९ मो.

वसंततिलका.

अग्रे मनोहरिण ते विषयाग्रकूपा-
न्प्रनादुरत्तदवपान्हिभिराश्च पार्श्वं ।
पृष्ठे च कान्त्यानरस्तां ह्यार्यधर्मा
रण्यं समाश्रय शरण्यमयं यसौख्य ॥१॥



છપાવી પ્રગટ કર
વેદધર્મસભાની કાર્યવાહક મંડળી.

મુંબઈમધ્યે.
સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું
સન ૧૮૮૪ ઈસ્વી

मूल्य वर्ष १ नो रु. १॥ अगाउथीज
टपालखर्च आना ३ जुदु

# अनुक्रमणिका.



## शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીનજનને ધાડી દયાદષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય તે સદ્ધર્મને આપજો.

## ઇનામના નિબંધોની જાહેર ખબર

### ઈનામ ૧ લું રૂ ૮૦ નું.

પુરૂષે ભણીને શું કરવું? એટલે વિદ્યા ભણવાના હેતુ અને ભણેલાં પુરૂષના કર્તવ્ય વિષે શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું સને ૧૮૮૪ ની સાલનું ઉપલું રૂ. ૮૦ નું ઇનામ આપવામાં આવશે. એ નિબંધનું કદ બુદ્ધિપ્રકાશ જેવડાં છાપેલાં પૃષ્ટ ૮૦ થાય એટલું ઓછામાં ઓછું જોઇએ, તથા તા. ૩૧ મી અક્ટોબર સને ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનારને પહોચાડવો જોઇએ. મુદત વિત્યે આવેલો નિબંધ નકામો ગણાશે, જેનો નિબંધ સૌથી સરસ અને ઇનામ લાયક જણાશે તેનેજ ઈનામ મળશે.

### ઈનામ બીજું રૂ. ૨૦૦ નું.

"સ્થાનિક સ્વરાજ્ય" વિષે શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનું સને ૧૮૮૪ તથા ૮૫ એ બે સાલોનું ઉપલું રૂ. ૨૦૦ નું ઈનામ આપવામાં આવશે. એ નિબંધમાં રાજ્યના હેતુ, સ્વરાજ્ય અને સ્થાનિક સ્વરાજ્ય એટલે શું? તથા તેના ઉપયોગ અને લાભાલાભ, એ વિષયોમાં સમાવેશ થાય એવી દરેક બાબતોનું સપ્રમાણ અને વિગતવાર વર્ણન ખુલાસાથી કરવું. એનું કદ બુદ્ધિપ્રકાશ જેવાં

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું.　　　આષાઢ, સંવત્ ૧૯૪૦.　　　અંક ૯ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## परोपकार.

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्तो वरं त्यागो विनाशे नियते सति ॥

ડાહ્યા માણુસે ધનને અને જીવિતને પરોપકારનેમાટે વાપરવાં કેમકે એનો નાશ નક્કીછે ત્યારે પરોપકારના નિમિત્તથી ત્યાગ કરવો એ સારો છે.

આ નિરંતર નાશવંત જગતમાં જેટલા નામ-રૂપાત્મક પદાર્થો છે તેટલા સઘળા નાશવાન્ છે તેજ પ્રમાણે ધન અને જીવિત એ પણુ નાશવાન્ છે. એ કાળના નિયમને ફેરવી શકવાને કોઇ પણુ દેવ કે દાનવ સમર્થ કેહેવાતા નથી. મોટા મોટા વિદ્યાવાન્ અને ધર્મને માર્ગે ચાલનારાઓને પણુ એ નિયમ બાધ કર્યાવગર રેહેતો નથી ધનને પેટીપેટારામાં નાંખી ઉપર તાળાં મારીને ગમે તેટલુ સાચવી રાખ્યુ હોય કે ધરતીમાં દાટ્યુ હોય તોપણુ તે જતું રહે છે કોઈ માણુસને પેટી કે પેટારામાં નાખી તાળુ દઇને રાખી મેલેલ હોય તોપણુ તેનું જીવિત ઓછુ થયા વગર રેહેતું નથી. ધન અને જીવિતનો નાશ અવશ્ય થનારોજ છે ત્યારે તેનો પરોપકારના નિમિત્તથી નાશ થવા દેવો એ સારો છે વહ્યો જતો પાણીનો પ્રવાહ કાંઇ અટકતો નથી માટે તેને કોઈ સારા ઉપયોગમાં લઈને વેહેતો રેહેવા દીધો હોય તો તેમાં વધારે સારૂ છે. બુદ્ધિવાનનુ તો એજ લક્ષણુ છે કે ધન અને જીવિતને પરોપકારમાં વાપરવાં. જેમ સમય ગયો તે ફરીને આવતો નથી, તેમ ધન અને જીવિત ગયું તેપણુ પાછું આવતું નથી, એટલામાટે જે થશે તે જ્યાસુધી નાશ થતા કાંઇ પણુ બચ્યુ હશે ત્યાસુધી થશે ઉપકારના કામમા નહિ વપરાયેલાં ધન અને જીવિત વૃથા જાય છે અને તેજ ધન અને જીવિત પરોપકારમાં વપરાતાં ખૂટી ગયાં

હોય તો તે સફળ થાય છે. જ્યારે ધનનો અને જીવિતનો નાશ અટકાવી શકવાની શક્તિ આપણી નથી, ત્યારે એજ વાત ઉત્તમ છે કે પરોપકારને માર્ગે તેને વાળી દેવાં જેથી તે માર્ગે તેનો નાશ થયા કરવાથી તે નાશ નિષ્ફળ જાયજ નહીં. જ્યાંસુધી આપણી પાસે ધન અને જીવિતનો સાથે યોગ થયો છે ત્યાંસુધીજ પરોપકાર થઇ શકે તેમ છે. જીવિત હોય ને ધન ન હોય તો કેટલીક જાતના પરોપકાર થઈ શકતા નથી. ધન હોય અને જીવિત ન હોય તો કોઈ પણ જાતનો પરોપકાર કરી શકતા નથી. એટલામાટે જેઓને ઈશ્વરકૃપાથી અને સારાં ભાગ્યે ધનનો અને જીવિતનો યોગ મળી આવ્યો હોય, તેમણે તે વાતનો વિચાર રાખી સમયને અનુસરી પરોપકાર કરવામાં પ્રીતિવાન્ થવું. ધનવિના પરોપકાર નજ થાય એમ તો નથી, પરંતુ જેવો ધનવડે થઈ શકે છે તેવો ધનવિના થઈ શકતોજ નથી એ વાત તો અનુભવ સિદ્ધ છે.

ધન એક પ્રકારનાં નથી પરંતુ અનેક પ્રકારનાં છે. સ્વસ્થ શરીર, સ્ત્રી, સંતતિ, લક્ષ્મી, વિદ્યા, સગાં, ધરતી, દાણા, પશુ, મિત્ર, એ સઘળાં ધનની ગણત્રીમાં આવી શકે છે. જગતમાં વ્યવહાર સારી રીતે ચાલે, સુખ ભોગવાય અને દુઃખની વખતે કામ લાગે તેથી તેઓ સઘળા પદાર્થોને ધનરૂપ માન્યા છે. જેની પાસે ઉપર લખેલા છે એ આદિ પદાર્થો એકઠા થયા હોય તે સંપત્તિવાન્ કેહેવાય છે. જગતમાં એવો ભાગ્યશાળી કોકજ હશે કે જે સઘળાં ધનનો અધિકારી હશે. કોઇ લક્ષ્મીવાળો હોય, કોઈ સ્ત્રીવાળો હોય, કોઈ સંબંધીવાળો હોય, કોઇ સંતતિવાળો હોય, કોઈ સગાંસંબંધીવાળો હોય, કોઇ ધાન્યવાળો હોય, કોઇ મિત્રવાળો હોય, કોઈ વિદ્યાવાળો હોય અને કોઇ ઈન્દ્રિયોની શક્તિવાળો હોય; પરંતુ સઘળી સંપત્તિ તો કોકજ ઠેકાણે આવી મળે છે. જેને જે સંપત્તિ મળી હોય તેણે તે સંપત્તિથી પોતાથી બનતો પરોપકાર કરવો જોઇએ. સઘળાં ધન કરતાં મુખ્ય પોતાનું શરીર સર્વે રીતે કુશળ જોઇએ, કેમકે શરીરનાં અંગ સર્વે ઉપયોગમાં આવે છે. શરીર સર્વે રીતે કુશળ હોય તો સર્વ સંપત્તિ મેળવવા સમર્થ થવાય છે. લોકમાં સાધારણ વ્યવહાર માટે તથા પરોપકારમાં વાપરવા માટે નાણું અને વિદ્યા એ બે જાતનાં ધનનો વિશેષ ઉપયોગ થઈ શકે છે. સર્વ ધન કરતાં વિદ્યાધન ઉત્તમ છે છતાં વિદ્યાવાન્ પુરુષોએ પણ સુઝાઈને નાણાને મુખ્ય ધન ગણ્યું છે અને તેને શરીરના

અહારના પ્રાણુ બરોબર લેખ્યું છે. આ વાત જગતમાં પ્રત્યક્ષ જણાઇ રહે છે. ગમે તેટલી વિદ્યાની કે બીજી સંપત્તિ માણસમાં હોય તોપણ જો ધન ન હોય તો બિચારો ધૂળ ભેળો થઈ જાય છે. અને કોઈ વખત મહા આપત્તિમાં આવી પડે છે. ધનની શી સત્તા છે, તેવિના શી શી મુશ્કેલી વેઠવી પડે છે, તે મેળવવામાં કેવી મેહેનત કરવી પડે છે. અને ધનવિના બીજી સંપત્તિ કેવી નમાલી થઈ જાય છે તે જેવું નિર્ધન લોકો જાણે તેવું ધનવાન જાણી શકતા નથી. કોઇ ધનના વિયોગને અનુભવનાર કહે છે કે—

धनैर्निष्कुलीना कुलीना भवंति धनैरापदं मानवा निस्तरंति ।

धनेभ्यःपरो बांधवो नास्ति लोके धनान्यर्जयध्वं धनान्यर्जयध्वं ॥

(નીચા કુળનાં માણસો ધનવડે ઉંચા કુળનાં થાય છે, ધનવડે માણસો આપત્તિને તરે છે, અને ધનથકી બીજો આ લોકમાં કોઇ બાંધવ નથી માટે ધન સંપાદન કરો. ધન સંપાદન કરો.)

જગતમાં ઉપરથી જોતાં ખરેખર તેમજ છે. વિદ્યા જેવાં ઉત્તમ ધનને મેલીને પણ લોકો નાણાં માટે મેહેનત કરવા મંડી જાય છે પરંતુ સમજવું જોઈએ કે વિદ્યાધન મેળવ્યાવિના જેને લોકો ધન માને છે તે ધન મળવું કઠણ છે. અને કદી મળે તોપણ તે શા કામનું? લોકો જગતમાં ગમે તેમ માનતા હોય પરંતુ જેઓ નાણાં વગરના હોય તેઓએ નાણું ન હોવાથી આપણે નિર્ધન છિયે એમ માની બેસવું નહીં; કેમકે એ અનર્થ કરનારું નાણું મળ્યું તોપણ શું અને ન મળ્યું તોપણ શું? જો શરીર કુશળ હોય, વિદ્યાસંપાદન કરી હોય અને સ્ત્રી-સંતતિ આદિ સર્વ હોય તો પૈસા એના કરતાં અધિક નથી. જેમને જે સંપત્તિ મળી હોય તેમણે તે સંપત્તિથી પરોપકાર કરવો. પરોપકાર કરવામાં ધન અને વિદ્યા એ બેનો વધારે ખપ છે. ઈશ્વરકૃપાથી જેને તે ભોગવવાનાં મળેલ હોય તેમણે તેનો જરૂર સારો ઉપયોગ કરવો. કોઈપણ જાતની સંપત્તિ અચળ નથી સંપત્તિને ભોગવનાર શરીર જ્યારે અચળ નથી ત્યારે સંપત્તિઓ તે અચળ ક્યાંથી હોય? માટે જ્યાંસુધી વર્તમાન હોય ત્યાંસુધી તેને પરોપકારાર્થે ઉપયોગમાં લેવી. વિદ્યાનો નાશ કયાં થાય છે? એમ કોઈને શંકા થાય તો તેનો ઉત્તર એજ છે કે જે વસ્તુ ઉપયોગમાં ન આવી અને શરીરની સાથે બળી ગઇ

તેનો નાશ ન થયો ત્યારે શું થયું તે વિચારી જોવું. એટલું ખરૂં છે કે જેમ બીજાં ધનને પરાયો ભય લાગે છે તેમ વિદ્યાને પરાયો ભય લાગતો નથી: અને બીજાં ધન આપવાથી ઓછાં થાય છે અને વિદ્યા તો આપવાથી વેલાની પેઠે વધે છે.- પરંતુ તેનો પણ જો પરોપકારના માર્ગે ઉપયોગ ન થયો તો તે વિદ્યા પણ નિષ્ફળ છે. બીજાં સઘળાં ધનનો ત્યાગ કરી આ શરીર માટે વિચાર કરિયે તો પણ એમ સિદ્ધ થાય છે કે જો તે પરોપકારના કામમાં ઉપયોગમાં ન આવ્યું તો તે વૃથા છે, ત્યારે પછી ધન ઉપયોગમાં ન આવે અને વૃથા થાય એમાં શું આશ્ચર્ય છે? કોઈને કાંઇ આપી દેવું એથીજ માત્ર ઉપકારનો છેડો આવી રેહેતો નથી. ધન આપવું તે સાથે મનને અને શરીરને પણ જોડવાં જોઇએ. સઘળા અધિકારીઓ કાંઇ સરખા ઉપકારને પાત્ર હોતા નથી માટે તનમનસહિત. જેને જે ઉપયોગનું હોય તેને તે આપવું. તન અને મનને સાથે જોડવાથી જીવિત સફળ થાય છે. જીવિત પરોપકારમાં ગાળવું એટલે એ કે તનમનથી કોઇનું પણ ભલું કરતાં રેહેવું. પોતાની પાસેની સંપત્તિનો પ્રસન્નતાથી પરોપકાર માટે ઉપયોગ કર્યો તેમાં જીવિતનો પરોપકાર માટે ઉપયોગ કરવાનું જુદું રેહેતું નથી, પરંતુ સાથે આવી જાય છે, કેમકે કોઈ પણ જાતનો ધનનો પરોપકાર થાય તે જીવિતની સત્તાથી અને મનની ઈચ્છાથીજ થાય છે. ધનાદિકથી અથવા બીજી કોઈ રીતે પરોપકાર કરવા તરફ તનમનને વાળવાં એમાં જીવિતથી. પરોપકાર કરવાપણું સમાઈ જાય છે.

પરોપકાર માત્ર ધનથીજ થાય છે તેમ નથી પરંતુ બીજી ઘણી ક્રિયાથી પરોપકાર થઈ શકે છે. આટલામાટે ધનવાને અમારાથીજ ઉપકાર થઇ શકે એમ માનવું નહીં તેમ નિર્ધને આપણાથી ઉપકાર ન થઇ શકે એમ પણ માનવું નહીં. ઉપકાર કરવારૂપ પુણ્યનું કામ કોઇએ વેચાથી લીધેલું નથી. એ તો જે કરે તેનુંજ છે. અમુક માણસજ ઉપકાર કરીશકે એમ માની બેસવું તે ખોટું છે. માત્ર શરીર અનુકુળ હોય તો કોઇ પણ માણસ કોઈ પણ પ્રાણી ઉપર ઉપકાર કરવાને અધિકારી છે. કોઇ વખતે એમ પણ બને છે કે ધનવાળાઓ જેવા ઉપકાર નથી કરતા તેવો વગર ધનવાળા માત્ર શરીર સંપત્તિથીજ કરી શકે છે. જો ધનથીજ માત્ર ઉપકાર થઈ શકતો હોય તો.

એ વાત કેમ સભવે? શરીરસબધી મનસબધી અને વાણીસબધી ક્રિયાથી પરોપકારનું અનેકપણુ પ્રસિદ્ધ જણાઈ રહે છે કોઇ પણ પ્રાણીને પોતાના શરીરને શ્રમ આપી સુખ ઉપજાવવુ એ શરીરસબધી પરોપકાર છે, કોઇ પણ પ્રાણીને દયાભાવથી દુ ખ ન આપતા તેનું ભલુ થાય તેવુ ચિતવન રાખવુ એ મનસબધી પરોપકાર છે અને કોઇ પણ પ્રાણીને કોઇ પણ પ્રકારના વાક્યોથી સતોષ ઉપજાવવો એ વાણીસબધી પરોપકાર છે જેઓ પરોપકાર કરવામા કશુ સમજતા નથી તેઓનું ગમે તેટલુ ધન ગમે તેવી મનની કલ્પના ગમે તેવી વાણીની ચતુરાઇ અને ગમે તેવી શરીરની કુશળતા હોય પણ તે શા કામના? પરોપકાર વગરના મનુષ્યને માટે એવી સાક્ષી પડે છે કે, — परोपकारशून्यस्य धिङ् मनुष्यस्य जीवित (પરોપકાર વગરના માણસના જીવિતને ધિ કાર છે) આ સાક્ષી ઉપર સૂક્ષ્મ રીતે વિચારતા તેનો સારાશ સત્ય ભાસે છે મોટા મોટા અધિકાર મેળવ્યા, ભારે ભારે વિદ્યા ભણ્યા, અતિ મેહેનત કરી ધન મેળવ્યું, દેશદેશમા કીર્તિ મેળવી, શરીરે સુખી અને રૂપાળા રહ્યા, ભારે ભારે વિષયોના ભોગ ભોગવ્યા, અને મનમા અભિમાનથી મોટાઈ માની લીધી તેથી શુ થયુ? એમાનું એકેય અમર રહેવાનું નથી અને એથી કાઇ કલ્યાણ પણ થવાનુ નથી ઈશ્વરે આપણને જે અતિ અમુલ્ય મનુષ્યજન્મ આપ્યો છે તે શુ ઉદર પોષણ કરવાને માટેજ આપ્યો છે? જો એમ હોય તો તો પશુઓ કરતા અને વનસ્પતિ કરતા પણ આપણુ આ શરીર હલકુ ઠરે છે પશુઓનો પરોપકાર વિચારવા બેસિયે તો તેનો પાર આવે નહી બળદ અને પાડા આદિ પશુઓ ખેતરમા હળ ખેંચીને તેને દાણા વાવવા જેવુ કર છે તેમા જે દાણા પાકે તે સઘળી પ્રજાને સુખચેનમા ખાવા કામ લાગે છે અનેક જાતના માલની ભરેલી ગાડીઓ કાધ ઉપર ખેચી લઈ જઈ એક દેશનો માલ બીજા દેશને સુખચેનમા રાખવા પૂરો પાડે છે માણસોથી ભરેલી ગાડીયો પોતે ટાઢતડકો ખમીને એક જગોથી બીજી જગોએ લઈજઇ તેઓની ધારણા પૂરી પાડે છે ઘાણીએ જુતીને રાતદિવસ આખે પાટા બંધાવી ફેરા ફરીને તલમાથી તેલ કાઢે છે કે જે તેલના દિવાથી લોકો રાતનો વ્યવહાર સારી રીતે ચલાવી શકે છે ગાયો ભેસો, બકરીઓ આદિ પશુઓ પોતાના દૂધથી પ્રજાનું પોષણ કરે છે જેનું દૂધ જમાવીને દહી થાય

અને દહીમાંથી છાંશ થઇને પછી ઘી નીકળે છે, જે ઘી સઘળી પ્રજાને ખાવાના પદાર્થોમાં ઉપયોગી થાય છે અને બળને વધારે છે. એમ સઘળાં પશુઓ પોતાનો બિલકુલ સ્વાર્થ ન છતાં મનુષ્ય પ્રાણી ઉપર ઉપકાર કરે છે, તે એટલે સુધી કે પોતાના હાડકાં અને ચાંમડા પણ લોકોને સંરક્ષણમાં આપે છે. કેવું આશ્ચર્ય! જેને માર મારિયે કે ભૂખે રાખિયે તો પણ તે પોતાની વાત બોલી શકતાં નથી એવાં બિચારાં અનાથ પશુઓ પણ કેટલો બધો ઉપકાર કરીને આપણને હલકા પાડે છે! ખરૂં બોલિયે તો પશુઓને આધારેજ આપણે જીવિયે છિયે નહીં તો આપણે શું કરી શકવાના હતા! પશુઓની વાત પડતી મેલીને વનસ્પતિ ઉપર વિચાર કરિયે તો તે કેટલો બધો ઉપકાર કરનારી છે તે ધ્યાનમાં આવે. પ્રથમ તો જાર, બાજરો ઘઊ અને બીજા કઠોળના રોપાઓ પોતાના દાણાથી આપણને જીવતા રાખે છે. એ જો ખાવાને દાણા ન આપે તો આપણે આજે હયાતીમાં ક્યાંથી હોઇએ? એ શિવાયનાં બીજાં વૃક્ષો પાણાથી કે લાકડીઓથી ગમે તેટલો માર મારો તો પણ સારાં ફુલ, સારાં ફળ અને સારાં પાંદડાં આપે છે. ટાઢ અને તડકેથી આપણે દુઃખ પામતા હોઈએ અને તેને આશ્રયે જઇએ તો તે આપણી રક્ષા કરેછે. આપણે ગમે તેટલાં તેને દુઃખ દઇએ કે તેની ચામડી ઉખેડી લઇએ તો પણ તે આપણું હિતજ કરે છે. મોટા મોટા રોગના ઝપાટામાં આવી ગયા હોઈએ તો તે આપણી ઉપર દયા કરીને ઓસડરૂપ થઇ રક્ષા કરે છે. એ તો શું પણ છેવટ પોતાનું અંગ બાળવા આપીને પણ પરોપકાર કરવામાં આડો આંક વાળીદે છે. આપણે જોઇએ છિયે તો હજારો અને લાખો ઘરની સંખ્યામાં એકેય લાકડાં વગરનું નથી તેમ ઘણી જાતના પદાર્થો લાકડા વગરના નથી. એ લાકડાં શું ઝાડ નથી? કેવી આનંદની વાત છે કે પોતાનું સુકેલું શરીર અને સુકેલું ન હોયતો લીલુ શરીર માણસોને આધીન થઇ સુકાઇને લોકોના ઉપયોગમાં લાવે છે. આવાં પરોપકારી પ્રાણિયો જગતમાં બીજાં ક્યાં છે? બિચારાં પશુ-પક્ષિયોને અને વનસ્પતિને મનુષ્યના જેટલું જ્ઞાન નથી. તેથી કોઇ આ લખાણને અલંકારરૂપ માને. તેને ન માનવા દેવાને કશું સાધન નથી, પરંતુ વિચાર કરી જોવાથી જણાશે કે એના ઉપકાર આગળ માણસ તો કશી ગણતીમાં નથી એટલુંજ નહીં પણ નિર્બળ અને કૃતઘ્ની છે.

અરે જુવોને કપાસનો છોડ કેટલો ઉપકાર કરે છે? આખી દુનિયાની શોભા અને આબરૂ ઢાંકવી એ માત્ર એને આધીન છે એ જો ન હોત તો આપણે કયો ઉદ્યમ કરીને લુગડાં પેરત? ખરેખર વિચાર કરિયે તો એમ નિશ્ચય થાય કે એ વનસ્પતિવર્ગના ઉપકારનો બદલો મનુષ્યશરીરથી વળવાનોજ નથી. શારંધર પણ શાક્ષી આપે છે કે –

नीरस्यान्यपि रोचते कार्पासस्य फलानि मे ।
येषा गुणमयं जन्म परेषा गुह्य गुप्तये ॥

(રસ વગરના પણ વણના ફળો (કાલા) મને ગમે છે કે જેનો ગુણમય* જન્મ પારકી લાજને રાખવા માટે થાય છે)

વિચાર કરતાં એમજ જણાશે કે જન્મ ધરીને જો કાંઇ પરોપકાર થાય તો જન્મ સફળ છે મનુષ્યથી કોઇ દિવસ ન થઇ શકે એવા અસંખ્ય ઉપકારો કરનારાં પશુઓ અને વનસ્પતિઓ એટલો બધો ઉપકાર કરે છે તે જોઇને આપણે બોધ લેવો જોઇયે કદી અજાણ્યા હતા તો હવે જાણીતા થયા માટે હવે અણસમજુનું આચરણ છોડી દેવું જોઇએ આપણે જો ધારિયે તો અનેક પ્રકારના ઉપકાર કરી શકિયે પરોપકાર કરી શકવામાટે આપણને બુદ્ધિબળ બક્ષીસ મળ્યું છે તે હાથે કરીને ફોકટ જવા દઇએ છિયે વખત જશે તો પછી કશું નહિ થાય માટે જે થાય તે કરી લેવામા આળસ ન રાખવુ આપણે ધનવાન્ હશું અથવા ધન વગરના હશુ તોપણ યથાશક્તિ પરોપકાર કરીને જીવિતને સફળ કરી શકશું. ઈશ્વર નિષ્પક્ષપાતી હોવાથી પરોપકાર કરી શકવાને મનુને સરખી શક્તિ અને સરખી બુદ્ધિ તેણે આપી છે, એટલે ધન ન હોય તો શી હરકત છે? ભૂલ માત્ર આપણી છે તે સમજીને પરોપકારમાં પ્રીતિ બાંધવી પરોપકારનો અર્થ એ છે કે પોતાવગર બાકી સર્વેનો ઉપકાર કરવો આથી મનુષ્ય ઉપરજ ઉપકાર કરવો અને પશુઆદિ પ્રાણી ઉપર ન કરવો એમ મનાવવાનું નથી પોતાવગર બાકી જે કોઈ નાનું મોટું પ્રાણી છે તે ઉપકારને પાત્ર છે. પોતાનો કશો સ્વાર્થ ન હોવા છતા બીજાના ભલામાટે જે કોઈ ઉપાયો લેવા અને દુઃખમાં સહાયતા કરવી એ પરોપકાર કહેવાય છે એ પરોપકાર મનુષ્ય ગમે તેવું કદરૂપું હોય તોપણ તેને શોભાવે છે કોઈ બુધ્ધો

* ગુણ અને સુતર.

હોય તેને અન્ન ખવરાવવું, કોઇ તરસ્યો હોય તેને પાણી પાવું, ઉઘાડો હોય તેને વસ્ત્ર આપવું, પગે બળતો હોય તેને પગરખાં આપવાં, રડતો હોય તેને છાનો રાખવો, ઉદાસીની ઉદાસી મટાડવી, દુઃખીનું દુઃખ ટાળવું, વિપત્તિવાળાને ધારણા આપવી. સડક બંધાવવી, વાવકુવા ગળાવવાં, ઝાડ રોપાવવાં, સદાવ્રત બંધાવવાં, પાણીના પરબ અથવા પિયાવા બંધાવવા, નિરાશ્રિતને આશ્રય આપવો, કોઇને સારે ઠેકાણે વળગાડી દેવો, કોઈને ઘર આપવું, કોઈને ખેતર આપવું, કોઇને વિદ્યા આપવી, કોઈને કળા આપવી, કોઇને અકલ આપવી, કોઇને વિચાર આપવો, કોઇને વિવેક આપવો, કોઇને સદાચાર શીખવવો, કોઇઉપર દયા રાખવી, કોઇને ચતુરાઇ આપવી, કોઇને હુનર આપવો, કોઈને ધૈર્ય આપવું. કોઇને આધિમાંથી મુકાવવો, કોઇને વ્યાધિમાંથી છોડવવો, કોઈને ઉપાધિમાંથી મુકાવવો, કોઈને દુરાચારથી બચાવવો, અને કોઇને સંસારનાં બંધનમાંથી છોડાવવો એમ અનેક પ્રકારે પોતાનું ધન, વિદ્યા અને શરીરસંપત્તિ પ્રમાણે માણસોનું અને બીજાં પણ પ્રાણીઓનું ફળની ઈચ્છાવિના હિત કરવું તે સઘળુ પરોપકારની ગણતીમાં છે. માણસ ઉપરજ પરોપકાર થાય અને બીજાં ઉપર ન થાય એમ સમજવું નહીં. જેવાં મનુષ્યો પરોપકારને પાત્ર છે તેવાંજ પશુપક્ષિઓ અને વૃક્ષો પણ પરોપકારને પાત્ર છે. જે મનુષ્ય પોતાની શક્તિપ્રમાણે બીજા ઉપર ઉપકાર કરેછે તેને પોતાને બીજાનો ઉપકાર સંગ્રહ કરવાને યોગ્યપણું પ્રાપ્ત થાય છે. જેઓ સત્પુરૂષોની ગણનામાં ગણાયેલા હોય છે તેઓ સદૈવ પરોપકારમાંજ પ્રીતિવાળા હોયછે. સત્પુરૂષો પોતાના હિતની વાત પણ સમયે પડતી મેલી પારકાનું હિત કરવા ઉપર લક્ષ આપે છે. કોઇ કવિયે કહ્યું છે કે ચંદ્રમા આખા લોકને પોતાની કિરણોથી પ્રકાશ આપે છે તો પોતામાં રહેલી કાળાશને ટાળતો નથી એ શું ? પરંતુ સર્વના જાણવામાં હશે કે ઘણું કરીને પારકુ હિત કરવામાં લાગેલા સુજનોને પોતાના કામમાં આદર હોતો નથી. સારાંશ એ છે કે સુજનો પોતાનું હિત કરવું તે કરતાં પારકું હિત કરવાથી પ્રસન્ન રહે છે અને પારકું હિત થયું એજ પોતાનું હિત થવા ખરોખર જાણે છે. આવા પુરૂષોને જન્મ આપનારી જનેતાઓને હજાર વાર ધન્ય છે. જેઓ પરદુઃખ જોઇને હૃદયમાં દુઃખ પામે છે, જેઓનાં હૃદય દયાથી ભરેલાં હોય છે,

જેઓ સર્વને એકસરખી રીતે જુવે છે, જેઓ ક્ષણભંગુર શરીરથી જેમા કાંઇ પારકુ હિત થાય તેમાજ જન્મનુ સફળપણુ લેખે છે, જેઓ કાળની ગતિનો અને આયુષ્યનો ક્ષણવાર પણ ભરોસો કરતા નથી, બીજાનુ સુખ જોઇને સુખી થાય છે, જેઓ સંપત્તિને સ્વપ્ન સમાન લેખે છે અને જેઓ સદાચરણથી ચાલી પવિત્રપણાના પાત્ર થયેલા હોય છે તેઓની સર્વ પ્રકારની શક્તિ પારકા હિતમાજ લાગે છે જ્યા સુધી પારકુ હિત કરવામા પોતાની શક્તિનો ઉપયોગ ન થયો હોય ત્યાસુધી તેઓને સુખજ થતુ નથી, પરતુ જ્યારે પોતાની શક્તિ પારકા હિતમા વપરાય છે ત્યારેજ તેઓ સતોષ માનેછે ઉદાહરણમા સત્પુરૂષની સપત્તિ માટે કહેવાય છે કે

रत्नाकर किंकुरुते स्वरत्नै र्विंध्याचल किंकरिभि करोति ।
श्रीखंडखंडैर्मलयाचल किं परोपकाराय सता विभूति ॥

(સમુદ્ર રત્નોવડે શુ કરે છે? વિધ્યાચલ પર્વત હાથીઓથી શુ કરે છે? અને સુખડવડે મલયાચળ શુ કરેછે? અર્થાત્ એ સર્વે તે તે પદાર્થોથી ઉપકાર કરેછે, કેમકે સત્પુરૂષોની સમૃદ્ધિ પરોપકાર માટે છે) शैले शैले न माणिक्य मौक्तिक न गजे गजे (પ્રત્યેક પર્વતમા માણેક હોય નહીં અને દરેક હાથીમા મોતી હોય નહી, અર્થાત્ કોઇમા જ હોય છે) તેમ જેઓની સમૃદ્ધિ પરોપકાર માટે હોય તેવા સત્પુરૂષો ઠેકાણે ઠેકાણે હોતા નથી પરતુ તેઓ જ્યા હોય છે ત્યા ચદ્રમા જેમ રાત્રિવિકાસી કમળને ખીલાવે છે અને મેઘ જેમ માગ્યાવિના પાણી આપે છે તેમ તેઓ પારકુ હિત કોઇના કહ્યાવિના પોતાના સ્વભાવથીજ કર્યા કરે છે પરોપકાર કરવો એ મનુષ્યપ્રાણીનોજ ધર્મ છે આપણે ઇતિહાસો, પુરાણો અને કથાઓ ઉપરથી સાભળ્યુ છે કે મોટા મોટા રાજાઓ, કે જેઓ અસખ્ય સપત્તિને ભોગવનાર હતા, તેઓએ પરોપકાર માટે પોતાના રાજપાટ અને સર્વ સમૃદ્ધિ છોડી દીધી છે એટલુજ નહીં પરતુ પોતાના પ્યારા પ્રાણને પણ પરોપકાર માટે આપી દીધા છે એ આપણા આર્યોની રીતભાત આપણે કેમ ભુલવી જોઇએ? જે મહાન્ પુરૂષોએ પૂર્વે પરોપકાર કરી અવિચળ નામ રાખેલ છે તેના જેવુ તો કદી થઈ શકાતુ કઠણ છે, પરતુ આપણે આપણી યથાયોગ્ય શક્તિપ્રમાણે કરીએ તોપણ સારૂ ન કરીયે તે કરતા ઠીક છે આપણી સપત્તિ, આપણુ જીવન કે તન

દઇને આગળના સાહસિક મહાપુરૂષોને પરોપકાર કરાવવાનો હેતુ જ-સમયે નથી, પરંતુ યથાશક્તિ સંપત્તિ અને જીવિત સચવાતાં પરોપકાર થાય અને બીજાને અહિત થતું અટકે, એજ આ પ્રસંગે અમારો હેતુ છે. આટલા માટે જેઓ એ વાત અંગીકાર કરશે, તેઓને તો મહાજનોના અને ચરાચર પ્રાણીના પરોપકાર કરવાના દાખલા ઘણા છે; અને જેઓ ગ્રહણ નહીં કરે તેને માટે તો બ્હેરા આગળ શંખ વગાડવા જેવું છે. જેઓ પરોપકાર કરીનેજ પ્રસન્ન રેહેનારા નરો છે તેઓને જન્મ આપીને પૃથ્વીએ વસુંધરાપણું સાર્થક કર્યું છે. વર્તમાનકાળમાં પરોપકાર તરફ લોકોની કેવી આસ્થા છે તેનો જો વિચાર કરિયે છિયે તો અંતઃકરણમાં અતિ ખેદ ઉત્પન્ન થાય છે, જગતમાં એવું કોઇકજ માણસ હશે કે જે એકેય જાતિને પરોપકાર કરી શકવાને સમર્થ ન હોય. સર્વે જાતિની શક્તિ ન હોય, પરંતુ એકાદ શક્તિ માણસની એવી હોવીજ જોઈએ, કે જેથી તે બીજા પ્રાણીનું ભલું કરી શકે. આજ કાલ ગરીબો અને તવંગર લોકો પોતાનું ઉદરપોષણ કરવામાં અને વધારે કહિએ તો કુટુંબને માટે રળવામાંજ પોતાનું જીવતર ગાળે છે. દ્રવ્યવાન હોય તો સારાં સારાં કપડાં પેરે, પાંચ સાત નોકરો રાખે ભાતભાતના મિષ્ટાન જમે, સરકારી ટાક્સ ભરે, કીર્તિ માટે પરદેશી લોકોના ફંડમાં રકમ મંડાવે, નાચ તમાસા કરાવે, નાટક જુવે, અને ખાઈ પીઇને પેટપર હાથ ફેરવી પલંગપર જઇ પોઢી રહે છે. દીન લોકોની કે દીન પ્રાણીઓની શી દશા છે તે એવા લોકો કશું જાણતા નથી. જેઓ ધન વગર● હોય છે તેઓપણ ખાવા પીવામાં, મારા તારામાં, અને કુટુંબના રાગદ્વેષમાં રચીપચી રહેલા હોય છે; તેથી તેઓ બિચારા જીવિતને સફળ કરી શકતા નથી; એવાઓને અસર થવા માટે અમારો આ પ્રકાર છે તે ઇશ્વર સફળ કરે એવું ઇચ્છિયે છિયે. સત્કુળમાં જન્મ, સારી વિદ્યા, સારી કળા, ઉત્તમ ઉદ્યોગ, ચમત્કારવાળી ચતુરાઈ, વાણીની મધુરતા, લખવાની છટા, અધિકારનો અમલ, સુજનો સાથે સંબંધ, સંપૂર્ણ સંપત્તિ, અને વ્યવહારની હોશીઆરી જ્યાંસુધી કોઇપણ જાતિનો પરોપકાર લોકો નથી કરી શકતા ત્યાંસુધી કશાં ઉપયોગનાં નથી. આ મનુષ્યજન્મ, સારૂં કલ્યાણ સંપાદન કરી લઈને ઉત્તમ પદ પામવાનું સાધન છે; પરંતુ તેનાથી જો પરોપકાર કરવા આદિ સત્કા

ધનો બનતા નથી તો પરમ પદ પામી શકાતું નથી. ઘણી જાતિના પુણ્ય છે પરંતુ ઉપકાર સમાન કોઇ પુણ્ય નથી,- અતિ મેહેનતે શોધન કરતા પણ પુણ્યની ઈચ્છા રાખનારે પરોપકાર કરવો એમ નિશ્ચય થશે. 'परोपकारः पुण्याय' (પરોપકાર પુણ્યને માટે છે) માટે પુણ્યમાં પ્રીતિ રાખનારાઓએ પરોપકાર કરવા ઉપર પ્રીતિ રાખવી. માયાના મોહમાં ખુહેલા લોકો રાગદ્વેષમાં અને વિષયભોગ ભોગવવામાં રચીપચી રહેલા હોવાથી પરોપકાર કરવા ઉપર તેઓનું લક્ષ લાગતું નથી એ જો કે ખેદની વાત છે તોપણ એટલેથીજ તેઓ અટકતા હોય તો હજુ ઠીક છે પરતુ લોકો એટલેથીજ અટકતા નથી. પરોપકારથી રહિત રહેલી પોતાની શરીર આદિ સંપત્તિને ઉલટી પારકો અપકાર કરવામાં વાપરે છે. મનુષ્ય આદિ પ્રાણિયોનાં જેટલાં પાપ જગતમાં ગણાય છે તેમાં અપકાર સમાન કોઇ નથી. તન મન અને વાણીથી દુઃખ આપવું એનું નામ અપકાર કેહેવાય. એ મોટું પાપ જેના હૃદયમાં રહ્યું હોય તેઓનું કશું કલ્યાણ થતું નથી, અને જીવિત આદિ સર્વ સંપતિ સફળ થતી નથી, સહુએ પોતાની શક્તિ પ્રમાણે પરોપકાર (પારકું હિત) કરવો એ મનુષ્યપ્રાણિનો ધર્મ છે; અને તેથી કલ્યાણ થાય છે; પરંતુ પ્રારબ્ધ યોગથી તેમ કદી ન બનતુ હોય તો લોકોએ પારકુ અહિત કરવામાં પ્રવૃત થવું જોઇએ નહીં; કેમકે पापाय परपीडनं. (પરને પીડા કરવી તે પાપને માટે છે) કોઇનું વાંકુ બોલવું, કોઇને કડવુ વેણ કેહેવુ, કોઇની ચાડી કરવી, કોઇની ચોરી કરવી, કોઈનો લાભ વચમાંથી લઇ લેવો, કોઇના દોષ ગાવા, કોઇ ઉપર આળ ઓઢાડવી, કોઇને પરસ્પર ક્લેશ કરાવવો, અને કોઇ ગરીબની આગ કરી તેનું મન દુખાવવુ; એવી હલકી રીતિના અપકાર તો ઘડિયે ઘડિયે લોકો કર્યા કરે છે. એવાઓની શી ગતિ થવી જોઇએ? તે એક જગન્નિયતા વગર કોઇ બીજુ જાણી શકતું નથી. ત્રણ જાતિની એટલે કાયિક, વાચિક અને માનસિક જે હિંસા છે તે હિંસાનો મનુષ્ય પ્રાણિ આદિ પ્રાણિયો ઉપર ઉપયોગ કરવો તે અપકારરૂપ છે. એનાથી જુદું રૂપ અપકારનું નથી. જેવી હિંસા તેવો અપકાર થાય છે. સર્વને અમારી એવી પ્રાર્થના છે કે બીજા પ્રાણિયો કરતાં આપણને ઇશ્વરે જે વધારે જ્ઞાન આપ્યુ છે તેને સફળ કરવા પારકા અહિતનો ત્યાગ કરી પ્રેમપૂર્ણ બીજા મુગા પ્રાણિયોનો દાખલો લઇ

શરમાઇ જઇને પરોપકાર કરવામાં પગલું ભરવું. જેથી પરમ દયાળુ પરમેશ્વર પ્રસન્ન થઇ પુણ્યના અધિકારી કરી જેવું સુખ આપણે બીજા પ્રાણીઓને આપ્યું હોય તેથી ચારગણે દરજ્જે આપણને આપી છેવટ જન્મ મરણના દુઃખમાંથી છોડી દે. પોતાનું હિત કરવાની ઇચ્છા સહુને હોય છે તે પ્રમાણે અહીં પણ હોવી જોઇએ પરંતુ એ વાત આ વિષયમાં લાગુ પડતી નથી. એટલા માટે મનુષ્યોને સત્શાસ્ત્રો અને સત્પુરૂષોના સંગની જરૂર છે. જે ઉપરથી પરોપકાર એટલે શું તે સમજાય અને સમજાઇને તે પ્રમાણે આચરણ કરી પોતાનું કલ્યાણ કરી શકાય. સૂક્ષ્મ નજરથી વિચારી જોવાથી જણાશે કે પરોપકાર કરવો એમાં દેખાતું તો પારકું હિત કર્યું એમ જણાય છે પરંતુ ખરું હિત તો તેમાં પોતાનુંજ રહેલું છે; કેમકે પરોપકાર કર્યાનું જે અપૂર્વ પુણ્ય થાય છે તેનું શુભફળ ઇશ્વર આપ્યાવગર રહેતા નથી. તેવીજ રીતે જે દુષ્ટો અપકાર કરી પારકું બગાડિયે છિયે એમ સમજતા હોય અથવા તો ન સમજતા હોય પરંતુ તેઓનું પોતાનું તેથી અહિત થાય છે; કેમકે અપકાર કરવાથી થયેલા અસંખ્ય પાપનું ફળ દીનબંધુ દીનનાથ દીધા વગર રહેતો નથી. આ વાતઉપર વિચાર કરી અંતઃકરણના કાંટામાં તેનો તોલ કરીને કલ્યાણની ઇચ્છાવાળાઓએ જે વજનદાર લાગે તે ગ્રહણ કરવી. વાત વજનદાર લાગ્યાં પછી ગ્રહણ કરેલી ચીજના તમે પારખ ન હોતો તેના ખરા પારેખ પાસે કીંમત કરાવી લેજો નહિ, તો વખતે છેતરાઇ જશો. અને તે એવા છેતરાશો કે પછી તેને માટે આખો સંસારનો ફેરો ફરી કરવો પડશે; અને અસંખ્ય દુઃખ ખમવાં પડશે. અમે આશા રાખિયે છિયે કે ઇશ્વર અમારા આર્યોને પરોપકાર ગ્રહણ કરવાનીજ પ્રેરણા કરશે અને તેઓ પોતાનું આર્યપણું શોભાવશે. (તથાસ્તુ.)

---

## चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૧૫૫ થી.)

શૃંગારમંજરીને ઇન્દ્રનીલમણીની પુતળીરૂપ થઇ ગયેલી જોઇ ઉગ્રતપા તેની નિર્મલ ભક્તિથી ઘણો ખેદ પામ્યા ને લાંબો નિઃશ્વાસ નાંખી આંખોમાંથી અશ્રુની ધારા વર્ષાવી નિચે પ્રમાણે શ્લોક લખ્યો—

श्रेयः स्वमिच्छता स्थेयं नेहकेनापिकर्हिचित् ।
यस्तुस्थास्यतिचासायमींद्रनीलत्वमेष्यति ॥

(જે પોતાનુ કલ્યાણુ ઇચ્છતા હોય તેણે કોઇએ કદિપણુ આંહી રહેવું નહીં અને જે આહિ આંઝસુધી રહેશે તે ઇન્દ્રનીલમણીરૂપ થઇ જાશે)

આ પ્રમાણે શ્લોક તે પુતળી ઉપર લખી ઉગ્રતપા ચાલી નીકળ્યા વામદેવ તમારૂં અજાણ્યું નથી કે સારૂં કે નરતું કૃત્ય જેટલુ અને જેવું ફળ કરનારને આપે છે તેટલુંજ અને તેવુંજ ફળ કરાવનારને પણ આપે છે એ શાસ્ત્રના નિયમ પ્રમાણે જેમ તે ત્રણ અપ્સરાઓ પોતાનાંજ કૃત્યોથી દેવપણામાંથી મનુષ્યપણું અને મનુષ્યપણામાંથી શિલાપણાને પ્રાપ્ત થઈ તેમજ તે અપ્સરાઓને તેવાં કૃત્યોમાં યોજનારા રાજાઓ પણ તેજ વખત આકસ્મિક વ્યાધિથી પીડિત થઇ તરત યમરાજની રાજધાનીના અતિથિ થયા, અને નાનાપ્રકારનાં નરકોના અનુભવ કરવા લાગા. તેના ચાકરો નિર્નાયક અને પ્રબલ હોવાથી જેને હાથ જે આવ્યુ તે લઇ પોતપોતાની ઇચ્છા પ્રમાણે નોખી નોખી દિશામાં ચાલી નીકળ્યા ચાકરોનો પોતાના ધણી પ્રત્યે શો ધર્મ છે તે તે બિચારા અજ્ઞાની શું જાણે ધણીના સુખથી સુખ, ધણીના દુ:ખથી દુ:ખ, ધણીના લાભે લાભ અને ધણીની હાનિયે હાની અતઃકરણમા અહર્નિશ ગણવી જેમ બને, તેમ મનવચનકર્મથી પોતાના સ્વામિનુંજ હિત કરવું, મનવચન કર્મથી તેનુંજ કલ્યાણ ઇચ્છવું અને છેવટ પોતાના પ્રાણ આપીને પણ પોતાના ધણીનું રક્ષણ કરવું એવો કુલીન સેવકોનો નિર્મલ ધર્મ છે. તે એ બિચારાના સ્વપ્નમાં પણ ક્યાંથી આવ્યો હોય. પોતપોતાના ધર્મ સમઝવા એ શાસ્ત્રસંગવિના બનતુંજ નથી ત્યારે પછી સ્વપ્નમાં પણ જેઓને કાને શાસ્ત્રનો શબ્દ ન પડ્યો હોય તેવા લોકો શાસ્ત્ર વિરૂદ્ધ કૃત્ય કરે એમાં આશ્ચર્ય શું? એવી રીતે કલ્હારકલિકા લાવણ્યલતિકા, અને શૃગારમઞ્જરી પોતાની ઇચ્છા ન છતાં રાજાઓની આજ્ઞાથી મુનીરાજ ઉગ્રતપાનું અહિત કરવા જાતાં શિલારૂપ થઈ ગઇ; અંગ વંગ, અને કલિંગ દેશના રાજાઓ વીરસેન, રાજસિંહ, અને કીર્તિસેન પણ તેજ મહામુનીનું અહિત કરવા જાતાં યમલોકમાં ગયા; ચાકરો તો કૃતઘ્ન થઈ સેનાનો સામાન બધો લેઇ નોખા નોખા પડી ગયા; અને કોય પણુ પોતાના દેશમાં પોતાના રાજાની અર્દ્ધાગના-

ઓને ખબર દેવા ગયો નહી. કુલીનસ્ત્રી એ એક કુલતું દેવત છે; કુલીનસ્ત્રી એ એક કુલનું ભૂષણ છે; કુલીનસ્ત્રી એ એક કુલનો આધાર છે; અને કુલીનસ્ત્રી એ એક આખાં કુલને કોય સમયે દુઃખ સાગરથી ઉતારનાર થઈ પડે છે. કુલીન અને પતિવ્રતા સ્ત્રીયો પોતાના પતિ તરફથી પોતાને ગમે તેટલું માન થાય તો પણ મદથી આંધલી થાતી નથી; કુલીન અને પતિવ્રતા સ્ત્રીયો પોતાને પતિતરફથી પોતાને ગમે તેટલું અપમાન થાય તો પણ પતિ વિષે રોષ લાવતી નથી; કુલીન અને પતિવ્રતા સ્ત્રીયો પોતાના માતા પિતા કરતાં પણ પોતાનાં સાસુ સસરામાં અધિક ભક્તિ રાખે છે; કુલીન અને પતિવ્રતા સ્ત્રીયો પોતાના પતિના સુખેં સુખ, પોતાના પતિના દુઃખેં દુઃખ, પોતાના પતિના લાભેં લાભ અને પોતાના પતિની હાનિયેં હાનિ ગણે છે; કુલીન અને પતિવ્રતાસ્ત્રીયો પોતાના મનવચન કર્મથી પોતાના પતિનુંજ હિત ઇચ્છે છે, પોતાના પતિનુંજ હિત કરે છે, અને પોતાના પતિનુંજ હિત કરાવે છે; એટલુંજ નહિ પણ કુલીન અને પતિવ્રતાસ્ત્રીયો પોતાના પતિનું પ્રિય હિત અને કલ્યાણ થવા માટે પોતાના પ્રિયપ્રાણને પણ છોડી દેતાં આંચકો ખાતી નથી. એ કોનું અજાણ્યુ છે ? કુલીનસ્ત્રીયોમાં ઉપર લખેલા ગુણો હોવાથી લોકમાં રાજાથી તે રંક પર્યંત સર્વ મનુષ્યો કુલીન સ્ત્રીયોનેજ ઇચ્છે છે. અકુલીન સ્ત્રીયોમાં બીજા લાખો ગુણ હોય તો પણ કુલીન સ્ત્રીના કુલીનતારૂપ ગુણ પાસે તે ઝાંખા પડી જાય છે. એમ સમજીનેજ વિદ્વાન્ અને ગુણગ્રલોકો નથી રૂપ જોતા કે નથી રંગ જોતા, નથી ગુણ જોતા કે નથી દોષ જોતા માત્ર કુલનેજ જુવે છે તો પરિણામે તે કુલીનસ્ત્રીયો તેઓને વિપત્તિના સમયમાં કેવી સહાય કરનાર થઇ પડે છે તે જુવો. અંગદેશના રાજા વીરસેનને શૈબ્યા એવે નામેં કુલીન અને પતિવ્રતા સ્ત્રી હતી. વંગદેશના રાજા રાજસિંહને માલવી એવે નામે કુલીન અને પતિવ્રતા સ્ત્રી હતી. અને કલિંગદેશના રાજા કીર્તિસેનને કલ્હારકલિકા સિવાય બિજી કુલીનસ્ત્રી હતીજ નહી. આ ત્રણેય રાજાઓના રાજ્યમાં જ્યારે રાજાઓના પત્ર ખબર વિગેરે આવતા બંધ થયા ત્યારે સર્વ પ્રજા ઉદાસ થઇ ગઈ, પ્રધાનો સ્તબ્ધ થઇ ગયા અને મંત્રિયો વિચારમાં મગ્ન થઇ ગયા. પ્રજા તરફથી, પ્રધાનો તરફથી, મંત્રિયો તરફથી, અમીરો તરફથી, ઉમરાવો તરફથી અને પવિત્રરાણિ

તરફથી અનેક દૂતો નોખા નોખા દેશો, નોખી નોખી દિશાઓ નોખા નોખા વનો નોખા નોખા ઉપવનો નોખા નોખા પર્વતો અને નોખા આશ્રમો ફરીફરીને જોઈ આવ્યા પણ કોઇને ક્યાયથી પણ તે ત્રણ રાજાઓ વિષે ગઇ પણ ખબર ન મળી કે તેઓ કયા ગયા કે તેઓનુ શુ થયુ જેમ જેમ રાજા વિષે ખબર ન મળતી ગઇ તેમ તેમ પવિત્ર પતિવ્રતા શૈબ્યા અને માલવીના અત કરણમા હજારો પ્રકારની દુ શકાઓ ઉત્પન થવા લાગી, હૃદયમા ત્રાસ થવા લાગો અને આખ્યોમાથી આસુની ધારાઓ પડવા લાગી તેઓ પોતાના પ્રાણપતિના પ્રવાસથીજ કૃષ વિવર્ણ અને મલીનવસ્ત્ર વાળી હૈયતને હવે તો આ મહાદુ ખદાયક તેનો વિયોગ આવી પડયો એટલે તેમા તેની દયા ઉપજાવે એવી સ્થિતિ થઇ જાય તેમા નવાઈ શુ? જ્યારે તે રાજાઓની ખબર મેળવવાને માટે જે જે સાધનો કર્યા તે સર્વ વ્યર્થ થયા ત્યારે હવે ઇશ્વરપરાયણ થઈ પુણ્ય કરવુ એજ શરણ છે એમ માની રાણી શૈબ્યાયે માલવીઊપર લખી મોકલ્યુ કે પ્રિયસખી માલવિ આપ મારા પ્રિયસખી છો હું ને આપની પ્રિયસખી છુ, આપનો મારા સુખદ ખમા ભાગ છે અને મારો આપના સુખદુ ખમા ભાગ છે આપ મનવચન કર્મથી મારૂ હિત ઇચ્છો છો અને હું મનવચન કર્મથી આપનુ હિત ઇચ્છુ છુ, આપનુ અ જાણ્યુ નથી કે આપણા પ્રાણપ્રિયનુ એવડી મોટી સેનાસહિત અકસ્માત્ ગુમ થઈ જાવુ એ કોય દેવનો કે મુનિયોનો શાપ થયાવિના બને નહી માટે હવે તે વિપત્તિસમુદ્રમા ઉતરવા માટે માત્ર પુણ્યકર્મ શિવાય બીજુ સાધન નથી, માટે આ ચાઠ્ઠી વાચી કા તો તમે આહી પધારો અથવા હું આપપાસે આવુ કેમકે —

नानादु खशताधाना किकर्तव्यजडात्मना ।
अकुठप्रसर चक्षु प्रिये प्रियसमागम ॥

અનેક પ્રકારના દુ ખોથી જેઓ આધળા થઇ ગયા હોય અને હવે શુ કરવુ તે વિષે જે જડ થઇ ગયા હોય તેવાઓને પ્રિય જનનો સમાગમ એ એક અકુઠ પ્રસારવાળુ ચક્ષુ છે એટલે વિપત્તિની વખતમા પ્રિયસમાગમ એ આધળાને આખ પ્રાપ્ત થવા જેવો છે

# नवा गुजराती कवि अने कविता विषे.

લે: ડેરાબદાજ હરિરામ

કવિતા કરવાના નિયમો સંસ્કૃત ભાષામાં જે બંધાયાછે તે અતિ વખાણવા યોગ્ય છે તેમજ સંસ્કૃત ભાષાના મૂળનિયમો પણ વખાણવા યોગ્ય છે. ગુજરાતી અથવા બીજી પ્રાકૃત ભાષામાં એવા સારા નિયમ જોવામાં આવતા નથી. ભાષાના કવિએ કોઈ નિયમો બાંધેલા હોય છે તો તે નિયમોને કવિતા કરનારાઓ યથેચ્છાપ્રમાણે તોડી નાંખે છે. ગુજરાતી ભાષા હવે ઠીક ઠીક સુધરી છે. વિદ્વાન વર્ગમાં તે સારી ઢબમાં વપરાય છે. સંસ્કૃતમાંથી ઉતરેલા મૂળશબ્દ શુદ્ધરીતે વખણાય છે; પરંતુ કવિલોકોએ તેની સુંદરતા ટાળી નાંખવા માંડીછે. આજ કાલ કવિયો ઘણા થઈ પડયા છે. બાર વર્ષનો બાળક બે ચાર પીંગળની રીતી શીખી ચાર પદ જોડી કાઢીને કવિપણાનું અભિમાન ધરાવી બેસે છે. પણ કવિતા કરવી એ કેવી કઠણ છે. તેમાં કેવો રસ આવવો જોઇએ, તેમાં કેવી શબ્દ રચના આવવી જોઇએ અને તેમાં કેવી અર્થ રચના આવવી જોઈએ તે કંઈ તેઓ વિચારતા નથી. જેઓ પ્રસિદ્ધ કવિયોમાં લેખાઇ ગયા તેઓએ પણ લોકો સન્માર્ગે વળે, અને ભાષા સુધરે તેવો ભાગેજ નિયમ રાખ્યો હશે. જેઓ એકથી વધારે કડિયો થોડા સમયમાં ગોઠવી શકે છે તેઓ એમ સમજતા હશે કે અમે તો શીઘ્ર કવિ છિયે. પણ એ વાતમાં ઘણો અંતર છે. વગર કેળવાયેલા ભાટ લોકો અને વગર ભણેલી સ્ત્રીયો પણ કેટલાંક કડતલીયાં તરત મોઢે જોડીને બોલે છે પણ તેથી કાંઇ તેની કવિની ગણનામાં ગણત્રી થાય નહીં. એજ પ્રમાણે કોઈ પિંગળના સાધારણ નિયમો શીખીને પરાણે આમ તેમ પદ બેસારી દઇ કડીયો ગોઠવી કાઢે કે કોઇ ભાટ ચારણોની પેઠે ઉતાવળે જોડી કાઢે તેથી કવિપણું સિદ્ધ થતું નથી. સંસ્કૃતમાં તેમજ બીજી સઘળી ભાષામાં એવા લેભાગુ કવિયો હોવાનો સંભવ છે પરંતુ તેને માટે નહીં બોલતાં ગુજરાતીને માટેજ બોલવાનું છે. જેઓ મુખ્ય કવિતા કરીને કવિપણાંમાં ગણાયા, તેણે વિષયભોગની અને શૃંગારની કવિતાઓ કરીને જીવન વૃથા ગાળી નાંખ્યું. તે જોઇને પાછળની પ્રજા પણ તેવું કરવા શીખી. ભાષાના નિયમો પણ મોટા વડેલા કવિયોએ તોડી નાંખ્યા. એટલે પાછળના અભ્યાસીઓએ પણ તે વાત ગ્રહણ કરી લીધી. તેથી

પરિણામ એ થયુ કે આજે ઘેરઘેરગામગે આપણે કવિત્વ અભિમાન ધરા વનારાઓને જોઈએ છીએ પ્રખ્યાત થયેલા કવિની એક કવિતા વડે તેનાથી ભાષાના હ્રસ્વદીર્ઘાદિક દોષ કાઢીયે તો ઘણા નીકળે ત્યારે જુવાન કવિઓના માથી નીકળે એમા કાઇ આશ્ચર્ય નથી પરિણામ હવે એવુ આવશે કે ભાષાનો નિયમ રેહેશે નહીં, અને તેવો નિયમ રાખનારા કવિ થઈ શકશે નહીં, પરંતુ જે જેમ જડતુ આવ્યુ તેમ જોડી દઈ એકાદ ચોપડી બહાર પાડનારા તેજ કવિતરીતે અજ્ઞાની લોકોમા ગણાશે જેઓ શુદ્ધ ભાષાને જાણનારા છે તેઓ પણ ભાષાના શબ્દોનુ બેડાગ કરી નાખે છે સાર ભાષાને ન જાણનાર કરે તેમા શુ ખોટુ કેટલાક તો પોતે સંસ્કૃત કે ફારસી ભાષા બીલકુલ ન જા ણતા હોય તો પણ તે ભાષાના શબ્દોને વિરૂપ કરીને ઇચ્છાનુસાર ગોઠવી દે છે એમ ઘણો ફેરફાર કરે છે પરમને બદલે પર્મ નમ્રને નમર વિન કને બદલે નિવાક સમૃદ્ધિને ઠેકાણે સમ્રુધિ, વિપત્તિને ઠેકાણે વિપતિ પરદુ ખને બદલે પરદુખ, વિવકને બદલે વીવક કાપુરૂષ ને બદલે કાપુરૂષ ને બ દલે થઈને બદલે થૈ, ભૂમિને બદલે ભુમી મનને બદલે મન તનને બદલે તન, ગિરિ ને બદલે ગીરી, ઋષિને બદલે રખી પુરૂષને બદલે પૂરૂખ મેવાને બદલે મવ, દેવને બદલે દેવા માટેને બદલે માટ, સાથને બદલે સાથ, લીમડાને બદલે લીમડ નીગમને બદલે અનગમ પ્રયત્નને બદલે પ્રયતન ચિંતને બદલે ચીન, કીર્તિને બદલે કિરતી જગતને બદલે જગ, ઠગનારને બદલે ઠગ અને લવાઇને બદલે ભવાઈ, એવા સાધારણ શબ્દોની ભૂલો કરવામા કરી દે છે તેઓ જોતા નથી સંસ્કૃત સાથે ગુજરાતી શબ્દનો ગુજરાતીસાથે સંસ્કૃતનો સંસ્કૃત સાથે ફારશીનો, કે ફારશી સાથે સંસ્કૃતનો સંધિ કે સમાસ કરી દેવામા તો તેઓ ડરતાજ નથી આ પ્રમાણે છુટ લઈને કવિતા કરનારાઓને હ્રસ્વ દીર્ઘનો ફેર પડયાવિના કવિતા કરી આપવા માટે રૂપનુ ઈનામ કોઈ આપવા ધારે તો પણ તેમ કરવાનુ તેઓ કબુલ કરશે નહીં ગુજરાતી ભાષા વિના રચનારની ટેવથી શબ્દોને તોડીમરોડી કવિતા કરવી એ સહજ કરવુ મમ છે અને આ માટે લોકો સેહેલી રીતની પકડી બેઠા છે જે થયુ તે થયુ પણ હવે ચાર વિદ્વાનોએ મળીને એવો નિયમ બાંધવો જોઈએ કે જેઓ ભાષાના શબ્દોને તોડયાવિના જેવા હોય તેવાનેતેવા રાખી વાપરે તેને સારા કવિમા

ગણાશે. એમ કરવાથી ખરા કવિયો કેટલા છે, ખરી ભાષા જાણનારા કેટલા છે અને વિવિધજ્ઞાનવાળા કેટલા છે તે જણાઈ આવશે. જે વખતે અમે તેવા પંકાયેલા કવિની કવિતા લઈને અમે વાંચિયે છિયે અને તેમાં જે વખતે શબ્દનું વિપરીત રૂપ દેખીયે છિયે ત્યારે અમને ઘણો ખેદ થાય છે. એ ખેદ ઉપરથી સાધારણ કવિયોનાં કાવ્યને તો અમે જોવાને પણ ઇચ્છતા નથી. નવા થતા જતા કવિઓ તો પ્રાચીનકવિયોની બરોબરી કરી શકવાને તો હજી સમર્થ પણ ન હોય તે પહેલાં પોતાનું કાવ્ય સર્વોત્તમ છે એમ લોકોને મનાવવા ઈચ્છે છે; તેમ અમારા જેવો કોઈ કવિ નથી; અમે સુકવિ અને બીજા કુકવિ, અમારી કવિતા સારી ને બીજાની નરસી; એવી જાતનો પ્રજાને બોધ આપે છે. અમારો તો એવો મત છે કે રત્નની પરીક્ષા ઝવેરીનેજ થઈ રહે છે; માટે એવી રીતે પોતાની અને પોતાનાં કાવ્યની પરીક્ષા કરનારા તથા પોતાનો ખરો દોષ નહી જાણનારા લેશ પણ કવિપદને યોગ્ય નથી. કેટલાક તો એમજ સમજે છે કે દરેક છંદને ચોથે ચરણે પોતાનું નામ ગોઠવાય એટલે કૃતકૃત્ય થઈ ચૂક્યા. કેવી દીલગીરીની વાત છે! કવિને શું કર્તવ્ય છે, તેને માથે કેટલું જોખમ છે. તે કેટલા ગુણ દોષનો ભાગી છે, તેને કેવી રચના કરવી જોઈએ, તેને કેવું બોલવું જોઈએ અને તેને કેવું લક્ષ તથા દૃષ્ટિ રાખવી જોઈએ એ વાત તો કોઈ ધ્યાનમાંજ લેતા નથી. ભાષા બગડવાનો દોષ. નઠારા કાવ્યથી નઠારો બોધ થવાનો દોષ, સારાં કાવ્યથી સારો બોધ થવાનો ગુણ અને દેશમાં દુરાચાર રહેવાનો, સદાચાર ન પસરવાનો, દેશની સ્થિતિ ન સુધારવાનો અને લોકોને અજ્ઞાનતામાં રહેવાનો દોષ કવિને માથે રહે છે. આજના કવિયો એ પ્રમાણે સમજતા હોય તેવું જણાતું નથી. નામના ભૂખ્યા તો જુના કવિયો પણ હશે; કેમકે તેમ કર્યાવગર ઘણા કવિયો થતાં કોની કવિતા છે તે ઓળખાય નહીં અને નામ કાયમ રહે નહીં. પણ પોતાનાં પોતે વખાણ કરીને આજના કવિની પેઠે પોતાનીમેળે કીર્તિ મેળવવાની ઇચ્છા રાખનારા તેઓ નહીં હોય. કવિયોની વૃદ્ધિ થાય એ વાતમાં અમે કચવાતા નથી. યોગ્યશક્તિ, અને યોગ્ય અભ્યાસવાળાની વૃદ્ધિ થવામાં અમે હર્ષ માનિયે છિયે. સંસ્કારજન્ય જ્ઞાન થોડી વયમાં અને થોડા અભ્યાસમાં પ્રાપ્ત થઈ જાય છે તે વાત જો કે માનવા જેવી છે. તે પણ સંસ્કારજન્ય પ્રાપ્ત થવાનાં ઘણાં ચિન્હ.

જ્યા સુધી ઓળખાતા નથી ત્યા સુધી તે થોડા સમયમા અને થોડી વયમા પ્રાપ્ત થવાનુ અસંભવિત માનવુ પડે છે જે વાત થઈ ગઇ તે કાંઈ હવે મટવાની નથી હવે કવિત્વનુ અભિમાન કરનારાઓની મરજીને અળગી રાખી ભાષાનુ પૂર્ણ જ્ઞાન ધરાવનારાઓએ કવિયો માટે એવા નિયમ બાંધવા જોઇએ કે જેઓ કવિતા કરતા હોય તેમણે શબ્દને વિરૂપ કરવો નહી, ખોટા સમાસ કરવા નહીં, અનર્થ કરનાર વિષયોના વર્ણન કરવા નહીં, સદાચરણના બોધવાળી કડિયો રચવી, રચવુ તે પ્રમાણે પાળવુ, અને કોઈના ખોટા ગુણ ગાવા કે દોષ નિરૂપણ કરવા નહીં પૂર્ણ અભ્યાસ કરીને આવી રીતે વર્તતા જે પછી ઉત્તમ મધ્યમ નીકળે તેને ઉત્તમ મધ્યમ રીતે પરીક્ષાપૂર્વક પ્રસિદ્ધમા ઉપાધિપત્ર ( સર્ટિફિકેટો ) આપવા આમ થયાવિના વિદ્વાન્ અને અવિદ્વાનની, સમર્થ અને અસમર્થની, પૂર્વસંસ્કારવાળાની અને પૂર્વસંસ્કારવાળાવગરની ખબર પડી શકશે નહીં અને 'ટકે શેર ભાજી અને ટકે શેર ખાજા' થવાથી ખરા રત્નની પરીક્ષા લોકો કરી શકશે નહીં તે શિવાય ભાષામા હ્રસ્વ દીર્ઘાદિ નિયમોની વ્યવસ્થા રેહેશે નહીં તેથી દિવસે દિવસે ભાષા અને ભાષાના ગ્રંથ સુધરવાને બદલે બગડતા જશે માટે જરૂર આવિષે કાંઈપણ વિદ્વાનોએ પ્રયત્ન કરવુ જોઇએ

---

# चतुराई.

( આગળ પાને ૬૮૭ થી )

કુટુબનુ પાલણ પોષણ કરી શકાય, યથાશક્તિ દાન દક્ષણા આપી શકાય, ધર્મ સપાદન કરી શકાય, અર્થ સપાદન કરી શકાય, કામ સપાદન કરી શકાય, મોક્ષ સપાદન માટે પ્રયત્ન કરી શકાય કુટુબ સહુ સપથી રહી અનુકુળ રહે, લોકમા કીર્તિ વધે યથાયોગ્ય માન મળે સર્વ તરફથી સતોષ મળે શરીરે નિરોગી રેહેવાય, આધિ વ્યાધિ કે ઉપાધિ આવે નહી, પાસ્પી પીડાને ટાળી શકાય, વર્ણાશ્રમના ધર્મમા પ્રીતિ લાગ ઈશ્વરના સ્વરૂપને ઓળખાય, સર્વ વાતે અસગ રેહેવાય, સત્પુરુષોનો સગ થાય સત્શાસ્ત્રનો અભ્યાસ થાય અને સમત્વ સત્યુ ટળી જાય ત્યારે આ લોક સુધર્યો એટલે પરલોક સુધરવાને વ્હારે મેહેનત નથી પડતી પૈસે ટકે સુખી અને ગાડી ઘોડાના વખ્ત્ત એ

બેસે છે, તેથી તેનો આ લોક સુધર્યો કહેવાય નહીં પરંતુ જેઓ ખરે માર્ગે ચાલીને અને તેવાં સુખનાં પાત્ર થઈને ઇશ્વર પરાયણ થયા હોય, તેઓનો સુધર્યો કહેવાય. ધનવાન ન થવાય કે ભારે ભોગ ન ભોગવાય તેથી પણ આ લોક નથી સુધર્યો એમ મનાય નહીં. માત્ર વૃત્તિ સુધરે અને પુણ્યના આચરણ થાય એટલે આ લોક સુધર્યો કહેવાય. સદાચરણથી ચાલનારાને ઈશ્વર કોઈ દિવસ દુ:ખ આપતોજ નથી. તેમ છતાં લોકો તેમ માને છે તે માટે ભ્રમ છે, માટે સદાચરણે ચાલી આ લોક પરલોક સુધરે તેમ કરવું. એમ કરવા શિવાય બીજી ગમે તેટલી ચતુરાઈ હોય તે સઘળી વૃથા છે. જે ચતુરાઇમાં કાયિક, વાચિક અને માનસિક હિંસા ન હોય, જે ચતુરાઇમાં પોતાનું પારકાનું અને દેશનું હિત સમાયલું હોય, જે ચતુરાઈથી શરીરનું સંરક્ષણ થતું હોય અને જે ચતુરાઇથી થોડા પ્રયત્ને ઘણું ફળ થતું હોય, તેવી ચતુરાઇ કદિ કોઈ મનુષ્યમાં હોય, તો તે ચતુરાઇ કાંઈ સાવ નકામી નથી. કેમકે એ ચતુરાઇ આ લોક પરલોક સુધારવાની ચતુરાઇને આશ્રયરૂપ થઇ પડે છે. હું કોણ છું અને મારે શું કરવું જોઇએ એ વાત માણસોના મનમાં આવતીજ નથી. ભણવું, કમાવું, સ્ત્રી પરણવી, અને સુખ ભોગવી મરી જવું એટલું રાજા અને રંક સમજે છે. પરંતુ એટલા સમયમાં બીજું શું કરવાનું છે અને શું શું છોડી દેવાનું છે તે સમજાતુંજ નથી. કોઇ પ્રારબ્ધયોગથી સારો યોગ આવી જાય અને સત્સંગ પણ થાય અને સારો ઉપદેશ પણ મળે તોપણ જેમ પાણીથી કાળો પાણો પલળે નહીં તેમ ભાગ્યહીન માણસનું મન પીગળતું નથી અને રાગ દ્વેષમાં રચીપચી રહી અમુલ્ય આયુષ્ય મફતમાં ખુવે છે. એ પ્રસંગે એનાં પ્રારબ્ધ એવાંજ હશે એમ માન્યા વગર ચાલતું નથી. પણ આપણને તો સારા પ્રારબ્ધે જાણવાની શક્તિ મળી છે અને યોગ પણ સારો મળે છે ત્યારે હવે ઢીલ કરવી એ કાંઈ થોડી ખેદકારક વાત નથી. આ લોક પરલોક સુધારવાની ચતુરાઇની કિંમત આખી આ પૃથ્વીના કરતાં પણ વધારે થાય છે, માટે એ મહા મુલ્યની ચતુરાઇ ચિત્તમાં ચોડી રાખવાનું ચિંતવન ચતુર માણસે કર્યા કરવું જોઇએ. આ લોક સાધનારી ચતુરાઇથી આ લોક સાધવાનો હેતુ એ છે. આ સંસારરૂપ સમુદ્ર આપણને મળેલા ઉત્તમ સાધનોથી તરી જવો. મનુષ્ય શરીર મળ્યું છે. સારી સમજણ છે. ઈન્દ્રિયો શક્તિવાળી છે, બોધ આપનારા

સાપુરૂષો અને મારા શાસ્ત્રો પણ છે, અને ઇશ્વર સર્વ વાતે અનુકુળ છે તોપણ જો આપણે સમાર તરવાને આપણી ચતુરાઇ ચલાવિયે નહી ત્યારે આપણા જેવા પશુ કોણ કેહેવાય અને આપણો આ લોક પરલોક સુધર્યો કેમ કેહેવાય? ખરેખર આપણેજ આપણ હિત કરવાનુ છે, તે કોઈ પાપયોગથી ભુલી જઇયે તો આપણેજ આપણને હણનારા થઈએ છિયે શ્રીભગવાન કહે છે કે—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारं ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥

( સર્વે થકી શ્રેષ્ઠ, સુલભ છતા દુર્લભ, સારી રીતે ગોઠવાયેલુ એટલે ઈન્દ્રિયોની શક્તિવાળુ, ગુરૂરૂપી સુકાણીવાળુ અને હુ રૂપ વાયુએ ચલાવાયેલુ આ મનુષ્ય શરીરરૂપી વહાણુ છે. તેમ છતા જે સસાર સમુદ્ર ન તરે તે પુરૂષ આત્મઘાતી થાય છે )

ઈશ્વરેચ્છાથી મનુષ્યજન્મ મળ્યો છે ત્યારે હવે પોતે પોતાનો ઈશ્વરકૃપાથી ઉદ્ધાર કરવો એજ મનુષ્યનુ કર્તવ્ય છે સમુદ્ર તરવાને આપણને જો લાકડાનુ વહાણુ મળ્યુ હોય તો તરીજવા માટે પાછળ રેહેતા નથી, તેમજ ભવસાગરને તરવાને આ મનુષ્ય શરીરરૂપ વહાણુ મળ્યુ છે તો તેથી તે ભવસાગર તરી જવો જોઇએ તેવિષે તેની યોગ્યતાને હાનિ પહોચે છે ખરી ચતુરાઈ અહી આવીને અટકે છે માટે જેઓ ચતુરાઇનુ અભિમાન ધરાવનાર હોય તેણે આ પેહેલા નબરની ચતુરાઈ ગ્રહણ કરવી, કે જે આ લોક પરલોક સુધારી પોતાનો સંસાર થકી ઉદ્ધાર કરશે.

## रघुनाथ गोस्वामी.

રઘુનાથે ધનવાનના ઘરમા જન્મ લીધો હતો તે અનેક સુખ સપત્તિમા બાળપણથીજ ઉછર્યો હતો ચૈતન્યે જે પ્રેમભક્તિથી બગભુમિને પ્લાવિત કરી હતી, તે પ્રેમનુ એક ટીપુ રઘુનાથમા હતુ; તેથી રઘુનાથનુ મન ધર્મને માટે વ્યાકુલ થઈ પડ્યુ પિતાની સાથે વિરોધ થયો, માતાના વિલાપથી આકાશ ગાજી રહ્યુ, સ્ત્રીના અશ્રુજલથી પૃથ્વી ભીની થવા લાગી, પરતુ કોઈ રીતે રઘુનાથનુ ધર્મમન ઓછુ થયુ નહિ રઘુનાથે જોઇ લીધુ કે ઘરમા રહીને ધર્મ

પળાશે નહી. માટે ઘર છોડવું એ સારૂં છે. ચૈતન્ય સન્યાસીનો સમાગમ કરવા માટે એક દિવસે તે પુરૂષોત્તમ તરફ ભાગ્યો; પરંતુ પિતાના અનુચરોએ માર્ગમાંથી પકડીને તેને ઘરમાં પાછો આણ્યો, તથાપિ પિતાના જુલમથી તે ઘરમાં રહી શક્યો નહિ. પાછો ભાગ્યો ને વળી પકડી આણવાથી ઘરમાં પાછું આવવું પડ્યું. પિતાએ આવેલા રાજ્યભાર પુત્રના ઉપર અર્પણ કરીને, ચોતરફ મોહજાલ વિસ્તાર કરીને પુત્રના ધર્મોન્મત્ત મનને અટકાવવા યત્ન કરવા માંડ્યું; પરંતુ જેણે એકવાર ધર્મનો મધુર સ્વાદ લીધો તેને આ સંસારમાં કોણ અટકાવી શકે? પિતાએ જ્યારે જોયું કે કોઇ રીતે પુત્રનું મન ફરતું નથી ત્યારે પુત્રના હાથ પગ દોરીથી બાંધીને ઘરમાં પુરી રાખ્યો અને ચારેકોર પેહેરેદારને તેની ચોકી કરવા બેસાર્યા. તેઓનો કુલગોર એક બુદ્ધિમાન્ માણસ હતો, તેણે આવીને સર્વને કહ્યું કે તમે શું જાણો છો? "આવું ઐશ્વર્ય અને આવી સુંદરી યુવતી નારીથી જેનું મન વળ્યું નહિ, તેને સામાન્ય દોરીથી બાંધ્યાથી શું થવાનું છે." એ વાક્ય સાંભળીને સઘળાંઓએ તેને દોરડાથી છુટો કર્યો. ચારેકોરથી સહુએ વિલાપ કરી શોરબકોર કરી મેલ્યો ને તેવાં બીજા ઘણા યત્નો કર્યાં તોપણ રઘુનાથનું મન ફર્યું નહી. રાત્રિએ લાગ જોઇને રઘુનાથ ભાગી ગયો. આ વેળાએ કોઇ તેના શોધને પામ્યા નહી. કોઇથી ન ચલાય એવે માર્ગે થઇને બારમે દિવસે પુરૂષોત્તમમાં તે પોહોંચ્યો. એ બાર દિવસમાં ત્રણ ટંક ખાવાનુ પામ્યો હતો. પુરૂષોત્તમમાં ચૈતન્યની સાથે રહીને ધર્મ સાધન અને ભિક્ષાવૃત્તિનો આશ્રય કરીને જીવન ગાળવા લાગ્યો. પેહેલાં નગરનાં સિંહદ્વારમાં ઉભો રહીને ભિક્ષા માગતો પરંતુ બહારના વૈરાગથી કોઈ ટાણે અહંકાર ઉત્પન્ન થાય એટલા માટે પ્રસિદ્ધ સ્થાનમાં ભિક્ષા ન કરતાં નાખી દીધેલું અન્ન લઇને તેને સાફ કર્યાં પછી ખાતો અને કોઇ રીતે જીવન ધારણ કરતો.

ધર્મનું વલણ કેવું ચમત્કારિક છે! એક રાજાનો પુત્ર રસ્તાનો ભિખારી થયો! રઘુનાથે છેલીવારે વૃન્દાવનમાં જઇને જીવનનો શેષભાગ ગાળ્યો. ધર્મને માટે જેઓ સર્વસ્વ પરિત્યાગ કરવાને તત્પર હોય છે તેઓને ધન્ય છે. ના.હે.

# બેહેરા અને મુંગાઓની નિશાળ.

આવી એક નિશાળની આપણા દેશમા ખોટ હતી તે પુરી પાડવામા આવી છે આ કાર્યમાટે મર્ક આર્યભાઈઓએ ' મેગ વિન્સેંટ ડીપોવ''ની મ ડળીનો ઉપકાર માનવો જોઈએ ખ્રીસ્તીવર્મ ગુરૂઓના ધર્મસબધી વિચાર ગમે તેવા હોય, પરતુ આવા તેમના લોકહિતકારી નાર્ય સ્તુત્ય છે તેમણે મોટા મોટા ફડ ઉભા કરી લોકોપયોગી કાર્યનુ પગનુ બહુ આગળ ભર્યુ છે આર્યજનો જેઓ માનપત્ર, ખાનપાનાદિક અને બીજી બાબતોમા ધનનો બહુ વ્યય કરે છે, તેઓ આવા કાર્યોમા હમેશ થોડી થોડી પણ મદદ આપતા જાય તો જાતે દિવસે તેવી રીતે મોટુ ફડ થઇ આવા અથવા એવાજ બીજા સત્કાર્યમા બહુ ઉપયોગી થઈ પડે મુબઇના શ્રીમતોને, અમે એવા કાર્યને હાથ પણ ઉપાડી લઈ આવી બીજી નિશાળ સ્થાપનાની મજબુત ભલામણ કરીએ છીએ, કારણ આ એક નિશાળ બેહેરા અને મુગા છોકરાઓની જે નખ્યા જણાય છે તેને માટે સપૂર્ણ નથી આ નિશાળને લગતુ એક 'હેન્ડબીલ ઉપર જણાવેલ મડળીના મ ત્રીના એક પત્ર સાથે અમને મળ્યુ છે તેઉપરથી જણાય છે કે તેમણે આ નિશાળ કોટમા મેડોસ્ટ્રીટ ઘર ન ૩૮ મા ઉઘાડી છે અમારા વિચારપ્રમાણે આવી એક નિશાળ એથી વધારે ઘાટી વસ્તીવાળા ભાગમા ઉઘાડી હોય તો વધારે સારૂ તેમા ધર્મસબધી કેળવણી ફક્ત ક્રિશ્ચિયનના બાળકોનેજ આપવામા આવશે એ જાણી અમને સતોષ થયો છે, કારણ તે નિશાળમા આર્યોના બાળકોને આર્યધર્મનો ઉપદેશ થાય એ વાત અસભવિત છે અભ્યાસનો જે દર ઠરાવેલ છે તે કદાચિત્ ગરીબ વર્ગને વધારે જણાશે પરતુ તે મડળીના યત્ન પ્રમાણે બહુ વધારે નથી

આ પત્ર અમને જરા મોડો મળ્યો એટલે હમે હમણા કાઇ વધારે જણાવી શકતા નથી પણ એવી નિશાળોની વૃદ્ધિ થાય એવુ ઈશ્વરપાસે માગીએ છીએ

# સંસાર સુખદ કોને ?

હરિગીત.

કાને કુશબ્દ ન સાંભળે નરતું ન નિરખે નયનથી,
ટાઢું અને ઊનું સદા સરખું ગણ્યામાં ભય નથી;
જેને મને સરખાં સદૈવ કદન ને કંસાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
જે જગતની જંજાળમાં રતિમાત્રપણ રીઝે નહીં,
જે ભામિનીની ભમરથી ભુલાઇને ભીંજે નહીં;
સુખરૂપ સર્વે સુગંધ જેને સર્વદા નિઃસાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
આ હું અને આ આપણું એવું મમત્વ મળે નહીં,
જે લોભને લાલચતણાં પાણીવડે પલળે નહીં;
જે મોહ મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
વિદ્યાવડે વિનયે વિવેકે વિશ્વમાં વખણાય જે,
સહુને સુખી દેખી હૃદયમાં રોજ રાજી થાય જે;
જેને ધરા ધન ધામના વૈભવવિષે ધિઃકાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
આશા અને તૃષ્ણા તજી સંતોષ રાખીને રહે,
નિજધર્મની શુભ ધોંસરીને કોડથી કાંધે વહે;
ઉપકાર કરવા અન્યના જેનો વડો વેપાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
સત્સંગ સાચો સંત ને ગુણવંતનો જેને ગમે,
ખળ લોક ખાર કરી કરે અપરાધ ખાંતે તે ખ
જેને જગતમાં જન્મથી ઇશ્વર તણો અ
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સ

એપેલા પૃષ્ઠ ૭૫ થાય એટલું ઓછામાં ઓછું થવું જોઈએ. અને ૧૫ મી ડીસેમ્બર સને ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનારને પહોંચાડવો જોઈએ મુદત વિતે આવેલા નિબંધ નકામા ગણાશે, તથા જેનો નિબંધ સૌથી સરસ અને ઈનામને લાયક જણાશે તેનેજ ઈનામ મળશે

## ઈનામ ૩ જું રૂ ૧૨૫ નું.

"સ્ત્રી જાતિની યોગ્યતા અને સ્ત્રીનાં કર્તવ્ય." એ વિષે સહેલી, શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને પારસી કુંવર સ્મારક ફંડનું ઉપજનું રૂ. ૧૨૫ નું ઈનામ આપવામાં આવશે. એ નિબંધ લખાવવાની મુખ્ય મતલબ સ્ત્રીઓની ઘર સંભારી તથા નીતિસંબંધી હાલત સુધરે એ છે માટે એ મતલબ પાર પડે તેવો નિબંધ લખવો જોઈએ, એનું કદ બુદ્ધિપ્રકાશ જેવડા છાપેલાં પૃષ્ઠ ૧૨૫ ઓછામાં ઓછાં થાય એટલું જોઈએ અને તા. ૧૫ મી ડીસેમ્બર સન ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનારને પહોંચાડવો જોઈએ મુદત વિતે આવેલો નિબંધ નકામો ગણાશે તથા જેનો નિબંધ સૌથી સરસ અને ઈનામ લાયક ઠરશે તેનેજ ઈનામ મળશે

સૂચના—દરેક નિબંધ લખનારે પોતાનું નામ ઠામ ખુલ્લું નહિ જણાવતાં નિશાની તરીકે એક કહેવત પોતાના નિબંધ ઉપર લખવી અને એજ કહેવત બીજા એક અલાયદા પરબીડિયા ઉપર લખી તેમાં પોતાનું પૂરું નામ ઠામ લખેલો કાગળ બીડી તે પરબીડિયું નિબંધ સાથે મોકલવું. નઠારા અક્ષરથી અને અશુદ્ધ તથા અસ્વચ્છ રીતે લખેલો નિબંધ નકામો ગણાશે.

સહી મહીપતરામ રૂપરામ નીલકંઠ,
આનરરી સેક્રેટરી ગુ. વ. સોસાઈટી,

ગુ. વ. સોસાઈટીની ઓફિસ. અમદાવાદ, તા. ૧૮ મી એપ્રીલ સ. ૧૮૮૪.

---

## શ્રીવિચારસાગર.
### (૫૫૦ ટિપ્પણસહિત)
### તથા
## શ્રીવૃત્તિરત્નાવલિ

શ્રીવિચારસાગરકી તૃતિયાવૃત્તિ ઓ શ્રીવૃત્તિરત્નાવલી (શ્રીવૃત્તિપ્રભાકરસાર) દ્વિતિયાવૃત્તિ છાપનેકા મૈને આરંભ કીયા હૈ શ્રીવિચારસાગરગત કઠીન પ્રસંગ ઓ કઠીન શબ્દાદિકકે બોધઅર્થ પરમ દયાલુ બ્રહ્મનિષ્ટ પંડિત શ્રીપીતાંબરજીને ૫૫૦ ટિપ્પણ લિખે હૈ ઈન સર્વ ટિપ્પણસહિત ઉક્ત ગ્રંથ છપતા હૈ સો શિઘ્ર તઇયાર હોવેગા ઈતિ.

સુરતી સાલેમહંમદ.

आर्यधर्मप्रकाश. માસિક ચોપાનિયાની કીંમત રૂ. ૧॥ તથા ટપાલખર્ચ આના ૩ છે.

श्रीमद् भागवतभाषांतर પાંચ ફારમનું માસિક ચોપાનિયું. વર્ષ ૧ ની કિંમત રૂ૦ ૩ ટપાલખર્ચ આના ૬ છે.

प्रबोधचंद्रोदय नाटक (ગુજરાતી) મૂલ્ય દસ આના, ટપાલખર્ચ એક આનો.

पेहेली चोपडी ચિત્રથી બોધ થાય તેવી. મૂલ્ય એક આનો. ટપાલખર્ચ અરધો આનો.

पंचीकरण रामगुरुकृत सटीक મૂલ્ય એક રૂપિયો. ટપાલ ખર્ચ બે આના.

सावित्रीचरित्र छायानाटक संस्कृत મોરબી સ્વાઇ રાજપાઠશાળાના શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરનું રચેલું. મૂલ્ય રૂ૦ ૧. ટપાલખર્ચ આના બે.

विपत्तिविषेना संस्कृत पत्रनुं भाषांतर મૂલ્ય છ આના. ટપાલખર્ચ અરધો આનો.

अनसूयाभ्युदय સંસ્કૃત. મૂલ્ય અઢી આના ટ૦અરધો આનો.

अनसूयाभ्युदय ગુજરાતી. મૂલ્યઆનાઅઢી. ટપાલખર્ચઅરધો આનો.

सत्यनारायणनी कथा ગુજરાતી કવિતામાં મૂલ્ય છ આના ટપાલખર્ચ અરધો આનો.

ઉપરનાં પુસ્તકોવિષે કોઇને કાંઇ લખવું હોય તો ભુલેશ્વર પુ શ્રીરંગીના દેવળ પાસે ઘર નં૦ ૧૯ માં વેદધર્મસભાની પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રીજોગ લખવું. પુસ્તક લેનારે કૃપાકરી ઉપકાર કરવા અન્યના નાટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

એવા સદાચરણી પુરૂ પુસ્તકો મુંબઇમાં પંડિતજી જેઠારામ સત્સંગસાગો સંત શ્રી મમાદેવી પાસે મળશે.

ખળ લોક ખાર કરી .

જેને જગતમાં જન્મથ

એવા સદાચરણી પુર

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.

# आर्य धर्मप्रकाश.

## ARYA DHARMA PRAKASH

पुस्तक १२ मुं    श्रावण, संवत् १९४०.    अंक १० मो.

### वसंततिलका.

अग्रे मनोहारिण ते विषयाधकूपा
श्वितादुरतदवाग्न्हिगिलाश्च पार्श्व ।
पृष्ठे च कालशबरस्तादिहार्यधर्मा
रण्य समाश्रय शरण्यमचित्यसौख्य ॥१॥



છપાવી પ્રગટ કરનાર
વેદધર્મસભાની કાર્યભાગમંડળી.

મુંબઈમધ્યે.
સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું
સન ૧૮૮૪ ઈસ્વી

मूल्य वर्ष १ नो रु. १॥ अगाउथीज.
टपालखर्च आना ३ जुदु

| विषय. | अनुक्रमणिका. | पृष्ट. |
| --- | --- | --- |



---

## शार्दूलविक्रीडित.

દાબે દેવ અનેક દીનજનને દાડી દયાદષ્ટિએ.
ઠ્રવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્‌ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
"'પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું. શ્રાવણ. સંવત્ ૧૯૪૦. અંક ૧૦ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## तत्वबोध.

वासुदेवेंद्रयोगींद्रं नत्वा ज्ञानप्रदं गुरुं ।
मुमुक्षूणां हितार्थाय तत्वबोधो विधीयते ॥

જ્ઞાનને આપનારા ગુરૂ વાસુદેવેંદ્ર નામના મોટા યોગીને નમીને મુમુક્ષુઓના હિતનેસારૂ તત્વબોધ કરવામાં આવે છે

ચારે સાધનોથી યુક્ત એવા અધિકારીઓને મોક્ષનાં
સાધનરૂપ તત્વવિવેકનો પ્રકાર કહિયે છિયે.

પ્રશ્ન—ચાર સાધન કયાં કેહેવાય?

ઉત્તર—નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, આ લોક-પરલોકનાં ફળ ભોગવવામાં વિરાગ, શમ-દમ આદિ ૭ સંપત્તિ અને મુમુક્ષુપણું.

પ્ર૦—નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક એટલે શું?

ઉ૦—નિત્ય એટલે બ્રહ્મ અને અનિત્ય એટલે બ્રહ્મવિના બીજુ બધું; અને એ બેયનું જાણવુ એવું નામ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક.

પ્ર૦—આ લોક-પરલોકનાં ફળ ભોગવવામાં વિરાગ એટલે શું?

ઉ૦—આ લોક એટલે મનુષ્યલોકના અને પરલોક એટલે સ્વર્ગલોકના ભોગમાં ઇચ્છા ન હોય તે.

પ્ર૦—શમ આદિ સાધનસંપત્તિ કઈ કેહેવાય?

ઉ૦—શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ ૭ વાનાં.

પ્ર૦—શમ એટલે શું?

ઉ૦—મન નિયમમાં રાખવું તે.

પ્ર૦—દમ એટલે શું?

ઉ૦—ચક્ષુ આદિ બ્હારની ઇન્દ્રિયો નિયમમાં રાખવી તે.
પ્ર૦—તપ એટલે શું ?
ઉ૦—પોતાનો ધર્મ પાળવો તેજ.
પ્ર૦—તિતિક્ષા એટલે શું ?
ઉ૦—ટાઢ-તડકો અને સુખ-દુઃખ આદિનું સહનકરવાપણું તે.
પ્ર૦—શ્રદ્ધા એટલે શું ?
ઉ૦—ગુરૂ અને વેદાંતનાં વાક્યમાં વિશ્વાસ હોય તે.
પ્ર૦—સમાધાન એટલે શું ?
ઉ૦—ચિત્ત સ્થિર થવું તે.
પ્ર૦—મુમુક્ષુપણું એટલે શું ?
ઉ૦—'મને મોક્ષ થાય' એવી રીતની દૃઢ ઈચ્છા હોય તે.

એ ચાર સાધનોરૂપ સંપત્તિવાળા પુરૂષો તત્વવિવેકના અધિકારી થાય.

પ્ર૦—તત્વવિવેક એટલે શું ?
ઉ૦—આત્મા સત્ય અને તે શિવાય બધું મિથ્યા એમ જાણવું તે.
પ્ર૦—આત્મા કોણ કેહેવાય ?
ઉ૦—સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીરથી વ્યતિરિક્ત (જુદો) અને પાંચ કોશથી અળગો છતાં ત્રણે અવસ્થાનો સાક્ષી સત્ ચિત્ અને આનંદસ્વરૂપ થકો જે રહે છે તે.
પ્ર૦—સ્થૂળ શરીર કયું કેહેવાય ?
ઉ૦—ભેળાં થએલાં પાંચ મહાભૂતથી થયેલું અને સારાં-નઠારાં કર્મથી થએલ સુખ-દુઃખને ભોગવવાનું પાત્ર જે શરીર તે.

जायते ( થાય છે ), अस्ति ( છે ), वर्धते ( વધે છે ), विपरिणमते ( જુદા થાય છે ), अपक्षीयते ( વૃદ્ધ થાય છે ) અને नश्यति ( નાશ થાય છે ); એમ વિકારવાળું એ સ્થૂળ શરીર છે.

પ્ર૦—સૂક્ષ્મ શરીર શું કેહેવાય ?
ઉ૦—ભેળાં નહિ થયેલાં પાંચ મહાભૂતોથી થયેલું, સારાં-નરસાં કર્મથી ઉત્પન્ન થયેલું, સુખ-દુઃખ આદિ ભોગના સાધનરૂપ અને જે પાંચ જ્ઞાનેંદ્રિયે પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ આદિ વાયુ, એક મન, અને એક બુદ્ધિ, એ પ્રમાણે સત્તર કળાની સાથે રહે છે તે.

પ્ર૦—કારણ શરીર કયુ ?

ઉ૦—સત્ કે અસત્ એમ વર્ણવી ન શકાય એવી અનાદિ અવિદ્યારૂપ, અને સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરના કારણરૂપ વિકલ્પ વગરનુ પોતાના સત્ય સ્વરૂપનુ જે અજ્ઞાન છે તે

એ ત્રણે ઉપાધિયથી આત્માને બીજો ધારવો

પ્ર૦—ત્રણ અવસ્થા કઇ કહેવાય ?

ઉ૦—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ

પ્ર૦—જાગ્રત અવસ્થા કઈ ?

ઉ૦—શ્રોત્રઆદિ જ્ઞાનેંદ્રિયોથી અને શબ્દાદિ વિષયોથી જે કાંઈ જણાય છે તે જાગ્રત અવસ્થા અને સ્થૂળ શરીરનુ અભિમાન કરનાર આત્મા 'વિશ્વ' એવી રીતે કેહેવાય છે

પ્ર૦—સ્વપ્નાવસ્થા કઇ કેહેવાય ?

ઉ૦—જાગ્રત અવસ્થામા જે દીઠુ અને સાભળ્યુ હોય તેથી થયેલી વાસનાવડે ઉંઘમા જે પ્રપચ જણાયછે તે

સ્વપ્નાવસ્થા અને સૂક્ષ્મશરીરનું અભિમાન કરનાર આત્મા 'તૈજસ' કેહેવાય છે

પ્ર૦—સુષુપ્તિ અવસ્થા કઇ કેહેવાય ?

ઉ૦—'હુ કાંઇપણ નથી જાણતો, સુખથી હુ ઊંઘનો અનુભવ કરૂ છુ' એમ જે જણાયછે તે.

સુષુપ્તિ અવસ્થા અને કારણશરીરનો અભિમાની આત્મા 'પ્રાજ્ઞ' એ રીતે કેહેવાય છે

પ્ર૦—પાચ કોશ કયા ?

ઉ૦—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનદમય

પ્ર૦—અન્નમય કોશ કયો કેહેવાય ?

ઉ૦—અન્નના રસથી ઉત્પન્ન થઇ અને અન્નના રસથી વધીને અન્નરૂપ પૃથ્વીમા જે લય થાય છે તે, સ્થૂળશરીર

પ્ર૦—પ્રાણમય કોશ કયો ?

ઉ૦—પ્રાણઆદિ પાચ વાયુ અને વાણીઆદિ પાચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમય કોશ કેહેવાય.

પ્ર૦—મનોમય કોશ કયો કેહેવાય?
ઉ૦—મન અને પાંચ જ્ઞાનેંદ્રિય મળીને મનોમય કોશ કેહેવાય.
પ્ર૦—વિજ્ઞાનમય કોશ કયો કેહેવાય?
ઉ૦—બુદ્ધિ અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમય કોશ કેહેવાય.
એ સૂક્ષ્મ શરીર કહ્યું.
પ્ર૦—આનંદમય કોશ કયો કેહેવાય?
ઉ૦—એજ પ્રમાણે અવિદ્યામાં રહેલું મલીન સત્વ, કારણ શરીર થઈને પ્રિય મોદ અને પ્રમોદ વૃત્તિ સહિત આનંદમય કોશ કેહેવાય.

એ પાંચેય કોશ મારૂં શરીર, મારા પ્રાણ, મારૂં મન, મારી બુદ્ધિ અને મારૂં જ્ઞાન, એમ મારાપણાથી જણાય છે, તે, જેમ મારાપણાથી જાણેલાં કુંડલ, કડાં અને ઘર આદિ પોતાથકી ભિન્ન છે તેમ મારાપણાથી જાણેલું પાંચ કોશ આદિ (હુંથી ભિન્ન છે) આત્મા નથી.

પ્ર૦—ત્યારે આત્મા કોણ?
ઉ૦—સત્, ચિત્ અને આનંદરૂપ તે.
પ્ર૦—સત્ કોણ?
ઉ૦—ત્રણે કાળમાં પણ રહેછે તે.
પ્ર૦—ચિત્ કોણ?
ઉ૦—જ્ઞાનસ્વરૂપ તે.
પ્ર૦—આનંદ કોણ?
ઉ૦—સુખસ્વરૂપ તે.

એ પ્રમાણે સત્, ચિત્ અને આનંદસ્વરૂપ આત્માને ઓળખવો.

## હવે ચોવીશ તત્વોની ઉત્પત્તિ.

પરબ્રહ્મની જે સત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપ માયા છે, તે માયાથકી આકાશ ઉત્પન્ન થયું; આકાશથકી વાયુ ઉત્પન્ન થયો; વાયુથકી તેજ થયું; તેજથકી પાણી થયું અને પાણીથકી પૃથ્વી થઈ. એ પાંચ તત્વોમાંથી આકાશના સાત્વિક અંશથી શ્રોત્ર ઇન્દ્રિય થઇ; વાયુના સાત્વિક અંશથી ત્વચા ઇન્દ્રિય થઈ; અગ્નિના સાત્વિક અંશથી ચક્ષુ ઇન્દ્રિય થઈ; પાણીના સાત્વિક અંશથી રસના ઇન્દ્રિય થઇ; અને પૃથ્વીના સાત્વિક અંશથી ઘ્રાણ ઇન્દ્રિય

થઇ છે એ પાચ તત્વોના સમુદાયના સાત્વિક અશથી અત કરણ થયુ અને અત કરણની વૃત્તિમા ભેદ થવાથી મન બુદ્ધિ અહકાર અને ચિત્ત એમ (ચાર) અત કરણ થયા ઉપરના પાચ તત્વોમાથી આકાશના રાજસ અશથી વાક્ ઇન્દ્રિય થઇ વાયુના રાજસ અશકથકી પાણી ઇન્દ્રિય થઇ, અગ્નિના રાજસ અશથકી પાદ ઈન્દ્રિય થઇ જળના રાજસ અશથી ઉપસ્થ ઇન્દ્રિય થઈ, અને પૃથ્વીના રાજસ અશથી ગુહ્ય ઇન્દ્રિય થઇ એ ઉપરના પાચ તત્વેના સમુદાયના રાજસ અશથી પાચ પ્રાણ થયા તથા એ પાચ તત્વોના, તામસ અશથી પચીકરણ થયુ છે

પ્ર૦—પચીકરણ કઈ રીતે થાય છે ?

ઉ૦—એ પાચ મહાભૂતના તામસ અશરૂપ એકેક ભૂતના બમે ભાગ પાડીને એમાનો એકેક અરધો ભાગ જુદો રાખી બીજો એકેકો અરધો ભાગ હોય તે એકેકાના ચાર ચાર ભાગ કરીને પ્રથમના જુદા રાખેલા અરધા અરધા ભાગોમાથી પોતપોતાનો નોખો રાખેલો અરધો ભાગ હોય તેને મેલીને* બીજા અરધા અરધા ભાગમા મેળવી દેવા, તેથી પચીકરણ થાય છે એ પચીકૃત પાચ મહાભૂત થયા પછી સ્થૂળ શરીર થાય છે આ પ્રમાણે પિડનુ અને બ્રહ્માડનું એકપણુ છે બ્રહ્માડ થયુ પછી સ્થૂળ શરીર આદિમા અજ્ઞેનુ અભિમાની જીવનામનું બ્રહ્મનુ પ્રતિબિબ થાય છે તેજ જીવ પ્રકૃતિથી પોતાને વિષે ઈશ્વરથકી ભિન્નપણુ જાણે છે અવિદ્યા ઉપાધિવાળો જીવ એમ કેહવાય છે અને માયા ઉપાધિ વાળો આત્મા ઈશ્વર કેહેવાય છે એવી રીતે ઉપાધિના ભેદથી જીવ અને ઈશ્વરમા જ્યાસુધી ભેદદૃષ્ટિ રહે છે ત્યાસુધી જન્મ મરણઆદિરૂપ સસાર નિવૃત્ત થતો નથી એ કારણ માટે જીવ અને ઈશ્વરમા ભેદબુદ્ધિ કરવી નહીં બેય જુદા જુદા ધર્મવાળા હોવાથી અહકારવાળા અત્યન્ત

---

* પૃથ્વીના ચાર ભાગ પૃથ્વીમા ન ભેળવતા બાકીના ભૂતમા ભેળવવા જળના ચાર ભાગ જળમા ન ભેળવતા બાકીના ચારમા ભેળવવા તેજના ચાર ભાગ તેજમા ન ભેળવતા બાકીના ચારમા ભેળવવા વાયુના ચાર ભાગ વાયુમા ન ભેળવતા બાકીના ચારમા ભેળવવા. આકાશના ચાર ભાગ આકાશમા ન ભેળવતા બાકીના ચાર ભૂતમા ભેળવવા એવી રીતે પ્રથમના અરધા ભાગોમા પાછળના ચાર ચાર ભાગો ભેળવવા।

જીવની ને અહંકાર વગરના સર્વજ્ઞ ઈશ્વરની તત્ત્વમસિ મહાવાક્યથી અભેદબુદ્ધિ કેમ થાય એમ જો કદી શંકા થાય તો તે ન કરવી. અજ્ઞાને કરીને સ્થૂલ-સૂક્ષ્મ શરીરનો અભિમાની આત્મા ત્વંપદનો વાચ્યાર્થ છે; અને ઉપાધિરહિત, સમાધિ દશાવાળું શુદ્ધ ચૈતન્ય ત્વંપદનો લક્ષ્યાર્થ છે. તેજ રીતે સર્વજ્ઞપણા આદિથી યુક્ત ઈશ્વર તત્પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિરહિત શુદ્ધ ચૈતન્ય તત્પદનું લક્ષ્યાર્થ છે. એ પ્રમાણે જીવ-ઈશ્વરના અભેદમાં (એકપણામાં) કાંઈ બાધ નથી. એવી રીતે વેદાંતનાં વાક્યોથી અને સારા ગુરૂના ઉપદેશથી જેને સર્વ પ્રાણીમાત્રમાં બ્રહ્મબુદ્ધિ ઉપજી તે જીવન્મુક્ત છે.

પ્ર૦—ત્યારે જીવન્મુક્ત કોણ કેહેવાય ?

ઉ૦—જેમ 'હું દેહ છું, હું પુરૂષ છું, હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું વૈશ્ય છું, અને હું શૂદ્ર છું' એમ દૃઢનિશ્ચય છે; તેમ 'હું બ્રાહ્મણ નથી, હું શૂદ્ર નથી, હું પુરૂષ નથી પરંતુ હું અસંગ, સચ્ચિદાનંદરૂપ, પ્રકાશરૂપ, સર્વનો અંતર્યામી, અને ચિદાકાશરૂપ છું' એમ નિશ્ચયરૂપ જે અપરોક્ષ જ્ઞાનવાળો હોય તે જીવન્મુક્ત કેહેવાય. અને 'હું બ્રહ્મ છું' એવાં અપરોક્ષજ્ઞાનથી સઘળાં કર્મનાં બંધનથી છુટે છે.

પ્ર૦—કર્મ કેટલા પ્રકારનાં છે ?

ઉ૦—આગામિ, સંચિત અને પ્રારબ્ધ એવા ભેદથી ત્રણ પ્રકારનાં.

પ્ર૦—આગામિ કર્મ કોને કેહેવાય ?

ઉ૦—જ્ઞાન થયા પછી જ્ઞાનીના દેહથી થયેલું પુણ્ય અને પાપરૂપ જે કર્મ હોય તે આગામિ કેહેવાય છે.

પ્ર૦—સંચિત કર્મ કયું કેહેવાય ?

ઉ૦—અનેક કોટી જન્મનાં બીજરૂપ જે જે જાતિનાં કર્મ પૂર્વે કરેલાં બાકી રહે છે, તે સંચિત કેહેવાય છે.

પ્ર૦—પ્રારબ્ધ કર્મ શું કેહેવાય ?

ઉ૦—આ શરીરને ઉત્પન્ન કરીને આ લોકમાં એ પ્રમાણે સુખ-દુઃખ આપનાર જે કર્મ તે કર્મને પ્રારબ્ધ કેહેવાય. તે પ્રારબ્ધ ભોગવ્યાથી નાશ થાયછે. પ્રારબ્ધ કર્મનો ભોગવ્યાથી ક્ષય થાય છે અને સંચિત કર્મ 'હું બ્રહ્મ છું'

એવા ખરા જ્ઞાનથી નાશ પામેછે. ભગવાને પણ કહ્યુંછે કે 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेर्जुन' ॥ (જ્ઞાનરૂપી અગ્નિ સર્વે કર્મને બાળીને રાખરૂપ કરી દે છે.) આગામિ કર્મ પણ જ્ઞાનથી નાશ થાય છે. કમળનાં પાનમાં પડેલાં પાણીની પેઠે આગામિ કર્મનો જ્ઞાનીઓને સંબંધ નથી. જે જ્ઞાનીની સ્તુતિ કરેછે, ભજેછે, અને પૂજેછે તેને જ્ઞાનીનું કરેલું સઘળું આગામિ પુણ્ય જાયછે, અને જે જ્ઞાનીને નિંદેછે, દ્વેષ કરેછે, અને દુઃખ દેછે તેને જ્ઞાનીનું કરેલુ સઘળું આગામિ એટલે હવે પછી કરાતું કહી ન શકાય તેવું પાપરૂપ કર્મ જાય છે. શ્રુતિ પણ કહેછે કે 'જે જ્ઞાનીના દ્વેષી છે તે જ્ઞાનીનાં પાપકર્મને ગ્રહણ કરેછે અને જે જ્ઞાનીના સ્નેહી છે તે જ્ઞાનીનાં પુણ્યકર્મને ગ્રહણ કરેછે.' તેમજ 'આત્મજ્ઞાની સંસારને તરીને આંહીજ બ્રહ્માનંદને પામેછે. આત્માને જાણનાર શોકને (સંસારને) તરેછે' સ્મૃતિ કહેછે કે 'तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेथवा । ज्ञान-संप्राप्तिसमये मुक्तोसौ विगताशय'॥ (શરીરને કાશીમાં મેલે કે ચાંડાળને ઘેર મેલે પરંતુ નિર્મળ અંતઃકરણવાળો, જ્ઞાન થયુ તેજ સમયે મુક્ત છે.

इतिश्री मद्वासुदेवेंद्रस्वामिकृतस्तत्वबोधः समाप्तः ॥

---

## धर्मोत्तेजनथवाविषे.

આપણમાં અભિમાન કે ધર્મઉપર પ્રીતિજ ક્યાં છે? ધર્મ એ શો પદાર્થ અને તેથી શા શા ફાયદા છે એ આપણે જાણિયે છિયેજ ક્યાં? જેમ જેના મનમાં ઠીક લાગ્યું તેમ તે વર્તે તેનેજ આપણે ધર્મ સમજી ગયા તેથી અભિમાનનો નાશ થયો અને ધર્મનો આધાર ગયો. જે આર્યધર્મની પ્રૌઢ રીતિયોને પશ્ચિમદેશના કેળવાયેલા વિદ્વાનો વખાણે છે અને જે રીતિયો ખરેખરી ઉદય કરનારી છે તેને તો આપણે ઓળખતા પણ નથી. આપણા ધર્મની બાબત જેટલી આપણે ન જાણિયે તેથી વધારે બીજા ધર્મના લોકો જાણે છે અને આપણી આળસાઇને હસે છે. ધર્મનેમાટે એક પાઇ પણ આપણે ખરચવી હોય તો ગળે અટકે છે અને નાચ તમાસામાં કે ભાંડભવાઇમાં ખરચ કરવો હોય તો લાખો પૈસા ઉડાડી નાંખવામાં આવે છે. જેઓ પૈસાવાળા અને ઊંચા વર્ણના કહેવાય છે તેઓની એવી દશા થઇ ત્યારે હલકા

વર્ણના ગરીબોની થાય તેમાં શી નવાઈ ! આપણે જ્યારે હલકા વર્ણના હિં-દુઓને સંખ્યાબંધ પરધર્મમાં જતા સાંભળિયે છિયે ત્યારે આપણને આશ્ચર્ય થાય છે કે આ તે શો ફેરફાર ! પણ એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એક ઉચ્ચવર્ણના અભ્યાસ કરતા અને બી. એ. ની પરીક્ષામાં પાસ થવાની ઇચ્છા રાખતા છોકરાને જઈને ધર્મસંબંધી બાબત પુછિયે તો તે કશો જવાબ દેઇ શકે નહીં. એ તો માત્ર મનગમતું ખાવું-પીવું, મનગમતાં વસ્ત્રો પેહેરવાં અને સાબુ ચોળીને અંગ ખૂબ સફાઇદાર રાખવું, એટલુંજ માત્ર આચારમાં સમજતા હશે. ત્યારે જેઓ બીચારા હલકા વર્ણના હોય તેઓ તો ધર્મના વિષયમાં શું સમજે? ધર્મના જ્ઞાન વગરનું ખાલી અંતઃકરણ જે બોધ પેહેલો મળે તેને જગ્યા આપે છે. પોતાના ધર્મનું જ્ઞાન પોતાને ન હોય તેથી પરધર્મમાં રૂચિ થાય એ વાત નિશ્ચયવાળી છે. પણ જો પ્રથમથી પો-તાના ધર્મસંબંધી જ્ઞાન જરાપણ હોય તો પરધર્મનો બોધ કાંઇ પણ અસર કરતો નથી. કેટલીક વાર તો ધર્મના બોધથી નહીં પણ માત્ર ખાવા પીવા અને સ્ત્રિયાદિકનું સુખ પામવાજ હલકા વર્ણના લોકો પરધર્મમાં પરાણે જાય છે. અને ગયાપછી મહાપશ્ચાત્તાપમાં પડી બેયતરફથી દુઃખ પામે છે. મનુષ્યે પોતાનો ગમે તેવો ધર્મ હોય તોપણ તે સારો લેખવો અને પારકો* ગમે તેવો હોય તો પણ નઠારો લેખવો જોઇએ. આ વાત પોતાનો ધર્મ જાણતા ન હોય તે સમજેજ ક્યાંથી ? આજના કેળવાયેલા અને વગર કેળવાયેલા લોકો ધર્મના જ્ઞાનમાં બધા સરખા અજાણ્યા છે. જેઓ ભણેલા અને કુશળ થયેલા કેહેવાય છે તે પણ ધર્મના વિષયની વાત જાણતા નથી ત્યારે જેઓ અભણ અને ધંધાધારીઓ હોય તેઓ તો ક્યાંથી જાણે ? ધર્મનો વિષય એમ અજાણ્યો રહી જવાથી આર્યપણાનું અભિમાન, ઉન્નતિ અને તેજ કોણ જાણે ક્યાંઇ જતાં રહ્યાં છે. જેઓ પૈસાવાળા અને ભણેલા વદે છે તેઓ પણ મોજશોખમાં દહાડા કાઢે છે પણ ધર્મના ઉદય માટે અને અવળે માર્ગે જતા લોકને સારે માર્ગે વાળવા માટે કશુ પ્રયત્ન કરતા નથી. નથી સમજાતું કે આર્યોની દશા હવે

* ભગવાન્ કહે છે, શ્રેયાન્સ્વધર્મોવિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ પારકા ધર્મને અનુસરવા કરતા પોતાનો ગુણવરૂનો ધર્મ પણ કલ્યાણકારક છે.)

પછી કેવી થશે. આજે જોઇએ છિયે તો પરધર્મના ધર્માભિમાની લોકો પોતપોતાના ધર્મનો બોધ પોતાના જાતિ અને દેશી ભાઇઓમાં તેમજ બીજી જાતના અને વિદેશી લોકોમાં ધમધોકાર નિરંતર કર્યે જાય છે. એમ કરવાની પોતાની ફરજ સમજીને તેઓ ગમે તેટલું ખર્ચ થાય, ગમે તેટલું અપમાન થાય કે ગમે તેટલું નિષ્ફળ થવાય તોપણ તે પ્રયત્ન છોડતા નથી. 'કામ કરવું નહીં અને કરવું તો પાર પાડવું' એ કેહેવતને આપણે માત્ર બોલીનેજ બેશી રહિયે છિયે, પણ તે લોકો તો તે કેહેવતને ખરી કેરવા ઉપરજ મંડ્યા રહે છે. આપણે તો સાવ તે વિષયમાં નિર્બળ અને નિરાધાર જેવા થઈ રહ્યા છિયે તેથી આપણે પોતાનું પણ કશું કરી શકતા નથી. આર્યધર્મની ગંભીરતા અલૌકિક છે. તેમાં ઈશ્વરસંબંધી જ્ઞાન, જગતસંબંધી જ્ઞાન અને સદાચરણના જ્ઞાનની વાતો ઘણી ઝીણી છે. ક્રમેકરીને કાળના યોગથી તેમાં કાંઇ ફેરફાર થઇને કેટલાક વિભાગ પડ્યા હશે તો તે વિભાગનાં પણ મૂળતત્વો ઘણાં ગંભીરતાવાળાં અને પરિણામે સરખાજ હશે, પણ તેનો બોધ થવાને માટે જે સાધનો દેશમાં જોઈએ તેની પૂરેપૂરી ખોટ હોવાથી પરધર્મીલોકો પોતાના ઉદ્યમમાં ફાવીને કંગાલલોકોને પોતાની તરફવાળી લેછે. નઠારાં આચરણ અને આહારવિહારમાં ઉતરી ગયેલા કે જેઓને આર્ય નામ પણ આપવું ઘટે નહીં, તેવાઓ ગમેતો પરધર્મમાં પ્રીતિ થવાથી કે પછી સ્ત્રીધનાદિકનું સુખ પામવાની ઇચ્છાથી સામા લોકોની વાત અંગીકાર કરી લેછે. એમાં એનો કશો દોષ લેખી શકાય તેવું નથી, કેમકે એ બિચારાને આપણે કોણ છિયે, આર્ય એટલે શું, ધર્મ એટલે શું, સદાચાર એટલે શું, અભિમાન એટલે શું અને ઉચનીચ એટલે શું એ વાતનું જ્ઞાનજ હોતુ નથી, એટલે તેઓ બિચારા પરધર્મના બોધને પ્રથમજ પ્રાપ્ત થવાથી તેમાં પ્રવેશ કરે એ નિઃસંશય છે. સમય એવો આવ્યો છે કે આર્યધર્મવિષે જે થોડુંઘણું ઉચ્ચ વર્ણમાં જ્ઞાન છે તે પણ ક્રમેકરી અંતર્ધાન થઇ જાશે તો એમ જાણી અંતઃકરણમાં બહુ શોચ થાયછે. અરે આજ ક્યાં ગયું આપણું આર્યનું અભિમાન, ક્યાં ગયું આપણું તેજ, ક્યાં ગયું આપણી કુશળતા, ક્યાં ગઇ આપણી વિદ્વત્તા, ક્યાં ગઈ આપણી દયાળુતા, ક્યાં ગઈ આપણી વીરતા, ક્યાં ગઈ આપણી ધીરતા અને ક્યાં ગઇ આપણી પવિત્રતા ! આર્યજનો,! જરા વિચાર કરો કે એ સઘળું આપણું

અસાધ્ય દશામાં કંઈપ્રાણ પડ્યું છે. માટે તેને સાવધ કરી જીવાડવાને કંઇપણ ઉપાયો કરો. ગરીબલોકો બિચારા આપણા કરતાં પણ પરાધીન પડ્યા છે એટલે તેથી શું થઇ શકવાનું છે? જે થાશે તે ઉચ્ચવર્ણના ધનવાન્ ગૃહસ્થોથીજ થવાનું છે. સર્વે કાર્યો ધનને આધારેજ સિદ્ધ થાય છે. પરધર્મના લોકો દેશોદેશમાં પોતાનું બળ વધારે છે એ શું ધન વગર બને છે? એઓ ધર્મના અભિમાનમાં લાખો પૈસાનાં ફંડ ઉભાં કરી કમેટી સ્થાપીને ધર્મનો બોધ થાય તેને માટે સઘળી વ્યવસ્થા કરેછે તેથી તે ફંડોના વ્યાજમાંથી તેમનું ખર્ચ નીકળ્યે જાયછે. આપણે ત્યાં એવું કયું ફંડ છે? અને કરવાને કોણ રાજી છે? લક્ષાધિપતિ થઇને પણ 'હજી વધારે મેળવું અને સુખ ભોગવું તો ઠીક' એમ તો ઘણાલોકો વિચારતા હશે પણ દશાંશ કે શતાંશ ધર્મના ફંડમાટે કાઢવાને સ્વપ્નમાં પણ વિચાર નહીં કરતા હોય. કદી કોઈ ધર્મસંબંધી કાંઈ રકમ બાર માસે કાઢતા હશે પણ સમુદ્રમાં સાથવો નાંખ્યા જેટલી હોવાથી શું થાય? જેમ સરકારને પ્રિય થવાને કે કીર્ત્તિ કરવાને માટે બીજી જાતનાં સ્વદેશ કે પરદેશનાં ફંડોમાં પ્રીતિથી લાખો પૈસા જાય છે તેમ જો ધર્મના ફંડમાં ભરાય તો ધાર્યું થાય. તેવિના તો ધર્મનાં ફંડ થાય નહીં અને ધર્મના બોધ કરવાનાં ખર્ચ પૂરાં પડાય નહીં. એકથી કશું કામ બનતું નથી પણ જો ઘણાલોકો મળીને તે કામ કરેતો સેહેલથી પાર પડે છે. જો દ્રવ્યવાન્ અને ઉચ્ચકુળના ધર્મસ વિદ્વાનો આ કામ ન ઉપાડી લે તો કાળના આધારવગર ધર્મનો ઉદય થવાની આશા રાખવાને બીજું સાધન કયું છે?

બાળકો બાળક હોય ત્યારથીજ વિદ્યાજ્ઞાનની સાથે તેને સામાન્ય ધર્મનો અને વર્ણના ધર્મનો બોધ ચાલુ થવો જોઇએ. એ અવસ્થામાં અંતઃકરણ ઘણુંજ કોમળ અને સ્વચ્છ હોય છે, તેથી તે વિષયની છાપ પડી જતાં વાર નથી લાગતી. ત્યારપછી ક્રમેકરીને સ્ત્રીપુરૂષોના વિશેષધર્મ અને આશ્રમના ધર્મ સમજાવવા જોઇએ, આને માટે નાનાં નાનાં પુસ્તકો જોઇએ અને બોધ આપવાનાં પ્રસિદ્ધ સ્થાનકો જોઈએ કે જેમાં નિરંતર તે કામ ચાલ્યા કરે. એમ કરવાની આ કાળમાં જરૂરજ છે. જુઓ ને પરધર્મના લોકો બાળકોનાં કોમળ મનમાં પોતાના ધર્મની છાપ પાડવા માટે કેવી કેવી ચિત્રપોથીઓ કાઢે છે? એ થોડા મુલ્યની અને વખતે મફત મળતી ચોપડીઓ બાળકો વાંચે છે એટલુંજ

નહીં પણ મોટી ઊંમરના અભણ લોકો પણ અક્ષર શીખવા માટે લેછે. એમ ચોપડીયોને પસાર કરી પોતાનો ધર્મ ફેલાવે છે. તે શિવાય નગરે નગર, ગામેગામ, અને ચકલે ચકલે તે ધર્મમાં પ્રવીણ થયેલા અથવા પોતાનો ધર્મ મેલી તે ધર્મનો અંગીકાર કરેલા લોકો ભાષણ કરતા ફરે છે. આપણે એમ માની બેસીયે કે એથી શું થવાનું છે? પણ તે વાત ભૂલ ભરેલી છે. એથી કરીને કેટલા લોકો વટલી જાયછે એની સંખ્યા જો આપણે વાંચિયે તો આશ્ચર્ય થયા વગર રહે નહીં. સઘળી વસ્તીમાંથી રોજના પાંચ માણસ પરધર્મી થતાં ગણિયે તો વર્ષમાં ૧૮૦૦ માણસો થાય જો પ્રત્યેક વર્ષે આટલી સંખ્યા ઓછી થવા માંડે તો કોઇ દિવસે આપણે પણ પછી એ સંખ્યામાં ગણાવાને પાત્ર થઈએ. એ પરધર્મના લોકોની યુક્તિયો એવી છે કે રાજી ખુશી થઇને તેને અજાણ્યા લોકો વળગે છે. આમાં ન્યુનતા જે કહીએ તે આપણી પોતાનીજ છે બીજાની નથી; કેમકે આપણે આપણ આર્યપણું જાળવવા અને ધર્મ સાચવવા કશુ પ્રયત્નજ કરતા નથી. આટલા દિવસ ગમે તેમ ચાલ્યું પણ હવે તેમ ચાલે તેમ નથી; કેમકે ઉછરતી પ્રજા ઘણી સ્વચ્છંદ થવા માંડી છે; માટે ધર્મનો બોધ થવાને માટે ફંડ કરીને સભાઓ સ્થાપવાની જરૂર છે. આજે કેટલાંક વર્ષ થયાં એક સભા મુંબઇમાં સ્થાપવામાં આવી છે. સરાસરી દસલાખ માણસની વસ્તી મુંબઈમાં ગણાય છે. તેમાં કાંઇ નહીં તો પા ભાગ તો હિંદુઓનો હશે; અને એ હિંદુઓમાં પાંચમો ભાગ તો ધર્મઉપર પ્રીતિવાળો હશે તો પણ એ સભા પોતાનું ધારેલાં કામને પાર પાડી શકે તેવી સત્તાવાળી થઇ શકી નથી. એનું કારણ શું? એનું કારણ એજ કે ધર્માભિમાન, દેશાભિમાન અને જાતિનું અભિમાન મોળું પડી ગયું છે. બીજું પછી પણ આપણે આપણું સંભાળીને બેશીયે એટલી પણ જ્યારે આપણામાં શક્તિ ન હોય ત્યારે પછી આપણું ડહાપણ શા કામનું! એટલા માટે પૈસાવાળાઓએ અને વિદ્વાન ધર્માભિમાનીઓએ એ કામમાં આગળ પડી પોતાની જાતિના આભારી થવું જોઇએ. સ્વધર્મનુ રક્ષણ થવાથી, સદાચાર વધેછે, લક્ષ્મી વધે છે, વિદ્યા વધે છે, સંપ વધે છે, પ્રજા વધે છે, દેશનો ઉદય થાયછે અને અનાચાર અને અધર્મનો નાશ થાય છે, માટે આપણે આપણા સ્વધર્મનુ રક્ષણ કરવાની કાળજી રાખવી જોઇએ. આમ થવાથી પરધર્મના લોકો પણ

આપણને આપણા ધર્મનું રક્ષણ કરતા જોઈ 'એ લોકો ધર્મભ્રષ્ટ થાય તેવા નથી' એમ સમજી રાજી થશે અને ઉલટી આપણી કીર્તિ ફેલાવશે. આ વિષય કંઇ સઘળી પ્રજામાં ફેલાય તેમ નથી પણ જેટલાં ઠેકાણામાં વંચાશે તેટલામાંજ ફેલાય તેમ છે, એટલા હેતુથી ઉતરતા વર્ણને માટે કશા બોધના બોલ લખ્યાજ નથી; માત્ર ઉચ્ચ વર્ણને કર્તવ્ય સંભારી આપવા માટે બે બોલ લખ્યા છે. આટલું થવાથી કાંઈ અમારો હેતુ પાર પડી જાય કે પડી ગયો લેખાય તેમ નથી; તોપણ 'ટીપે ટીપે સરોવર ભરાય' એ કેહેવતને યાદ લાવી, 'એમ કરતા કરતા લોકો જાણીતા થશે અને થોડા જાણીતા થયા તો બીજાને જાણીતા કરશે' એમ જાણી આ વાત લખીછે તે નિરૂપયોગી નહિ જાય એવી આશા છે.

વર્તમાનકાળમાં જ્યારે અભિમાન રાખવાની વાત કોઇને કહીએ ત્યારે લોકો એવી શંકા કરે છે કે ઘડીમાં અભિમાન મેલવા માટે બોધ આપો છો અને ઘડીમાં અભિમાન રાખવા માટે બોધ કરો છો, એ બેય વાત કેમ બને? આનો ઉત્તર એ છે કે એવી શંકા કરનારાની સમજણ ઓછી છે. એક સારું અને એક નરતું એમ અભિમાન બે પ્રકારનાં છે. રૂપનું, ઈન્દ્રિયોની શક્તિનું, ધનનું, અવસ્થાનું, સંબંધિઓનું, મોટાઇનું, વિદ્યાનું, કળાનું, કે કોઈને દુઃખ દેવાની શક્તિનું અભિમાન કરીને પોતાના ગુણ ગાવા તથા બીજાને પોતાની શક્તિથી દુઃખ દઇ મનમાં મલકાતું રેહેવું તે અધમ અભિમાન છે. એ અભિમાનથી આ લોક અને પરલોક બેય બગડે છે અને અતિ ઉત્તમ મનુષ્ય જન્મ વૃથા જાય છે. સદાચારે ચાલવા માટે કુળનું, કલ્યાણ થવા માટે ધર્મનું, બીજાનું ભલું થવા માટે દેશનું અને વ્યવસ્થા રેહેવા માટે વર્ણનું અભિમાન રાખી સુજનોએ માર્ગ શોધતાં રેહેવું તે ઉત્તમ અભિમાન કેહેવાય. માટે એ ઉત્તમ અભિમાન ગ્રહણ કરવું અને અધમ અભિમાનને મેલી દેવું એ બેય વાત અઘટિત નથી. અધમ અભિમાનને ઠેકાણે ઉત્તમ અભિમાન કે જે અભિમાનથી સર્વનો સર્વ વાતે ઉદય થાય છે તેને બેસારી દેવું; અને અધમ અભિમાન કે જેથી સર્વ વાતે સર્વનો અસ્ત થાય છે તેનો અનાદર કરવો. આ કામ આપણે વિદ્યાવાન્ અને ધનવાન્ ગૃહસ્થોએ કરવાનું છે. આપણે એકટેકી થયા અને ધર્મમાં પ્રીતિવાળા થયા એટલે આપણું જોઇ આપણા બીજા ભાઇઓ એક ટેક રાખનારા થશે. વર્તમાનકાળમાં આપણા ધર્મમાં પણ

ઘણા ફાટા પડેલા છે તેવિષે હમણાં વિચાર કરવાનો નથી. હમણાં તો સામાન્ય ધર્મ કે જે સર્વને પ્રિય લાગે તેવો છે, તે ઉપર લક્ષ રાખવાનું છે. સામાન્ય ધર્મમાં લોકો જાણીતા થયા એટલે વિશેષ ધર્મનું સૂક્ષ્મપણું અને તેમાં ત્યાગ કરવાનું અને ગ્રહણ કરવાનું જણાઈ રેહેશે. આટલામાટે આર્યપણાંનું અભિમાન ધરાવનારાઓએ ધર્મના રક્ષણને માટે હવે જે થાય તે પ્રયત્ન કરવાની જરૂર છે. એ વિના ખરાબે ચડી ગએલાં વાહણની જેવી સ્થિતિ થાય તેવી ધર્મમાર્ગની પણ થઈ જવાની. અને આર્યોના ધર્મમાર્ગની સ્થિતિ ચુથાણી એટલે આર્યની સ્થિતિની પણ તેજ ગતિ થવાની. આટલામાટે સહુએ પોતપોતાના ભલામાટે તથા પોતાના ભાઈઓના ભલા માટે કેડ બાંધી અભિમાન રાખી આગળ પડી ધર્મની વૃદ્ધિ થવા મોટાં ફંડો કાઢી, કટાઇ જતા માર્ગને ઉજળો કરી વિદ્વાનપણું, ધનવાનપણું, આર્યપણું, સમજુપણું, અને મનુષ્યપણું સફળ કરવું જોઈએ. જગતમાં જન્મીને જેણે ધર્મને સંપાદન ન કર્યો તેનાથી પછી બાકીના અર્થાદિક પુરૂષાર્થ સંપાદન થતા નથી. મધ્યમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થ સંપાદન કરવાના છે. એ પ્રમાણે ધર્મ અર્થ,કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સંપાદન કરવાથી પુરૂષત્વ સફળ થાયછે.

धर्मार्थकाममोक्षाणां यस्यैकोपिनविद्यते ।
अजागलस्तनस्यैव तस्यजन्मनिरर्थकं ॥

(ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાંથી એકેય જેણે મેળવેલ નથી, તેનો જન્મ બકરીના ગળાના આંચળની પેઠે ફોકટ છે.)

વિદ્વાનોની એ સંમતિ યથાર્થ છે, એ અનુભવથીજ જાણી શકાય છે. ધર્મ પુરૂષાર્થ પ્રથમ છે. એને અનુસરીને અર્થ પુરૂષાર્થ સંપાદન થાય છે. ધર્મ અને અર્થને અનુસરીને કામ પુરૂષાર્થ સંપાદન થાય છે. અને એ ત્રણેયને અનુસરીને મોક્ષ પુરૂષાર્થ સંપાદન થાય છે. જે કોઈ પણ જાતિનું અધર્મનું આચરણ, બંધન થાય તેવું, અપકીર્તિ થાય તેવું, અને અન્યને દુઃખ થાય તેવું એ પુરૂષાર્થમાં કામ થતું હોય તો તેને પુરૂષાર્થ કેહેવામાં બાધ આવે. ખરા પુરૂષાર્થથી નિરંતર કલ્યાણ થાય છે. એ કલ્યાણ કરનારા પુરૂષાર્થમાં પેહેલો ધર્મ પુરૂષાર્થ છે તે અવસ્ય સંપાદન કરવો જોઇએ. એને અનુસરીને બીજા પુરૂષાર્થ સંપાદન થવા જોઇએ. એમ ન થાય ત્યાંસુધી જન્મ મિથ્યા

[illegible]
[illegible]

છે. કોઈ કહે કે અમે અર્થ અને કામ પુરૂષાર્થ સંપાદન કરિયે છિયે. તો એનો ઉત્તર એ કે ધર્મવગર અર્થ અને કામ કશા કામના નથી; અને અર્થ-કામ ધર્મને માર્ગેથી કલ્યાણ કરનારા સંપાદન ન થયા હોય તો તે પણ કશા કામના નથી. મુખ્ય હેતુ કલ્યાણ થવા ઉપર છે; માટે કલ્યાણ થાય તે રીતે પુરૂષાર્થ સંપાદન કરી જન્મ સફળ કરવો. સફળ જન્મ થવામાં મુખ્ય ધર્મ છે માટે પ્રથમ ધર્મને ગ્રહણ કરવો. કદી ધર્મને પેહેલો સંપાદન ન કરાયો હોય તો 'જાગ્યા ત્યાંથી સવાર' એમ ગણીને હવે અર્થ અને કામની સાથે તેને પણ સંપાદન કરવો જોઇએ. આ વાત લક્ષમાં રાખીને જો આપણે પગલું ભરિયે તો આપણા અને સર્વ ભાઈઓના ઉદયમાં અતિ ઉદયે થયાવિના રેહે નહીં. જેમ થવું હશે તેમ થાશે એમ કહીને વાત પડતી મુકવી એમાં આપણી શોભા અને આપણું કલ્યાણ નથી પણ એમ ધારીબેસવું એ તો અતિકાયરનું કામ છે. કાયરપણાના જેવો દોષ બીજો એકેય નથી. આપણને ધન મેળવવામાં અને વિષયોનાં સુખ મેળવવામાં કાયરતા નથી આવતી અને ખરો માર્ગ શોધવામાં તથા તે માર્ગે ચાલવામાં કાયરપણું આવે એ કાંઇ થોડી હસવા જેવી વાત નથી. આપણાં કાયરપણાંથી આપણું, આપણા દેશનું તથા આપણા જાતભાઈઓનું અકલ્યાણ થાયછે એ વાત અંતરમાં ઉતારીને કાયરપણાંને કોરે મેલી ધર્મનો ઉદય કરવા અને ધર્મને માર્ગેથી ઉતરી જતા લોકોને ઠેકાણે લાવવા પ્રયત્ન કરવું જોઇએ. એ જ્યાંસુધી નથી થયું ત્યાંસુધી આપણે કશું કર્યું નથી અને કશું સમજ્યા નથી. આર્યો! આપણું આ શરીર કલ્યાણ કરવાને માટે છે અને એ કલ્યાણ ધર્મને આશ્રયે છે માટે અહીંના વિષયભોગના સુખમાં લપટાઇ રહેલી વૃત્તિને તેમાંથી બહાર કાઢીને ધર્મમાં જોડવી, જેથી કલ્યાણ થાય. છેવટ કેહેવાનું શ્રીમદ્ભાગવતનાં વચનથી એજ છે કે.

लब्ध्वासुदुर्लभमिदंबहुसंभवांते मनुष्यमर्थदमनित्यमपीहधीरः ।

तूर्णयतेतनपतेदनुमृत्युयावान्निःश्रेयसायविषयःखलुसर्वतःस्यात् ॥

(અનિત્ય છતાં પણ અર્થને આપનાર અતિ દુર્લભ આ મનુષ્ય શરીર ઘણા જન્મને અંતે પામીને, ધીરપુરૂષે જ્યાંસુધી મૃત્યુ આવ્યું નથી ત્યાંસુધીમાં તરત કલ્યાણને માટે પ્રયત્ન કરવું. વિષય તો પશ્વાદિમાં પણ હોય છે.)

સારાંશ એ કે આપણે ધર્મનાં આચરણનેમાટે અને કલ્યાણનેમાટે

જે કાંઇ કરી શકશું તે આ ઉત્તમ શરીરથીજ કરી શકાય તેમ છે માટે કાળની ગતિની ખબર ન પડવાથી જે કરવાનુ છે વિચારીને તે તરત કરવુ જોઈએ। હું વિદ્વાન્ થાઉં, ધન મેળવું, ભોગ ભોગવું, સ્ત્રી મેળવું, છોકરાં થાય, ઇત્યાદિ પ્રપંચો કંઇ કલ્યાણના સાધનરૂપ નથી કલ્યાણનુ સાધન–તો જે બીજા કોઇ શરીરથી ન સાધી શકાય એવો ધર્મ છે તેજ છે. માટે તે ધર્મ પોતાને પાળવો અને બીજા આર્યો પાળી શકે એવી પ્રેરણાકરવી જેથી સર્વેનુ કલ્યાણ થાય। અધર્મના કાર્યો તેહાજન્મ થયો ત્યારથી અનાયાસે પણ થયે જાય છે. પણ ધર્મના કાર્યો કર્યા વગર થતા નથી માટે તેમાં પ્રયત્ન રાખવાની જરૂર છે, અને અધર્મ ન થવાને સાવધ રેહેવાની જરૂર છે. એ મથળુ કરવા આ શરીર શિવાય એકે શરીર નથી માટે ઈશ્વરનો ઉપકાર માની મનુષ્યશરીર તેના યોગ્ય કામ ઉપર જોડવુ એજ અમારી આર્યોપ્રત્યે પ્રાર્થના છે.

---

# चंद्रप्रभाचरित्र

( સાધણ પાને ૨૦૭ થી )

અંગદેશના રાજા વીરસેનની રાણી શૈબ્યાની પવિત્ર પત્રિકા વાંચીને તરતજ બંગદેશના રાજા રાજસિંહની રાણી માલવીએ કેટલાક ખાસ માણસો સાથે લઈ, પોતાના રાજ્યની સંભાળ રાખવા વૃદ્ધ પ્રધાનોને ભળામણ કરી અંગદેશમાં આવ્યા પોતાની નગરીની બહાર પ્રમદવનમાં ત્રણ દિવસસુધી પ્રસ્થાનુ કરી પડાવ રાખ્યો બંગદેશની બધી પ્રજા રાજા રાજસિંહના વિયોગથી તો વ્યાકુળ હતી અને તેમાં વળી માયાળુ મહારાણી માલવી પણ પોતાની સખી શૈબ્યાને મળવાના મિષથી, અંગદેશમાં પોતાનો પતિ આવે ત્યાંસુધી રેહેવા જાયછે એવુ સાંભળી આકુળવ્યાકુળ થઇ પ્રમદવનને ચારેકોરથી ઘેરી રાણીનાં દર્શનમાટે તથા વળી અંગદેશમાં ન રોકાતા પાછુ તરત બંગદેશમાં આવવાની પ્રાર્થના કરવા માટે ત્રણ દિવસ થયા નગરની બહારજ પડી હતી. ત્રિજે દિવસે રાણી માલવીએ પોતાના સાસરાના ચાર પ્રધાનો કે જે ઘણાજ વૃદ્ધ અવસ્થાના હતા તેને પોતા પાસે બોલાવીને કહ્યુ કે 'આર્ય મન્ત્રમ ! આર્ય કીર્તિવર્મા !

આર્ય બુદ્ધિસાગર અને આર્ય સત્યશીલ ! આપ ચારેય જણ આ બંગદેશના સ્તંભરૂપ છો, આ આખા દેશનો ભાર આ સમયે તમારી ઉપર રહેલો છે, અને પોતાના પિતાતુલ્ય દયાળુ રાજાથી વિખુટી પડેલી આ પ્રજાને વિશ્રામનું સ્થાનક તમેજ છો. વળી હું તમને માત્ર મારા રાજ્યના પ્રધાનજ નથી ગણુતી પણ તમે મારા સ્વર્ગવાસી સાસરાની વખતના પ્રધાનો છો માટે તમને હું મારા સાસરાતુલ્યજ ગણું છું; અને તેથી તમને પુછું છું કે આ આપણા દેશની સર્વ પ્રજા મળી આ પ્રમદવનને ઘેરી લીધું છે. એક બાળકને પોતાની માતાથી જૂદું પડતાં જેટલું અને જેવું દુઃખ થાય તેટલું અને તેવુંજ આ સમયે મારા ભાવિ વિયોગથી આ સર્વ પ્રજાને દુઃખ થાય છે, એમ એ સર્વની અશ્રુભરેલી દૃષ્ટિયો, વારંવાર નિસાસા નાખવાથી સુકાતા હોઠો, અસહ્ય દુઃખ ને ખેદને સૂચવનારા શબ્દોવાળી વાણી, શૂન્ય થઇ ગયેલાં હૃદયો,અને ઝાંખી પડી ગયેલી તેની મુખમુદ્રાઓ બતાવી આપે છે, તેમજ મને મારા પ્રિયપુત્ર ચિરંજીવી ચંદ્રહાસનાથી જૂદું પડવાથી તેટલું દુઃખ નથી થાતું કે જેટલું આ મારી પ્રિયપ્રજાથી જૂદું પડતાં દુઃખ થાય છે. એટલા માટે જો તમારી આજ્ઞા હોય તો હું, પોતેજ તેને આશ્વાસના કરી સારી પેઠે ધારણા આપી આંહીથી જવા રજા લઉં.' પ્રધાનોએ હાથ જોડી વિનંતી કરી કે, 'માતાજી માલવી ! અમે ગમે તેવા વૃદ્ધ હોઇયે તોપણ તમારા બાળકજ ગણાઇએ અને આપ રાજપત્ની અને રાજમાતા છો માટે ગમે તેવી નાની અવસ્થાનાં હો તોપણ બધી પ્રજાની માતારૂપ છો. આપ આટલું બધું અમને માન આપોછો તે આપનુંજ ભૂષણ છે. સર્વ પ્રજા આપને પુત્રતુલ્ય છે માટે આપ તેને દર્શન દેઇ આશ્વાસના કરશો તેથી તે બિચારી ઘણા દિવસ થયા પોતાના પિતાતુલ્ય રાજવિયોગના દુઃખથી પીડાયેલી પ્રજાને ઘણોજ સંતોષ અને શાંતિ થાશે. આ ઉત્તમોત્તમ વિચાર દર્શાવી આપે મહારાજ 'રાજસિંહનું અર્ધાંગપણું' યથાર્થ દર્શાવ્યું છે.' ઇત્યાદિ પ્રધાનોનું બોલવું સાંભળી તરતજ દ્વારપાલને આજ્ઞા કરી કે આજે બપોર પછી આપણા પ્રમદવનમાં જે માધવીમંડપનું વિશાલ મેદાન છે તેમાં સભા કરવી છે માટે ત્યાં બિછાનું કરાવો અને આ પ્રમદવનને ફરતી જે પ્રજા પડીછે તેને આમંત્રણ કરી આવો કે આજે મધ્યાન પછી આંહી આવે. જેવી આપની આજ્ઞા એમ કહી દ્વારપાલ ને તજવીજ કરવા

ગયા પછી પ્રધાનોને પણ તે વખતે આવવાનું કહી તેને રજા આપી પોતે કાંઈ ભાષણ મનમા ગોઠવી લખી લીધું. મધ્યાન્હ નમી ગયા અને સર્વ પ્રજા માધવીમંડપમાં આવીને હાજર થઇ. વૃદ્ધ પ્રધાનોએ આવી સર્વને જેને જેમ ઘટે તેને તેમ માન આપી યોગ્ય આમને બેસાડી દીધા. થોડી વાર થઇ એટલામાં વૃદ્ધ બે પ્રધાન આગળ અને વૃદ્ધ બે પ્રધાન પછવાડે ચાલ્યા આવે છે એમ પોતાના સોળ વર્ષના કુમાર ચંદ્રહાસને સાથે લેઈ માયાળુ માલવી માધવીમંડપના દરવાજા પાસે આવી પાલખીમાંથી નીચા ઉતરી માધવીમંડપમાં આવ્યાં વગરકનાતે અને વગર ચકે કોમળ ચરણથી ચાલ્યાં આવતાં રાણીને દેખતાંજ એકદમ સભા ઉભી થઈ અને સર્વ જયજય શબ્દ કરવા લાગી, પુષ્પોથી વધાવા લાગી, મોતીથી વધાવા લાગી, અને ઘણા પ્રેમથી હર્ષાશ્રુભરેલી નજરે માથાં નમાવી પ્રણામ કરવા લાગી. 'પ્રિયપુત્ર' જો આ તારા પિતાજીની પાળેલી પ્રજા' એમ કહી સર્વને અનુક્રમે બેયતરફ કૃપાદૃષ્ટિએ જોતાં જોતા જતાં તે રાણીએ સુવર્ણનાં સિંહાસન ઉપર બેશી પોતાના પુત્રને ખોળામાં બેસાર્યો રાણી સિંહાસનઉપર બેઠા પછી પ્રધાનોના કહેવાથી સર્વ પોતપોતાને સ્થાનકે બેશી ગયા એટલે મંત્રગુપ્તનામના વૃદ્ધ પ્રધાન ઉભા થઇને બોલ્યા કે 'માયાળુ મહારાણી માલવી તમોને પુછે છે કે તમે મને જે કેહેવામાટે આવ્યા હો તે હુ સાંભળવા આતુર છું માટે ખુશીથી તમારો અભિપ્રાય મને જણાવો' એ વૃદ્ધ પ્રધાનનું વચન સાંભળી સર્વ પ્રજાના અનુમતથી બીજા વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરે ઉભાં થઇ હાથ જોડી આ પ્રમાણે ભાષણ કરવા માંડયુ.

માયાળુ માતાજી ! હું આ સર્વ પ્રજાની પ્રેરણાથી તેનો અભિપ્રાય આપની પાસે જાહેર કરું છું. આપનું અજાણ્યુ નથી કે પ્રજાને રાજા છે એજ પિતા છે, રાજા છે એજ દૈવત છે, અને ટુંકામા રાજા છે એજ સર્વસ્વ છે. જેવા અને જેટલા રાજાઓમાં સદ્ગુણો શાસ્ત્રમાં લખેલા છે તેવા અને તેટલાજ સદ્ગુણોથી શોભેલા અમારા દયાળુ મહારાજ રાજસિંહ પોતાની આખી સેના અને પોતાના પ્રિયમિત્રો સાથે કોણ જાણે ક્યાય લોપ થઇ ગયેલ છે. તે માટે જે દુખ, જે ખેદ અને જે ચિંતા થાય છે તેવિષે આપ અજાણ્યાં નથી. તેઓની શોધને માટે આપ, આપના પ્રધાનો અને આ સર્વ પ્રજા હજી પ્રયત્નમાંજ છે, પરતુ અમારા મદ ભાગ્યથી હજી કોય પ્રયત્ન સફલ થયું નથી. એટલામાં

વળી આપ પણ અંગદેશતરફ પધારો છો, એટલુંજ નહીં પણ અમારા સાંભળવામાં એમ છે કે જ્યાંસુધી મહારાજાનું પધારવું નહીં થાય ત્યાંસુધી આપ ત્યાંથી પાછાં આંહી પધારશો નહીં. જો આ વાત ખરી હોય તો ખરેખર હવે અમારા મંદ ભાગ્યની સીમા રહી નહીં, હવે અમારી દુર્દશા પૂર્ણ થઈ ચૂકી અને હવે અમારાં પાપો પરિપૂર્ણ ફળી ચૂકાં. આપજ વિચારો કે જ્યારે આપ અમને આવી રીતે તજીને ચાલી નીકળશો ત્યારે અમારૂં પાલન કોણ કરશે, અમને લાડ કોણ લડાવશે, અને અમારૂં પોષણ કોણ કરશે? આપ આમારા દયાળુ મહારાજનાં અર્દ્ધાંગ છો એટલે આપને જેટલી અમારી ઉપર દયા આવે, આપને જેટલી અમારી ઉપર વાત્સલ્ય આવે અને આપને જેટલી અમારી ઉપર મમતા રહે તેટલી કોયને નજ રહે. માટે અમારી વિનતિ એ છે કે જો કદી આપને અંગદેશમાં અવશ્ય પધારવુંજ હોય તો સુખેથી પધારી ત્યાં આપનાં પ્રિયસખી મહારાણી શૈબ્યાને મળી પાછી આ પ્રજાની સંભાળ વેહેલી લેવી. ટુંકામાં આપવિના આ સર્વ આપની પ્રજા નિરાધાર, અનાથ અને દીન છે; માટે વારંવાર હજારો પ્રણામ કરી અમે એજ પ્રાર્થના કરિયે છિયે કે જેમ બને તેમ આપે કુમારસહિત પાછું તરત આંહી પધારી આપની આ અનાથ પ્રજાને સનાથ કરવી.

આમ બોલી બુદ્ધિસાગર બેશી ગયા પછી લાંબો નિશ્વાસ નાંખી આંખમાં આવેલાં આસુઓને રૂમાલથી દૂર કરી સિંહાસનથી નીચાં ઉતરી ઉભાં રહી માલવીએ બોલવાનો આરંભ કર્યો.

મારી વહાલી પ્રજાએ મારા પ્રાણપ્રિય તરફ,મારા પ્રિયપુત્ર તરફ અને મારી તરફ જે ભક્તિ, જે મમતા, અને જે પ્રેમ આ સમયે દેખાડેલ છે તેવિષે હું તેનો ઉપકાર માનું છું. મારી ભક્તિવાળી પ્રજા મને મારા ચંદ્રહાસ જેવી પ્રિય છે. જેવું અને જેટલું તમોને મારાથી વિછુટું પડતાં દુઃખ થાય છે તેટલું અને તેવુંજ મને તમારાથી જૂદું પડતાં દુઃખ થાય છે. હું અંગદેશમાં જાઉં છું તે પણ તમારા પિતા તુલ્ય મહારાજાને પ્રાપ્ત થવાનાં કોઈ સાધન માટેજ જાઉંછું. તમ સર્વેના આસિર્વાદથી અને પુણ્યથી પરમેશ્વર. મહારાજાની પ્રાપ્તિ કરાવશે એવી આશા રાખું છું. પ્રિયપુત્ર ચંદ્રહાસને સાથેજ લઇ જવાની હતી પણ હવે તમારી આવી દશા જોઇ હું તેને આંહીજ તમારી સંભાળ માટે રાખી

ગીધપક્ષીઓઆદિ પક્ષી સર્વથી ઊંચાંજ બેસેછે. હાથી ઘોડા વિગેરે જેને વાહનો હોય તેજ જો રાજા કેહેવાતો હોત તો પૃથ્વીમાં ઘણા પણ એવા છે કે જેને ઘેર ઘણા હાથી અને ઘણા ઘોડા તથા ગાડીયો હોય છે. જેઓની પાસે ઘણી ઝવેરાત હોય તે જો રાજા ગણાતો હોત તો ઘણા ઝવેરિયો પાસે અસંખ્ય ઝવેરાત હોય છે. જેને અખુટ ખજનાઓ હોય તેજ જો રાજા ગણાતો હોત તો મોટાંમોટાં નગરોમાં એવા એવા ગૃહસ્થો હોયછે કે જેના ઘરમાં અખુટ ખજાનાઓ હોયછે. આવાં લક્ષણોથી કોય પણ રાજા કહેવાય નહી; કારણ કે એ લક્ષણોમાંથી એકેય લક્ષણ રાજાનું અસાધારણ લક્ષણ ન ગણાય. એ તો માત્ર શોભાનાં છે. રાજાનું ખરૂં લક્ષણ અને ખરો અર્થ તો એજ છે કે પ્રજાનું જે રંજન કરે તે રાજા. રંજનના બે અર્થ છે. એકતો પ્રજાને રાજી રાખવી તે અને બીજો રંગવું એટલે પ્રજાના અંતઃકરણને પોતાની પ્રીતિ અને સદ્ગુણોથી પોતાતરફ એવું રંગવું કે જે રંગ કોય દિવસ ઉતરે નહીં. આવી રીતીએ પ્રજાનું જે રંજન કરવું તેજ રાજાનું કામ છે. માટે પ્રજાને રંજન કરવારૂપ જે રાજાનું મુખ્ય કામ છે તેનું નામ રાજ્ય છે. આ સમયે જ્યાંસુધી તારા પવિત્ર પિતાજી આંહી નથી પધાર્યા ત્યાંસુધી આ આપણું રાજ્યની ધોંસરી આ વૃદ્ધપ્રધાનોની સહાયથી તારે ઉપાડવાની છે. માટે આ આપણા પૂર્વજોની પાળેલી રાજ્યભક્તિવાળી આપણી પ્રજાનું મન-વચન-કર્મથી તું રંજન કરજે. રાજાઓને પોતાની પ્રજા એજ કામદુઘા છે, રાજાઓને પોતાની પ્રજા એજ ચિંતામણી છે અને રાજાઓને પોતાની પ્રજા એજ કલ્પલતા છે; પણ તેનું પાલન, લાલન અને પોષણ પૂર્ણ પ્રેમથી કરવું જોઇયે. (અપૂર્ણ.)

---

## दयाना संबंधमां बे बोल.

કેટલાક કહે છે કે જૈનના આઠમા તિર્થંકરસુધી તે લોકો વેદને માનતા હતા. એમાં માત્ર વાંધો એ હતો કે જૈનમતના લોકો હિંસાનો નિષેધ કરતા અને વેદધર્મીઓ જેઓ કર્મ કરવામાં આસક્ત હતા તેઓ વેદમાં લખેલી હિંસાને માન્ય રાખતા. છેવટ પછી જ્યારે જૈનોને એ વિચાર અધર્મરૂપ લાગ્યો અને એવો અર્થ જેમાંથી નીકળી શકે તેવાં પુસ્તકો અધર્મરૂપ લાગ્યાં

ત્યારે તેણે વેદ માનવાનું છોડી દીધું એમ અનુમાન કેટલાક બાંધે છે, પણ ખરું શું છે તેતો શોધક લોકોના જાણવામાં આવ્યું હોય તે ખરું જૈનોનું વધતું જતું પ્રબળ જ્યારે શંકરાચાર્યે અદ્વૈતમત ચલાવ્યો ત્યારે ઓછું પડ્યું તોપણ તે મતનું સાવ નિર્મુળ થઈ ગયું નહિ કોઈ પણ ધર્મનો મત તેનીઉપર બીજા મતની ચડાઇ થાય તો કદી નિર્બળ થાય પરંતુ સાવ ટળી જાય એવું બનવું સંભવતું નથી જો તેમ હોય તો આજે આપણે અનેક પંથો આપણામાં અને બીજાઓમાં જોઇયે છિયે તે જોવાનો સંભવ હતો નહીં કોઇ પણ પંથ, ચાલતા પંથમાં કાંઇ વિરુદ્ધપણું ભાસવાથી જુદો માર્ગ ચલાવી લોકોને પોતાના વાડામાં વાળી કીર્તિ અને પૈસા મેળવવાના હેતુથી, અને પરસ્પરના દ્વેષથી ઉત્પન્ન થાય છે જૂના કરતાં જે નવો પંથ થાય તેમાં કાંઈ ચાલતા કાળને અનુસરીને બુદ્ધિની યોજનાથી ફેરફાર કરે એટલે લોકોને તે પ્રિય લાગેછે આ પ્રમાણે આપણે આજ ઘણા સમાજો અને મતો ઉભરાઈ જતા જોઇએ છિયે દુઃખની વાત એ છે કે સઘળા લોકો 'અમે સારું કહિયે છિયે' એમ બતાવે છે પરંતુ તેમાથી કશું સારું થતું નથી જૈનમતને પાળનારાઓ હાલમાં ઘણાખરા વાણિયા લોકો છે એ લોકો અહિંસાધર્મનો આશ્રય કરે છે. કેટલાંક આચરણો તેમા હસવા જેવાં હશે તોપણ તેનાથી બીજા લોકોને કેટલોક ગુણ થઇ ગયો છે જૈનમતના લોકો લીલા ઝાડને કાપવામાં પણ પ્રાણીની હિંસા જેટલું પાપ લેખેછે અને તે વાત બીજા મતોમાં પણ અંગીકાર થયેલી છે પણ પાળવામાં આવતી નથી જૈનમતના ન હોવા છતાં જે લોકો આજકાલ ઝીણા પ્રાણીઓને મારતા નથી, ઝેરી પ્રાણીઓને દુઃખ દેતા નથી, ઝાડપાનને કાપતા નથી અને યજ્ઞાદિકમાં થતી હિંસા કે જે હિંસારૂપ ગણાતી નથી તેને કાને સાંભળીને કંપે છે અને સ્વયંભૂ વેદ કે જેમાં સર્વને સુખ થાય એવું લખાયેલું હોવું જોઇએ તેમાં યજ્ઞાદિકમાં થતી હિંસાને અહિંસારૂપ કેમ ગણી હશે એમ તર્ક કર્યા કરે છે તે લોકોને એવી અસર થવાનો હેતુ જૈનમત છે એમ કેટલાક કહે છે. દયા એ એક મનુષ્યપ્રાણીનો શુભ ગુણ છે એટલે તે સર્વ મનુષ્યમાં હોવો જોઇએ માંસાહારિલોકો પણ કહે છે કે 'અમારા ધર્મમાં પણ દયા કરવાનું છે' તોપણ જે દયાનું રૂપ જૈનમતવાળાએ દેખાડ્યું છે તેવું દયાનું રૂપ કોઇ

પણ મતના લોકોમાં નહિ હોય. જો જૈનમતનું પ્રબળ ન થયું હોત તો આજે આર્યલોકોમાં પણ કેટલું નિર્દયપણું પેશી ગયું હોત તે કશું કેહવાતું નથી. જૈનમતમાં ગમે તેમ ચાલતું હોય પરંતુ બીજા બ્રાહ્મણાદિક વર્ગમાં એને લીધે દયાનો ગુણ કાંઇક વિશેષ આવ્યો જણાયછે. આમ થવાથી કેટલાક તેવી દયાવાળા ને ક્રૂર હૃદયના નિંદા કરેછે પણ તેનો તેમાં દોષ લેખવા જેવું નથી. દયાવાળા લોકો ઘણીવાર પોતે વેદાનુયાયી છતાં પ્રશ્ન કરેછે કે ઈશ્વરરૂપ વેદ કે જે સર્વને સુખ કરનારા હોવા જોઇએ તેમાં હિંસાનો પ્રચાર કેમ ઘટે, પણ આનો ઉત્તર આપવાને કે વિચાર કરવાને કાંઇ પોતાનો વખત રોકતા નથી. ઘણા લોકોની અનુમતિ એવી થવા લાગી છે કે માબાપની સેવા કરવી પણ જો કોઇ સમયે કાંઇ ખોટો વિચાર આપે તો તે પ્રમાણે ચાલવું નહીં. એ દૃષ્ટાંત પ્રમાણે વેદની આજ્ઞાઓ સઘળી માથે ચડાવવી અને તેમાં લખેલે સારે માર્ગે આર્યોએ ચાલવું પરંતુ જેજે સ્થળે હિંસાનો ઇસારો કર્યો હોય તે તે સ્થળે તેમની આજ્ઞાને સાંભળીને ક્રિયા વગરના થઇ જવું. આવા વિચારના લોકો ઘણા નથી પણ થોડા છે. વધારે ભાગ હિંસાના ઇસારાને ગુણરૂપ લેખીને તે માન્ય કરેછે. આ કળિકાળના કેટલાક બ્રાહ્મણોને હિંસાને અનુસરતા જોઇ ઘણા લોકોને આશ્ચર્ય થાય છે કે શું વેદમાં એવુંજ કર્મ લખ્યુંછે. માંસાહારિલોકોના વિદ્વાનો કે જેઓ પોતાનામાં પેશી ગયેલી પ્રાણીની હિંસાઓને અને માંસાહારને નિંદે છે તેઓ વેદમાં લખેલી હિંસાને હિંસા નહિ ગણનારાને હસીને તિરસ્કાર કરે તો તેમાં શું અઘટિતછે તેનો નિશ્ચય થઈ શકવો કઠણ છે. એક માણસે એક સન્યાસીને વેદમાં હિંસા કેમ લખીછે એવું પ્રશ્ન કર્યું તેનો તેણે આ પ્રમાણે ઉત્તર આપ્યો.

લોકો ઘણા હિંસક અને માંસાહારી હોવાને લીધે વેદે દયા લાવીને એક એવો નિશ્ચય કર્યો કે અમુક અવસરે અમુક કારણ સારૂજ હિંસા થાય. તે વિના થાય નહીં. વેદનો ઠરાવ હિંસક થઇ ગયેલા લોકોના મનને હિંસાથી દૂર કરવા માટેજ છે. પણ જો એકદમ નિષેધ કરે તો લોકો તેનો આદર રાખે નહીં તેથી થોડો નિષેધ કરેલોછે. એથી એમ ન સમજવું જોઇએ કે વેદે હિંસાને માટે આજ્ઞા કરી છે. વેદ જેવા પ્રાચીન અને આર્યધર્મના આધારરૂપ ગ્રંથનાં જ્યારે હિંસાની આજ્ઞા હોય ત્યારે પછી તેને પવિત્ર પુસ્તક તરીકે વિદ્વાનો માન કેમ આપે?

પક્ષીઓ માટે પાંજરાપોળ કાઢી તેમાં તેનું ગુજરાન ચાલવાની ગોઠવણ કરવી લુલાં-પાગળાં ભીખારીયો માટે એક જગા ઠેરાવી ઉભાં કરેલાં ફંડમાંથી તેને ખાવાનું પૂરૂં પાડવું, પાણીનાં પરબ બંધાવવાં, ગજા ઉપરાંત પશુપાસે મેહેનત ન કરાવવી, ઈત્યાદિ ઘણા ધારા પસાર થઈ ગયા છે ને તે ચાલ્યા કરે છે. આમાં પણ કોઈ શંકા કરે કે જે ભાગને જૈનમતના લોકોનો સંગ નથી તે ભાગમાં તેમ થયું હોય તો પછી જૈનમતના લોકોના સહવાસથી તેમ થવાનું કયાં રહ્યું? આ વાત ખરી છે. જે ભાગને જૈનમતનો સહવાસ ન હોય તે લોકો જો આવા થતા હોય તો તેમાં જૈનમતના લોકોને સાબાશી જેવું નથી તોપણ એટલું તો ખરૂં કે જે લોકોને જૈનમતનો સહવાસ છે તેને તો જૈનમતના લોકોના સહવાસથીજ પોતાનામાં કેટલાક ગુણો આવ્યા છે એમ માનવું જોઈએ. બાકી સાચી વાત તો એક અંતર્યામી જાણી શકે.

મૂળ જ્યાં વિચારિયે ત્યાં જૈનમતના અનેક વિભાગ છે તે સઘળા પૂર્વમિમાંસાના વિરોધી છે; અને કાંઈક ઉત્તરમિમાંસાના પણ વિરોધી ખરા. હાલમાં સઘળા મતો છે તે સઘળા વેદાનુયાયી હોય ન હોય તે વાત મેલી દેતાં એટલું નક્કી થયું છે કે તેઓ વેદને નિંદા કરનાર નહિ પણ પ્રમાણરૂપ ગણનારા છે. અને જૈનમત તો વેદને નિંદા કરનાર છે. એવા મતમાં પણ દયાને દૃઢ કરનારાં આચરણ કેટલાક ઠીક છે, અને કેટલાક વેદાનુયાયી લોકોનાં આચરણ ઠીક નથી. જે મત દયાને દૃઢ કરે એવો હોય તે ગમે તેવો હોય તોપણ દયા વધારવાને ખાતર તેને એકવાર ધન્યવાદ આપવો જોઇએ. ઉપર ઉપરનો દયાને દૃઢ કરે એવો જૈનમતના માર્ગમાં ઊંડા નહીં ઉતરતાં ધ્યાનમાં લેવા જેવો ગુણ છે માટે 'बालादपि सुभाषितं ग्राह्यं' (બાળકનું પણ સારૂં વચન ગ્રહણ કરવું.) એ ન્યાય પ્રમાણે સર્વમાંથી સાર શોધી લેવો. જગતમાં એવી રીતિ

કે એકબીજામતુષ્યોને એકબીજાનો સહવાસ થાય અને પરિચય થી
એટલે એકબીજાના આચારો પણ એકબીજામાં મળવા માંડે છે. રાખે
રીતે મળી જાય છે કે તેની ભિન્નતા મુદલ જણાતી નથી. જેમ દે હિં-
સેળભેળપણું થઇ એકબીજી ભાષાના શબ્દો જુદાં રૂપમાં પરસ્પ ધારરૂપ
જામી જાય છે તેમ આચરણો પણ એકબીજાનામાં પેસી જ કે વિ-
આચાર પેસે તેમ રીતભાતો પણ એકબીજાની એકબીજામાં

---

'ચંદ્રપ્રભાચરિત્ર' આવતા અંકમાં આવશે.

---

## शार्दूलविक्रीडित.

દાબે દેવ અનેક દીનજનને દોડી દયાદૃષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો

---

### નીચે લખેલા સદ્‌ગૃહસ્થોનાં નાણાં અમને પોહચ્યાં છે.

| | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|
| ાે પ્રેમજી ધર્મશી માસ્તરના ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| ાે ગંગાદાસ કિશોરદાસના ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| ાસજી બેલા પુરૂષોત્તમના ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| ઠ હાકરશી નારણજીના ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| ત્રી અંબારામ નરભેરામના ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| ઠ વીરજી જેરામના... ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| . હરકીશનદાસ બાળમુકુંદના ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| કલ્યાણદાસ ડીપારામના બે કાપીના ... ... | ,, | ૩ | ૦ | ૦ |
| ૨ લાઇબ્રેરીના ... ... ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રા. માણેકલાલભાઈ કારભારી સાહેબના. | ૧૯૩૯–૪૦ ના | ૩ | ૬ | ૦ |
| વકીલ ગોપાલજી મોતીચંદના ... ... | ૪૦ની શાલસુધીના | ૩ | ૧૧ | ૦ |
| દરા સ્ટેટ લાઇબ્રેરીના ... ... ... ... | ૧૯૩૯ ના | ૧ | ૧૧ | ૦ |
| રતનશી ઈસરના... ... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| ગોરધનદાસ નારણદાસના ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| તાપરાય શિવલાલના ... ... ... ... | ,, | ૧ | ૧૧ | ૦ |
| માવજી નારાયણના ... ... ... ... | ,, | ૧ | ૮ | ૦ |
| ા. દ્વારકાદાસ નંદલાલ ન્યાયાધીશના... ... | ૪૦–૪૧ ના | ૩ | ૬ | ૦ |
| બાળગોવિંદ ભાઇજીના. ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૨ મું.　　ભાદ્રપદ, સંવત્ ૧૯૪૦.　　અંક ૧૧ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## शम एटले मन नियममां राखवाविषे.

समासक्तं यथा चित्तं जंतोर्विषयगोचरे ।
यद्येवंब्रह्मणिस्यात्तत्कोनमुच्येतबंधनात् ॥

(પ્રાણીનું ચિત્ત જેવુ ભોગનેવિષે લાગેલુ હોય છે તેવું જો બ્રહ્મનેવિષે લાગે તો બંધનથકી કોણ ન છૂટે ?)

વિષયોમાંથી મન પાછું વળી સ્થિર થઇ ઠેકાણે બેસે અને બ્રહ્મમાં જોડાઇ જાય તો પછી બંધન કશુ રહે નહીં, એ વાત સાંભળવામાં સેહેલી છે પણ કરવામાં ઘણી કઠણ છે. મન વિષયમાં જતુ અટકે એ વાત જો કરવી કઠણ ન હોત તો તે બ્રહ્મમાં જોડાઇ જઇ બંધનમુક્ત થવાની વાત બનવી પણ કઠણ હોત. અર્થાત્ એવો સાર સમજવાનો છે કે જતુમાત્રનો વિષયોતરફ વળવાનો સ્વભાવ છે. વિષયો ઉપરથી આછા લાગવાનેલીધે ચિત્ત તેમાં લોભાઈ જઇ પોતાને વશ પડેલા જીવને પોતાના જેવો વિષયાસક્ત કરી મેલે છે. એવી સ્થિતિમાંથી મન પાછુ વળી ઈશ્વરમાં લાગે એ વાત અતિ કઠણ છે અને તેથી તે અતિ કઠણ કામનું ફળ બંધનમુક્ત થવારૂપ હોવુ જોઈએ મનવિષે આગળ પણ વિસ્તારથી લખાઈ ગયું છે. એ અતિ ચચળ હોવાથી ઘડીવાર પણ સ્થિર રેહેતું નથી. જગતમાં ઘણા પદાર્થો ગતિવાળા છે પરંતુ મનની ગતિ તો એટલી બધી ચચળ છે કે તેને કોઇ પણ પોહોચી શકતું નથી. શરીરમાં રહેલા જીવને મન વશ કરીને બાજીગર જેમ પૂતળીને રમાડે તેમ

* તેવાજ ભાવમાં અનુષ્ટુપ.
જેવું જંતુતણું ચિત્ત, લાગી વિષયમાં વહે ;
તેનુ જો બ્રહ્મમાં લાગે, તો કોણ બંધને રહે ?

રમાડે છે. જ્યાંસુધી મનને વશ જીવ રહે છે ત્યાંસુધી એવું પરાધીનપણું કોઇ કાળે મટતું નથી. સ્વતંત્ર મન ઇન્દ્રિયોદ્વારા અવળે માર્ગે ચડીને જીવને મહા જંજાળના જાળામાં નાખી દે છે, કે જેમાંથી નીકળવાનો વારોજ આવતો નથી. મૂર્ખ મન ગમે તેવી નબળી સ્થિતિમાં હોય તોપણ વિષયોતરફ રાતદિવસ દોડ્યાજ કરે છે. ખાવાને રોટલાનો કટકો ન હોય, પાણી પીવાને પાત્ર ન હોય, સુવાને શય્યા ન હોય, અને પેરવાને શરીરઉપર વસ્ત્ર ન હોય તોપણ શું ચંચળ મન વિષયોને તજે છે? કદી પણ તે તજતું નથી. એ એટલું બધું આંધળું થઇ જાય છે કે તેને સારૂં-માઠું વિચારવાનો એક રીતે ધર્મ છતાં તે ઊંધે ને ઊંધે માર્ગે ચાલ્યું જાય છે. લાકડાનો ધૂમાડો છૂટો હોય તો ઊંચોજ ચડી જાય છે તથા પાણીની વરાળ જો છૂટી હોય તો ઉચીજ ચડી જાય છે; તેમ મન છૂટું હોય તો ઉચું નથી ચડતું પણ પાણીની પેઠે નીચે ઊતરે છે. સારાંશ એ કે વિષયોમાં ભટક્યા કરે છે. અનેક પ્રકારની મનમાં થતી વાસનાઓ પ્રાણીને એટલી બધી દુઃખ દે છે કે જેથી હજારો કીડિયો વળગેલા નાગના જેવી બિચારાને વેદના થાય છે. એ વેદના પણ નિરંતરના અભ્યાસથી સહન થાય છે અને તજાતી નથી. કોઇ પણ જાતના પુણ્યનો અંશ હોય તોજ તે પીડામાંથી છૂટવા વિચાર થાયછે. પુણ્યવાળા પુરૂષોને પણ એ મન ઘણીવાર ચળાવી દઇને દુઃખદરિયામાં ડુબાવી દે છે. મહામુનિયો અને વિચારવાન્ પુરૂષો પણ એને એનાજ તેના અપલક્ષણથી ધિક્કારે છે અને વાંદરાનો વિશ્વાસ ન કરે તેમ તેનો વશ થયા પછી પણ વિશ્વાસ કરતા નથી. ભર્તૃહરિ કહે છે કેઃ—

एतस्माद्विरमेंद्रियार्थगहनादायासकादाश्रय-
श्रेयोमार्गमशेषदुःखशमनव्यापारदक्षंक्षणात् ।
स्वात्मीभावमुपैहिसंत्यजनिजांकल्लोललोलांगतिं
माभूयोभजभंगुरांनवरर्तिचेतःप्रसीदाधुना ॥

(હે ચિત્ત! હવે પ્રસન્ન થા, પ્રસન્ન થઇને આ ઇન્દ્રિયોના વિષયોના દુઃખદાયક દાખડાને મેલી દે, સઘળાં દુઃખને દબાવી દેવામાં ઉત્તમ એવા કલ્યાણના માર્ગને ઉતાવળે ગ્રહણ કર, પોતાપણાના ભાવને એટલે પોતાના સ્વરૂપને

પામ, પાણીના તરગ જેવી ચચળ ગતિને છોડી દે અને વારવાર નાશ થનારી નવી નવી પ્રીતિને તજી દે )

વિચારવાળા પુરૂષો આમ શીખામણ આપ્યા કરે છે તેનું કારણ એજ કે હણનાર પણ તેને ઠોકર માર્યાવગર રાખ્યુ હોય તો પ્રથમની આપેલી શીખામણને મિથ્યા કરે છે જગતમા કેટલાક લોકો બુદ્ધિએ સુઝાડેલી યુક્તિથી વાયુને વશ કરી લઈ વિવિધપ્રકારના યત્રદ્વારા સુખ ભોગવે છે અગ્નિને ઉત્તમ યુક્તિથી આધીન રાખી યત્રદ્વારા અતિસુખ મેળવે છે બુદ્ધિના બળે ચચળ વિજળીને પણ અમુક સ્થિતિમા લાવીમેલી તેનાવડે અનેક સુખ લે છે પ્રવાહી પાણીને પોતાને આધીન કરી લઇ અનેક યન્ત્રોદ્વારા સુખ સપાદન કરે છે એમ ,પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશના કેટલાક અશને બુદ્ધિના બળવડે યત્રદ્વારા સ્વાધીન કરી સહુ કોઈ સસારના સુખ લેવાને સમર્થ થાય છે, પરતુ ઝીણામા ઝીણા મનને સ્વાધીન કરવામા કોઇ સમર્થ થતુ નથી, અને થવાને ઇચ્છા પણ કરતુ નથી આ ઉપરથી જણાશે કે મન અતિ નાનું છતા તેનુ બળ કેટલુ બધુ છે? તીક્ષ્ણ બુદ્ધિનું બળ જગતમા મનુષ્યથી ન થાય તેવા બહુ મોટા મોટા કામો કરી શકે છે પરતુ તે પણ મનને વશ કરવામા કે તેની ગતિને રોકવામા શક્તિ ધરાવતુ નથી પ્રણીને મનને સુખે સુખ અને મનને દુ:ખે દુ ખ જણાય છે જ્યાસુધી મન શાત નથી થતુ ત્યાસુધી સસારનુ બધન પણ ટળતુ નથી ચિત્તની ચચળતાથીજ જીવને બધન થાય છે વિષયવાસનાઓને તજી દઇને ઈશ્વરમા મન લાગે તે તેનું સ્થિરપણુ કેહેવાય. સુખ, દુ ખ, રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા અને તૃષ્ણા, એ સઘળા મન સ્થિર થયા પછી શાત થઇ જાય છે શ્રોત્રાદિક ઇન્દ્રિયોને સારે માર્ગે લઇ જવી એ પણ ઠેકાણે આવેલા મનથી લઇ જવાય છે જ્યાસુધી તે સ્વતત્ર રહીને આમતેમ અવળે માર્ગે આથડ્યા કરે છે અને નવી નવી વાસનાઓ પ્રમાણે નવાં નવા બધનમા પડે છે ત્યાસુધી તે મન પોતાનું છતા શત્રુનુ કામ કરે છે, અને જ્યારે અવળે માર્ગે આથડતુ મટી જઇ આપણને વશ રહી વાસના સર્વને છોડી ઈશ્વરમા લાગી જાયછે ત્યારે તે મિત્રનુ કામ કરે છે મન વશ કરવુ તેનુ નામ શમ કેહેવાય છે શ્રીશકર ભગવાન્ કહે છે કે ‘द्वैत वासनात्याग

શમોવામિતિ શબ્દિતઃ।' (નિરંતર વાસનાનો ત્યાગ થાય તેનું નામ શમ કેહેવાયછે) વાસનાઓ જે ઉત્પન્ન થાય છે તેનું મૂળ મનજ છે. વાસનાઓજ દુઃખ અને બંધન આપનાર છે. વાસના શાંત થઇ એટલે મનને પછી શાંત થવાપણું રેહેતું નથી. વાસના વગરનું મન જેમ લાકડાંવિનાનો અગ્નિ એની મેળે શાંત થઇ જાય તેમ શાંત થઇ જાય છે; પણ તેમ થવું એ કામ મહાકઠણ છે. ઘડીવાર એમ કોઇ ધારે કે વિષયોની તરફ ભસેને મન વળે, થોડીવાર પછી તે ક્યાં પાછું ખેંચાતું નથી? આમ ધારવાનું પરિણામ સારૂં આવતુ નથી. ઊંચી મેડી ઉપરથી પાણાનો ઘા કરીને એમ ધારિયે કે તેને આપણે ફેક્યા પછી પાછો વાળી શકશું તો તે શું પાછો વળે છે? એ તો છેક તળિયે જઇનેજ બેસવાનો. તેમજ વિષયો તરફ ઉતરેલું મન તે તરફ ચાલતું થયા પછી પાછું વાળી શકવું કઠણ છે. ઊંચી ગતિનો પદાર્થ કોઈ પણ કળેથી અટકાવ્યા વગર સ્થિર રહી શકતો નથી; તેજ પ્રમાણે મનનું પણ થાય છે. વળી જેમ જેમ શરીરની શક્તિ ઓછી થતી જાય છે તેમ તેમ તેનું બળ ઉલટું વધતું જાય છે, તેથી પણ જેમ જેમ સમય જાય છે તેમ તેમ તેને વશ કરવાનું વધારે કઠણ પડતું જાય છે. આટલામાટે જ્યારથી સમજણ આવે ત્યારથીજ મનને સ્વાધીનમાં રાખવા પ્રયત્ન કરવું જોઈએ. વિષયો માત્ર દૂર હોય ત્યાંસુધીજ મનોહર દેખાય છે તેમ છતાં પતંગ જેમ દીવામાં પડે તેમ મન તેમાં પડે છે. પડ્યા પછી તેને છોડાતા નથી. અફીણના બંધાણીને અફીણ જેમ મૂકી ન શકાતાં વધારે વધારે લેતાં જવાની ઈચ્છા થાય છે તેમ વિષયમાં પડેલા મનને તે વિષયો મૂકી ન શકાતાં વધારે વધારે ભોગવવાની ઇચ્છા થાય છે. પોતે તો આકાર વગરનું છે તોપણ શરીર ભોગવે તેને હું ભોગવું છું એમ માની લે છે. કોઇ પણ પદાર્થ મહાદોષવાળો હોય તોપણ જો તેમાં કોયને દૃઢ આસક્તિ થઈ હોય તો તેને તેના દોષ જરા પણ નજરે આવતા નથી. અને કદી આવે છે તો ઉલટા ગુણરૂપ જણાય છે. વિષયોમાં સ્વભાવથીજ મન પ્રીતિવાળું હોવાથી તેના દુઃખદાયક દોષોને દેખતુંજ નથી. જ્યારે દોષોને ન દેખે ત્યારે પછી તેમાંથી આસક્તિ પણ કેમ મટે? મનુષ્યદેહમાં મન વિષયાસક્ત થઇ જાય એ ઘણી વિપરીત વાત છે. મૂળ સંસારસાગરને સારી રીતે તરવાને તો તેજ દેહ છે, અને તેનાથીજ જ્યારે આપણે બૂડવાનો ઉદ્યમ

शुष्यतः कायसरसः प्रगलद्यौवनांभसः ।
राजहंसः क्षणादायुर्निवृत्तिःपलायते ॥

(નિરંતર સુકાયા કરતું આ કાયારૂપ તળાવ, કે જેમાંથી યૌવનરૂપ પાણી ઝર્યા કરે છે, તેમાંથી આયુષ્યરૂપી રાજહંસ પાછો ન આવે એવી રીતે ઉડી જાય છે.)

સારાંશ એ કે અમુલ્ય આયુષ્ય વૃથા વીતી જાયછે માટે તેને કલ્યાણના સાધનોમાં લગાડી સફળ કરવું જોઇએ. 'પછી કરશું' એવી આશા રાખીને બેશી રેહેવું નહીં. કલ્યાણનાં સાધનોમાં મન વશ કરવારૂપ સાધન મુખ્ય છે કેમકે એને આધારે સઘળાં કલ્યાણનાં કામ રહ્યાં છે. 'અમે તે શું કરિયે' અમારાથી શું થાય? મન તે કેમ વશ થાય?' એમ કહીને બેશી રહેવું એ તો કાયરનું કામ છે. મનુષ્યપ્રાણી શું નથી કરી શકતું? આજે માણસોથી સ્વપ્નમાં પણ ન થઇ શકે તેવાં અદ્ભુત કામો* કે જે આખા જગતને સુખ આપનારાં અને આશ્ચર્ય કરનારાં, ઉત્પન્ન થયેલાં અને થતાં જતાં જોઇએ છિએ તે શી રીતે થયાં અને થતાં હશે? ખરૂં જોઈએ તો એમાં શક્તિ કરતાં બુદ્ધિનું અને હિમ્મતનું વધારે કામ છે. એક ટીટોડીજેવા પ્રાણીએ હિમ્મત અને આગ્રહવડે સમુદ્રને હરાવ્યો હતો ત્યારે માણસજેવું પ્રાણી શું ન કરી શકે? જો આગ્રહ અને હિમ્મત હોય તો મન તે બિચારૂં કોણ માત્ર છે? આગ્રહથી ઉદ્યમ કરનારની આગળ બ્હકરીથી પણ મન ગરીબ થઈ જવાનો સંભવ છે. જો તેમ ન હોય તો મહાન્ પુરૂષો તેને કેમ વશ કરી શકત? માટે ટીટોડીના દૃષ્ટાંતથી હિમ્મત રાખી પુરૂષાર્થ કરવો જોઇએ. ટીટોડીએ શું કર્યું તે પ્રસિદ્ધ વાર્તા એવી છે કેઃ—

સમુદ્રને તીરે પોતાના સ્વામીના કેહેવાથી એક ટીટોડીએ ઈંડાં મેલ્યાં. એક દિવસે ટીટોડી ચણ વીણવા ગઈ હશે ત્યાં પાછળથી તેની પરીક્ષા જોવા સમુદ્રે ઈંડાં તાણી લીધાં. ટીટોડીએ સમુદ્ર ઈંડાં તાણી ગયો એમ જાણી તેના ધણીને કેહેતાં તેણે સમુદ્રને પૂરી નાખવાનું પણ લઇ ચાંચવતે સમુદ્રનું પાણી બહાર કાઢવા નિશ્ચય કર્યો. પક્ષીની ચાંચમાં તે કેટલુંક પાણી સમાય?

---

* આગગાડી, આગબોટ, ફોટોગ્રાફ, વિજળીના દીવા, ગ્યાસના દીવા, તાર, ટેલીફોન, બલુન અને બીજા અનેક કામના અનેક યંત્રો.

૯૫૬૩-મનવાળાને ૬ નિગ્રહ જા. ૯. છે.



સમુદ્ર પૂરવા ન આવે તે પક્ષીની નાતથી નાતબહાર થાય એવો પ્રતિબંધ હોવાથી સઘળા પક્ષીઓ ટીટાડીની સહાયતા કરવા આવ્યા, પણ પાણી કેમ ખુટે? પછી સહુએ એકમન થઇને ગરૂડજી પાસે જઈ બધા પક્ષીઓ ઉભા રહ્યા અને સમુદ્રે કરેલો અપરાધ કહી પોતાના મનની ધારણા જણાવી જેથી ગરૂડજીએ તેને આશ્રય આપવા વિચારી શ્રીભગવાનને તે વાત નિવેદન કરી સુચવ્યુ કે 'મહારાજ! હું આપનો દાસ અને મારી જ્ઞાતિને સમુદ્ર પરાભવ કરે તે યુક્ત નહીં આજ એટલી મર્યાદા તોડી તો કાલે કોણ જાણે શુ કરે? માટે મારે મારી જાતને આશ્રય આપવા જવુ જોઇએ ભગવાનને અવંતિએ જવુ હતુ પણ ગરૂડજી ન આવ્યા તેથી ભગવાને ગરૂડજી સાથે જઈ દરિયાપાસેથી ઈંડા અપાવ્યા અને પછી અવ તી પધાર્યા

સમજવાનું એ છે કે સારા દૃઢ આગ્રહથી કયુ કામ કોનાથી થતુ નથી? એક નાના પક્ષીએ જે દૃઢપણાથી પુરૂષાર્થ આરંભ્યો તો સમુદ્રને પોતાનું બળ દેખાડ્યુ અને ભગવાનને પણ પોતાની વાર લીધા એ પુરૂષાર્થથીજ થયુ છે પક્ષી જેવા પણ પોતાનું કામ પુરૂષાર્થથી પાર પાડેછે તો મનુષ્યથી કેમ પાર ન પડે? શ્રીવિદ્યારણ્ય સ્વામી કહેછે કે —

उत्सेकउदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।
मनसोनिग्रहस्तद्वत्भवेदपरिखेदत ॥

(દર્ભના અગ્રભાગ જેટલા પાણીના ટીપાથી જેમ સમુદ્ર ખાલી થયો તેમ મનનો પણ નિગ્રહ ખુશીથી થાય)

સારાશ એ છે કે ઈશ્વરે આપણને સમજવાની શક્તિ અને મનુષ્યનું શરીર આપ્યુ છે તો, પક્ષીઓજેવા પોતાનું દેવતાઓથી ન બને તેવુ મહાભારતકામ સાધે છે ત્યારે આપણે કેમ ન સાધિયે? એમ વિચારી મનને વશ કરવા માટે એક આગ્રહથી પોતાના કલ્યાણ માટે પ્રવૃત્ત થવુ જોઇએ ગમે તેવા બળવાળુ, ગમે તેવી શક્તિવાળુ, ગમે તેવુ અવળી ગતિવાળુ અને ગમે તેવુ હઠીલુ હોય તોપણ તે વશ કરવાને યોગ્ય છે ઘણા પુણ્યશાળીઓ પુણ્યના પ્રતાપે અને ઈશ્વરકૃપાથી મનરૂપ માતગને વશ કરી મહાસુખને સપાદન કરનારા થયા છે આપણે પણ તેમ કરવામા પ્રવૃત્ત થવુ જોઇએ 'મન કેમ વશ થાય' એવી ઇચ્છા થયા પછી સાધનો ઘણા છે વિદ્વાનોએ આપણે માટે

સાધનો ઘણાં બતાવ્યાં છે. નિરંતરનો અભ્યાસ અને વૈરાગ્યથી મન વાળી શકાય છે એમ શ્રીભગવાને કહ્યું છે તે આપણે વાંચી ગયા છિયે. આ બે સાધનો મુખ્ય અને મોટાં છે. વૈરાગ્યવિષે શ્રીશંકર સ્વામી કહે છે કેઃ—

ब्रह्मादिस्थावरांतेषु वैराग्यंविषयेष्वनु ।
यथैव काकविष्टायां वैराग्यं तद्धि निर्मलम् ॥

(બ્રહ્માથી માંડીને સ્થાવરસુધી જેટલા વિષયો છે તેમાં, જેમ કાગડાની વિષ્ટામાં ઈચ્છા થતી નથી તેમ ઇચ્છા ન થાય તેનું નામ નિર્મળવૈરાગ્ય જાણવો.)

આ જગતમાં અનેક વિષયો એવા છે કે તેને લેવાની લાલચ થયા વગર રહે નહીં. તેમ છતાં પણ તેમાં જેમ અપવિત્ર પદાર્થ દેખાઇ જાય પણ ઇચ્છા થતી નથી તેમ ઇચ્છા ન થાય એ ઉત્તમ વૈરાગ્યનું લક્ષણ છે. બીજા મહાત્માઓ પણ કહે છે કે આલોક-પરલોકનાં દેખાતાં ને સાંભળેલાં સુખોને ભોગવવાની ઇચ્છા થાય નહીં તેનું નામ વૈરાગ્ય કહેવાય.

આમ નિરંતરના અભ્યાસથી અને વૈરાગ્યથી મન વિષયમાંથી વિરાગ પામી ઈશ્વરતરફ વળે છે. વાગ્ભટ્ટ પણ મનને માટે ઔષધ કહે છે કે—'धीधैर्यात्मादिविज्ञानं मनोदोषौषधः परम्' । (બુદ્ધિ, ધીરજ અને આત્મા આદિનું જાણવું એ મનનું ઉત્તમ ઓસડ છે.) આ ઓસડ વાગ્ભટ્ટે કંઇ પણ ઉન્મત્તપણું આદિ દોષથી ગાંડાં થઈ ગયેલાં મનને માટે કહ્યું છે. વ્યવહાર રીતિએ વિકળ થયેલાં મનનેમાટે એ ઓસડ ઉત્તમ છે. બુદ્ધિથી, ધીરજથી અને હું કોણ છું એવા વિચારથી માણસની વ્યવહારરીતિપ્રમાણે. જે વિકળતા મનની થાય છે તે મટે છે, તેવીજ રીતે પરમાર્થવિચાર ઉપર નજર કરતાં વિષયો તરફજ વળી જવાની મનની મોટી વિકળતા પણ બુદ્ધિના વિચારથી, ધૈર્યથી અને પોતાના સ્વરૂપનું ખરૂં જ્ઞાન થવાથી મટાડાય છે. માટે જે પ્રસંગે જે સાધનનો ઉપયોગ પડે તે સમયે તે સાધનથી મનને શમાવવું જોઈએ. મન વશ થયું ત્યારે સમજાય કે જ્યારે કોઇ પણ જાતિની વાસનાઓ તેમાં ઉઠે નહીં. મન વિષયવાસનાને તજી દઇ શાંત થયા પછી કેટલો આનંદ અને કેટલું સુખ પામે છે તે વર્ણવી શકાતું નથી. વિષયાદિકના તુચ્છ આનંદ કે જે વિજળીના ઝબકારા જેવા છે તે અખંડ આનંદ આગળ તો કોઈ લેખામાંજ નથી. જેથી કોઈ દિવસ દુઃખ ન થાય તેજ ખરો આનંદ છે. વિદ્યારણ્ય સ્વામી કહે છે કે

ચિત્તની કૃપાથી પ્રસન્ન ચિત્તવાળો આત્મામા રહીને સારા-નરતા કર્મને નાશ કરે છે અને અતિસુખ પામે છે જેઓએ પોતાનુ મન વશ કર્યું હોય તેઓને રાગ દ્વેશ રેહેતા નથી, હર્ષ-શોક થતો નથી, શબ્દાદિક વિષયોમા આસક્તિ થતી નથી અને અસગ રહીને વ્યવહાર તથા પરમાર્થના કાર્ય કરેછે એવાઓને પછી કામ ક્રોધાદિક પરાભવ કરતા નથી અને આશા તૃષ્ણાઓ તો ઓરી પણ આવતી નથી વિદ્યારણ્યસ્વામી કહે છે કે —

'समाधिनिर्धूतमलस्यचेतसो निवेशितस्यात्मनियत्सुखभवेत् ।
नशक्यतेवर्णयितुगिरातदा स्वयतदत करणेनगृह्यते'॥

(સમાધિથી* જેનો મેલ ધોવાઇ ગયો હોય એવા અને આત્માનેવિષે પ્રવેશ કરાતા ચિત્તને તે સમયે જે સુખ થાય છે તે વાણીથી વર્ણવવા સમર્થ થવાતુ નથી પરતુ પોતાની મેળે અત કરણથી અનુભવાય છે )

સારાશ એ કે મન વશ થવાનો આનદ કેવો છે તથા તેનુ સુખ અને તેથી કલ્યાણ કેટલુ છે એ અનુભવ વગર જણાય તેવી વાત નથી માટે મહૂએ અનુભવ લેવા આળસુ ન થતા પ્રયત્ન કરી આવેપણુ શોભાવવુ જોઇએ

એમ કોઈ ધારે કે જપ, તપ દાન, ધ્યાન યમ, નિયમ, આદિ અનેક પ્રકારના કર્મ અને આચરણો કરવામા આવે છે તે કલ્યાણ કરનાર છે, ત્યારે મનનો નિગ્રહ ન થાય તો તેથી શુ થયુ? પણ તેમ સમજવુ એમા કલ્યાણ નથી એ બધા સાધનો મનને વશ કરવાના છે તેથી મન વશ ન થાય તો તે સાધનો સઘળા વૃથા છે અને મન વશ થાય તો તે સફળ છે

શ્રીમદ્ભાગવતમા લખ્યુ છે કે —

'दानस्वधर्मोनियमोयमश्च श्रुतानिकर्माणिचसद्व्रतानि ।
सर्वेमनोनिग्रहलक्षणाता परोहियोगोमनस समाधि '॥

---

* શ્રીશકર ભગવાન્ કહે છે કે 'निर्विकारतयावृत्त्या ब्रह्माकारतयापुन । वृत्तिविस्मरणसम्यक समाधिज्ञानसज्ञक'॥' (અત કરણની વૃત્તિનુ નિર્વિકારપણાવડે અને પછી બ્રહ્માકારપણાવડે જે સારી રીતે ધ્યાતા ને ધ્યેય એવા અંતભાવનુ ભૂલવુ તે જ્ઞાનનામનો સમાધિ કેહેવાય )

સ્વાત્મારામ યોગીંદ્ર કહે છે કે 'सलिले सैधव यद्वत्साम्य भजति योगत । तथात्ममनसोरैक्य जीवात्मपरमात्मनो ।' (જેમ મીઠાનીગાગડી પાણીમા રહી પાનુણુ એક થઇ જાય છે તેમ સારી રીતે આત્મા અને મન એક થઇ જાય છે અર્થાત્ આત્મામા જોડેલુ મન આત્માકાર થઇ જાય છે તે સમાધિ કહેવાય છે)

-ન્ન દયાવાળુ થવું જોઇએ. મનમાં દયા આવ્યા પછી તે સંબંધી કામમાં શરીરની સઘળી ઇંદ્રિયો પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરે છે અને સ્થિતિ તથા દ્રવ્યાદિકનો પણ યોગ્ય ઉપયોગ થઈ શકે છે. જો મનમાં દયા ન હોય તો તે સઘળાંનો યોગ્ય ઉપયોગ થતો નથી. દયા એ મનુષ્યપ્રાણીનું પવિત્ર આભરણ છે. દયા એ સત્પુરૂષના સમાગમનું ઉત્તમ ફળ છે. દયા એ ઉત્તમ ગુણ-સ્વભાવનું લક્ષણ છે. દયા એ સંબંધને અનુસારે સંપ અને સુખ આપનાર છે. આવા ઉત્તમ મનોભાવને કોણ ગ્રહણ ન કરે ? બીજા ગુણો સાથે આ દયારૂપ ગુણ પણ આર્યપણાને શોભાવનારો છે માટે આર્યોએ પોતાના બાળકોને એવો અભ્યાસ અને એવો સંગ કરાવવો કે જેથી તે યોગ્ય દયાળુ થઇ બીજાને સુખ ઉપજાવનાર થાય. દયાથી કાંઇ થોડું પુણ્ય કે ફળ નથી મળતું પણ ઘણું મળે છે. કોઇને ધનનો આશ્રય, કોઇને વિદ્યાનો આશ્રય, કોઇને વચનનો આશ્રય, કોઇને ઔષધનો આશ્રય, કોઇને અન્નનો આશ્રય અને કોઇને તનમનના કામવડે આશ્રય અપાય છે તે દયાનેલીધેજ અપાય છે. કોઈ ભૂખ્યાને અન્ન આપે, તરશાને પાણી પાય, વિપત્તિમાં ધારણા આપે, પીડા પામતાને તેની પીડા મટાડવા તન મન ધન વાપરે, બીજાનું દુઃખ જોઈ દુઃખી થાય, બીજાનું સુખ જોઇ સુખી થાય, અને પોતાથી ઉતરતી શક્તિનાનું ભલું કરવામાં પાછળ ન રહે, એ સઘળું દયાના અંશ વગર થતુંજ નથી. આ દયાનો વિરૂદ્ધ દુર્ગુણ નિર્દયપણું છે. જેમ દયા ત્રણ પ્રકારની કહી તેમ આ નિર્દયપણું પણ કાયિક, વાચિક, અને માનસિક એમ ત્રણ પ્રકારનું છે. શરીરથી બીજાનું ભલું ન થતાં બુરૂંજ થાય તે કાયિક નિર્દયપણું કહેવાય છે, વાણીથી કોઈનું સારૂં ન થતાં નઠારૂંજ થાય છે તે વાચિક નિર્દયપણું કહેવાય છે, અને મનથી કોઈનું સારૂં ન ઇચ્છતાં નઠારૂં ઇચ્છાય તે માનસિક નિર્દયપણું કહેવાય છે. જો માનસિક નિર્દયપણું ન હોય તો કાયિક અને વાચિક નિર્દયપણું નિરાધાર થઈ રહે છે. મનના નિર્દયપણાથીજ શરીરથી અને વાણીથી નિર્દયપણાનાં કામ થાય છે. જો મન નિર્દય ન હોય તો શરીરથી, વાણીથી કે બીજી ઇન્દ્રિયોથી નિર્દયપણું થવું સંભવતું નથી. કોઈ દુઃખીને વધારે દુઃખ દેવું, કોઇને વચનરૂપ બાણથી વીંધવો, ભૂખ્યાને અન્ન ન આપવું, તરસ્યાને પાણી ન પાવું, સ્વાર્થ માટે બીજાને તાપ ઉપજાવવો

અને દીન અને દુ ખીલોકોની તથા અવાચક અને પરાધીન થઇ પડેલા પશુ પક્ષીઓની સ્થિતિ જોઈ કશી રીતિનો ઉકરાટો ન આવે કે તેનુ ભલુ કરવાનો વિચાર ન આવે એ નિર્દયપણાના અશ છે શે ભાનો સહાર કરનાર પાપને વધારનાર, પુણ્યપર પાણી ફેરવનાર સુખનો નાશ કરનાર, દેશને દુ ખમા નાખનાર પ્રજાને પીડા કરનાર, પ્રાણીઓને પજવનાર પવિત્રપણાને તજનાર અને કીર્તિને કલક લગાડનાર એ નિર્દયપણુજ છે નિર્દયપણાથી પોતાનુ પણ એવુ અકલ્યાણ થાય છે કે જેથી અમુલ્ય મનુષ્યજન્મ વૃથા વીતી જાય છે એટલુજ નહીં પણ નિર્દયપણાથી થયેના અવિચારી કામના કષ્ટ દાયક ફળ ભુડે હાલે ભોગવવા પડે છે આટલા માટે સહુએ નિર્દયપણાને પરહરી દયાળુ થવાને રાતદિવસ પ્રેમથી પ્રયત્ન કર્યા કરવુ સુખનુ અને પુણ્યનુ સાધન દયાજ છે કોઇનુ ભલુ કરતા પોતાનુ ભલુ થાય છે તેમ છતા જે એપ્રમાણે નથી કરતો તે મૂર્ખપણાનુ પાત્ર થાય છે અને વધારે કહિયે તો તે આત્મઘાતક કહેવાય છે દયાથી દેખીતુ જાણે બીજાઓનુ ભલુ થવાનું પ્રયત્ન કરિયે છિયે એમ આપણને અને લોકોને લાગે પરંતુ ખરૂ જોઇએ તો એમા બીજાના ભલા કરતા પોતાનુ ભલુ વધારે છે પોતાનુ ભલુ જે કામથી થાય તે કોણ ન કરે? પશુ પક્ષીઓપણ પોતાનુ સુખ મેળવવા પ્રયત્ન કર્યા કરે છે ત્યારે આપણે કલ્યાણરૂપ સુખને મેળવીને શામાટે જ મ વૃથા જવા દેવો? અને શા માટે ઉત્તમ શરીરને પશુ પક્ષીઓ કરતા હલકી સ્થિતિનુ ગણાવવુ? નિર્દયપણુ કે જે સઘળા અનર્થોનુ મૂળ છે, તેને દૂર કરી સહુએ દયાવાન્ થવુ જોઈએ દયાથી દેશનુ અને શરીરનુ હિત થાય છે ને વાત અસત્ય નથી દયા ન હોય તો દેશની સ્થિતિ, દેશનુ સુખ અને સપ શી રીતે જળવાય? મહાત્માઓએ એ સર્વનુ મૂળ દયાને લેખી છે અને પોતે પણ દયાથી જગતમા મહાત્માપણાના પદને પામી જગતમાથે અતિ ઉપકાર કરી પોતાનુ નામ અમર કરી ઉત્તમ ગતિને પામી ગયા છે, કે જેઓની આજ્ઞા પ્રમાણે આપણે વર્તીને આપણુ કલ્યાણ સપાદન કરી લેવુ જોઈએ આર્યસુજનો! દયાના દૈવતથીજ આર્યપણુ ઉજળુ છે, માટે સર્વ કર્મમા અને સર્વ વ્યવહારમા દયાનો ઉદય થાય તેમ સહુએ કરવુ જોઇએ, કે જે સામાન્ય ધર્મરૂપ દયાના ઉત્તમ ઉદયથી આપણા ઉત્તમપણાનો અને સુખનો નિરંતર ઉદય થાય છે.

# નવા ગુજરાતી કવિયો અને કવિતાવિષે.

## (ભાષાનાં અમંગળપણાંઉપર અને વિષયાસક્તપણાંઉપર વિવેચન.)

(સંબંધ પાને ૨૧૧ થી.)

આમ થયાવગર ભાષામાં સુધારો થઈ શકશે નહીં અને યોગ્ય અયોગ્ય વિદ્વાનોની પણ પરીક્ષા થશે નહીં. આ વાત સર્વને સરખો લાભ આપનારી છે માટે તે ઉપર સહુએ સરલ દૃષ્ટિથી જોવું જોઇએ. કોઈપણ માણસ સારો બોધ લે એવા હેતુથી આ અમારૂં લખવું થયું છે, તેમાં જે તજી દેવાના દોષો દેખાડ્યા છે તે દોષોને કોઇએ ગુણરૂપ ગણી પોતે પોતાને માથે લઇને જગતને હાસી ઉપજાવવી ઘટિત નથી. કોઈ હિતની કે સાચી વા કહેતું હોય તેને સમજ્યાવિના ખોટો ઉપયોગ કરવાથી વિદ્વાનની પંક્તિ ગણાઇ શકાતું નથી, એ વાત પ્રત્યક્ષ છે. અમુક દોષો તજી દેવા એવા અભિપ્રાયથી કોઇ સાચી વાત કહે તેની સામે જે વિવાદ તે દોષોનું પ્રથમ પાત્ર થાય છે એ વાત સ્મરણમાં રાખી સહુએ ... વાતમાં જે સારો સાર હોય તે ગ્રહણ કરવો જોઇએ. ભાષા શુદ્ધ અને સરલ હોય તે વધારે સારૂં કહેવાય. જેઓ અર્થ ઉપર લક્ષ રાખનારા જ્ઞાનીઓ છે તેઓ પણ ભાષાને શુદ્ધ અને સરલ મેલવાના માર્ગથી વિરૂદ્ધ જતા નથી. એઓમાત્ર એવોજ અભિપ્રાય જણાવે છે કે ભાષા ગમે તો સંસ્કૃત હોય કે ગુજરાતી હોય પરંતુ તેમાં બોધની વાત બરોબર હોવી જોઇએ. બોધઉપર લક્ષ રાખનારાઓ પણ અશુદ્ધ ભાષા લખવાનું કે સારા નિયમો તજી દેવાનું અંગીકાર કરતા નથી એ બહુ ઠેકાણે જણાઇ રહે છે. ભાષાના શબ્દોને અને અર્થની ગંભીરતાને બહુજ નજીકનો સંબંધ છે, માટે જેમ બને તેમ ભાષાની શુદ્ધતા અને સરલતા જાળવી રાખવી એ તે તે ભાષાના વિદ્વાનોનો ધર્મ છે. જો તે વાત મનાય નહીં તો વિચારવું જોઈએ કે આજના ભણેલાઓ કોઇ આગળ થયેલા કવિયોનાં પુસ્તક મળે તો તેનું શોધન કરીને પછીથી છપાવી પ્રસિદ્ધ કરે છે એનું શું કારણ હશે? ભાષાને અને અર્થચમત્કારને કશું લાગતું વળગતું નથી. એમ માનવું એ દેખીતુંજ વિરૂદ્ધ છે. કેમકે ભાષાવિના અર્થચમત્કૃતિ કેમ જાણવામાં આવે? જેમ પ્રકૃતિ અને પુરૂષને પરસ્પર

સબધ છે તેમ ભાષાને અને અર્થને પરસ્પર સબધ છે એમ વધારે ભણેલા વિદ્વાનોએ પણ દેખાડી આપ્યુ છે, માટે ઉછરતા કવિયોએ તે ધ્યાન ગખી સમજી લેવુ જોઇએ કાલિદાસ કવિયે મગળાચરણમા પાર્વતી અને શકરનું એકાપણુ દેખાડવા એવી ઉપમા આપી છે કે 'वागर्थाविव सपृक्तौ' (વાણી અને અર્થની પેઠે સાથે જોડાઇ રહેલા) આ વાક્ય વાણી અને અર્થની એકતા પ્રતિપાદન કરે છે સૂક્ષ્મ વિચારતા જણાય છે કે વિદ્વાનો ભાષાને અને અર્થને સરખા લેખાને એ બેયને સારા રૂપમા મેલે છે નઠારા કે ખોટા રૂપમા વિદ્વાનો તેને મેલતા નથી (બોલતા—વાચતા—લખતા નથી) સંસ્કૃતમા તો બહુ નિયમો બધાયેના છે કે જે નિયમોને આધારે ચાલ્યાવગર ચાલતુ નથી ગુજરાતીમા તેટલા બધા નિયમો નથી તોપણુ જોઈયે તેટલા ભાષાને સુધારવા માટે સસ્કૃતમાથી તાણી શકાય છે જ્ઞાનીઓ કે નૈય્યાયિકો ગમે તેમ કરે પરતુ તેઓને પણ ભાષાને અનુસરીને ચાલવુ પડે છે ગુજરાતીમા પણ તેમજ છે પ્રાસાનુપ્રાસ સરલતા અને શબ્દાલકાર ગમે તે વિષયની કવિતાને પણ શોભા આપનારા છે હ્રસ્વ દીર્ઘના નિયમો પણ શોભા આપનારા હોવાથીજ અગીકાર કરવા યોગ્ય છે કેવળ નહિ તો સસ્કૃત શબ્દો જે વપરાતા હોય તેમા ગડબડ થઈ જાય જે કેવળ ગુજરાતીજ શબ્દો હોય તેને ઘણી જરૂર પડે તોજ હ્રસ્વને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ લખવો તે ઠીક છે,* પણ જાણી જોઈને લખવો એ તો ખરેખર દોષરૂપ છે સસ્કૃતમા તો હ્રસ્વનો દીર્ઘ ને દીર્ઘનો હ્રસ્વ ઉચ્ચાર અજાણતા થઇ જવાથી પણ દોષ લાગે છે એમ પડિતો કહે છે ગુજરાતીમા તેમ કરવા માટે ગુજરાતી ભણેનાઓએ છૂટ લીધી છે તે યામ્યાના ગાઉની પેઠે જણાય છે, કેમકે તેમ ન કરે તો કવિતા કરવી મ્હેશ પડે દિન એટલે દિવસ અને દીન એટલે રાક એ શબ્દમા જો હ્રસ્વનો દીર્ઘ અને દીર્ઘનો હ્રસ્વ થાય તો કેટલો બધો અર્થ ફરી જાય તે વિદ્વાન્ વગર પણ સમજે? પિતા એટલે બાપ અને પીતા એટલે પી જતા એ બે શબ્દોમા હ્રસ્વનો દીર્ઘ અને દીર્ઘનો હ્રસ્વ થાય તો કેટલો અનર્થ થાય એપણ વિદ્વાન્ વગર કોણ જાણે? ગુજરાતી ભાષા સસ્કૃતની પુત્રી કહેવાય છે તેમ છતા તેના હિમાયતીઓ તો ઉનરા તેનાજ પગમા

* કાળે કોયની 'જનાર' પણ ખાવી પડે છે

કુવાડા મારવા તૈયાર થતા હોય એમ જણાય છે તે ખેદની વાત છે. સઘળા નિયમો સાચવીને ભાષા શુદ્ધ અને સરલ લખવાથી તેના અર્થની ગંભીરતામાં વધારો થાય છે એ વાત પ્રસિદ્ધ છે. અર્થ જાણિયે છિયે તે ભાષાથી, પણ કાંઇ કરપલ્લવીથી જાણતા નથી. જેમ જેમ ભાષાની શુદ્ધતા, મધુરતા અને સરલતા વધારે હોય તેમ તેમ તેમાં અર્થની ગંભીરતા પણ વધારે સમાવી શકાય છે એમ કેટલાક કવિઓ કહે છે. એટલામાટે ભાષાને સુંદર રૂપમાં શામાટે ન ગોઠવવી? પ્રાધાન્યપણું ભાષાને પ્રાપ્ત થાય છે કે અર્થને? એ નિશ્ચય કરવાનું ઘણું જાણનારા બહુશ્રુત વિદ્વાનોનું કામ છે. કાવ્યમાં અર્થચમત્કૃતિ એ અંદરના ગુણ છે, અને ભાષાની શુદ્ધતા, સરલતા તથા પ્રાસાનુપ્રાસ આદિ હોય તે બહારના ગુણો છે. ગમે તેવો સારો વિદ્વાન્ હોય પણ તે લુગડાં વગરનો સભામાં જઈને ઉભો રહે તો શોભે નહિ તેમ ભાષાની શુદ્ધતા, સરલતા અને વર્ણસગાઇઆદિકના ગુણોવિના કવિતા વિદ્વાન્ મંડળમાં શોભતી નથી. અમારૂં કેહેવું એમ છેજ નહિ કે અર્થ ન સાચવતાં ભાષાની શુદ્ધતા આદિ નિયમો સાચવવા; અમારૂં કેહેવું એમ છે કે અર્થને સાચવતાં ભાષાના શુદ્ધતાઆદિ ગુણો-નિયમોને સંભાળથી સાચવવા. ખરા વિદ્વાનો હોય તેને તો વિનાપ્રયત્ને પણ તે નિયમો સચવાઇ જવા જોઇએ. દલપતરામભાઈ લખે છે કે, 'પીંગળ પાઠ પઢ્યાવિના, કાવ્ય કરે કવિ કોય; વળિ વ્યાકરણવિના વદે, વાણી વિમળ ન હોય.' આનો અર્થ શું થાય તે લોકોએ વિચારવું. બીજા પદ્યમાં એવી રીતે કહ્યું છે કે, 'સરસ સરસ રસ શબ્દમાં, અર્થનિ રચના આણ.' એ કડીમાં સુંદર શબ્દમાં સારો અર્થ લાવવાનો ઈસારો કર્યો છે. તેમજ 'શબ્દનિ રચના સરસ તે, અધિક અધિક અનુપ્રાસ;' એ કડીથી શબ્દાલંકાર લાવવા માટે પણ સૂચવ્યું છે. ગુજરાતી કવિતામાં તો પ્રસિદ્ધજ છે કે, અર્થચમત્કૃતિ કવિની અલ્પશક્તિને લીધે થોડી હોય તોપણ શબ્દચમત્કૃતિ હોય તથા ભાષા શુદ્ધ અને સરલ હોય તો તે દીપી નીકળે છે. હાલમાં કેટલાક એવા કવિઓ નીકળ્યા છે કે, અર્થચમત્કૃતિ લાવવાનો ડોળ ઘાલી ભાષાના અને વર્ણસગાઇના કવિતાના શણગાર જતા મેલે છે. કેટલાક વર્ણસગાઇનેજ અર્થચમત્કૃતિ સાથે જોડી દઇ ભાષાની શુદ્ધતાને જતી મેલે છે. આ વાત ખરી છે કે ખોટી, એ જોઓ તેમ

કરતા હોય તેને સુજે નહિ, પણ ત્રાયાત પુરૂષ હોય તેને તે વાત સુજે. જો ભાષાના અને વર્ણસગાઇના નિયમો જાળવવાનું વિદ્વાનોએ સારૂં ગણ્યું ન હોત તો આજે અનેક જાતિનાં કાવ્યોમાં તેવી રચનાઓ આપણે ક્યાંથી દેખત? આ વાત જેઓ મર્મને જાણનારા હોય તેઓને ખરી લાગવી જોઇયે, અને જેઓ મર્મને ન જાણે એવા હોય તેને ખોટી પણ લાગવી જોઇયે. જગતમાં એવો નિયમ છે કે, માણસ પોતામાં જેટલી બુદ્ધિ હોય તેટલુંજ સમજી અને ગ્રહણ કરી શકે છે; કેમકે વધારે સમજવાને તેમાં શક્તિ હોતી નથી, અને તેથી સત્ય વાતને પણ અસત્યરૂપ સમજી લે, તેમાં તેનો દોષ ગણાય નહિં એમ વૃદ્ધ પુરૂષોને મોઢેથી સાંભળિયે છિએ. ભાષા જ્યારે વિદ્વાનોને પોતાના વિચાર જણાવવામાં સાધનરૂપ છે, અને તે શુદ્ધ હોય તેમ સારૂં છે એ વાત સહુએ અંગીકાર કરવામાં આવેછે ત્યારે પછી ખરી વાત ખોટી પાડવામાં અને તેના ખરા સિદ્ધાંતને સમજ્યાવિના લોકોને પોતાનીજ સમજણ પ્રમાણે ઊંધું સમજાવવામાં કયા પ્રકારનું જગતનું હિત છે તે અમે સમજી શકતા નથી. જેઓ વિદ્વાન્‌પણાંનું અભિમાન ધરાવતા હોય તેઓ ભલે ધરાવે; પરંતુ તેઓએ સારી પેઠે સમજવુ જોઇએ કે આ લોકમાં જે કોઇ વિદ્વત્તાના અભિમાની અને નિરભિમાનીઓ છે તે સઘળા વિદ્યાર્થિઓજ છે. તેઓની તે દશા મરણપર્યંત મટતીજ નથી, ત્યારે અમે વિદ્વાન્ છિયે એમ શા ઉપરથી સમજતા હશે તે જણાતુ નથી. મનુષ્યની વૃત્તિઓ વિચિત્ર પ્રકારની છે. એકજ સારા પદાર્થને એક માણસ ગ્રહણ કરે અને તેથી વિપરીત વૃત્તિનો બીજો માણસ તેને ત્યાગ કરે. વગડામાં પડેલાં મુક્તાફલને ઝવેરી દેખે તો ગ્રહણ કરે અને ભીલ જેવી અજાણી જાતિ દેખે તો કાંકરો જાણી તજી દે. એમાં શું આશ્ચર્ય? કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરીને અક્કડાઇ પામેલા પંડિતો -હસ્વ-દીર્ઘ, જોડાક્ષર અને સમાસ આદિને અશુદ્ધ મેલવાનું તથા વિષયભોગનાંજ માત્ર વર્ણન કરવાનું કયા કાવ્યશાસ્ત્રની આજ્ઞાથી શીખ્યા હશે તે જણાતુ નથી. કવિતામાં ગણ મળી ચૂકા કે માત્રા પૂરી થઇ રહી, એટલે નિર્દોષ થઇ ચૂકી અથવા તો સર્વોપરી થઈ ચૂકી એમ માનવું, એપણ વિપરીત છે. અમારૂં લખવું ઘણુંકરીને આજના અલ્પજ્ઞ ગુજરાતી કવિઓને માટે છે પણ કેટલાક લોકને તે વાત ધ્યાનમાં આવતી નથી, એ

ખેદની વાત છે. ઢંગઢાળ વગરની કવિતાઓને જોઇ ખેદ થવાથી, 'જે કાંઇ સારો બોધ તેઓ લે તો જગતને લાભ છે' એમ સમજીને એ બોલ કહેવામાં આવે તે કડવા લાગે તોપણ ગળે ઉતારી જવા જોઇએ. હિતનું વચન મીઠું ક્યાંથી હોય? તાવ ઉતારવા કરિયાતું પીવું તે સાકર જેવું ગળ્યું ક્યાંથી હોય? સાચી વાત ઘણુંકરીને અપ્રિયજ હોય છે. જે વખતે નરસિંહ મેહેતા આદિક કવિઓ થયા હતા, તે વખતે જેવી ભાષા ચાલતી હતી તેવી ભાષા આજે ચાલતી નથી. તે વખતની ચાલતી ભાષાને સારી પેઠે સુધરેલા રૂપમાં મેલી નિયમને અનુસરી તેઓએ રચના કરી હોય એમ જણાય છે. આજ પણ જેવી ભાષા ચાલે છે તેવી ભાષાને વધારે સુધરેલે રૂપે કવિતામાં ગોઠવવી જોઈએ, એમ સૌ કોઇ જાણી શકશે. જ્યારે જોઈયે તેવો સુધારો ગદ્યાત્મક કાવ્યમાં ઉપરનાં વાક્ય પ્રમાણે થતો ચાલ્યો છે ત્યારે પદ્યાત્મક કાવ્યમાં કેમ ન થવો જોઇયે? તે કાંઈ અમે સમજી શકતા નથી. કાળેકરીને ભાષામાં સુધરેલો ફેરફાર થતો જાય છે એમ ભણેલાઓ બોલે છે. જે વખતે સેક્સપિયર જેવા કવિઓ યુરોપમાં થયા હતા, અને તેઓએ જે ભાષા પોતાના પુસ્તકોમાં વાપરી હતી તેવી ભાષા જો આજ કોઇ વિદ્વાન્ વાપરે તો તે હાસ્યને પાત્ર થાય છે એમ અંગ્રેજી ભણનારા કહે છે. સારાંશ એ કે ભાષાને બગાડવી જોઇયે નહિ. સર્વમાન્ય નિયમો ધારિયે તો ઘણાય છે અને કાંઇ ન્યૂનતા લાગે તો, સારા લાગે તેવા ઉપરની ભાષામાંથી વિદ્વાનોની અનુમતિએ યોગ્યપ્રસંગે ખેંચી લેવા એ ઝીણી નજરનું કામ છે. ગાંધીની દુકાનો ઉપર હજારો જણસ વેહેચાતી હોય છે તેમાં જે જણશનો જે અધિકારી હોય તે જણશને તે લઈ શકે છે. સાકરનો અધિકારી હોય છે તે સાકર લે છે અને મીઠાનો અધિકારી હોય છે તે મીઠું લે છે. જગતમાં કોઇપણ પદાર્થ સારો-માઠો ગણાય તે પણ અધિકારીને લીધેજ છે. ચક્રવાકને શાંત કરનાર ચંદ્રનો ગોળો અતિ તાપ કરનાર અગ્નિ જેવો લાગે છે અને ચકોરાને પાણીના ઘડા જેવો ઠંડો લાગે છે.

જેઓની કવિતાઓ મધુર, કોમળ, વ્યવહાર પરમાર્થ અને પરાર્થને દેખાડનાર અર્થની ગંભીરતાવાળી તથા કોઇ પણ જાતના રસ-અલંકારવાળી નહિ છતાં શબ્દાદિકના નિયમો વગરની અને ચંચળ ચિત્તને ચળાવનારી હોય

તો તેને કવિતા કેમ કહી શકાય ? સંસ્કૃતમા એવો નિયમ છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થરૂપ સ્વાર્થ સાધી આપે અને બીજાના આ લોક-પરલોકને સુધારે તેવો બોધ કરે એવુ કાવ્ય હોવુ જોઇએ પતિવ્રતા સ્ત્રીનો સારો ઉપદેશ જેમ પતિને તરત ગળે ઉતરે છે તેમ સારા કાવ્યનો સા ઉપદેશ પણ તરત ગળે ઉતરે છે કાવ્યનો બોધ કાનમા પડતા મીઠો લાગે અને હિતનો ઉપદેશ કરે તેવો હોવો જોઇએ જે કાવ્યરચના હ્રસ્વ દીર્ઘ આદિ નિયમ વગરની, મધુરતા વગરની, અને અર્થગાંભીર્ય વગરની તથા સદુપદેશ વગરની હોય તે સાભળતાવેત શી રીતે કાનને પ્રિય લાગે અને શી રીતે હિતોપદેશ આપે ? તે સુજ્ઞોએ વિચારવુ 'काव्यालापाश्चवर्जयेत्' ઇત્યાદિ વાક્યો પણ અસત્ કાવ્યને નિષેધ કરનારા છે જેમા કાનને કઠોર લગે તેવા શબ્દાદિક દોષો અને પોતાના ધર્માદિકને તથા પારકાના ધર્માદિકને વિઘ્ન કરનારા અર્થો હોય તે કાવ્ય સત્કાવ્યની ગણતીમા આવે નહિ કાવ્ય પ્રકાશની કારિકામા લખે છે કે 'काव्य यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये। सद्य परनिर्वृतये कातासम्मिततयोपदेशयुजे' ॥ (અર્થને માટે, વ્યવહાર જાણવા માટે,* અકલ્યાણ ટળવા માટે, તત્કાળ પરમ આનદ થવા માટે, અને પત્નીની પેઠે ઉપદેશ આપવા માટે કાવ્ય છે ) આ ઉપરથી આપણે જાણી શકશુ કે વ્યવહાર અને પરમાર્થનો સારી રીતે અત કરણમા ઉતરે તેમ બોધ જેનાથી થાય, તે કાવ્યને કાવ્ય કહી શકાય આવાં કાવ્યો ગુજરાતી ભાષામા ક્વચિતજ હશે, કેમકે ઉપરનો અભિપ્રાય સમજીને રચનારા થોડા હોયછે જ્યાસુધી કવિપણના અભિમાનથી ઉછરતા કવિઓ તણાતા જાય છે ત્યાસુધી કાવ્યના નિયમોને જાણે નહિ, અને ભણે નહિ ત્યારે પછી તેમ કરવાને માટે તેઓ શી રીતે સમજે ? ગદ્યાત્મક અને પદ્યાત્મક એમ બે પ્રકારના કાવ્ય છે ,તે કાંઈ લોકનું અજાણ્યુ નથી ગદ્યાત્મક કાવ્ય ઘણા લખી શકે છે, પરતુ પદ્યાત્મક કાવ્ય થોડા લખી શકેછે એવા લખનારાઓમા પણ સસ્કારવાળી શક્તિવાળા અને તેમા પણ સત્વગુણી વૃત્તિવાળા તથા શાંત રસને સમજનારા જગતમા થોડા દેખવામા આવેછે સાહિત્યસારમા કાવ્યના એવા ગુણો લખ્યા છેકે, 'धर्मो रसा लक्षणानि रीत्यलङ्कारवृत्तय । रसिकाह्लादकाह्येते काव्ये सन्ति च षड्गुणा ॥

---

* વ્યવહારમા અહિ ધર્મજ્ઞાન સમજવુ

(માધુર્યઆદિ ધર્મ, * શૃંગારઆદિ રસ, અક્ષરસંહતિશોભાઆદિ લક્ષણો, ગૌડી પાંચાલીઆદિ રીતિઓ, અનુપ્રાસઆદિ અલંકાર, મધુરઆદિ વૃત્તિઓ, એ ૭ જાતિનાં ગુણો કાવ્યમાં રસિકજનોને સંતોષ આપેછે, ઉપરનાં દોષરહિત ૭ લક્ષણો સંસ્કૃતકાવ્યમાં સમાવવાં જોઈયે છિયે. ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી ઉતરી કહેવાય છે માટે તેમાંના નિયમો પણ તેમાં ઉતરવા જોઇયે. માત્ર એટલોજ નિયમ સાચવવાનો છે કે મૂળ સંસ્કૃત શબ્દો જે શુદ્ધ રીતે વપરાઇ શકે છે તેને યથાસ્થિત વાપરવા, શબ્દ સરલ નાખવા અને પોતાનું તથા પરનું નિરંતર હિત થાય તેવા અર્થની યોજના કરવી. થઇ ગયા તેને માટે જેમ થયું તેમ થયું પરંતુ જેઓ કવિપણાની નવી છાપ લેવાના અધિકારી થવા લાગ્યા હોય તે સઘળાને આ ભળામણ લાભકારક છે; કેમકે એ ભળામણથી રચનારનું અને તેની રચનાને ઉપયોગ કરનારનું અકલ્યાણ થતું નથી. સૌએ વિચારવું જોઈયે કે, કવિતામાં ભાષાના નિયમો સાથે અર્થની ગંભીરતા અને શબ્દની મધુરતાઆદિ ગુણો ન હોય એ કવિતા શું નિર્દોષ કહી શકાય ? કયો કુશળ વિદ્વાન્ એવાં કાવ્યને અંગીકાર કરશે ? વિષયભોગની વાતોના વર્ણનમાં કે માંસરુધિરથી ભરેલાં શરીરનાં અંગોનાં વર્ણનમાં ખોટી ઉપમાઓ આપીને જેઓએ પોતાનું જીવિત ગાળી નાખ્યું હોય, તેમણે વૃથા ન ગાળ્યું ત્યારે કયી જાતિનો પુરૂષાર્થ કર્યો અને કયો કલ્યાણકારક પરોપકાર કર્યો, તે સમજાતું નથી. મનને ક્ષોભ પમાડનારાં શૃંગારનાં કે સ્ત્રીના અંગનાં વર્ણનમાં કે વિષયભોગના વર્ણનમાં જે વખત ગયો તે વૃથા ગયો એમ તેવાં વર્ણન કરનારાઓએ પણ ઉત્તર અવસ્થામાં ઈશ્વરવિષે અને વૈરાગ્યવિષે કવિતાઓ કરીને જણાવી આપ્યું છે. દયારામજી ઘણા રસિક કવિ ગણાતા હતા તેમણે પણ શૃંગારને મેલીને શાંતમાં ઉતરી 'જનજા જગજીવન જાણ્યા નથીરે, જાણ્યું સર્વે તોએ તું અજાણ, પ્રેમે પુરૂષોત્તમ પુજ્યાવિના રે, થયે પંડિત નહિ કલ્યાણ;' એવાં બોધનાં વચનો લખ્યાં છે.† ગમે તેવા ર-

---

* પહાડ, પાણી. અને વનસ્પતિઆદિ સૃષ્ટિના વિચિત્ર પદાર્થોનાં વર્ણનોમાં નિરંતર શાંત શૃંગાર વસી રહ્યો છે.

† ઠઠ્ઠા ઠાલાં થોથાં સંસારનાં રે, ફૂટે કાંઈ ન આવે પાર, અમુલખ અવસર એળે જાય છે રે, વેલો ભજી લે નંદકુમાર.

સિક ગણાતા પુરૂષોને પણ પરિણામે શાંત રસમાં, જોકંઇ પણ પુણ્યનો અંશ હોય તો પેસવું પડે છે. તે સમયે પછી તેઓ અપૂર્વ પશ્ચાત્તાપથી અમુલ્ય અવસર ગયેલો લક્ષમાં લાવી જળજળિયાં વાળી આંખે જે લખે કે બોલે તેમાં શાંતરસ છળકારા મારી રહ્યો જણાય છે. આ વખતે તેઓનો અજ્ઞાનને જોરે ઉછાળા મારતો અસન્માર્ગનો સોબતી શૃંગાર કોણ જાણે કયાં જતો રહે છે.* વિષયોમાં જતાં ચિત્તને અટકાવવાને ઈશ્વરની સહાયતા ઘણા માણસોએ માગી છે, અને માગતા જાય છે. વિષયોની વાતથી જીવન વૃથા ન જાતું હોત અને તેથીજ કલ્યાણ થાતું હોત તો અભિમાની પુરૂષો ઈશ્વરમાં મન કેમ જોડત? દયારામ ભાઈએ પણ એમજ કર્યું છે. એ ઉપરથી એમ જણાય છે કે છેવટમાં શાંતરસને શરણેજ સહુને જાવુ પડે છે. નહારા વિષયોની વાતોમાંજ કૃતકૃત્યતા માનનારાઓનાં દુઃસંગનેલીધે, અવિવેકનેલીધે અને જુવાનીના જોરનેલીધે વિષયના કષાયથી કટાઈ ગયેલાં અંતઃકરણો હોવાથી એ વાત સમજાવી ઘણી કઠણ છે. પ્રારબ્ધના શુભ યોગથી સદ્વિચાર હોય તો જ્ઞાની જનોના શા શા સિદ્ધાંતો છે તે જાણવામાં ન હોય તો જાણવા અને પછીથી પોતાની ભૂલ સુધારવી એ માણસજાતનું કામ છે. સ્ત્રીઓનાં અંગોનાં વર્ણન કરવાં કે ભોગવિલાસનાં વર્ણન કરવાં તેમાંજ કવિત્વનું અને જીવનનું સફળપણું સમજનારાઓ મહામનના સત્વગુણીવિદ્વાનોના સત્સિદ્ધાંતને પણ હલકો પાડવા ઈચ્છે છે તેનું કારણ એ છે કે ઘુડ જેમ સૂર્યને ન દેખવાને લીધે તેના ઉદયને જાણતુ નથી, તેમ તેઓનાં હૃદયઉપર વિષયવાસનાનું કાળું પડળ ચડી જવાથી તેઓ કશું વિષયોવગર બીજુ દેખતા નથી. આથી કાંઇ મહાપુરૂષના સિદ્ધાંતને ઝાંખ લાગતી નથી; પરંતુ સૂર્ય સામી ધૂળ નાંખવા જાય તો આંખમાં પડે તેમ તેઓ ઉલટા પોતાના અવિવેકથી ઝાંખા પડે છે. કોઇ કહેશે કે માન પામેલાં પુસ્તકોમાં તેના રચનારે શૃંગાર લખ્યો હોય તો આપણે શા માટે ન લખવો? પણ આ રીતે જેઓ સમજતા હોય તેઓની મોટી ભૂલ છે. પ્રથમ એમાં જ્ઞાનનો વિષય કેટલો છે અને તેના રચનારની

---

ભવના વૈભવનો ચિત્તમાં ચોરો છે રંગ, એના એ ભોગ કરડી ખાશે ભૂજંગ; ઘણીરે ગુચવણની એ અવિદ્યા જાળ, નાસવા બારી એક શરણ ગોપાળ. ઇત્યાદિક ઘણે સ્થળે એ પ્રમાણે લખવામાં આવ્યુ છે.

* અમારો અભિષ્ટ શાંત શૃંગાર તો આવખતે પણ આવિર્ભાવ પામે છે.

કેવી અગાધ શક્તિ હતી તે હૃદયકમળ ખુલ્લું કરીને જોવું જોઇએ. આપણી દૃષ્ટિમાં તેમાં સમાયલો શૃંગાર શૃંગારરૂપ લાગેછે પરંતુ તે મહાકરૂણાવાળાઓએ આપણીજ પેઠે વિષયોની લોલુપતામાં તેમ લખીદીધું હોય એમ સમજવું એ આપણીજ મૂર્ખતા છે. મહાન શક્તિવાળા બોધક પુરૂષોનું અનુકરણ કરવા જતાં ઘણી હાનિ પહોચેછે, માટે એવાઓએ તો જે ઉપદેશ કરેલો હોય તેજ માત્ર ગ્રહણ કરવો જોઇયે. સદાશિવે લોકના હિતમાટે ઝેર પીધું તેમ જો આપણે પીયે તો યમરાજાના અતિથિ થઈએ. શ્રીકૃષ્ણજીએ દાવાનળ પાન કર્યું તેમ જો આપણે કરીએ તો દેવલોકમાં જઈએ. દયારામભાઇ પણ કહે છે કે "શિવ અર્ધાંગે ઉમયા રાખે પણ આપણને બીવું, સમ કરિએ જો કામ બાળિએ બળે હળાહળ પીવું, કૃતિ રીતે કરિએ." એમણે શા હેતુથી તેમ કર્યું છે અને તેની કેવી શક્તિ હતી તે જાણવાને જ્યાંસુધી આપણામાં બુદ્ધિ ન હોય ત્યાંસુધી તેમની આજ્ઞાનેજ અનુસરવું જોઇયે. કેરીમાં તંતુ અને ગોઠલી શામાટે કરી, સોનામાં સુગંધ કેમ ન કરી, શેલડીમાં ફળ કેમ ન કર્યાં, અને ગુલાબમાં કાંટા કેમ કર્યા એનું કારણ જગતનો કર્તાજ એક જાણી શકે છે; તેમ આદિ કવિનો અભિપ્રાય એક આદિકવિજ જાણી શકે છે. માટે આપણે છાનામાના માત્ર તેના સિદ્ધાંતનેજ અનુસરવાને યોગ્યછિયે. શ્રી મદ્‌ભાગવતમાં શ્રીઋષભદેવે પોતાના પુત્રોને સદુપદેશ દેતાં કહ્યું છે કેઃ—

। नायं देहोदेहभाजां नृलोके कष्टान्कामान्मर्हते विड्भुजां ये ।

(મનુષ્યલોકનેવિષે જે વિષયો વિષ્ટા ખાનારાં પશુઓમાં પણ છે તે દુઃખ દેનારા વિષયોને યોગ્ય આ મનુષ્યદેહ નથી.)

આ બોધઉપરથી એમ સિદ્ધ થાય છે કે, સર્વ શરીરમાં સાધારણ એવા વિષયોની વાતમાં વળગી રહેવાને આ મનુષ્યદેહ નથી. અષ્ટાવક્ર પણ સાક્ષી આપે છે કે, કલ્યાણની ઇચ્છા હોય તો વિષયોને ઝેરની પેઠે તજી દેવા. વિવેકથી ન ચલાય તો કાગડા-કૂતરાંઆદિના શરીર લેવાં પડે તેમાં પણ વિષયો તો છે પરંતુ મનુષ્યશરીર* અને તેમાં વળી યથાયોગ્ય શક્તિ એ કાંઈ ફરીવાર આવે તેમ નથી. આ વાત વિષયરસના આચાર્યોએ હૃદયઉપર કોતરી રાખવી જોઇયે. (અપૂર્ણ.)

---

* दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः। (પ્રાણીઓને ક્ષણભંગુર મનુષ્યદેહ દુર્લભ છે.)

# संसार सुखद कोने ?

(સબધ પાને ૨૧૬ થી)

## हरिगीत

આ જગતમા જેને જડે અનુકૂળ સુદર કામિની
પ્રિયપુત્રના સતોષથી સેવા કરે જે ગમની,
ધન-જનતણો સમુદાય સારો સપ ને ઘરબાર છે
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સસાર છે
ચિતા ચિતામા ચિત્ત જેનું લેશ પણ તપતુ નથી,
પરધન અને પરધામ જેને જન્મથી ખપતુ નથી,
અતિ દુષ્ટ દુર્ગુણ દોષથી જે હૃદયમા ડરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સસાર છે
ભય હોય ભારે તોય પણ જીભે ન જુઠુ ભાખતા,
ચચળ થતા પણ ચિત્તને વૈરાગ્યથી વશ રાખતા,
કલ્યાણ કારક કર્મને જે કરવડે કરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સસાર છે
જેના કટાક્ષ ન માળજા કદર્પના કાટે કરી,
ચતુરાતણા ચાળાવડે જે ચતુર જાય ન ચાતરી,
જે દુખ દેખી દીનના હૃદયે દયા ધરનાર છે
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સસાર છે
રાખે ન રોષ હૃદયવિષે વિનયે સદા વર્ત્યા કરે,
સસારના સુખ ભોગવી જે પૂર્ણ વય પામી મરે,
જેને પવિત્રપણાવિષે ને પુણ્યમાથે પ્યાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સસાર છે
આશા અને તૃષ્ણાતણા જે પાશમા પડતા નથી,
જે દુખ દેખી દૃષ્ટિએ હૃદયે કદી રડતા નથી,
જેને મને અખિલેશરૂપે જગતનો આકાર છે,

એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
મદ-મોહથી કે મત્સરે મદમાં નથી આવી જતા,
વિપયોતણી વાતો સુણી શ્રવણે, નથી વ્યાકુળ થતા;
જપ તપ કરી જગદીશનું જે ધ્યાન શુભ ધરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે,
ધન ધામ ને ધરતીવિષે જેને જરા મમતા નથી,
સંસારના ગુણ-દોષ જેને લેશ પણ ગમતા નથી;
રસનાવડે રતિ રાખતાં જે રામને રટનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
દર્શન કરે જે દેવનાં શાસ્ત્રો-પુરાણો સાંભળે,
સત્પુરૂષની સેવા બને તેવો સમય જેને મળે;
શક્તિપ્રમાણે દીનને ધન આપવા દાતાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
વર્ણાશ્રમોના ધર્મ ને શુભ કર્મ પાળે પ્રીતિથી,
વ્યવહારને પરમાર્થમાં ચૂકે નહીં જે નીતિથી;
જેને શરીરે સર્વદા સદ્ગુણતણા શણગાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
જેને સદા સુખ પામવાને સર્વ રીતે લાગ છે,
જેને ઉપર આસક્તિ પણ અંતરવિષે વૈરાગ છે;
તન મન અને વાણીતણો જે વેગ વશ કરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
રસનાતણો રસ જીતવા જે જગતમાં બળવાન છે,
જેને જગતમાં સર્વદા મોટાઇવાળું માન છે;
નીતમ નિવૃત્તિવડે સદા સંસાર જે તરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.

| | | | | |
|---|---|---|---|---|
| રા. મહિપતરામ હકુમતરાયના ... ... | ૧૯૩૯–૪૦ ના | ૩ | ૬ | ૦ |
| બિલખા લાઈબ્રેરીના... ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| શેઠ હીરજી રતનશી ગોકળદાસના ... ... ... | " | ૧ | ૮ | ૦ |
| દા ગોવર્ધનદાસ લાલજીના ... ... ... ... | , | ૧ | ૧૧ | ૦ |
| શા. ભોગીલાલ મૂળચંદના ... ... ... | , | ૧ | ૮ | ૦ |
| દા દામોદર પ્રેમજીના... ... ... ... | " | ૧ | ૮ | ૦ |
| પેટલાદ લાઈબ્રેરીના ... ... ... ... | ૧૯૪૦ ની શાખના | ૧ | ૧૧ | ૦ |
| રા વકીલ નવલશંકર મોતીરામના... ... | ૧૯૩૯-૪૦ ના | ૩ | ૪ | ૬ |
| દ્વારકા બ્રૈયગ્ગુખમાસનગ્ના ... .. ... | ૧૯૪૦ ના | ૧ | ૧૧ | ૦ |
| મુંદ્રા લાઈબ્રેરીના ... ... ... ... | ૧૯૩૮–૪૦ ના | ૩ | ૯ | ૦ |
| રા રા મન સુખરામ સુર્યરામના ... ... ... | ૧૯૪૦ ના | ૧ | ૮ | ૦ |
| શેઠ દ્વારકાદાસ આણંદજીના... .. ... | , | ૧ | ૮ | ૦ |
| ગોધરા સ્ટુવર્ટલાઈબ્રેરીના ... ... ... ... | " | ૨ | ૦ | ૦ |

---

## जाहेर खबर.

"વાર્તિકસદ્બોધરસરાજ" નામનું માસિક ચોપાનિયું હિંદુમાસની પેહેલી તારીખે છપાઇ બહાર પડેછે જેમાં રસાલંકારયુક્ત બોધ મળે એવી નવિન વાર્તાઓ, આર્યાવર્તના અને યુરોપના પંડિતોની વાર્તાનું ભાષાન્તર અને બીજા લોકોપયોગી વિષયો દાખલ કરવામાં આવે છે મૂલ્ય વર્ષ ૧ ના બે રૂપિયા અગાઉથી ટપાલખરચ ૭ આના નમુનાની નકલ મફત ટીકટ મોકલવાથી મોકલવામાં આવશે ગ્રહાક થનારે વાર્તિક સદ્બોધરસરાજ ઓફિસ, ભૂલેશ્વર ત્રીજા ભોઈવાડામાં ઘર નંબર ૫૫ માં લખવુ

લ સે ગિરિજાશંકર વિ કાશીરામ દ્વિવેદી

---

## जाहेर खबर.

'શ્રી શિવપુરાણ ભાષાંતર' નામનું માસિક ચોપાનિયુ ડેમી પોંચ ફારમ એટલે ભાગવત ભાષાંતરના જેવડું સં૦ ૪૧ ના કારતક સુદી ૧ થી બહાર પડશે. અઢારપુરાણ માહેતું આ પુરાણ છે. શ્લોક ૨૪૦૦૦ છે કીંમત વર્ષ ૧ ના રૂ ૩ અને ટપાલ ખર્ચ આના ૬ ગણેલા છે. દસ ગ્રાહક કરી આપનારને એક નકલ મફત મોકલી આપવામા આવશે ઠેકાણું કાલકાદેવી રોડ જુની હનુમાન ગલી નં. ૨૫.

લે ભટ નરોત્તમ અમરજી.
શિવપુરાણ ભાષાંતરના વ્યવસ્થાપક.